### દોહરો.

આકૃતિ કવિની આ અહીં—છે હે સુજ્ઞ અનિત્ય:
આ કૃતિ તેના કાવ્યની-રહેશે જનમાં નિત્ય. ૧



## (કવિ) ગણપતરામ રાજારામ ભટ્ટ.

જન્મ સં. ૧૯૦૪ વૈશાખ વદિ ૬ બુધવાર. ઇ. સ. ૧૮૪૮ તા. ૨૩ મી મે.

॥ वीररसकाव्य ॥

# लघु भारत.

## भाग ४ थो.

## भीष्म, द्रोण, कर्ण, शल्य, सौप्तिक तथा स्त्रीपर्व.

रचनार

गणपतराम राजाराम भट्ट.

દોહરો.

કાયરતાની કસરને ઉરથી કરવા દૂર,
વાંચો વીર સુગ્રંથ આ, થાવા શૂર જરૂર. ४





સંવત્ ૧૯૬૩. સન ૧૯૦૭.

મૂલ્ય રૂ. ૨-૮-૦.

# ગ્રંથાર્પણ.

## હરિગીત છંદ.

મા ! વીશિ પહેલીમાં પળી ત્રણ વર્ષનો મૂકી મને,
તુજ ચિત્તમાં ચિંતા ધરી, મહાકોર તું ઊંચે મને;
શ્રી તું હતી મુજ તાતઘરની પવિત્ર અનસૂયા સમી,
મન સર્વનાં સંતોષિ હે મા ! તું હતી સૌને ગમી. ૧
હા તું ભણી, ના કહિ નહીં, કરવા તણા કો કામમાં,
કોનું ન મન ખાટું કરી જરિ, તું ગઈ હરિધામમાં;
રહિ સ્થિર હું ગુણ તારા રૂડા સંબંધિયોથી સાંભળી,
પિગળી જતો અતિ પ્રેમમાં, તું લાગતી મુજને ગળી. ૨
તારી છબી ઝાંખો મને મનમાંહિ કંઇક હતી ખરી,
શ્રીરૂપ તે સદ્‍ગુણ ભરી ઝટ આવતી નજરે તરી;
રાજી હું તેથી બહુ થતો, પણ રે ! મુકી મુજને વહી,
જાતાં તું તાતે ખોટ તારી પૂરિ માતરીતે અહીં. ૩
રાખ્યો મને સંભાળિ પાળી રાજકુંવરતણી રીતે,
મસ આપી સુખ ઉછેરિયો સહિ દુઃખ આપ ઘણી રીતે;
ઊપરનિ કવિતામાંહિ આદ્યાક્ષર વિષેનાં તેમને—
અર્પણ કરૂં છું પ્રેમથી આ ગ્રંથ ઉમગી એમને. ૪
હે પૂજ્ય માતપિતા તમે તમ પૌત્ર મોરલીધર* થકી,—
સુણિ ગ્રંથ તૃપ્તિ પામજો, સ્વીકારિ આ સેવા નકી;
બેસાડિ પાસે સુતવધૂ ત્યમ પૌત્રસ્ત્રીને પ્રીતથી,—
ગણપતતણો આ ગ્રંથ શ્રવણે લાવજો શુભ રીતથી. ૫

---

* આ સંબંધમાં લઘુભારત ભાગ ૧ લામાં પૃષ્ઠ ૫૧ માં જોવું.

# वाचकप्रति उक्ति.

## ઉપજાતિવૃત્ત.

આ ભારતે વીર થયા જ એવા, થયા ન થાશે કદિ ક્યાંહિ તેવા;
ખપ્યા અરે તે રણમાંહિ કેવા, ધીરત્વના ધામ સુદેવ જેવા. ૧
એ જાણવા ભારતયુદ્ધ વાંચો, ને સાર તેનો ઉરમાંહિ સાંચો;
ઉદે પછી અસ્ત અરે દિસે છે, ઉદે થઈ એ જ ફરી લસે છે. ૨

---

૨ લસે છે—શોભે છે, પ્રકાશે છે.

# પ્રસ્તાવના.

---

**લઘુભારત**ના આ ચોથા ભાગમાં **ભારતવર્ષ**ને એક મોટો આઘાત થયાની વાત છે. ઉન્નતિના શિખરે ચઢેલો **આર્યાવર્ત્ત** એ આઘાત પછી નિશ્ચેષ્ટ થઈ નિપાત પામી અવનતિના આવર્તમાં ગોથાં ખાતો થયો, જે પાછો પોતાની પૂર્વસ્થિતિને પ્રાપ્ત થઈ સ્વયંપ્રકાશ ક્યારે થશે, તે વિષે મોટા વિચક્ષણ પુરુષોની પણ કલ્પના પહોંચી શકતી નથી.

આ કારી આઘાતનું કારણ કુરુક્ષેત્ર વિષે થયેલું **મહાભારત**નું મહાન્ યુદ્ધ છે. એ યુદ્ધ પછી ધીરવીર ભૂપતિઓથી રક્ષાયલો રમાભારતીથી રાજતો, વીર્યવાન્ શૂર પુરુષોને તેજે કરી અરિઓની આંખો આજી નાંખતો એવો આ ભરતખંડ બાયલો, બીકણ અને નિર્માલ્ય થયો; જેનું કારણ તે પછીના રાજાઓની થયેલી સ્વાર્થમય અધમવૃત્તિ છે. આ સ્વાર્થવૃત્તિ અને તેમાંથી ઉત્પન્ન થયેલું મિથ્યાસ્વાભિમાન, ઇર્ષ્યા, અસૂયા અને તેમાંથી જ નિષ્પન્ન થતું પરાવલંબિત્વ એ સઘળાંએ આપણા દેશને એક યુગ પર્યંત પાછો પાડ્યો છે, એમ કહીએ તો તે ખોટું નથી.

. આ ચોથા ભાગમાં **શ્રીવ્યાસનારાયણે** **મહાભારત**ના યુદ્ધનું જે મહાન્ વર્ણન કર્યું છે તેનું દોહન એકપણ પ્રસંગ પડ્યો રહેવા ન દેતાં યથાસ્થિત કરવા યત્ન કર્યો છે. **મહાભારત** જે "વીરરસકાવ્ય" ગણાય છે, તેમાં કોઈ કોઈ સ્થળે એ રસ કુંડ, તલાવડી કે તલાવ આદિમાં રહેલા નીર જેવો નિરખાય છે; પણ કુરુક્ષેત્રના યુદ્ધમાં તે મહાસાગરમાંના ઊછળતા ઉદકરૂપ ભાસે છે. વીરરસની ખરી જમાવટ **શ્રીબાદરાયણે** અત્ર જ કીધેલી જણાય છે. મેં પણ તેમનું અનુસરણ આ ભાગમાં કરી વાગ્દેવીને પ્રતાપે મારી શક્તિ પ્રમાણે ગુજરાતી ભાષાની કવિતામાં મહાભારતનું યુદ્ધ લઘુભારતમાં, મોટું તે મોટું અને છોટું તે છોટું એ ન્યાયે કર્યું છે; જે મારે વિષે મમતા તથા લોભ રાખનારા નરોને **પ્રતાપનાટક** જેમ વીરરસનાટક ભાસ્યું હતું તેમ આ વીરરસકાવ્ય થયું એમ સમજાશે અને પોતાની પ્રેરણા સફળ થઈ એમ લાગશે, તો મારા યત્નમાં હું પાર પડ્યો છું એમ માનીશ*. જગદ્ભક્ષકાળે મારે વિષે મમતા અને માન ધરાવનારા

---

*લઘુ ભારત ભા. ૧ લાની પ્રસ્તાવનાના બીજા પરિચ્છેદમાં જોવું.

ઉત્તેજક તથા પ્રેરક પુરુષોમાંના ઘણાને પરલોકવાસી કર્યા છે; જે મારૂં આ કર્યું જોવા રહ્યા નથી, એથી હું ખરે બહુ ખિન્ન છું. તેમના આત્માને અમરાવતીમાં તે વિરાજ્યા હોય ત્યાં વા વ્યાપકરૂપે સર્વત્ર વિદેહરૂપમાં જ્યાં હોય ત્યાં મારી આ કૃતિથી તૃપ્તિ હોજો.

મારૂં વય ૫૯ વર્ષનું થયું છે; બાલ્યાવસ્થાથી જ હું કવિતાના છંદ-વાળો હતો: એટલે સારા ગણાયલા પ્રાચીન તથા અર્વાચીન ગુજરાતી કવિઓની ઘણીખરી કવિતાઓનું આસ્વાદન મેં કર્યું છે, અને તે આસ્વાદનના પ્રસાદથી મારા ગજા પ્રમાણે હું ગુજરાતીસાહિત્યની કંઇક સેવા કરી શક્યો, તથા કવિગુરુ કર્યા વિના આત્મકૃતિથી સ્વર્ગસ્થ કવીશ્વર દલપતરામથી સુજન સમાજમાં કવિતાની પરીક્ષામાં જે પદ આપવા યોગ્ય વદાયો+ અને નિર્મત્સર ઉદાર કવિઓ અને વિદ્વાનોથી આવતાં પત્રોમાં 'કવિ,' 'કવિરાજ,' 'કવિવર્ય' તથા 'કવીશ્વર' લખાયો, આ સઘળું મને નહિ ઘટે એવું હું લેખતો હતો; એથી તેમના કહેલા લખેલાને કંઇકપણ અનુરૂપ થવા મેં આ લઘુભારત રચવાનો આદર કર્યો હતો, જેમાં મારે વિષે મમતા રાખનારાઓ ખોટા ન પડે તેવી કૃપા વાગ્દેવીએ મારા ઉપર કરી છે, અને તે દેવીએ આ ચોથા ભાગમાં પૂર્વાપર મારા જોવા સાંભળવામાં નહિ આવેલું એવું વીરરસકાવ્ય ગુર્જરગિરામાં મારે હાથે લખાવ્યું છે, એ સૌ પ્રસાદ તેનો જ છે એમ હું માનું છું. ખરૂં જોતાં મારો કવિતા વિષેનો છંદ જ, તે ઉપરનો નિઃસ્વાર્થ પ્રેમ જ તે દેવીની પ્રસન્નતાનું કારણ જણાયો છે.

આ ચોથા ભાગમાં ૭ પર્વનો સમાવેશ કીધો છે: જેમાં ભીષ્મ, દ્રોણ, કર્ણ તથા શલ્ય એ ચાર પર્વમાં મહાસાગરનાં હીલોળે ચઢેલાં ઉછળતાં મોજાંરૂપ વીરરસ રાજે છે; જેમાં અભિમન્યુના પડવાથી ક્ષોભરૂપ કરુણાની કાળી વાદળી મોટો ક્ષોભ ઉપજાવે એવી જોવામાં આવે છે. સૌપ્તિક પર્વમાં ક્રૂરતા ભરેલો ભયાનક રસ ભાસે છે, અને સ્ત્રીપર્વમાં પત્થરને પીગળાવે એવો કરુણરસ રેલાય છે; જે અંતરમાં હાય ઉપજાવી વજ્ર જેવા હૃદયને આર્દ્ર કરી આંખોમાંથી પાણી વહેવરાવે એવો દીસે છે.

ભીષ્મપર્વથી કુરુક્ષેત્રના મહાયુદ્ધનું મંડાણ થાય છે; જેમાં પ્રથમ, યુદ્ધમાં કેમ વર્ત્તવું તેનો નિયમ સૂચવાય છે. એ નિયમ રણવીર દૃઢપ્રતિજ્ઞાવંત સર્વ ઉપર અંકુશ રાખી શકે એવા ગંગાસુત મહાત્મા ગાંગેય

---

+ લઘુભારત ભા. ૧ લાની પ્રસ્તાવનાના ૪ થા પરિચ્છેદમાં દૃષ્ટિ કરવી.

રહ્યા ત્યાં સુધી જળવાય છે, પણ તેમના પછી તેપર પાણી ફરી વળે છે. યુદ્ધ તથા દ્યૂત એ હારજીતની બાજી જેવાં છેઃ જેમાં નીતિ અને સત્ય નેવે મૂકાય છે તથા અનીતિ અને અનૃત સેવાય છે. આમ છે, છતાં દેવવ્રત એવા ભીષ્મ પોતાના સત્યવૃત્તમાં રહી દિવાકર જેવા સમરભૂમિમાં દીપે છે; જે ક્ષાત્રધર્મમાં પોતાની દેવેશ્વર કરતાં અધિક દીપ્તિ દર્શાવી ધર્મયુદ્ધે કરી પાંડવસૈન્યમાં મોટા ધૂજારો ચલાવે છે અને યુદ્ધના નિયમમાં અણુમાત્ર પણ ચૂક કરતા નથી, તેમ બીજાઓ પણ તેમના ધાકથી જરાપણ અવળું આચરણ કરી શકતા નથી.

શ્રીકૃષ્ણે આ યુદ્ધમાં પોતે શસ્ત્ર ન ધરતાં એટલે કોઈ સાથે લડવા સામા ન થતાં માત્ર અર્જુનના સારથિપણાનો સ્વીકાર કર્યો હતો, તે તેમની પ્રતિજ્ઞા પોતે તોડાવી, પણ પોતે પોતાની પ્રતિજ્ઞામાં ઠેઠ સુધી દૃઢ રહ્યા એ તેમની અચલ દૃઢતા તથા ન ડગે એવો નિશ્ચય નજરે પાડે છે. આ વિષે ભીષ્મપર્વમાંનું કડવું ૧૦ મું વાંચવા જેવું છે. દુર્યોધને મોટી હાર પામતાં તેમને માઠું લાગે, ચટકો ચઢે તેવું ઘણું ઘણું કહે છતે ધારણ કીધેલી યુદ્ધની ધુરાના* ધુરતું× ગાળિયું કાઢી નાંખી રણરથ ઊલાળી ન નાંખતાં તે મહાત્મા મહાવીર ખરૂં આત્મતેજ દર્શાવી પ્રાણાહુતિ આપવા જેવાં સાહસ કરી પાંડવના દળમાં મોટો દવ સળગાવે છે, અને સોમક તથા પાંચાલોમાં મોટો પ્રલય વિસ્તારે છે, છતાં પાંચ પાંડવોમાંના એકને પણ ખંડિત ન કરતાં દુર્યોધન આગળ સેનાપતિ થતાં કીધેલી પ્રતિજ્ઞાનુસાર તેમને અત્યંત તાપ આપતા ભાસે છે, અને શિખંડી સામે હાથ ઊંચો ન કરવા લીધેલું વ્રત પાળવામાં પોતાના પ્રાણની આહુતિ આપી અર્જુનના બાણોથી પડે છતે ઉતરાયનના સૂર્ય થતા સુધી મૃત્યુને રોકી પ્રાણ ધારણ કરી રાખે છે.

યુદ્ધના મંડાણ સમયે યુદ્ધની આજ્ઞા અને આશીર્વાદ લેવા આવેલા ધર્મરાજ યુધિષ્ઠિરને વરદાન આપતાં પોતાને તેમની સાથે યુદ્ધ કરવું પ્રાપ્ત થયું માટે તે મહાત્મા કહે છે કે-**अर्थस्य पुरुषो दासो दासस्त्वर्थो न कस्यचित्** આ વિષે ભીષ્મપર્વ કડવું ૫ મું-ક. ૧૯ મી જોવી. આ કડવું વાંચવા જેવું છે. ભીષ્મે પાંડવોનો પૂર્ણ પરાજય કર્યે છતે કુળવધ

* ધુરા—બોજો, ભાર. × ધુર—ધુંસરૂં.

કીધો નથી, અને તેમ કરવામાં જ તેમણે પોતાનું પિતામહપણું સાર્થ કીધું છે. તેમની શુદ્ધનીતિને લીધે જ તેમનું યુદ્ધ દશ દિવસ પર્યંત લંબાયું છે.

યુદ્ધના આરંભમાં રણક્ષેત્રમાં રણવીર અનન્ય પરાક્રમવાળો **અર્જુન** કૃતનિશ્ચય થઈ યુદ્ધ કરવા આવે છે; જ્યાં તે સંબંધીઓ તથા ગુરુજનોને જોઈ તેમના વધને મહાપાપ માની ઉપહતચિત્ત થઈ કંપે છે, દયાથી દ્રવે છે અને પોતાનાં ધનુષ્યબાણનો ત્યાગ કરે છે. એ સમયે મહાચતુર **કૃષ્ણ** પરમાત્મા તેને યુદ્ધ કરવા પ્રબોધે છે. આ સમયે વાસુદેવ ભગવાન્ **શ્રીકૃષ્ણ** તથા **અર્જુન**નો જે સંવાદ થયો, તે "**શ્રીભગવદ્‌ગીતા**" નામે અદ્યાપિ સૂધી આ **ભારતવર્ષ**માં પૂજનીય પુસ્તકરૂપે મનાય છે; જે ઉપર પ્રવીણ પંડિતોએ મોટાં ભાષ્ય અને વિદેશી વિદ્વાનોએ તેનાં ભાષાંતર કરી તેની સ્તુતિ કરી છે ને કરે છે. મેં પણ એ ગીતાની છાયા મારી મતિની ગતિ પ્રમાણે **લઘુભારત**માં તે હળે એવી ગુજરાતી કવિતામાં આણવા અત્ર યત્ન કર્યો છે, જેની પરીક્ષા કરી તેના પાઠકો સંતોષ પામશે એવી આશા છે.

મારી કરેલી ગુર્જરવાણીની **ગીતા** મારા **લઘુભારત**ના ઉદાર ઉત્તેજક રા. રા. **ચીનુભાઈ માધવલાલ**, કે જે આર્યધર્મમાં શ્રદ્ધાવાન્, શાસ્ત્રવિદ સંસ્કૃતભાષાના સારા જ્ઞાતા તથા **ગીતા**ના શ્લોક રહસ્ય સાથે જેમના સ્મરણમાં છે, તેમને બહુ જ ગમી હતી. એથી તેમણે અત્રની સંસ્કૃતશાળાના અધ્યાપક વેદશાસ્ત્રસંપન્ન શાસ્ત્રી શ્રીયુત **રામકૃષ્ણ હર્ષજી** તથા ભાગવત અને ભગવદ્‌ગીતાના અભ્યાસી વૈકુંઠવાસી પુરાણી **શ્રીજગન્નાથ દાજીભાઈ**ને નિમંત્રી મારી કરેલી **ગુર્જરગીતા** તેમને સંભળાવડાવી પોતાના આનંદમાં તેમને ભાગ આપી તેમનો ઉત્તમ અભિપ્રાય જાણી બહુ સંતોષ પામ્યા હતા. મહાભારતના પ્રમાણમાં સંસ્કૃતમાં જે ગીતા છે, તે પ્રમાણમાં તેમાંનું જાણવા જેવું કશું રહેવા ન દેતાં છતાં મારી ગુજરાતી ગીતા ન્હાની, તેના શિશુ જેવી છે; તોપણ લઘુભારતના પ્રમાણમાં તે મોટી છે. ગીતાનો વિષય ગહન અને કઠિન છે છતાં એ ગીતા ગાયનમાં ગવાય, હરદાસની કથામાં હળે, અને સૌ સૌની સમજ પ્રમાણે તેનો ભાવ સમજાઈ સરળ રીતે બોધ મળે એવી સાંભળનારને આનંદ આપે તેવી અનુભવાઈ છે.

અનન્ય અને ધન્ય એવા ધીરવીર **ભીષ્મ** પછી **દ્રોણાચાર્ય** સેનાપતિ થાય છે; જે સેનાધિપતિ થતાં ઉમંગમાં આવી **દુર્યોધન**ને વરદાન આપવામાં બંધાઈ જઈ બ્રાહ્મણમાં રહેલા ભોળા ગુણથી **દુર્યોધન** જેવા

કપટીએ ગૂંથેલી કપટ જાળમાં ફસે છે અને ત્યારથી જ અધર્મનું મંડાણ થઈ યુદ્ધની સત્યનીતિ ધૂળમાં રોળાય છે. એમના સૈનાધિપત્યમાં અઢાર વર્ષની વયનો અઢાર અક્ષૌહિણીની શોભારૂપ ઉગતી મૂછનો, મહાવીરોનાં મન પ્રસન્ન કરે, અરિઓનાં ઉરમાં આવતા પ્રાણહર શર જેવો ત્રાસ આપે તેવો, ઇંદ્રને હર્ષ ઉપજાવે એવો પરાક્રમી અભિમન્યુ ફસાયલા છ મહારથિયોથી માર્યો જાય છે, એ મોટામાં મોટો અન્યાય થાય છે. એ અવળા માર્ગના સૂચવનાર સેનાપતિ દ્રોણ જ છે, અને તેમનો પણ એ ક્રૂરકર્મમાં ભાગ જણાય છે. વીરરસની પરિસીમારૂપ અભિમન્યુનું પરાક્રમ દ્રોણપર્વમાં એવું જોવાય છે કે, બીજે મોંમાં રસ છૂટે એવો, હૃદય ઉછાળે તેવો વીરરસ રાજતો નથી. જો કે, **મહાભારત**ના યુદ્ધમાં ભીષ્મ, દ્રોણ, કર્ણ, શલ્ય, ભગદત્ત, ભૂરિશ્રવા તથા ભીમ, અર્જુન, સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન, ઘટોત્કચ, અને વિરાટસુત શ્વેતાદિ વીરોનાં પરાક્રમ જે તે નથી, તો પણ બાળક એવા અભિમન્યુનું પરાક્રમ સૌ કોઈને પ્રેમ ઉપજાવે છે તેનું કારણ શું હશે? સુકુમાર બાલમાં મોટાઓને મહાત કરે એવું રહેલું તેજ તે જ તેનું કારણ છે. રાવણે મોટો રોળ વર્ત્તાવ્યો, એમાં આશ્ચર્ય નહિ ઉપજે; પણ રામે રાવણ રોળ્યો, એ જ આશ્ચર્ય ઉત્પન્ન કરશે અને પ્રેમ ઉપજાવશે.

જ્યાં અનીતિનો આરંભ થયો, કે ત્યાં સત્યનિયમ કૌરવમાં કે પાંડવમાં રહ્યો નહિ, એથી અન્યોન્યના મહાવીરો અનૃતથી મરાવા લાગ્યા; જેમાં ભૂરિશ્રવા, જયદ્રથ તથા મુખ્ય એવા દ્રોણ માર્યા જાય છે. દ્રોણગુરુનું અમોઘ ઓજસ્ દ્રોણપર્વને વિષે અવલોકતાં કોણ આશ્ચર્ય નહિ પામે? અતિવૃદ્ધ છતાં તેમનું પારાવાર પરાક્રમ વાંચતાં સાંભળતાં કોણ વિસ્મિત નહિ થાય? તેમનું યુદ્ધ પાંચ દિવસ ચાલ્યું, જેમાં અભિમન્યુ છ મહારથિયોથી મરાયો; ભુજ કપાયલો ભૂરિશ્રવા અનશનવ્રત લેઈ મરણોન્મુખ થયેલો છતાં સાત્યકિએ તેનો શિરચ્છેદ કર્યો; જયદ્રથ કૃષ્ણે રચેલી માયાથી ભૂલો પડી માર્યો ગયો તથા જીવ જતાં જૂઠું નહિ બોલનારા ધર્મરાજના સંદિગ્ધ અનૃતભાષણથી અશ્વત્થામા પડ્યો સાંભળી શસ્ત્ર ત્યાગી નિરુપાય થઈ યોગસમાધિ પામેલા દ્રોણગુરુનું મસ્તક ધૃષ્ટદ્યુમ્ને કાપી નાંખ્યું.

દ્રોણ પછી કર્ણ સેનાધિપતિ થાય છે, જેનું સામર્થ્ય જે તે નહોતું. અર્જુનના પ્રેરક તથા માર્ગદર્શક સહાયી શ્રીકૃષ્ણ હોય નહિ, અને અર્જુન કર્ણને જીતેય નહિ. કર્ણની દૃઢતા, ધૈર્ય તથા તેનું વીરત્વ વાંચવા સાંભળવા

જેવું છે. પરશુરામનો શાપ સાપની પેઠે તેની આડે ન આવ્યો હોત, તો તે દિવ્યકવચકુંડળ રહિત થયેલો છતાં પાર્થથી પડત કે નહિ, તે એક મોટો પ્રશ્ન છે. ઇંદ્રપુત્ર અર્જુન કરતાં સૂર્યપુત્ર કર્ણ કોઈ રીતે ઊતરે એવો નહોતો પણ તેનાથી ચઢતો હતો, એમ શ્રીકૃષ્ણે જ તેને તેના સામે જતાં કહ્યું હતું. પાંડવોમાં પોતાને બરનો માત્ર અર્જુનને જ તે લેખતો હતો, માટે તે સાથે જ તેની સ્પર્દ્ધા હતી. કર્ણના બે દિવસના યુદ્ધનું વર્ણન વ્યાસજીએ ભીષ્મના દશ દિવસના યુદ્ધ જેટલું લગભગ કીધું છે, એથી જ તેના વીરત્વનું માપ જોવાય છે.

કર્ણ પછી શલ્ય સેનાપતિ થાય છે, જે અર્દ્ધ દિવસમાં જ ધર્મરાજાને હાથે માર્યો જાય છે, તો પણ તે જેવો તેવો નહોતો. કર્ણ પડતાં સેનાપતિ કોને કરવો, એ વિષે દુર્યોધને ગુરુપુત્ર અશ્વત્થામાને પૂછતાં તે શલ્યને સેનાપતિ કરવા સલાહ આપે છે, અને તેની યોગ્યતા દેવતાઓના સેનાપતિ સેનાની (સ્વામીકાર્તિક) જેવી કહી સંભળાવે છે. વળી શલ્ય સામે લડવા ધર્મરાજાને પ્રેરતાં શ્રીકૃષ્ણ તેમને કહે છે કે—હે રાજા! મદ્રેશ્વરને તમો ઓછો માનશો મા. તે ભીષ્મ દ્રોણ કર્ણ સરખો વા તેથી વધતો છે. ભીમ, અર્જુન, સાત્યકિ, શિખંડી તથા ધૃષ્ટદ્યુમ્ન એથી અધિક નથી, પણ તે એ સર્વેનાં હીર હરી લે એવો છે. આથી શલ્યનું ઝાઝીવાર નહિ ચાલેલું યુદ્ધ પણ વાંચવા સાંભળવા જેવું છે; તેમ જ એ પછી શાલ્વ ઉલૂક શકુનિ પડયા તથા દુર્યોધન ભીમનું ગદાયુદ્ધ થયું તે પણ વાંચનાર સાંભળનારનું ચિત્ત આકર્ષે એવું વીરરસે વિરાજતું અને ગાજતું છે.

સૌપ્તિકપર્વમાં અશ્વત્થામાની ક્રૂરતાથી હૃદય કંપાવે એવું સૂતેલાઓને હણવાનું ઘોરકર્મ જોવામાં આવે છે, જેમાં રૌદ્ર અને ભયાનકરસ ત્રાસ ઉપજાવે એવા ભાસે છે; તથા સ્રીપર્વમાં રાજસ્રિયોનું રણક્ષેત્રમાં આવવું, જેમાં પતિ પુત્ર પિતા ભ્રાતા આદિ સંબંધીઓનાં શવ ગીધ કાગડા શિયાળ આદિ માંસભક્ષક પ્રાણીઓથી ચૂંથાતાં જોવાં, અને ત્યાં તેમના તનમનની જે સ્થિતિ થવી તે વજ્ર જેવી છાતીને વિદીર્ણ કરી નાંખે એવા કરુણરસે શ્રોતાવક્તાને સદ્ગદિત કરે તેવી જણાય છે; જેમાં અભિમન્યુના શવ પાસે ઉત્તરાનું આવવું અને ત્યાં જે, તે દંપતીનું ચિત્ર આલેખાય છે ત્યાં કરુણરસની અવધિ થાય છે.

લઘુભારતના આ ચોથા ભાગમાં આવેલાં પર્વોનું આ પ્રસ્તાવનામાં મેં માત્ર દિગ્દર્શન જ દાખવ્યું છે. પ્રત્યેક પ્રસંગના બનાવોની માત્ર દિશા દર્શાવવામાં આવે, યુદ્ધ કરનારા મહાવીરોમાંના મુખ્યનાં જ ગુણકર્મનું માત્ર સારમાં જ સ્વલ્પ વિવેચન કરવામાં આવે, તો પણ ઘણું લંબાણ થાય; તો જેમાં ખરૂં સંપૂર્ણ જાણવાનું, રસોનું સાચું આસ્વાદન કરવાનું અને વીરોનાં શુદ્ધ સ્વરૂપ જોવાનું એ સઘળું પ્રત્યેક પર્વની કવિતાઓમાં છે, તે વાંચી તેનો અનુભવ કરવાનો હવાલો જિજ્ઞાસુ જનોને ન આપતાં, સ્વાદુ ફળ ચાખી જોવાનું ન કહેતાં તેના સ્વાદ અને ગુણનું કથન કરવા જેવું મારે અત્ર શાને કરવું ?

ભારતના મહાવીરોનો ભાસ થવા, પાંડવોને તરી પાર જવા ભારતની રણરૂપી નદી કેવી દુસ્તર હતી, જે માધવરૂપ માછી હતા તો જ પાંડવો તેના પારને પામી પોતાનો જય જોઈ શકયા; એ વિષે ભારતયુદ્ધના સારરૂપ એક શ્લોકમાં કહ્યું છે કે,—

**भीष्मद्रोणतटा जयद्रथजला गांधारनीलोत्पला**
**शल्यग्राहवती कृपेण वहनी कर्णेन वेलाकुला ।**
**अश्वत्थामविकर्णघोरमकरा दुर्योधनावर्तिनी**
**सोत्तीर्णा खलु पांडवै रणनदी कैवर्त्तकः केशवः ॥**

બોઅર અને અંગ્રેજોની લડાઈનાં તથા રુશિયા અને જાપાનના યુદ્ધનાં વર્તમાન વાંચવા દોડયા દોડયા લાઇબ્રેરીઓમાં ગયેલા યુદ્ધનાં વર્ણન વાંચનારા રસિયા દેશીઓ, તમો આ તમારા પૂર્વપુરુષોનાં પરાક્રમ વાંચો; તે તમારા અંતરૂપટ ઉપર જુદો જ પ્રકાશ પાડશે. તમને હાલનાં સુધરેલાં હથિયારો અને નવી કળાનાં યંત્રોથી થતી લડાઈથી ઉપજતું આશ્ચર્ય, આજથી પાંચ હજાર વર્ષ ઉપર કુરુક્ષેત્રમાં તમારા પૂર્વજોએ બાહુબળથી દાખેલા વીર્ય આગળ ઝાંખું જણાશે; જેથી તમો કોના વંશ જ છો તેનું ભાન થશે, અને આ ભારતભૂમિ વીરપુરુષોની તથા મહજ્જનોની જ જનની હતી એમ સ્પષ્ટ સમજાશે. એથી તમારામાં સ્વદેશાભિમાન અને આત્મગૌરવનો પ્રકાશ થશે; જેથી તમારા મનની દુર્બળતા તથા દીર્ઘસૂત્રતા દૂર

શે, અને તેથી તમો તમારા કોઈપણ પ્રજાવાત્સલ્યમાં પ્રીતિ રાખનારા સારા રાજ્યકર્ત્તાનું ખરૂં બિરૂદ ગણાશો. એથી આ દેશનો પાછો ઉત્કર્ષ થશે, એમાં જરા પણ સંશય નથી.

**લઘુભારત** લખવામાં જ્યાં સુધી લખવાની મેં ઇચ્છા રાખી હતી, ત્યાં સુધી ઈશ્વર કૃપાથી અને વાગ્દેવીના સાહાય્યથી હું મારી શક્તિ પ્રમાણે કરી શક્યો છું. **ભારતવર્ષનો** આજથી પાંચ હજાર વર્ષ ઉપરનો પૂર્વઇતિહાસ કવિતામાં લખવાની મારી ધારણા હતી, અને તે સાથે મહાભારતનું મોટું યુદ્ધ ગુર્જરગિરામાં લખી ગુજરાતીમાં વીરરસ મહાકાવ્ય કરવાની મારી ઇચ્છા હતી તે આ ચોથા ભાગમાં સંપૂર્ણ થઈ છે. હવે આથી આગળ લખવાનો મારો ઉત્સાહ વૃદ્ધાવસ્થાની નિર્બળતાને લીધે મારામાં સ્ફુરતો નથી, અને તેથી આગળ વધવાની ઇચ્છા થતી નથી. વૃદ્ધાવસ્થાના સમાગમે ઇંદ્રિયો શિથિલ થયેલી, તનમનમાં નિર્બળતા આવેલી તથા આધિ, વ્યાધિ અને ઉપાધિના ઉધામા થયે છતે પાંચ્યું પાર કરાયું એ જ પરમેશ્વરનો મોટો પાડ માનું છું; અને તેથી **લઘુભારતના** આ **ચોથા ભાગને** મારો છેલ્લો ગ્રંથ ગણું છું. જો કે, ભાષાસાહિત્યના ભાવિક, દેશશુભેચ્છુ, મારા ઉદાર ઉત્તેજક યજમાનશ્રીની ઇચ્છા **શાંતિપર્વ** મારી પાસે જ રચાવવાની છે, અને તે વિષે તેમનો આગ્રહ બહુ છે, તો હું તે વિષે મનોયત્ન કરી જોઇશ. તેમનું હવે પછીનું આપવાનું કામ મારી શક્તિ બહારનું છે; કે જે સમયે હું શક્તિહીન થતો ચાલ્યોછું. કાનનું તો કાચું થઈ ચૂક્યું છે, તેમાં જો આંખનું થયું તો મનોરથ અંતરિયાળ અટકી પડશે એવો ભય મનમાં રહે છે; તેમ **શાંતિપર્વમાં** “ રાજધર્મ ” અને “ આપદ્ધર્મ ”નો માર્ગ મહાકથાવટે પણ હું પાર કરી શક્યો, તો પછી “ મોક્ષધર્મ ”ના ગહનમાર્ગમાં અશક્ત એવો હું સ્થૂળબુદ્ધિનો રથ શી રીતે ખેડીશ તેની ચિંતા મને અત્યારથી જ થાય છે. હરિની ઇચ્છા હશે તેમ થશે; માટે મારાથી જેટલું થયું હોય તેટલાથી મારા યજમાન તૃપ્તિ પામજો; અને તેમની મનકામના પૂર્ણ કરનાર, મારા પછી મારૂં અધૂરૂં પૂર્ણ કરી સંપૂર્ણ તૃપ્તિ ઉપજાવનાર કવિ તેમને પ્રાપ્ત થજો.

મેં મારા ગ્રંથોને માટે કોઈનાં સર્ટિફીકેટ કે અભિપ્રાયો મેળવવા મૂળથી જ યત્ન કીધો નથી. સભામાં કે બીજે મારી કૃતિના શ્રવણથી જેમને આનંદ ઉપજેલો, પ્રેમ પ્રકટેલો એવા રસજ્ઞ વિદ્વાનો તરફથી સદ્ભાવથી અ

જેવાં પત્રો જ મેં પ્રકટ કીધાં છે. પ્રતાપનાટકમાં છેલ્લે જોતાં તેમ કીધેલું જણાશે. લઘુભારતના સંબંધમાં તેના પ્રથમ ભાગની કવિતાઓ સભાઓમાં સંભળાવતાં વિદ્વાનોથી જે વાક્યો વદાયલાં, તે મારે વિષે તેમને પ્રકટેલો પ્રેમ જળવાઇ રહેવાને જ મેં એ ભાગની પ્રસ્તાવનાના પરિચ્છેદ ૧૦-૧૧ માં મૂક્યાં છે. આ પછી હું મૂગે મોંઢે મારૂં લઘુભારત રચવાનું કાર્ય કરે ગયો અને હાલ ચોથો ભાગ પૂર્ણ કર્યો; એ અવાંતરમાં જેનાં જેનાં સંતુષ્ટિપત્રો આવ્યાં, તે મેં મારી ફાઇલમાં રાખ્યાં; જેમાં મારે માન્ય એવા વિરલ વિરલ ઉચ્ચભાવનાવાળા સત્કવિઓનાં આવેલાં પત્ર મારી ફાઇલમાં જ ચૂંથાઈ ફાટી જવા દેવાં એ મને ઠીક ન લાગ્યું, તેથી આ મારા છેવટના પુસ્તકમાં અત્ર તેમના ઉદ્દગારોને જગો આપું છું; જેને કોઈ મારા વખાણનો રસાલો કે મશાલો ગણશે તો તેની ચિંતા નથી. હું તો માત્ર એને આવતી પ્રજા માટે મારો ઇતિહાસ માનું છું. કેમકે જગત્‌માં " જીવતે જોયું નહિ અને મુએ રોયું " એમ જોવાય છે, તેમ કવિઓ આદિને માટે તે જીવતે તેમની કનવાર કોઈ કરતું નથી, પણ તે ગયા પછી આવતી પ્રજા તેમનો ઇતિહાસ અને છબિઓ શોધે છે; જે હાથ ન લાગ્યે લોકોક્તિથી કંઇક જાણી તે ઉપર મોટા રસાલા લખે છે; અને ગમે તે પ્રયત્ને મૃતમહાત્માની છબિ સંપાદન કરી મોટા સભામંદિરમાં મૂકી તેની જયંતી ઉજવે છે. આ જીવ માટે એવો પ્રયત્ન ન થવા, સમય આવે શોધવા ન જવા જેવું થવા માટે મેં આ રસ્તો દાખ્યો છે; જેમાં અવિવેક ભાસતો હોય તો હાલના સાહિત્યભોગી નરો ક્ષમા કરશો. મારા સંબંધમાં આવેલાં પત્રોમાંનાં માત્ર ઉપયુક્ત વાક્યો તથા દિગ્દર્શન જેવું કંઇક હું નીચે પ્રમાણે દાખું છું:—

૧. **કવિશ્રી શિવલાલ ધનેશ્વર**—જેમણે તુલસીદાસકૃત " રામાયણ "નું ગુજરાતી કવિતામાં એક મોટું પુસ્તક પ્રસિદ્ધ કીધું હતું; જેમણે કચ્છભૂપતિ " પ્રવાસવર્ણન " કાવ્ય અને કચ્છના મહારાઓશ્રીના " વિવાહવર્ણન " નો ગ્રંથ ગૂંથ્યો હતો તથા જેમણે કવિ કાલિદાસના " મેઘદૂત " કાવ્યનું ભાષાંતર ગુજરાતી કવિતામાં કરી કવિરૂપે સારા પ્રકાશ્યા હતા. હાલના ગુર્જરસાહિત્યમંડળની દૃષ્ટિ બહાર તે હોય તો કોણ જાણે ! તેમણે " વિરાટપર્વકાવ્ય " રચવાનો આદર કર્યો હતો, જે મનોરથ પાર પડતા પહેલાં તેમનું આ ક્ષણિક જગત્ ત્યજી પરલોક ગમન થયું. તે કવિવરે

કચ્છ મુદ્રાથી મને તા. ૨૮-૩-૯૯ ના પત્રમાં લખ્યું હતું કે,—

" આપનું લઘુભારત ( ભા. ૧ લો. ) હું અથ ઇતિ વાંચી ગયો છું; અને એ પુસ્તક અથ ઇતિ વાંચ્યા પછી કોઈ પણ માણસ જો તે રસજ્ઞ હોય અને કાવ્યશ્રમનો જ્ઞાતા હોય, તો આપ પ્રત્યે તેનો પૂજ્ય ભાવ થયા વિના કદી પણ રહે નહિ, એવા વિચાર ઉપર હું આવ્યો છું. ૯૦- વિરાટપર્વ ધીરે ધીરે આગળ વધે છે. × × × × × × એ કલાકનું વાંચન છે ખરૂં. પ્રસંગ લઈ તે આપ પાસે મારે વાંચવું છે. તમે અને હું બંને ગરીબ મિત્રો છિયે તથાપિ કાવ્યશક્તિરૂપી આપણી માતુશ્રીના યોગે હું આપણુ એ જેવો કોઈ શ્રીમંત દેખતો નથી. મારી કૃતિ જો આપને પસંદ આવે, તો પછી બીજા મહાવિદ્વાનો કે મહાનશ્રીમંતોની પસંદગી માટે મને સ્પૃહા નથી. કારણ કાવ્યરસજ્ઞ મહાત્માઓ જ મનુષ્યરૂપે દેવ છે, બાકી તો સ્વાર્થપ્રપંચનાં પૂતળાં ઘણાં નજરે તરે છે. "

કવિ શિવલાલ મુદ્રામાં ન્યાયાધીશ હતા. નડિયાદ પાસે ઉતરસંડા ગામના વતની હતા. તે તા. ૩-૪-૯૯ ને દિવસે પંદર દિવસની રજા ઉપર વતનમાં આવવા નીસર્યા હતા, જે મને મળતા પહેલાં એકાએક કાળવશ થયા હતા. **मनसाचिंतितं कार्यं दैवमन्यत्र चिंतयेत्.**

૨. **કવિ છોટાલાલ નરભેરામ**—જેમની યોગ્યતા વિષે લઘુભારત ભા. ૧ લાની પ્રસ્તાવનાના પરિચ્છેદ ૫ મામાં જણાવવામાં આવ્યું છે; તેમણે ગુજરાતીમાં " **રસશાસ્ત્ર** " તથા " **શાંતિસુધા** " નામે અપૂર્વ કાવ્ય રચ્યું છે. તે કાવ્યનો રસિયો " ગુજરાતકોલેજ "માં શીખતો મારો પુત્ર ગોવિંદ બહુ જ જણાવાથી, રસના ઘૂંટડા ગળે ઉતર્યા હોય તેમ વારંવાર તેમાંની ખુબીઓ મને જણાવતાં કહેતો હતો કે-હાલ હસવું આવે એવી કવિતાઓ લખનારાઓનાં નામ હું કવિઓની હારમાળામાં વાંચું છું, પણ તેમાં છોટાલાલનું નામ ક્યાંઇ જોતો નથી, એ શું ! હું ઉત્તર આપતો કે, એ હાલના કાળની બલિહારી છે. આ ઉપરથી ટકોરમાં મેં કવિ છોટાલાલને તા. ૨૮-૫-૦૫ ના કાર્ડમાં લખ્યું હતું કે, ગોવિંદ તમારા " શાંતિસુધા " ના નાદમાં ગાંડો થઈ જશે એમ લાગે છે, છતાં તમે કવિની ગણનામાં નથી તેનું કારણ શું ? આ વાતનો ઉત્તર વાળતાં તેમણે તા. ૨૯ ૫-૦૫ ના કાર્ડમાં જણાવ્યું હતું કે-" તમારો પત્ર વાંચી આનંદ થયો છે,

અને વિશેષ આનંદ એટલા માટે કે મારા લખેલા શાંતિસુધાનું સાર્થક થયું છે. ભવભૂતિ કહે છે કે "**कालोह्ययं निरवधि र्विपुला च पृथ्वी**" અને વ્યેંક્ટાધ્વરિ કહે છે કે "**सृजेदेव स्रष्टा कवनरसिकान् द्वित्रिचतुरान्**" એ વાત ખરી જ છે. લોકરુચિ વિચિત્ર છે, તેમાં મારી રુચિને અનુસરતા એક બે સહૃદયને જાણી હું કેમ આનંદ ન પામું? બીજા મારી કૃતિને તુચ્છ ગણે કે તેની ઉપેક્ષા કરે તેમની હું પણ ઉપેક્ષા કરૂં છું. પણ ખરી કસોટી તો કવિનો પુત્ર કરે તે જ કહેવાય, એમ જાણી આનંદ પામું છું. તમારો લઘુભારત ભા. ૩ જો સરકારે મંજુર કર્યો તે વાત જાણી ખુશી થયો છું. તમારો પ્રયત્ન વખાણવા જોગ છે અને તમે તમારી પાછળ અજરામર સંતાન મૂકી જાઓછો એમ હું માનું છું. મુખ્ય વિષયનો કોઈપણ ભાગ છોડ્યા વગર જો ભારત જેવા ગ્રંથનો સાર સંગ્રહ્યો હોય, તો તે લઘુભારતમાં જ છે, એમાં સંદેહ નથી."

વૈદ્યરાજ કવિશ્રી હેમરાજની લઘુભારત સંબંધની સંસ્કૃત શ્લોકોની પ્રશસ્તિ ભાષાંતર થવા કવિ છોટાલાલને મોકલી આપતાં તેમને મેં વ્યંગ્યમાં લખ્યું હતું કે—હાલનો જમાનો પરસ્પરની પ્રશંસાનો જોવાય છે, તમો મારી પૃથક્ જેવીતેવી કવિતાના વખાણનારા હતા, તમે ગુજરાતી પ્રાચીન કાવ્યોનાં મોટાં વિવેચનો ટીકાસહ કરી તેની ખુબી જણાવવા કમર કસી હતી, તો હાલ તમારા મિત્ર માટે તમારૂં રૂંવું સરખું પણ કાં ફરકતું નથી? આના ઉત્તરમાં વડોદરેથી તે પોતાના તા. ૧૨-૧૧-૦૯ ના પત્રમાં લખે છે કે,—"તમારા કાવ્યની ટીકા જો હું પ્રાચીનકાવ્યની રીતે કરૂં તો મૂળ ગ્રંથ કરતાં નિદાન બમણું તો થવું જ જોઈએ; અને તે હું કરી શકું તો તમારા કોઈપણ ગ્રંથ ઉપર હું બહુ સારી રીતે કરી શકું. ટીકાકારને ખોરાક સારા ગ્રંથોમાંથી જ મળે છે. પણ 'થોડું રાંધ ને મને ધરવ' એ વાત મારાથી બનતી નથી જેને પરિણામે તમારા બોલ સાંભળવા પડે છે. અભિપ્રાય કે સંક્ષિપ્ત 'રિવ્યુ'માં અને ટીકામાં મોટો અંતર છે તે તમે ક્યારે નથી જાણતા કે આવા રીસાળ પિત્રાણી જેવા માર્મિક શબ્દો લખોછો? કવિતાને ઓળખવાની હાલની નવીન પદ્ધતિ કરતાં તમારા મિત્રની પદ્ધતિ જુદી છે તે તમે જાણો છો. ખરી વાત પૂછો તો આજ હું ગુજરાતમાં ગણપતરામ વિના બીજા કોઈને કવિ માનતો નથી. બીજાની કવિતામાં સ્વારસ્ય મને દેખાતું નથી; પછી એ મારી વૃદ્ધતાનો દોષ હોય તો તેનો ઉપાય

નથી." ઇત્યાદિ લખ્યા પછી એ કવિએ વૃદ્ધાવસ્થાના દોષ નીચે પ્રમાણે બે કવિતામાં જણાવ્યા હતાઃ—

### શાર્દૂલવિક્રીડિત.

*આંખે ઝાંખ વળી, કટી ગઇ વળી, અંગે વળી કર્ચલી,*
*માથે આવિ પળી, ગયા પગ ગળી, દંતાવળી ખર્ખળી;*
*નાસા ઊઠિ ગળી, મતી ગઈ ટળી, વાણી થઈ આકળી,*
*વૃદ્ધા આવિ મળી, જુવાનિ નિકળી, તૃષ્ણા ન તોએ ટળી! ૧*

---

બોલે બાળક બેશ બેશ ઠચરા, શો તું લવારો કરે?
બેશી રે' ઘરમાં, કમાય ન કશું, ખાવાનું શે તું કરે?
ખૂં ખૂં ખૂં ખું કરે બગાડિ ઘરમાં, ગંદો ન તું શે મરે?
રે રે દેવ! જરા પિશાચિણિ કહો કોને ન ભૂંડો કરે! ૨

ઉપરના ગુજરાતી કવિતાના બે શ્લોક સંસ્કૃતમાં રચેલા ભર્તૃહરિના "વૈરાગ્યશતક"માં હળે એવા નથી શું? એ ઉપરથી તેમની તુલના સહૃદય સુજ્ઞવાચકને થાય એમ નથી શું? હું તો તેમને મારાથી અધિક માનું છું.

૭. **વૈદ્યરાજ કવિશ્રી હેમરાજ હરિભાઈ—ધ્રાંગધરા** નિવાસી આ કવિવર છ એક વર્ષથી આ શહેરમાં નિવસેલા છે; ગતવર્ષમાં તેમનો સમાગમ મારે ઘેર જ થયો હતો; જે વખતે પરસ્પરનો કાવ્યવિનોદ ચાલવાથી અન્યોન્યમાં આનંદ વ્યાપ્યો હતો તથા તે સમયે મારા પ્રતાપનાટકની ચોથી આવૃત્તિનાં પુસ્તક તૈયાર થઈ આવ્યાં હતાં, તે વાંચવા ભાવ-દર્શાવવાથી મારા તરફની ભેટ તરીકે તેની એક પ્રત તે લેઈ ગયા હતા. પ્રતાપનાટક વાંચી પાંચ દિવસમાં તેમણે પોતાની પ્રસન્નતાનો કવિતારૂપ લેખ મારા તરફ મોકલાવ્યો હતો; પણ તે પ્રતાપનાટકમાં પ્રસિદ્ધ કરવાનો યોગ ન હોવાથી મેં ફાઇલમાં ચોઢી રાખ્યો હતો. એ પછી તે કવિશ્રીને મારા લઘુભારતના ત્રણ ભાગ આપ્યા હતા, જેમાંના પ્રસંગો તે વાંચતા ગયેલા તે વિષેના ઉદ્દગાર મારા આગળ કાઢી પોતાનું સ્વારસ્ય મને તે દર્શાવતા હતા, તથા ચોથા ભાગમાંની થતી કવિતાઓ પ્રસંગે સાંભળી બહુ પ્રસન્ન થતા

હતા. ચોથો ભાગ પૂર્ણ થતાં તેમણે પોતાની પ્રસન્નતાના પ્રેમોદ્ગારના શ્લોકોનો પત્ર મને આપી મારા પુસ્તક સાથે તે પ્રસિદ્ધ થવાની ઇચ્છા જણાવી અને તે સાથે પ્રતાપનાટક સંબંધમાં રચેલી કવિતાઓ પણ બને તો પ્રકટ થવા પોતાનો પ્રેમ જણાવ્યો; આથી એ સઘળું મારા આ ગ્રંથની પીઠે મેં મારા કાર્યની પુષ્ટિરૂપ ગણી પ્રસિદ્ધ કીધું છે, માટે એ વિષે અત્ર વિશેષ લખવા કે નોંધવા જેવું કશું છે નહિ.

૪. રા. રા. શેઠ ચીનુભાઈ માધવલાલ–જેમની એક જ મુલાકાતમાં પ્રતાપનાટક, લઘુભારત ભા. ૧ લો તથા બીજાં મારાં રચેલાં પુસ્તકનો હવાલો તેમને આપી "આ પુસ્તકોથી મને જાણી લેજો," એમ કહી છૂટા પડ્યા પછી પંદરેક દિવસે તેમને મળતાં મારે વિષે તેમને પ્રેમ પ્રકટેલો મેં પેખ્યો; જે પ્રેમ બીજા ભાગની કવિતાઓ તૈયાર થતી ગઈ તેમ તેમ તેમના શ્રવણમાં આવતાં વધતો ગયો અને તેથી તેમણે લઘુભારત લખે જવા અનુમોદન આપ્યું, તથા પોતાને ખર્ચે પુસ્તકો છપાવી આપવા રાજી થઈ રાજા જેવા મારા સહાય થવા ઇચ્છા દર્શાવી. આનું મુખ્ય કારણ તેમનું કાવ્યરસિકત્વ અને કાવ્યપરીક્ષા તથા તે સાથે ઉદાર વૃત્તિ જ મારા જોવામાં આવ્યું. ઈશ્વર તેમને સુખમય દીર્ઘઆયુષ્ય આપો અને પુત્ર પૌત્રાદિની વૃદ્ધિ તેમને ત્યાં થઈ તેમની પ્રજા, આ **લઘુભારતને** પિતૃકીર્તિના અચલ દુર્ગરૂપ લેખી એવાં કામ સુકવિપાસે કરાવવા પ્રેરાઓ. તથાસ્તુ !

| | | |
|---|---|---|
| **અમદાવાદ.**<br>માર્ગશીર્ષ શુક્લા ૫ મંગળવાર.<br>સંવત્ ૧૯૬૩. | } | **ગ. રા. ભટ્ટ.** |



# अनुक्रमणिका.

## भीष्मपर्व.



## द्रोणपर्व.

## ઘટોત્કચવધપ્રકરણ.



## દ્રોણવધપ્રકરણ.



## નારાયણાસ્ત્રમોક્ષપ્રકરણ.



# कर्णपर्व.

## કર્ણસેનાપત્યપ્રકરણ.

+ કડવા ૧૪ માની નીચે આ મથાળું વિષય આરંભનું છાપવું રહી ગયું છે.

## સ્ત્રીપર્વ.



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૩ | તે શું | તેશું |
| ૩ | ૪ | સંબધી | સંબંધી |
| ૭ | ૨૦ | આ પાંડવનું | પાંડવનું |
| ૧૫ | ૨ | યોગિ | યોગી |
| ૨૩ | ૨૨ | સહસ્ત્ર | સહસ્ર |
| ૨૪ | ૧ | હર્ષ રોમાંચ | હર્ષરોમાંચ |
| ૩૨ | ૮ | ક્ષમા | ક્ષમા |
| ૫૦ | ૪ | હવા | હણવા |
| ૫૭ | ૧૩ | આણુવાનો | આણુવાને |
| ૬૩ | ૧૮ | કરતા | કરત |
| ,, | ,, | યુદ્ધ તાપે | યુદ્ધતાપે |
| ૬૬ | ૧૯ | શોભ | શોભે |

| પૃષ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૬૯ | ૧૧ | શબ્દે | શબ્દો |
| ,, | ૧૯ | ગાંડવ | ગાંડિવ |
| ૭૨ | ૨ | પત્થર વૃષ્ટિ | પત્થરવૃષ્ટિ |
| ૧૦૮ | ૧૪ | ભીષ્મો | ભીષ્મે |
| ૧૧૨ | ૧૫ | સાથે | સાથ |
| ,, | ૧૭ | ઉગરશો | ઊગરશો |
| ૧૩૦ | ૨૦ | અર્જુન અગ્નિમાં | અર્જુનઅગ્નિમાં |
| ૧૩૫ | ૧૦ | ૪૯ | ૩૯ |
| ,, | ૧૪ | ધર્મ વધને | ધર્મવધને |
| ૧૩૬ | ૪ | કરજો | કર જો |
| ૧૫૯ | ૨૦ | ઉઠી | ઊઠિ |
| ૧૬૧ | ૧૨ | ભહું | ભેહું |
| ,, | ૧૩ | ભેદાથી | ભેદાવાથી |
| ,, | ૧૭ | જુધ | જુદ્ધ |
| ૧૬૨ | ૭ | બહુપરાક્રમ | પરાક્રમ બહુ |
| ૧૬૬ | ૨૫ | વરતારી | વર તારી |
| ૧૭૫ | ૧૨ | ત | તેં |
| ૨૦૦ | ૧૪ | જરુર | જરૂર |
| ૨૦૩ | ૨૦ | દિન | દીન |
| ૨૧૧ | ૨૫ | ત | તે |
| ૨૨૬ | ૮ | કડવું ૧૮ મું | કડવું ૨૪ મું. |
| ૨૩૨ | ૮ | અંતર | અંત |
| ,, | ૨૧ | બૃહત્ક્ષત્રને | બૃહત્ક્ષત્ર ને |
| ૨૩૪ | ૨૭ | વિષેષણ | વિશેષણ |
| ૨૪૦ | ૨ | મૂક્યા | મૂક્યો |
| ૨૭૭ | ૩ | ુપદસુત | દ્રુપદસુત |
| ૨૮૨ | ૧૯ | અગ્ન્યસ્ત્રને | અગ્ન્યસ્ત્રને |
| ૨૮૪ | ૧૪ | છે | છે |
| ૨૮૬ | ૧ | પછિ | પછી |
| ૨૮૭ | ૫ | યથેષ | યથેષ્ટ |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૮૯ | ૧૦ | અરિએને | અરિઓને |
| ૨૯૮ | ૧૮ | તત્પ | તપ્ત |
| ૩૧૭ | ૧૬ | તત | તર્ત |
| ૩૨૫ | ૩ | કરવી | નવ કરવી |
| ૩૪૩ | ૧૨ | અર્જુનને | અરજુનને* |
| ૩૫૧ | ૧૭ | તથપિ | તથાપિ |
| ૩૭૩ | ૧૬ | વહવાનાર | વહનાર |
| ૩૯૮ | ૨૭ | સમંત | સંમત |
| ૪૧૬ | ૮ | મિત્રતાનો | મિત્રનો |
| ૪૧૯ | ૧૯ | હવાલી | હલાવી |
| ૪૪૦ | ૧૮ | અરિઓ એ | અરીઆએ |
| ૪૪૨ | ૧૦ | જાયો | જોયો |
| ૪૪૬ | ૨૧ | આપતા | આપતો |
| ૪૪૮ | ૯ | નૃપશાર્દુલ | નૃપશાર્દૂલ |
| ૪૪૯ | ૨૨ | કહે જે | કહેજે |
| ૪૫૮ | ૧૮ | ઋષિ પુંગવ | ઋષિપુંગવ |
| ૪૬૦ | ૪ | નિસંશય | નિ:સંશય |
| ,, | ૧૨ | અનૃણા | અનૃણી |
| ૪૭૦ | ૧૫ | શિર્ષા | શિરસા |
| ૪૮૫ | ૨ | યુદૂક્ષેત્ર | યુદ્ધક્ષેત્ર |
| ૪૮૬ | ૧૫ | તપાસ્વિની | તપસ્વિની |
| ૫૦૧ | ૮ | **सौहित्यताः** | **सौहित्यतः** |

**સૂચના**—અક્ષર, અનુસ્વાર, અજ્જુ કે વરડું નીકળી ગયું વા ભાગ્યું હોય; અક્ષરમાં -હ્રસ્વ કે દીર્ઘ સુધારવો રહ્યો હોય; વિરામ ચિહ્નમાં છાપવામાં ભૂલ હોય તથા સંયુકતશબ્દ કે વિભકિત છૂટાં પડયાં હોય તે સુધારી વાંચશો. બહુધા શુદ્ધિપત્રમાં સુધારવા જેવું મૂક્યું છે. લંબાણ ન થાય માટે વાંચનાર જ સુધારી લે એવું શુદ્ધિમાં મૂકયું નથી. સુધારેલામાંનું વખતે બીજી પ્રતોમાં બરાબર પણ હશે.

---

* જોકે અશુદ્ધ પંકિતમાં મૂકેલો શબ્દ શુદ્ધ છે, તો પણ કવિતામાં અત્ર શુદ્ધ પંકિતમાં મૂક્યા પ્રમાણે જોઇએ. કવિતાના ગ્રંથમાં બહુધા એ ધોરણ ધ્યાનમાં રાખવું.

॥ श्रीविश्वेश्वरो विजयतेतराम् ॥

# लघुभारत.

## भीष्मपर्व.

### उपोद्‌घात प्रकरण.

#### કડવું ૧ લું.

#### धृतराष्ट्र पासे व्यासजीनुं आवी जवुं.

शार्दूलविक्रीडितवृत्त.

આરાધી અવિનાશિ ! આજ તુજને આનંદથી આ સમે,
ઇચ્છી ભારતયુદ્ધ અત્ર કવવા કોડે કથાને ક્રમે,—
વાંછું છું વરદાયિ ! પંચવિષયો ને ષડ્‌વિકારો તણું—
જીતે સૈન્ય જનો સુણી કવન આ, આશિષ એ હું ભણું. ૧

ઢાળ. ( ચોપાયાની દેશી. )

ભણું ભલા ભગવાન ! ભીષ્મનું યુદ્ધ તને શિરનામી,
બુદ્ધિ અર્પજે બુધજન રીઝે એવી અંતરયામી. ૨
જનમેજયના પૂછ્યાથી વૈશંપાયન ભૂદેવે,—
વર્ણન બે સેનાનું કીધું વિસ્તારીને એવે. ૩
પછી નિયમ ભાખ્યો સેનાનો હે શ્રોતા આ રીતે,
યુધમાં જે રીતે યોદ્ધાઓ એક બીજાને જીતે. ૪

---

૧ પંચવિષયો—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એ પાંચ વિષય. ષડ્‌વિકાર—કામ, ક્રોધ, લોભ, મોહ તથા મત્સર એ ૭ વિકાર.

સમાન વિણુ બીજાની સાથે યુદ્ધ ન કરવું કદાપી;
ઊંચકવું હથિયાર ન એપર, જેણે પૂઠ જ આપી. ૫
બોલિ યુદ્ધ કરવા જે આવે, તે શું બોલી ભડવું;
રથિએ રથિ સામે, અસવારે અસવારોશું લડવું. ૬
હાથીપર બેઠેલાએ નિજ જેવાશું યુધ કરવું;
પાળાએ પાળા સાથે આથડતાં નવ ઓસરવું. ૭
જેવાં બળ, ઉત્સાહ, કામના જેમાં હોયે એશું,—
તેવાએ બોલાવીને યુધ કરવું હોંશે તેશું. ૮
વિશ્વાસૂ કે વિહ્વળને ત્યમ ક્ષીણશસ્ત્રને ક્યારે—
હણવો નવ કોયે કદિયે, જુધ આ મંડાયે જ્યારે. ૯
કારભારિ, સારથિ, શસ્ત્ર લાવી દેનારાઓને,
તથા શંખ ભેરી વગાડનારા નર ન્યારાઓને, ૧૦
પ્રહાર નવ કરવો કોએ બનતા સુધિ યુધમાં ક્યારે;'
મળવું મિત્રનિ રીત શત્રુએ, યુદ્ધ નિવર્ત્તે ત્યારે. ૧૧
યુદ્ધનિયમ ભાખી ઋષિ ઉચર્યા, હે જનમેજયરાય !
નિજ ઘરમાં ધૃતરાષ્ટ્ર શોચ કરતા'તા નાંખી હાય. ૧૨
એવામાં કૌરવપાંડવની સૈન્યયોજના પેખી,—
વ્યાસ આવિયા ભૂપ પાસ, ઉચર્યા તે દુખિયો દેખી. ૧૩
હે નૃપ ! તારા પુત્ર તથા નૃપ બીજાઓનો હાલ,
આવ્યો છે વિપરીત અરે ! અતિ કષ્ટદાયિ આ કાળ. ૧૪
તેથી તેઓ સંગ્રામે ઊભા રહિને નિર્વાણ,
નિશ્ચય કરશે નાશ પરસ્પરનો, છે એ નિર્માણ. ૧૫
માટે કાળનું વિપરીતપણું જાણીને નિર્ધાર,
શોચ ન કરતાં હે સુત ! હાવે હરિને ઉર સંભાર. ૧૬
જો તું સંગ્રામ વિષે સૌને જોવાને જનપાળ !
હોય ઇચ્છતો તો હું આપું દિવ્યદૃષ્ટિ આ કાળ. ૧૭

---

૯ ક્ષીણશસ્ત્ર—જેનાં શસ્ત્ર આવી રહ્યાં હોય એવો.

જેથી તુજને અહિં બેઠાં યુધ સઘળું સ્પષ્ટ જણાશે;
દેખિશ મહાવીરો બહુ બળિયા કેવી રીત હણાશે. ૧૮
સાંભળિ દ્વૈપાયનનું કહેવું, ઉચર્યો નૃપ તવ આમઃ
સંબધીનો નાશ નિરખવા નથી ઇચ્છતો નામ. ૧૯
પણ સાંભળવા યુદ્ધ તેમનું ઇચ્છુંછું હું અત્ર;
કરો કૃપા એવી જેથી હું જાણું થાતું તત્ર. ૨૦
સાંભળિ નૃપવિનતી વ્યાસે સંજયને દઇ વરદાન,—
કહ્યું ભૂપને, આ સંજય તુજ છે મોટો મતિમાન. ૨૧
દિવ્યચક્ષુ ને સર્વજ્ઞપણું દઉંછું એને જાણ;
તેથી તે કરશે યુધવર્ણન તુજ આગળ નિર્વાણ. ૨૨
પ્રસિદ્ધ વા અપ્રસિદ્ધ, દિવસ કે રાતે થાશે જેહ;
મનમાં ચિંતન કરેલું પણ નૃપ ! જાણી લેશે તેહ. ૨૩
શસ્ત્ર છેદશે નહીં એહને શ્રમ નવ કરશે બાધ;
યુદ્ધમાંથિ મૂકાઇ જીવતો રહેશે તે નિર્બાધ. ૨૪
કૈરવપાંડવ-કીર્તિતણો હું કરિશ વિશ્વ વિસ્તાર;
માટે શોચ કશો હે નૃપતી ! તું ન કરિશ તલભાર. ૨૫
ભાવિ પ્રમાણે ભ્રાત ! બને છે, તે નથિ ટાળ્યું ટળતું;
ધર્મોજય છે આ ધરતીમાં, વળિ કહું તે સાંભળ તું. ૨૬
દેખાયે છે દુશ્ચિહ્નો બહુ ભૂતળ ને આકાશે;
નિશ્ચય તેથી આ યુદ્ધ વિષે વિનાશ મોટો થાશે. ૨૭
ભયસૂચક હે ભૂપ ! અનેક નિમિત્ત દિસે છે હાલ;
કાર્તિકીપૂનમનો શશિ શોણિતવર્ણ થયો છે લાલ. ૨૮
તેથી મહાબાહુ બહુ મોટા નૃપ ને રાજકુમારો,—
નાશ પામિ સૂશે રણમાં, નથિ કો પણ ઊગરનારો. ૨૯
માંસાહારી પક્ષી વિવિધ મળિ ટોળે તરુની ડાળે,
અતિ આનંદે યુદ્ધ ભૂમિ નીહાળે છે આ કાળે. ૩૦
માટે હાથી ઘોડા બહુ આ યુધમાં નિશ્ચય મરશે;

ભક્ષણ તેના માંસતણું નૃપ ! મનમાન્યું તે કરશે. ૩૧
નિત્ય બેઉ સંધ્યા સમયે રવિ ઘેર્યો રાહુ અનેકે—
દીસે છે તે ભયસૂચક છે, શું કહું વાત વિશેકે ! ૩૨
આમ કહી ક્ષય કાળતણું બહુ વિસ્તારી મુનિ વ્યાસે—
વર્ણન કીધું તે વેળાએ પ્રજ્ઞાચક્ષુ પાસે. ૩૩
વિપરીત કાળતણું વર્ણન કરિ ઉચર્યા જ્ઞાની વ્યાસ,—
વિચાર કરિ નૃપ ! કર એવું, જેથી અટકે જ વિનાશ. ૩૪
સાંભળિ વ્યાસતણું કહેવું, નૃપ ઉચર્યો વળતી આમઃ
સર્વતણો છે વિનાશ ભાવિ આમ જ હે ગુણગ્રામ ! ૩૫
પૂર્વથકી હું જાણુંછું તે, તો શું કહું તમ આગે ?
ક્ષત્રિયધર્મે રહી ક્ષત્રિયો, છો યુધમાં અનુરાગે. ૩૬
રાજાઓ ક્ષત્રિયધર્મે કરિ રણમાં ઝૂઝી મરશે,
તો પામી અહિં કીર્તિ અને પરલોકે બહુ સુખ ધરશે. ૩૭
સાંભળિ નૃપ કહેવું દ્વૈપાયન થઇ ખેદિત અત્યંત,
મુહૂર્ત માત્ર વિચાર કરી ઉચર્યા અટકા'વા અંત. ૩૮
હે રાજેંદ્ર ! નથી શાશ્વત કો અત્ર અરે નિર્વાણ;
કાળ જગત્‌નો કરેછ ક્ષય ને ફરિ સરજે છે જાણ. ૩૯
માટે નિજ નાતીલા ને કૈરવ આદિકને તાત !
ધર્મમાર્ગ બતલાવ અરે ! હું કહુંછું સાચી વાત. ૪૦
નાતીવધ છે નેષ્ટ અરે ! બહુ અપયશનો દેનાર;
નાંખે છે તે નરક વિષે નથિ એમાં ફેર લગાર. ૪૧
દુર્યોધન તારે ઘર હે નૃપ ! સુતરૂપે નિર્ધાર,
કાળ જ પ્રગટ્યો છે કુરુકુળમાં, કાળાં કૃત્ય કરનાર ! ૪૨
જ્ઞાતિવધને વેદ વિષે નિંદ્યો છે વારંવાર;
એથી હિત થાતું નથિ કયારે, પણ થાયે ધિઃકાર. ૪૩
આ રીતે ઘટતી શીખામણ ઉચ્ચારીને વ્યાસ,—

૩૩ પ્રજ્ઞાચક્ષુ—બુદ્ધિરૂપી નેત્રવાળા ધૃતરાષ્ટ્ર.

શાંત થઈ કર દેઇ છાતિયે, મૂક્યો નીચો શ્વાસ. ૪૪
તવ તેમના કહ્યાપર ભૂપે કરિ આક્ષેપ નરેશ !
કહ્યું, જાણોછો આપ તેમ હું જાણુંછું અવશેષ ! ૪૫
તો પણ સૌ જન નિજ સ્વાર્થે મોહે છે જેવી રીતે,
મુજને પણ તેમાં જ મોહ છે, હે મુનિ ! તેવી રીતે. ૪૬
આમ કહિ પછિ મીઠું મનવી આપી મોટું માન,
ઉચર્યો નૃપ દ્વૈપાયન આગે, કરિ ગુણનું બહુ ગાન. ૪૭
હે ભગવન ! સંગ્રામ વિષે જય કરનારાને જેહ—
ચિહ્ન થાય છે યથાર્થ તે કહો મુજને નિઃસંદેહ. ૪૮
વ્યાસે કહ્યું કે, શ્રેષ્ઠકાંતિનો ઊંચી જ્વાળાવાળો,
દક્ષિણ પાસે શિખા ભાગનો ભાસે અગ્નિ રૂપાળો, ૪૯
તેમજ તેમાં આપેલી આહુતિમાંથી રાય !
ઉત્તમ સુગંધ આવે એ જયચિહ્ન અહીં કહેવાય. ૫૦
ઘોષ થાય ગંભીર, શંખ ભેરી વાગે બહુ સ્પષ્ટ,
સૂર્યચંદ્ર નિર્મળ ભાસે, તનમનમાં હોય ન કષ્ટ. ૫૧
તે પણ સુચિહ્ન જય કેરૂં છે, હે મોટા મહિપાળ !
જાતાં જુદ્ધ વિષે મારગમાં એકે ન દિસે આળ. ૫૨
જે સેનાને શુભ પક્ષીના ભલા શબ્દ સંભળાય,
તે પણ છે જયસૂચક નિશ્ચય, હે કુરુવંશી રાય ! ૫૩
જેની સેનાની શોભા દેખીને અરિ અંજાય,
શત્રુથી જેના સન્મુખ સ્થિર રહિને નવ જોવાય, ૫૪
નિશ્ચય તેનો જય જ થાય, યોદ્ધા ઉમગેલા ભાસે;
તરે તે જ સંગ્રામઉદધિને, ને પ્રતિસ્પર્ધી ત્રાસે. ૫૫
જયસૂચક ચિહ્નોનિ વાત કહિ વ્યાસ ઉચ્ચર્યા તત્ર,
થોડા પણ કહું છું તેવા જય પામે છે સર્વત્ર. ૫૬
નિજ ક્રિયાદિમાં મન નહિ એવા, દૃઢમનવાળા ધીર,
એક જ નિશ્ચયવાળા આગ્રહિ અડગ શૂર ગંભીર, ૫૭

પચાશ હોયે તોપણ તે રણરસિયા ધરે ન ત્રાસ,
અને શત્રુની મોટી સેના કરે અવશ્ય જ નાશ. ૫૮
ખડક સરીખા અડગ યુદ્ધમાં પાંચ સાત મહાવીર;
તે પણ જય પામે એમાં નથિ સંશય ભૂપ લગીર. ૫૯
નિજ શક્તિની રાખિ પ્રતીતિ ઝૂઝે રણઝૂઝાર,
સહાય સેનાની નવ ઇચ્છે, તે શૂરો તલભાર. ૬૦
તુજ સુત પાસે ઘણું સૈન્ય છે, તેથી હે મતિમાન !
જય તેનો થાશે એવું તું ધરતો ના અભિમાન. ૬૧
કાં કે બહુ સેનાને લીધે જય નથિ સદૈવ થાતો,
તે છે દૈવાધીન અનિશ્ચય, માટે મા મલકાતો ! ૬૨
સંગ્રામે જય જેહ મેળવે, કૃતાર્થ તે કહેવાય;
કહી એમ નૃપને દ્વૈપાયન ત્યાંથી થયા વિદાય. ૬૩

વલણ.

વિદાય વ્યાસ થયા દઈ, શીખામણ સુખકાર;
જે સુણિ વિચારમાં પડ્યો, નરપતિ તેણીવાર રે. ૬૪

# भगवद्गीता प्रकरण.

## કડવું ૨ જું.

## कर्मयोगनो सार.

### રુચિરાછંદની દેશી.

ધર્મક્ષેત્ર કુરુક્ષેત્ર વિષે ભેગા થયલા મુજ પુત્ર અને
પાંડુ પુત્રોએ શું કીધું તે કહે હે સંજય અત્ર મને. ૧
સંજય તે કહેવું સુણિ ઉચર્યો, હે નૃપ ! પાંડવવ્યૂહતણી—
જોઈ રચના તમ દુર્યોધન ઉચર્યો જઇ ગુરુ દ્રોણભણી. ૨
હે ગુરુ! પાંડવની સેના આ પેખો જે છે ભવ્ય ઘણી;
દ્રુપદપુત્ર તમ શિષ્યે રચના કરિ છે તેના વ્યૂહતણી. ૩
જેમાં સંગ્રામ વિષે શૂરા ભીમ, પાર્થ, સાત્યકિ જેવા—
ધનુર્ધરો છે, તેમ મહારથિ દ્રુપદવિરાટ સુ છે તેવા. ૪
ધૃષ્ટકેતુ ને ચેકિતાન ત્યમ વીર્યવાન કાશી રાજા,—
કુંતિભોજ, પુરુજીત આદિ છે મહારથી મોટા ઝાઝા. ૫
આપણિ સેનામાં આપ તથા ભીષ્મ, કર્ણ, અશ્વત્થામા,
કૃપ, વિકર્ણ ને સોમદત્તિ છે રહેનારા અરિની સામા. ૬
તેમજ બીજા પણ બહુ શૂરા છે મુજ માટ મરે તેવા,
છે જે અસ્રપ્રવીણ ઘણા, જડવા બહુ દુર્લભ એ જેવા. ૭
તોપણ ભીષ્મે રક્ષેલું આ આપણું સૈન્ય સમર્થ નથી;
ભીમે રક્ષેલું આ પાંડવનું સમર્થ છે, જે વ્યર્થ નથી. ૮
તેથી ભીષ્મનિ રક્ષા માટે નિજ વિભાગનું સૈન્ય લઈ—
ઊભા રહો તમે સર્વે તે સેનાપતિની પાસ જઈ. ૯
આમ ઉચ્ચર્યો તે એવામાં પ્રસન્ન કરવાને તેને,
સિંહનાદ કરિ શંખ વગાડયો ભીષ્મે હર્ષ થવા એને. ૧૦
શંખ, ભેરિ, પણવાદિક વાગ્યાં એ પછિ કૌરવ દળમાંહે;

૬ સોમદત્તિ—સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા.

ઘોષ ઉઠેચો અતિ ત્રાસજનક, ગાજી રહિ પૃથ્વી નૃપ ! ત્યાંહે. ૧૧
તે પછિ કૃષ્ણે પાંચજન્ય ને દેવદત્ત પાર્થે ફૂંકયો;
પૌંડ્ર ભીમસેને ફૂંકયો, અતિ જોર કરી તેપર ઝૂકયો. ૧૨
ધર્મે અનંતવિજય ત્યમ નકુળે સુઘોષઘોષ કર્યો ત્યાંહે;
મણિપુષ્પક પૂર્યો સહદેવે પાંડવની સેના માંહે. ૧૩
દ્રુપદવિરાટાદિએ પણ તદા નિજ નિજ કેરા શંખધ્વની—
કીધા કૌરવહૃદયવિદારણ જુગતી જુધની એમ બની. ૧૪
એવે કેશવને કહ્યું પાર્થે બે સેના વચ્ચે મારો—
રાખો રથ ઊભો હે માધવ ! કહું તે ધ્યાન વિષે ધારો. ૧૫
દુષ્ટબુદ્ધિ દુર્યોધનનું પ્રિય કરનારા જે છે આવ્યા,
જોઉં તેમને ત્યાં રહિને હું, ભૂંડાને જે છે ભાવ્યા. ૧૬
કૃષ્ણે પાર્થ કહ્યા પરમાણે પછિ રથ તેનો હે રાજા !
સ્થાપ્યો બે સેનાની વચ્ચે, જ્યાં અરિજોધ હતા ઝાઝા. ૧૭
પ્રમુખ તેહમાં ભીષ્મ, દ્રોણ ને નૃપ બીજાઓની સામે—
રાખી અર્જુનને હરિ ઉચર્યા, જો આ તેમ કર્યું આ મેં. ૧૮
જોયું પાર્થે તો ત્યાં દીઠા સગા, સ્નેહિ, ગુરુઓ નિજના;
દયા એથિ ઉરમાં અતિ ઉપજી, જેથી ચિત્ત રહ્યું સ્થિર ના. ૧૯
તેથી તે ઉચર્યો હરિ પ્રત્યે આ સ્વજનોને જોઈ અરે !
કંપે છે મુજ મન જુધ કરવા, ધીરજ ચિત્ત જરા ન ધરે. ૨૦
ગાત્ર શિથિલ મુજ થઈ જાય છે, વિચારતાં જુધવાત અરે !
જણાય છે ખોટું કરવાનું આ કરથી હે નાથ ! ખરે. ૨૧
તેથી ગાંડિવ સરેછ કરથી, ત્વચા બધેથિ બળેછ બહુ;
વિપરિત ચિહ્ન દિસે છે, લાભ સગા હણવામાં હું ન લહુ. ૨૨
માટે જય કે રાજ્ય તથા સુખ નથી જોઈતું કહું તમને;
સ્વજન હણીને પ્રાપ્ત કરેલું તે શું સુખ દેશે અમને ? ૨૩
અરે ! જેમને માટે ઇચ્છવું તે છે અહિં આવ્યા મરવા,
તો હું તેવું કરિશ કદી નવ, ભૂંડો ભાગ લઈ ફરવા. ૨૪

માટે તેઓ હણશે મુજને તોપણ કહું છું સત્ય સહી,
આવેલા સંબંધિસ્નેહિને સંગ્રામે હું હણિશ નહીં. ૨૫
ત્રૈણ લોકના રાજ્ય સારૂ પણ નથી ઇચ્છતો તેમ અરે !
તો કેવળ પૃથ્વી માટે કહો મધુસૂદન ! કયમ પાર્થ કરે ? ૨૬
લોભે ચિત્ત હણાયેલા ધૃતરાષ્ટ્રપુત્ર કુળવધ કેરૂં—
નથી પેખતા પાપ, પરંતુ રે તે પાપતણો મેરૂ— ૨૭
અમે દેખિયેછિયે જ માટે હઠિયે પાછા કેમ નહીં ?
ધર્મ સનાતન નાશ થાય છે કુળવધથી આ જગતમહીં. ૨૮
ધર્મ નાશ થાતાં જ અધર્મ ધસે છે આખા કુળમાંહી;
તેથી દોષિત સ્ત્રિયો થાય છે, ઉપજે કુળબોળૂ ત્યાંહી. ૨૯
માટે જાતીધર્મ તથા કુળધર્મ લોપ કરવા સારૂ-
સગા, સ્નેહિ કે ગુરુને હું અહિં હે માધવ ! કદિ નહિ મારૂં. ૩૦
ભલે મારશે મુજને તેઓ મૃત્યુ ગણિશ હું તે સારૂં;
પાપ વહોરવા હે પુરુષોત્તમ ! નાતીલાને નહિ મારૂં. ૩૧
એમ કહી શરધનુષ ત્યાગિને પારથ રથ માંહે બેઠો;
શોકભાર ઠાલવિ પ્રભુ પાસે ઉષ્ણશ્વાસ મૂક્યો હેઠો. ૩૨
ઉચર્યા તવ શ્રીકૃષ્ણ, અરે ! આ વિષમ સમે હે પાર્થ ! તને-
કાયરપણું કાં પ્રાપ્ત થયું ? જે સેવેલું નહિ આર્યજને. ૩૩
સ્વર્ગમાર્ગનું રોધનારૂં, અપકીર્તિ-ખાડ ધરનારૂં અરે !
તે છે પંઢપણું હે અર્જુન ! જે જનને નરકે જ ધરે. ૩૪
માટે મિથ્યા મોહ ત્યજી તું થા ઊભો હે ધીર હવે;
તુચ્છ હૃદયદુર્બળતા ત્યાગી, થા સત્વર હે વીર સવે. ૩૫
પાર્થ કહે કે, હે મધુસૂદન ! પૂજા કરવા યોગ્ય અરે !
ભીષ્મ દ્રોણપર શર આ કરથી કોટિ ઉપાયે નહિ જ સરે. ૩૬
મહાનુભાવ ગુરુઓ માર્યાવિણ ભીખી ખાવું છે સારૂં;

૨૯ કુળબોળુ—કુળને બોળનારી વર્ણસંકર પ્રજા. ૩૪ પંઢપણું—નપુંસકત્વ, નામર્દપણું.

મારિ તેમને રુધિરભોગ ભોગવવાને હું નહિ ધારૂં ! ૩૭
માર્ગ અમારે માટે કેશવ ! આ બેમાંથી જે સારો—
હોયે તે ભાખો હે ભગવન્ ! તત્વવાત કહિને તારો. ૩૮
હસિ ઉચર્યાં શ્રીકૃષ્ણ તદા, તું અશોચ્યને શોચેછ અહીં,
ને પંડિતની પેઠ વદે છે, શું તુજને કહું અત્ર સહી ? ! ૩૯
પ્રાજ્ઞો શોચ નથી કરતા કદિ મુઆજીવતાનો મનમાં;
શાશ્વત કોઇ નથી જગમાં ગણિ તાપ નથી ધરતા તનમાં. ૪૦
હું નહોતો ત્યમ તું નહોતો અથવા આ નૃપ નહોતા એવું,—
નથી જ અર્જુન ! અને હવે સૌ ન હોઇશું છે નહિ તેવું. ૪૧
શરીર લીધે જેમ જીવને બાલ્યા, યુવા, જરા આવે,
તેમ જ દેહાંતર પણ તેનું થાયે છે અવસર આવે. ૪૨
જીર્ણવસ્ત્રને ત્યાગીને જયમ નવીન દેહ વિષે ધરિયે,
જીવ દેહનો ક્રમ છે તેવો, તો કહે શોચ કશો કરિયે ? ૪૩
શસ્ત્રો છેદે નહીં જીવને, અગ્નિ ન બાળિ શકે જરિયે,
સડે ન જળથી, વાયુ ન શોષે, તેનો શોચ કશો કરિયે ? ૪૪
શરીરને એ સર્વ થાય છે, જે છે જડ અપવિત્ર અરે !
તો તેનો અહિં કહે ધનંજય, શૌચ જ્ઞાનિ જન કેમ કરે ? ૪૫
આત્મા કેવળ અલેપ છે, નવ જરા મરણ એને આવે;
અશોચ્ય છે તે નિત્ય, આંચ નવ એને કોની પણ આવે. ૪૬
આધિ, વ્યાધિ, ઉપાધિ સઘળા શરીરને હિસેછ સહી;
મોહ, શોક ને જન્મ મરણ છે તેને અર્જુન ! જગત મહીં. ૪૭
તું કહેશે કે, અજર અમર છે આત્મા તો પછિ દેહ નવા—
કવણ ધરે છે ? તો કહું તે સુણ સંશય તારો સદ્ય જવા. ૪૮
નિજને નવ જાણ્યા વિણ આત્મા જીવરૂપ રહે છે જયારે,
નવા દેહની પ્રાપ્તિ અર્જુન ! થાયે છે તેને ત્યારે. ૪૯
તેરૂપે પણ વિચાર તેનો કરતાં મરણ નથી તેનું;
જો હોયે તો ઉદ્ભવવું ફરિ હોય કેમ દેહે એનું ? ૫૦

१८३१



માટે આ વાતતણો અર્જુન, કરિ વિચાર ધર્મ જ તારો—
ધાર ક્ષત્રિનો સ્વર્ગપ્રાપ્તિનો, માની બોધ અરે મારો. ૫૧
ધર્મયુદ્ધવિણ ક્ષત્રિયને નથિ અન્ય કર્મ શ્રેયસ્કારી;
માટે ધર્મ વિચાર તું તારો, માનીને શિક્ષા મારી. ૫૨
સ્વર્ગદ્વાર ઉઘડ્યા જેવું એનીમેળે આ યુદ્ધ તને—
પ્રાપ્ત થયું છે, અહો ! એવું બડભાગી ક્ષત્રીને જ બને. ૫૩
માટે તું આ ધર્મયુદ્ધથી અરે કદી પાછો ફરશે,
તો અરિઓ હરખાશે, ને મિત્રો સઘળા ફૂટ ફૂટ કરશે ! ૫૪
નામ ધનંજય તારૂં રે અહિં, થશે પછી હસવા જેવું;
તુજપર બળતા કહેશે બળ કરિ " ધનંજયે કરિયું કેવું ! " ૫૫
મરિશ યુદ્ધમાં જો કદિ તું, તો સ્વર્ગ તને નિશ્ચય મળશે;
જીતિશ તો પામીશ પ્રતિષ્ઠા, મળશે રાજ્ય દિવસ વળશે. ૫૬
માટે યુદ્ધતણો કરિ નિશ્ચય થા ઊભો હે વીર હવે;
સુખદુખ, લાભાલાભ, જયાજય સરખા ગણિ થા ધીર સવે. ૫૭
કહ્યું આ મેં ત્યમ કરતાં તુજને લેશ પાપ કદિ નહિ લાગે;
સાંખ્ય વિચાર તણો આ સાર કહ્યો મેં અર્જુન તુજ આગે. ૫૮
કર્મયોગ કહું છું અવ તુજને તે તું સાંભળ ધ્યાન દઈ;
બુદ્ધિયુક્ત તે આચરતાં નવ કર્મ બાધ કરશે જ કંઈ. ૫૯
નિશ્ચયવાળી બુદ્ધિ એક છે, ઈચ્છારહિત જ કર્મતણી;
સકામ કર્મતણી છે લુલી, છે શાખા તેની જ ઘણી. ૬૦
સકામ મનવાળા માને છે કર્મતણું ફળ સ્વર્ગ સહી;
જન્મ જ તે ફળનો દાતા છે, સમજે છે એવું જ અહીં. ૬૧
તેથી તેઓ ભોગેચ્છાથી ક્રિયા વિવિધ કરવા કેરૂં—
બતલાવે છે જગત જનોને, કહી કર્મમહિમામેરૂ. ૬૨

---

૫૮ સાંખ્ય–સાંખ્યશાસ્ત્ર. એ શાસ્ત્રદ્વારે ભગવાને અર્જુનને આત્માનું અપરોક્ષ (પ્રત્યક્ષ) જ્ઞાન કરી વિશેષ જાણવા બીજી રીતથી આત્મતત્ત્વ અપરોક્ષ થવા કર્મયોગ કહ્યો, તે ૫૯ મી કવિતાથી શરૂ થાય છે.

ભોગેચ્છાવાળાનું મન પ્રભુસમાધિમાં સ્થિર નથિ રહેતું;
લોભતણી તાણુ વિષે અર્જુન ! જાયે છે સત્વર વહેતું. ૬૩
માટે ત્રણુગુણુરહિત થઈ તું આત્મવિચાર વિષે સ્થિત થા;
ધર્મ જાણિ નિજ કર્મ જ કર, ફળની નવ રાખિશ લેશ તથા. ૬૪
વાવકુવા આદિકથિ અર્થ જે સીધે છે તે સૌ આંહી,
એક તલાવ થકી જ સરે છે, સંશય એમાં નથિ કયાંહી. ૬૫
તેમ જ વેદ વિષે કહેલાં કર્મો કરવાથી જેહ મળે,
બ્રહ્મનિષ્ઠ નિશ્ચયબુદ્ધિને હે અર્જુન ! સૌ તેહ મળે. ૬૬
છે અધિકાર જ કર્મ વિષે તુજ, તેના ફળમાં છે જ નહીં;
મા ફળહેતુ થઇશ કદી, ત્યમ તેથિ અસંગ ન રહિશ સહી. ૬૭
યોગ વિષે સ્થિત રહિ મમતા ત્યજિ કર કર્મો હે પાર્થ અહીં;
સિદ્ધિ અસિદ્ધિ સમ ગણુવી તે, સમપણું યોગ ગણાય સહી. ૬૮
બુદ્ધિયોગથી કર્મ નેષ્ટ છે, તેથી તું યોગાશ્રયિ થા;
કૃપણો છે ફળહેતુ અર્જુન ! માટે તું તેવો નવ થા. ૬૯
તવ અર્જુન ઉચર્યો હે માધવ ! કર્મથિ જ્ઞાન ચઢે છે એમ,
માનો છો તો ઘોરકર્મમાં યોજો છો મુજને અહિં કેમ ? ૭૦
કૃષ્ણુ કહે કે પ્રથમ કહી મેં બે નિષ્ઠા આ લોકતણી,
જ્ઞાને કરિ સાંખ્યોની, કર્મે કરિ યોગીનિ પ્રશસ્ત ઘણી. ૭૧
કર્મતણો આરંભ કર્યા વિણુ પ્રાપ્ત ન થાયે જ્ઞાન સહી;
જ્ઞાન વગર કેવળ સંન્યાસથિ, મોક્ષ મળે નવ ભ્રાત ! અહીં. ૭૨
જ્ઞાની કે અજ્ઞાની કો પણુ કર્મ કર્યા વિણુ ક્ષણુ ન રહે;

---

૬૯ બુદ્ધિયોગ–જ્ઞાનના સાધનરૂપ નિષ્કામકર્મ. કર્મ–કામ્યકર્મ. જેમાં કામના ( ઇચ્છા ) રહી હોય એવાં ફળની તૃષ્ણાવાળાં કર્મ. યોગ–ચિત્તની સમાનતા, સમપણું. ૬૮ મી કવિતામાં એનો અર્થ ખુલ્લો છે. ૭૨ કર્મતણો–નિત્યનૈમિત્તિકર્મો કરવાથી ચિત્તની શુદ્ધિ થાય છે; શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત કરવાનું તે પ્રથમપાદ છે; એ વિના શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત થતું નથી. જ્ઞાનથી મોક્ષ મળે છે.

સ્વાભાવિક રીતે સૌ અર્જુન! કાર્યનિમગ્ન સદૈવ રહે. ૭૩
પણ મનથી ઇંદ્રિયો વશ કરી લાલચવિણુ આ જગત વિષે—
કરે કર્મ કર્મેન્દ્રિયથી અહિં, તે જ શ્રેષ્ઠ અતિ સ્તુત્ય દિસે. ૭૪
કર્મ ન કરવું તે કરતાં તે કરવું તે છે શ્રેષ્ઠ અહીં;
કર્મ કર્યાવિણુ તુજ નિર્વાહ-પ્રવાહ અટકશે જાણુ સહી. ૭૫
નિજ આત્મામાં સ્થિત થઇને તું કર્મો સૌ અર્પી મુજને,
ઇચ્છા, મમતા તાપ ત્યાગિ કર યુદ્ધ કહું છું હું તુજને. ૭૬
પરનાથી ઓછા ગુણવાળો નિજનો ધર્મ કરે કલ્યાણ;
મરવું નિજ ધર્મે છે સારૂં, પણુ પરધર્મે છે બહુ હાણુ. ૭૭
બળ કરિ નિજ ઇચ્છા નહિ જ છતાં જનને જેહ કરાવે પાપ,
છે તે પ્રેરક કોણુ અરે! હે વૃષ્ણિકુળકેતુ નિષ્પાપ! ૭૮
રજોગુણથિ ઉદ્દ્ભવેછ તે, છે કામ ક્રોધ અર્જુન! તે જાણુ;
એ જ વૈરિ છે અરે ધાર ઉર, જેથી બહુ ઉપજે છે હાણુ. ૭૯
ફળઇચ્છાવિણુ કર્મ કરે છે, જે આ જગમાંહે નિર્ધાર;
જ્ઞાનઅગ્નિથી કર્મ બળ્યાં છે જેનાં તે પંડિત છે સાર. ૮૦
ત્યાગિ કર્મફળસંગ, વિનાશ્રય, નિત્ય રહી સંતોષી એશ,
કરે કર્મ જો કે તો પણુ તે કરતો નથી ધનંજય! લેશ. ૮૧
આશાતૃષ્ણા રહિત, સુનિસ્પૃહ, સ્વાધીન ઇંદ્રિય છે જેને;
શરીર તેનું કર્મ કરે પણુ પાપ નથી અડતું એને. ૮૨
અરે! પાપિયો માંહિ પાર્થ તું અધિક પાપિ હોશે જ કદી,
તોય જ્ઞાનના નાવ થકી તું તરીશ પાપ તણો ઉદધિ. ૮૩
યોગથિ કર્મ ત્યજયાં છે જેણે, સંશય છે જ્ઞાને છેદ્યા,
આત્મામાં સ્થિત છે ચિત જેનું, છે દુર્ગુણ જેણે ભેદ્યા, ૮૪
તેને બાધ નથી કદિ કરતાં કર્મો માન ન વાત વૃથા;
જ્ઞાનખડ્ગથી સંશય છેદી, યુધ માટે ઊભો ઝટ થા. ૮૫
કર્મત્યાગ જ્ઞાનીને કહો છો, ને કરવાને કર્મ મને—
કહો છો, પણુ બે વિરુદ્ધ વાનાં એકે એક સમે ન બને. ૮૬

માટે એ બેમાંથી મારો શ્રેય થાય તે વાત કહો;
માર્ગ પાંશરો દાખી માધવ! સંશય મારો સઘ દહો. ૮૭
હે અર્જુન! સંન્યાસ તથા છે કર્મયોગ શ્રેયસ્કારી,
પણ તેમાં સંન્યાસ થકી છે કર્મયોગ ચઢતો ભારી. ૮૮
ઇચ્છાદ્વેષ દ્વંદ્વથી અળગો જે રહે છે હે પાર્થ! નકી,
તે જ નિત્ય સંન્યાસિ જાણુ, જે સુખે છુટે છે બંધ થકી. ૮૯
સાંખ્યયોગ બેને જૂદા મૂર્ખા કહે પણ પંડિત ન કહે;
સુરીતિએ બેમાંથિ એક આચરતાં ફળ બેનું જ લહે. ૯૦
જ્ઞાનીને પદ જેહ મળે છે, યોગીને પણ તે જ મળે;
સાંખ્યયોગ જે એક જ જાણે, જાણે છે તે ભૂમિ તળે. ૯૧
યોગ વિના સંન્યાસ પામવો દુષ્કર છે આ ભૂમિ તળે;
યોગયુક્ત મુનિ છે જે અર્જુન! તે જ બ્રહ્મમાં તરત ભળે. ૯૨
ત્યાગિ સંગ સૌ કર્મ બ્રહ્મને અર્પે જે પૂરણ પ્રીતે,
અડે પાપ તેને નહિ અર્જુન! પદ્મપત્ર ને જળ રીતે. ૯૩
લોકતણું કર્તૃત્વ તેમ વળિ કર્મ, કર્મફળ યોગ અહીં,
પ્રભુ સૃજતો નથિ પણ તે સઘળું સ્વાભાવિક છે જાણુ સહી. ૯૪
વળિ પ્રભુ કોનું પાપ પુણ્ય નથિ લેતો માથે હે ભ્રાતા!
અજ્ઞાને આચ્છાદિત જ્ઞાને માનવિયો મોહિત થાતા. ૯૫
ઇંદ્રિય, મન, બુદ્ધિને રાખિ વશ મોક્ષપરાયણ રહે પોતે,
રાગ, ક્રોધ, ભય રહિત સદા મુનિ મુક્ત જ છે અહિંયાં તો તે. ૯૬
સર્વ લોકનો ઈશ, સુહૃદ તે જાણીને મુજને નિર્ધાર,
ભોક્તા તપ ને યજ્ઞતણો ગણિ, પામે છે શાંતિ અવધાર. ૯૭
કર્મતણા ફળને ઇચ્છ્યા વિણ કાર્ય કરે છે જે નિર્વાણ,
તે સંન્યાસી ને યોગી છે, નિરગ્નિ ક્રિયારહિત નથિ જાણ. ૯૮

---

૮૯ બંધ—જન્મમરણાદિ બંધન. ૯૩ સંગ—ફળાદિની ઇચ્છા. ૯૭ શાંતિ—મોક્ષ. ૯૮ નિરગ્નિ ક્રિયારહિત નથિ જાણ—જેણે અગ્નિવડે થઈ શકે એવાં યજ્ઞાદિકર્મોનો ત્યાગ કર્યો હોય તે તથા અગ્નિવિના થઈ

જેને સંન્યાસ કહે છે અહિં, તેને યોગ જ જાણુ સહી;
કર્યો ત્યાગ સંકલ્પ નથી તે યોગિ કદિ કહેવાય નહીં. ૯૯
યોગેચ્છાવાળાને માટે, કર્મ જ કારણુ છે નિર્ધાર;
યોગ્યારૂઢનું કર્મ નિવૃત્તિ છે, હે અર્જુન તું ઉરધાર. ૧૦૦
વિષયોને કર્મ વિષે અર્જુન ! જે આસક્ત ન થાય કદાય,
સંકલ્પો સૌ ત્યાગ કરે તે યોગી યોગારૂઢ વદાય. ૧૦૧
ઉદ્ધારે આત્મને આત્મ, પણુ નવ બૂડાડે તેહ અહીં;
છે આત્મા જ આત્મનો બંધુ, તેમ રિપુ છે તે જ સહી. ૧૦૨
જેણુે આત્મા થકી આત્મને જીત્યો તો આત્મા એનો,—
આત્મતણો છે બંધુ, ન જીત્યો તો તે છે શત્રુ તેનો. ૧૦૩
સુહૃન્મિત્ર, અરિ ને મધ્યસ્થ તથા દ્વેષી ને બંધુ વિષે,
તેમ સાધુપાપીમાં સમમતિ, યોગીમાં અતિ શ્રેષ્ઠ દિસે. ૧૦૪
ખાય ઘણું વા કરે કડાકા, બહુ ઊંઘે વા જાગે જેહ;
હે અર્જુન ! સાચું કહું તુજને, નથી યોગ અધિકારી એહ. ૧૦૫
નિયમે ખાવું, ઊંઘવું, જાગવું, વિહાર, કર્મ જ છે જેને,
હે અર્જુન ! દુખહારિ યોગનો અધિકારી ગણુવો એને. ૧૦૬
નિજવત્ સર્વત્ર જુએ અર્જુન ! લેખે સુખદુખ એક સમાન,
યોગી તે છે શ્રેષ્ઠ મુજ મતે, આ કહ્યું તે ધરજે તું ધ્યાન. ૧૦૭
હે મધુસૂદન સમાન આ શુભ યોગ કહ્યો મુજને આપે,
સ્થિતિ સ્થિર તેની હું ન લહું, ચંચળતાથી સંશય વ્યાપે. ૧૦૮
છે મન ચંચળ, વેગવાળું, દૃઢ તો તેનો અટકાવ અરે !
દુષ્કર હું માનું છું માધવ ! વાયુ રોકવા રીત ખરે. ૧૦૯
છે મન ચંચળ દુર્નિગ્રહ પણુ અભ્યાસે વૈરાગ્ય થકી—

---

શકે એવાં પૂર્તકર્મોનો (વાવ કૂવા તળાવ આદિ કરાવવાં તે કર્મોનો) જેણુે ત્યાગ કર્યો હોય તે કંઇ સન્યાસી કે યોગી નથી. ૧૦૦ યોગારૂઢ—યોગમાં ચઢી ચૂકેલો. ૧૦૪ સુહૃન્મિત્ર—સ્વભાવથી જ સ્નેહી તથા મિત્ર. ( સુહૃદ—સ્વભાવથી જ સ્નેહી. મિત્ર—પોતાનો પ્રેમી જન. )

કરાય છે વશ, હે કુંતીસુત ! મહાબાહો તું માન નકી. ૧૧૦
તપ કરનારા ને જ્ઞાની ત્યમ કર્મતણા કરનાર મહીં,
અધિક યોગિ છે, માટે અર્જુન ! થા યોગી તું સદ્ય સહી. ૧૧૧
સર્વ યોગિયો માંહિ યોગી જે નિજ આત્મા મુજમાં રાખે,
ભજે મને શ્રદ્ધાથી શ્રેષ્ઠ તે છે, જે સુખ પૂરણ ચાખે. ૧૧૨

વલણ.

ચાખે અમૃત જ્ઞાનનું, ટળી જાય ભવરોગ;
અજ્ઞાને ગણુપત કહે, વાધે છે ભવરોગરે. ૧૧૩

---

## કડવું ૩ જું.

## ભક્તિયોગનો સાર.

### ચાલતી દેશી.

મુજમાં મન આસક્ત પાર્થ ! મુજ આશ્રયિ કરતો યોગ સુ એમ,
નિઃસંશય જાણે સમગ્ર મુજ, તેમ કહું તું સુણુ ધરિ પ્રેમ. ૧
જ્ઞાન તને વિજ્ઞાન સાથ એ કહું છું હું હે ભ્રાત ! અશેષ,
જે જાણી અહિં અન્ય જાણવા ફરી નહીં રહેશે અવશેષ. ૨
મનુષ્ય હજારો માંહિ કોઇ અહિં યત્ન કરે સિદ્ધિ સારૂ;
સિદ્ધોમાં પણુ કોક જ જાણે તત્ત્વે રૂપ ખરૂં મારૂં. ૩
પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, નભ, મન, બુદ્ધિ, તેમ જ અહંકાર,
એમ ભિન્ન છે હે અર્જુન ! એ પ્રકૃતિ મારી અષ્ટ પ્રકાર. ૪
પણુ તે ઊતરતી છે તેથી એથી ચઢતી છે મુજ જેહ,
જીવરૂપ છે તે જગધારણુ, ધારણુ કર ઉરમાં તું તેહ. ૫
એ બે છે ઉત્પત્તિસ્થાન સ્થાવર જંગમ જીવોનું જાણુ;
છું હું કારણુરૂપ જગત્નો કર્ત્તા સંહર્ત્તા નિર્વાણુ. ૬

---

૬ એ બે—એ બે પ્રકૃતિ. ઉપર આઠ પ્રકારની કહી તે જડ તથા આ કવિતામાં જીવરૂપ કહી તે ચૈતન્ય, એ રીતે જડ ચૈતન્ય બે પ્રકૃતિઓ.

મુજથી પર બીજો નથિ અર્જુન ! હેતુ કે જગનો નિર્ધાર;
મારૂં પરોવેલું છે આ સૌ, સૂત્રે જ્યમ મણિઓનો હાર. ૭
રસ છું જળમાં, સૂર્યચંદ્રમાં પ્રભા, પાર્થ ! હું છું તું ધાર;
પ્રણુવ વેદમાં, શબ્દ નભ વિષે, નરમાં ઉદ્યમ છું નિર્ધાર. ૮
બીજ સર્વનું છું હું સનાતન, બુદ્ધિમાનની બુદ્ધિ સુજાણ !
તેજસ્વીનું તેજ હું જ છું, બળિયાનું બળ છું જ પ્રમાણ. ૯
સાત્વિક, રાજસ, તામસભાવો ઉપજ્યા છે મુજથી જ અહીં,
નથિ હું તેમાં પણ તે ત્રિપુટી મારામાં છે પાર્થ ! રહી. ૧૦
એ ત્રણથી મોહિત જગત્ આ, એથી પર અવ્યય મુજને—
નથી જાણતું અરે ! ધનંજય, શું અહિં કહું ઝાઝું તુજને ? ૧૧
એ ત્રણથી થયલી મુજ માયા અલૌકિક, દુસ્તર છે વીર !
ભજે મને જે તેજ તરે છે તેને, જે હોયે બહુ ધીર. ૧૨
પુણ્યસ્વી ચાર પ્રકારતણા મને ભજે છે ભ્રાત અહીં;
રોગી, જિજ્ઞાસુ, અર્થી ને જ્ઞાની સાચું કહું છું સહી. ૧૩
તેમાં પણ મુજ એક ભક્ત ને નિત્યયુક્ત જ્ઞાની જ વધે;
હું અતિપ્રિય છું જ્ઞાનીને ત્યમ તે મુજ પ્રિય છે જગત બધે. ૧૪
જે જે દેવોને શ્રદ્ધાથી જે જે ભક્ત ભજે નિર્ધાર,
દૃઢશ્રદ્ધા તેની તેપર હું તરત કરૂં છું જગમોઝાર. ૧૫
તે શ્રદ્ધાએ યુક્ત જેહ આરાધે છે અહિયાં જેને,
ઇચ્છિત તેથી મુજ નિર્મિત હે પાર્થ ! મળે છે અહિં તેને. ૧૬
પણ તે અલ્પબુદ્ધિનું તે ફળ અવધીવાળું છે અવધાર;
ભજી દેવ દેવોને જ મળે, મળે મને મુજને ભજનાર. ૧૭
અબુદ્ધિઓ અવ્યક્ત હું છતાં, વ્યક્ત મને માને છે અત્ર;
અતિ ઉત્તમ અવ્યય મુજને નથિ તેહ જાણતા છું સર્વત્ર. ૧૮
જરા મરણથી મૂકાવા જે મુજ આશ્રય કરિ કર્મ કરે,
બ્રહ્મ અને અધ્યાત્મ તેમ તે કર્મ અખિલ જાણે જ ખરે. ૧૯

૮ પ્રવણ—ઓંકાર.

જે જ્ઞાની અધિભૂત તથા અધિદૈવ અને અધિયજ્ઞ મને—
જાણે છે, તે અંતે પણ જાણે છે મુજને યુક્ત મને. ૨૦

ઝૂલણા છંદ.

બ્રહ્મ, અધ્યાત્મ ને કર્મ, અધિભૂત, અધિદૈવ, અધિયજ્ઞ કોને કહીયે?
તે કહી અત્ર કેશવ ! મને કરિ કૃપા, સંશયો સર્વ મારા દહીયે;
નિયમમાં ચિત્ત રાખેલ પુરુષો પ્રભો ! અંતકાળે તમોને સુરીતે,
કેમ જાણેછ તે કહો કૃપાસાગરા ! વિશ્વવ્યાપક વિભો ! પૂર્ણ પ્રીતે. ૨૧

ચાલતી દેશી.

અક્ષર પરમ બ્રહ્મ છે અર્જુન ! ને સ્વભાવ અધ્યાત્મ વદાય;
જે ભાવે જીવો જન્મે તે વિસર્ગ, કર્મ અહીં કહેવાય. ૨૨
નાશભાવ અધિભૂત જાણ, અધિદૈવ તે જ અનુગ્રહ કરનાર,
હું અધિયજ્ઞ હું દેહમાંહિ ફળદાતા શુભ ધર્મે ધરનાર. ૨૩
અંતકાળમાં મને સ્મરીને શરીર ત્યાગીને જે જાય,
તે પામે મુજભાવ અને મુક્તિ તેની નિઃસંશય થાય. ૨૪
દેહ ત્યાગતાં જે જે ભાવનું સ્મરણ થાય છે અહિં જેને,
તે ગુણયુક્ત થઈ સદૈવ તે પામે છે અર્જુન ! તેને. ૨૫
માટે મારૂં સ્મરણ કરી તું, કર યુધ હે અર્જુન ! આ વાર;
મુજમાં મનબુદ્ધી અર્પે તું, પામિશ પાર્થ ! મને નિર્ધાર. ૨૬
યોગાભ્યાસે યુક્ત અને નહિ બીજે કંઇ જાનાર મને—
કરતાં ચિંતન પરમપુરુષને પામે જન કહુ પાર્થ ! તને. ૨૭
શાસ્તા, સિદ્ધ અનાદિ, સૂક્ષ્મમાંસૂક્ષ્મ તથા સર્વજ્ઞ સહી,
ધાતા સર્વતણો, અચિંત્ય, રવિવર્ણ તમથિ પર, પાર નહી, ૨૮
પ્રયાણકાળે સ્થિરચિત્તે ભક્તિયુક્ત ભક્ત સુયોગબળે,

---

૨૦ યુક્ત મને—મારામાં આસક્ત મનથી. ૨૨ વિસર્ગ—યજ્ઞયાગાદિ. ૨૮ શાસ્તા—નિયંતા, સર્વને નિયમમાં રાખનાર. ધાતા—પેદા કરનાર, પોષનાર. તમથી પર—અંધારાથી દૂર ( અહિં અજ્ઞાનરૂપી અંધારાથી દૂર સમજવું. )

રાખિ પ્રાણુ ભ્રૂમધ્ય પરમ તે દિવ્યપુરુષને સદ્ય મળે. ૨૯
અક્ષરબ્રહ્મ કહે છે જેને વેદ જાણનારા નિર્ધાર;
યોગી વિતરાગી જ જે વિષે કરી શકે છે અહિં સંચાર; ૩૦
જેને અભિલાષી શુભ પાળે બ્રહ્મચર્ય ગુરુ પાસ રહી,
તેને કેમ પમાય તે કહું ટૂંકામાં તુજ પાસ અહીં. ૩૧
સર્વ ઇંદ્રિયોદ્વાર રાખિ વશ મનને રૂંધી હ્રુદય વિષે,
રાખિ પ્રાણુને બે ભ્રકુટિ વિચ જોતાં અન્ય ન કોઇ દિશે. ૩૨
એકાક્ષર ૐકાર બ્રહ્મને ઉચ્ચારે ત્યમ જેહ સ્મરે,
તે ત્યજિ દેહ પરમગતિને પામે છે, જે સાચો ઉધરે. ૩૩
અનન્યમન જે સતત સ્મરે છે મુજને હે અર્જુન અવધાર,
નિત્યયુક્ત એવા યોગીને છું હું સદા સુલભ નિર્ધાર. ૩૪
પામિ મને એવા મહાત્મા ફરિ જન્મ અનિત્ય અને દુખયુક્ત,
નથી પામતા કાં કે તે થયલા હોયે છે કેવળયુક્ત. ૩૫
બ્રહ્મલોક પર્યંત લોકને પુનર્જન્મ છે જાણુ સદાય;
હે અર્જુન ! મુજને પામેલો પુનર્જન્મ પામે ન કદાય. ૩૬

હરિગીત છંદ.

વેદો, તપો, યજ્ઞો તથા દાનો વિષે ફળ જે અહીં,—
શાસ્ત્રો વિષે કહ્યું છે સુ તેને જાણિને યોગી સહી,
તે સર્વને ઉલ્લંઘિને પદ આદિ પ્રત્યે જાય છે;
જે પરમધામ સુબ્રહ્મનું તે, જે ઘણું વખણાય છે. ૩૭

ચાલતી દેશી.

શુદ્ધ તને અતિગુહ્યજ્ઞાન આ કહું વિજ્ઞાન સહિત હે ભ્રાત !
જે જાણી તું મુક્ત થશે ઝટ અશુભ થકી, માની મુજ વાત. ૩૮
કાં કે તે છે સૌ વિદ્યા સૌ ગુહ્ય વિષે ઉત્તમ અવદાત;
છે પ્રત્યક્ષ સુધર્મયુક્ત અક્ષયસુખ દેનારૂં સાક્ષાત. ૩૯

---

૩૪ અનન્યમન—બીજે કંઇ મન નહિ એવો પુરુષ. ૩૯ અવદાત—નિર્મળ.

પણ હે પરંતપ! અરે ધર્મ એ ન માનતાં બીજે જ મથે,
મને ન પામી તેહ ભમે છે મૃત્યુયુક્ત સંસારપથે. ૪૦
હું અવ્યક્તથિ સર્વ જગત્ આ વ્યાપિ રહ્યું છે અહિં નિર્વાણ;
મુજમાં સ્થિત છે સર્વભૂત, નથિ હું તેમાં અર્જુન ! તું જાણ. ૪૧
એ ઐશ્વર્ય તું મુજ યોગતણું, નથિ કો પણ મુજમાં હે ભ્રાત !
તોપણ હું સૌનો ભર્ત્તા ધર્ત્તા છું સર્વરીતે સાક્ષાત. ૪૨
મુજ પ્રકૃતિના આશ્રયથી હું કર્માધીન જીવોને અત્ર,
પૂર્વકર્મ લીધે સરજું છું વારંવાર સદા સર્વત્ર. ૪૩
પણ આસક્તિ રહિત તેમાં હું ઉદાસીનને હે ભ્રાતા !
કર્મો તે બંધન નથિ કરતાં, છું હું સર્વ તણો ત્રાતા. ૪૪
મુજ અધ્યક્ષપણાથી પ્રકૃતિ સચરાચર સરજે છે જાણ;
તેથી હે કૌંતેય ! ફરિ ફરિ જગત નીપજે છે નિર્વાણ. ૪૫
પરમભાવ હું સર્વેશ્વરનો ન જાણનારા મૂઢ મને,—
મનુષ્યદેહવાળો દેખીને નિંદે છે, શું કહું તુજને ? ૪૬
વ્યર્થઆશિ ને વ્યર્થકર્મિ ત્યમ વ્યર્થજ્ઞાની અસ્થિરમન એહ,
રાક્ષસિ, આસુરિ તથા મોહિની પ્રકૃતિના આશ્રિત છે તેહ. ૪૭
પણ મહાત્મા દૈવીપ્રકૃતિનો ધરિ આશ્રય અહિં એકમને,
જાણીને અવિનાશી અર્જુન ! સદા ભજે છે એક મને. ૪૮
કરેછ કીર્તન મારૂં નિત્ય કો, પાળે છે વ્રત કો અવધાર;
કોક નમે છે ભક્તિવડે, નિત્યયુક્ત ઉપાસે છે નિર્ધાર. ૪૯
એકત્વે, પ્રથકત્વે બહુધા વિશ્વરૂપ જાણી મુજને,
જ્ઞાનયજ્ઞથી યજેછ બીજા, ટૂંકામાં કહું છું તુજને. ૫૦
પત્ર, પુષ્પ, ફળ, જળ જે મુજને ભક્તિયુક્ત પ્રીતે અર્પે,
તે હું ગ્રહણ કરૂં છું અર્જુન, તેથી મન મારૂં તર્પે. ૫૧
મુજ આશ્રયથી શૂદ્ર, વૈશ્ય, સ્ત્રી તેમજ અંત્યજ પણ નિર્ધાર,
પામે છે હે પાર્થ ! પરમગતિ, એમાં ફેર નથી જ લગાર. ૫૨

---

૪૧ અવ્યક્ત—મૂર્તિમાન નહિ એવો અરપષ્ટ.

### હરીગીત છંદ.

માટે તું મારૂં મન થઈ મુજ ભક્ત થા ને યજ મને,
કર નમસ્કાર સુકોડથી, હે પાર્થ ! હું કહું છું તને;
કરિ એમ મુજમાં જોડિ મન મુજમાં પરાયણ તું થશે,
તો પામશે મુજનેજ ને ભવ બંધ તુજ તૂટી જશે. ૫૩

### ચાલતી દેશી.

હે મહાબાહો ! ફરિ સુણ મારૂં પરમવચન અતિસુખ કરનાર;
જે હું તું મુજ પ્રિયને કહું છું, હિતઇચ્છાથી અહિં આ વાર. ૫૪
નથી જાણતા દેવો મુનિઓ પ્રભવ મુજતણો પાર્થ ! લગાર;
કારણ હું છું તે સર્વેનો સર્વપ્રકાર સદા નિર્ધાર. ૫૫
અજ અનાદિ જે જાણે મુજને સર્વેશ્વર હે પાર્થ ! નકી,
મનુષ્યમાં તે મોહરહિત થઇ છૂટે સર્વે પાપ થકી. ૫૬
અસંમોહ ત્યમ બુદ્ધિ, જ્ઞાન, શમ, દમ ને સત્ય, ક્ષમા, સુખ દુઃખ;
જન્મ મરણ, ભય અભય, અહિંસા, સમતા તથા નહીં મન ભૂખ; ૫૭
તેમ વળી તપ, દાન, યશઅયશ, વિવિધભાવ એ સૌ હે ભ્રાત !
મુજથી પ્રાણીમાં પ્રકટે છે, તું મનમાં ધરજે એ વાત. ૫૮
મહર્ષિ સાત તથા પૂર્વેના ચાર અને મનુઓ સર્વે,
મુજમન સંકલ્પથી થયા છે, જેનિ પ્રજા છે આ સર્વે. ૫૯
એ મારી સુવિભૂતિ યોગને તત્ત્વથિ જે જાણે આંહી,
તે જોડાયે અચલયોગમાં, નથિ એમાં સંશય કયાંહી. ૬૦
હેતુ હું છું સર્વ પ્રભવનો, હુંથી પ્રવર્ત્તે છે જગ સર્વ,
જાણી એમ ભજે છે મુજને ભાવસહિત જ્ઞાની નિર્ગર્વ. ૬૧
રાખિ પ્રાણમન મુજમાં બુધજન આપિ પરસ્પરને શુભબોધ,
મુજ કીર્તન કરિ તૃપ્ત થાય છે, કોપર નથિ કરતા કદિ ક્રોધ. ૬૨

---

૫૯ મહર્ષિ સાત—ભૃગુ, મરીચિ, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ એ સાત. પૂર્વેના ચાર—એ પહેલાંના ચાર સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર. ૬૧ પ્રભવ—જન્મ.

સતતયુક્ત પ્રીતી પૂર્વક એવા ભજનારાને નિર્ધાર,
બુદ્ધિયોગ આપું છું જેથી મળેછ તે મુજને અવધાર. ૬૩
પાર્થ કહે કે, હે પરબ્રહ્મ ! વિભૂતિ આપની દિવ્ય અશેષ,
લોક વિષે વ્યાપેલિ કહો અહિં, મુજને વિસ્તારી વિશ્વેશ ! ૬૪
ઓળખું કેમ હુ યોગી ! તમને સદા કરી ચિંતન ધરિ ધ્યાન,
કયા કયા ભાવોમાં છો હરિ, ચિંત્ય તમે મુજને ? ભગવાન ! ૬૫
કહો મને ફરિ વિસ્તારી તે આપયોગવિભૂતિ પરમેશ !
સુણતાં વચનામૃત હરિ આપનું, તૃપ્તિ મને થતી નથિ લેશ. ૬૬
મુજ વિભૂતિ વિસ્તારતણો નથિ પાર તેથિ અહિંયાં કુરુશ્રેષ્ઠ !
મુખ્ય કહું છું દિવ્ય સારમાં, જે છે સર્વ વિષે અતિશ્રેષ્ઠ. ૬૭
સર્વભૂતમાં ગુડાકેશ ! હું આત્મા રહેલ છું તું માન;
તેમજ છું સૌ ભૂતોનો હું આદિ, મધ્ય તથા અવસાન. ૬૮
આદિત્યોમાં વિષ્ણુ, જ્યોતિમાં અંશુમાન રવિ છું નિર્ધાર;
મરુતોમાં છું મરીચિ હું, છું નક્ષત્રોમાં શશિ સુખકાર. ૬૯
વેદોમાં છું સામ, દેવમાં વાસવ છું, અર્જુન તું જાણ;
સર્વ ઇંદ્રિયોમાં મન છું હું, ભૂતોમાં ચેતન નિર્વાણ. ૭૦
રુદ્રોમાં શંકર ત્યમ યક્ષોરાક્ષરમાં છું હું જ કુબેર;
વસુઓમાં પાવક, પર્વતમાં મેરુ છું હું એમાં નથિ ફેર. ૭૧
મહર્ષિ, દેવર્ષિ, સિદ્ધોમાં ભૃગુ, નારદ ને કપિલ છું હું જ;
યજ્ઞોમાં જપ, વિદ્યામાં અધ્યાત્મ જ છું, પાંડવમાં તું જ. ૭૨
યાદવમાં છું વાસુદેવ હું, તેજસ્વીમાં તે જ પ્રમાણ;
વિસ્તારી મુજ વિભૂતિ કહું શું ? થોડામાં ઝાઝું તું જાણ. ૭૩
હે અર્જુન ! એ બહુ જાણ્યાનું કશું પ્રયોજન છે આ વાર ?
માત્ર એક મુજ અંશવડે હું વ્યાપિ રહ્યો છું જગ મોઝાર. ૭૪
હે માધવ ! મુજ અનુગ્રહ માટે પરમગુહ્ય અધ્યાત્મનું જ્ઞાન—

૬૫ ચિંત્ય—ચિંતન કરવા યોગ. ૬૮ ગુડાકેશ—અર્જુન. ૭૦ ભૂતોમાં—પ્રાણી માત્રમાં. ૭૨ પાંડવમાં તું જ—પાંડવોમાં તું જ હું છું.

ભાખ્યું તેથી મોહ મટચો મમ, અને ટળ્યું અંતરઅજ્ઞાન. ૭૫
ભૂતોનો ભવનાશ તથા અવિનાશિ! આપનું મહાત્મ્ય સુ આજ,—
વિસ્તારથિ સાંભળ્યું મેં આપથિ, હે રાજિવલોચન સુખસાજ! ૭૬
હે પરમેશ્વર! સ્વરૂપ આપનું જેમ કહો છો છે પ્રભુ તેમ,
તોપણ નિજ ઐશ્વર્યરૂપ જોવા ઇચ્છું છું હું ધરિ પ્રેમ. ૭૭
માટે જોવું મને શક્ય છે, એમ માનતા હો નિર્ધાર,
તો યોગેશ્વર! તે બતલાવો આપરૂપ અવ્યય આ વાર. ૭૮
જો હે પાર્થ! રૂપ મારાં નાનાવિધ દિવ્ય હજારો અત્ર;
જે છે વિવિધવર્ણ આકૃતિનાં, સમાયું છે જેમાં સર્વત્ર. ૭૯
જો એમાં આદિત્યો, વસુઓ, રુદ્રો, અશ્વિનીસુત, મરુતો,
તથા અન્ય આશ્ચર્ય અદીઠાં, દેખ કહિ ઇચ્છા કરૂં તો. ૮૦
આ મુજ દેહે આંહિ ચરાચર સકળ જગત્ જો આ વારે;
ત્યમ બીજું પણ જો બહુ અર્જુન! હોયે જે ઇચ્છા તારે. ૮૧
પણ તું આ નિજ ચક્ષુવડે મુજને જોવા નથિ શક્ય સહી;
દિવ્યચક્ષુ આપું છું તેથી જો મુજ ઈશ્વરીયોગ અહીં. ૮૨
હે રાજન્! એમ કહીને પછિ યોગેશ્વર હરિએ એવે,
દેખાડચું નિજ દિવ્યરૂપ અર્જુનને આ રીતે તેવે: ૮૩
અનેક મુખ નેત્રોવાળું, અતિ અદ્દભુત દેખાવોવાળું.
અનેક દિવ્યાભરણવાળું, બહુ દિવ્ય ઉંચાં આયુધવાળું, ૮૪
દિવ્યપુષ્પ ને વસ્ત્ર ધરેલું, દિવ્યગંધલેપનવાળું,
અનંત સર્વાશ્ચર્યરૂપ, જ્યોતિમય સર્વ દિશ મુખવાળું, ૮૫
જો આકાશે રવિ સહસ્રની થાય કાંતિ સદ્ય જ ધારૂં,
તો તે મહાત્માની કાંતિને થાય કંઇક મળતી વારૂં. ૮૬
તે દેવોના દેવ કૃષ્ણના શરીરમાં જગ સૌ આખું,
પાર્થે જોયું વિવિધ વસેલું, હે કુરુસત્તમ! શું ભાખું?! ૮૭

---

૭૮ અવ્યય—અવિનાશી, નાશ ન થાય એવું. ૮૦ અશ્વિનીસુત—બે અશ્વિનીકુમારો. ઇચ્છા કરૂં તો—જો તું ઇચ્છા રાખતો હોય તો.

તે પછિ વિસ્મયયુક્ત, હર્ષ રોમાંચ ધનંજય શિરનામી,
કરસંપુટ કરિ ઉચર્યો પ્રભુનિ પાસ કંઈક ચેતન પામીઃ ૮૮

હરિગીત છંદ.

હે દેવ ! દેવો આપ દેહે સર્વ દેખું છું અહીં,
ત્યમ પ્રાણિ ચાર પ્રકારના સઘળા હું જોઉંછું સહી;
પદ્માસનસ્થ સુઅજ તથા ઋષિઓ અને સર્પો પ્રભો !
જે દિવ્ય છે તે સર્વ હું દેખું છું તમદેહે વિભો ! ૮૯
કર, ઉદર, મુખ ને નેત્ર છે જ અનેક આપતણાં હરી !
હું જોઉં છું તમરૂપ એવું અનંત, ધીરજ બહુ ધરી;
પણ આદિ, મધ્ય તથા વળી નવ અંત તેનો હું લહું,
દેખું છું તમને વિશ્વરૂપ વિભો, ઘણું હું શું કહું ? ! ૯૦
હું મુકુટ, ચક્ર, ગદા ધરેલા તેજરાશિ આપને,
અતિ દિપ્તિકર સઘળે જ એવા પરમ પ્રૌઢ પ્રતાપને—
દેખું છું, દેખિ શકાવ નવ એવા અહો શુભ જ્ઞેયને,
દીપતા સબળે અપ્રમેય અનલ રવિદ્યુતિ ધ્યેયને. ૯૧
કરિ આમ સ્તુતિ બહુપેર અર્જુન ઉચ્ચર્યો ધીરજ ધરી,
મુખ આપનાં પ્રલયાગ્નિ સરખાં જોઉંછું હું હે હરી !
જેમાં તમારિ અનેક દાઢોને વિષે કૌરવતણું,
ત્યમ આપણું પણ સૈન્ય ચૂરણ થાય છે હું શું ભણું ? ! ૯૨
જે રીત નદિયોનાં જળો વેગેથિ સાગરમાં ભળે,
તે રીત બળતાં આપ મુખમાં વીર બહુ આવી બળે,—
તૂટી પડેછ પતંગ રીતે નાશ નિજ થાવા સહી,
દવરૂપ મુખ માંહે પડી બચનાર કોપણ છે નહીં ! ૯૩
છો કોણ ઉગ્રસ્વરૂપ ? આપ કહો મને તમને નમું,
થાઓ પ્રસન્ન કરો અનુગ્રહ, જેથિ નાથ ! નહીં ભમું;
ઇચ્છું છું તમને જાણવા ઇચ્છા સુપૂરણ તે કરો,

---

૯૧ જ્ઞેયને—જાણવા યોગ્યને. ધ્યેયને—ધ્યાન કરવા યોગ્યને.

જાણી શકું ન પ્રવૃત્તિ આપનિ, ધ્યાનમાં વિનતિ ધરો. ૯૪
હું લોક સૌનો ક્ષય જ કર્ત્તા કાળ છું તું જાણજે,
સૌ નાશ માટ પ્રવૃત્ત અત્ર થયો છું ઉરમાં આણજે;
માટે ઉઠી યશ લે અને અરિ જીતિ હે અર્જુન હવે,
સમૃદ્ધિવાળા રાજ્યને ભોગવ તું ભ્રાત થઈ સવે. ૯૫
પૂર્વેથિ મેં મારી મુકયા છે સર્વને માટે જ તું,
થા માત્ર અત્ર નિમિત્ત તુજ અજ્ઞાન સર્વ કરી જતું;
મારૂં કર્યું સૌ થાય છે જોયું અહીં તેં આ સમે,
તો થઈ નિમિત્ત સુલાભ લેતાં, અરે કયમ તું કમકમે? ! ૯૬
મેં ભીષ્મ, દ્રોણુ અને જયદ્રથ, કર્ણ આદિક વીરને-
મારી મુકયા છે, માટ હે ભ્રાત ! ધરી તું ધીરને,
મનની વ્યથા મૂકી પડી ને જીત તેઓને અહીં,
કર યુદ્ધ જીતિશ તું રણે અરિવર્ગને સાચે સહી. ૯૭
હે ભૂપ ! પછિ પાર્થે સ્તવ્યાથી કૃષ્ણ પૂર્વરૂપે થયા,
ભય ભાગવા નિજ ભક્તનો દામોદરે કીધી દયા;
પછિ ઉચ્ચર્યા તે પાર્થ તેં જોયું સ્વરૂપ જે મુજ તણું,
દુર્લભ ઘણું તે દેખવા દેવોય ઇચ્છે છે ઘણું. ૯૮
તેં જોયું જે મમરૂપ તે વેદે તપે દાને કરી,
ત્યમ પૂજવાથી પણ જણાવું શકય નથિ કહું છું ફરી;
પણ દેખવું તે સુલભ છે સુઅનન્ય ભકિતથી અહીં,
જોવા તથા વળિ જાણવા છું તત્વથી શકય જ સહી. ૯૯
મુજ માટ કર્મો જે કરે, મમરૂપ પરમ જ જેહ છે,
મુજ ભક્ત, વર્જિત સંગ, દોષ અડયા વિનાનો દેહ છે;
એવો સહૂ પ્રાણીવિષે નિર્વૈર હોયે જે અહીં,
પામી શકે છે તે મને, મેં વાત આ સાચી કહી. ૧૦૦

### ચાલતી દેશી.

હે પ્રભુ ! એમ ઉપાસે તમને સતતયુક્ત જે ભક્ત અહીં,

ને અક્ષર અવ્યક્ત ઉપાસે, એ બેમાં કો શ્રેષ્ઠ સહી? ૧૦૧
મુજમાં મન રાખી જે મુજને નિત્યયુક્ત શ્રદ્ધાથિ સ્મરે,
તે યોગી છે શ્રેષ્ઠ મુજ મતે, જે મુજને લવ નવ વિસરે. ૧૦૨
અવ્યક્ત બ્રહ્માસક્ત યોગિને ક્લેશ અધિક અર્જુન અહિં થાય;
દેહ ધારિયે દુઃખે કરિને અવ્યક્તને હે પાર્થ! પમાય. ૧૦૩
સર્વ કર્મ અર્પીને મુજને મુજમાં જ પરાયણ રહિ સાર—
ઉપાસેછ ધ્યાન ધરી મુજને અનન્ય યોગે અહિં નિર્ધાર, ૧૦૪
મૃત્યુયુક્ત સંસાર સમુદ્રથિ કરૂં છું તેમનો હું ઉદ્ધાર;
કાં કે તે મુજમાં રતનો હું સહાયિ સર્વ રિતે છું સાર. ૧૦૫
માટે મન તું રાખ મુજ વિષે, ને બુદ્ધિ મારામાં રાખ;
કરી આમ તરિ સર્વ ઉપાધિ, મળી મને ઉત્તમ સુખ ચાખ. ૧૦૬
સ્થિર મન મારા વિષે રાખવા અશક્ત તું કદિ હોય અહીં,
તો તું શુભ અભ્યાસયોગથી મુજ મળવા કર યત્ન સહી. ૧૦૭
કરવા એમ અશક્ત હોય તો મુજ પ્રીત્યર્થે સુકર્મ કરી,
મોક્ષમાર્ગમાં પગ ધર અર્જુન! આ ભવસાગર પાર કરી. ૧૦૮
એ પણ કરવાનું ન બને તો આશ્રય મારો એક ધરી,
સર્વ કર્મફળ છાંડ પાર્થ તું, સાવધાન મન આપ કરી. ૧૦૯
છે અભ્યાસથિ જ્ઞાન શ્રેષ્ઠ, ત્યમ જ્ઞાનથિ ધ્યાન વધે છે ભ્રાત!
ત્યાગ કર્મફળ તેથિ વધે છે, છે શાંતિ જેમાં સાક્ષાત. ૧૧૦
મેં જે આ ધર્મામૃત ભાખ્યું, તેને શ્રદ્ધાથી અહિં જેહ—
સેવે છે મુજમાં મન રાખી, અતિ પ્રિય ભક્ત મને છે તેહ. ૧૧૧

વલણ.

તેહ તરી ભવ ઉદધિને, જાયે નિઃસંદેહ;
ભક્તિયોગ ધ્યાને ધરે, જીવ રાખિને જેહ રે. ૧૧૨

# કડવું ૪ થું.

## જ્ઞાનયોગનો સાર.

### રુચિરાછંદની દેશી.

હે કેશવ! હું પ્રકૃતિપુરુષ ત્યમ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ તથા
જ્ઞાનજ્ઞેય જાણુવા ચહું છું, માટે કહો તે હોય યથા. ૧
આ શરીર કૌંતેય! ક્ષેત્ર કહેવાયે છે તું જાણુ સહી;
એને જે જાણે તેને ક્ષેત્રજ્ઞ કહે વિદ્વાન અહીં. ૨
સર્વ ક્ષેત્રમાં હે ભારત! ક્ષેત્રજ્ઞ હું જ છું જાણુ અહીં;
ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞજ્ઞાન તે મુજ મતથી છે જ્ઞાન સહી. ૩

### હરીગીત છંદ.

તે ક્ષેત્ર જેવા રૂપનું, જેવા સ્વભાવતણું દિસે,
જેવા વિકારોવાળું છે, તેનો પ્રભવ છે જે વિષે;
તે એમ જેવી રીતનું છે, તે તથા ક્ષેત્રજ્ઞ જે—
છે જે સ્વરૂપે ને પ્રભાવે સુણ સમાસે સુજ્ઞ તે. ૪

### ચાલતી દેશી.

ઋષિઓએ વેદોમાં તેનું વિવિધ રીત કીધું છે ગાન;
બ્રહ્મસૂત્રમાં સમજાવ્યું છે હેતુ સહિત અર્જુન! તે જ્ઞાન. ૫
મહાભૂત, અહંકાર, બુદ્ધિ ને માયા, દશેંદ્રિયો વળિ જાણુ,
તથા એક મન, પંચ વિષય એ રીત તત્વ ચોવીશ પ્રમાણુ. ૬
તેમજ ઇચ્છા, દ્વેષ, દુઃખ, સુખ, ધૈર્ય, શરીર તથા ચૈતન્ય,
વિકાર એ સૌ સહિત ક્ષેત્ર મેં કહ્યું સમાસે ગણિશ ન અન્ય. ૭

---

૧ જ્ઞેય—જાણુવાનું. ૪ પ્રભવ—ઉત્પત્તિ. ૪ સમાસે—ટુંકામાં. ૫ બ્રહ્મસૂત્ર—વેદાંતસૂત્ર. ૬ મહાભૂત—પાંચ મહાભૂત. (પૃથ્વી, જળ, વાયુ, તેજ તથા આકાશ.) દશેંદ્રિયો—આંખ, કાન, નાક, જીભ તથા ત્વચા એ પાંચ જ્ઞાનેંદ્રિય; તથા હાથ, પગ, ગુદા, ઉપસ્થ તથા વાણી એ પાંચ કર્મેંદ્રિય. પંચવિષય—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ.

નિર્માનિત્વ, અદંભ, અહિંસા, ક્ષમા અને આર્જવ અવધાર,
ગુરુસેવા, સુપવિત્રપણું ને સ્થૈર્ય, આત્મનિગ્રહ સુખકાર, ૮
તેમ ઇંદ્રિયોના અર્થ વિષે વિરાગ ને ઉર નહિ અહંકાર,
જન્મમૃત્યુ ને જરા વ્યાધિમાં દુઃખદોષ જોવાં નિર્ધાર, ૯
પુત્રદારગૃહ આદિ વિષે આસક્તિ નહિ, ત્યમ હોવું અસંગ,
ઇષ્ટ અનિષ્ટ ગમે તે હો પણ રંચ ન બદલાયે ઉર રંગ, ૧૦
મારે જ વિષે અનન્ય યોગે દૃઢ ભક્તિ કરવી આ રીત,
સેવન કરિ એકાંત સ્થાનનું ત્યાગી લોકસમાજનિ પ્રીત; ૧૧
વળિ અધ્યાત્મજ્ઞાનમાં નિષ્ઠા, દર્શન તત્વોનું, મતિમાન !
એ સૌને જ્ઞાન કહ્યું છે, છે એથી ઉલટું તે અજ્ઞાન. ૧૨
હવે કહું છું જ્ઞેય, જાણિ જે મોક્ષ પમાય જ છે નિર્ધાર,
પરમ અનાદિ બ્રહ્મ જ છે તે સદસદ્‌થી ભિન્ન જ અવધાર. ૧૩
હસ્ત, પાદ, શિર, મુખ છે તેનાં સઘળે હે અર્જુન ! તું જાણ;
તેમ કાન છે સઘળે તેના, વ્યાપક છે સઘળે નિર્વાણ. ૧૪
છે તે સર્વેંદ્રિય ગુણદ્યુતિકર, સર્વેંદ્રિય વર્જિત અવધાર,
અસંગ, સર્વાધાર અને નિર્ગુણ, ગુણભોક્તા છે નિર્ધાર. ૧૫
સર્વ ચરાચર ભૂત વિષે તે બહાર ભીતર છે ભરપૂર,
સૂક્ષ્મપણાથિ જણાય ન જે, છે પાસે તેમજ તે અતિદૂર. ૧૬
અભિન્ન ભૂતો વિષે છે છતાં ભિન્ન રીત તે છે રહેનાર,
પોષક છે સૌ ભૂતોનો ત્યમ ઉત્પત્તિલયનો કરનાર. ૧૭
જ્યોતિ માંહિ તે જ્યોતિ તથા તમથી પર પાર્થ ! સદા કહેવાય,
જ્ઞાન, જ્ઞેય ને જ્ઞાનગમ્ય ત્યમ સૌ હૃદયે સ્થિત છે જ સદાય. ૧૮
કહ્યાં એમ મેં સંક્ષેપેથી ક્ષેત્ર, જ્ઞાન ને જ્ઞેય સહી,
તે જાણી મુજ ભક્ત થાય મુજ ભાવ યોગ્ય, હે પાર્થ ! અહીં. ૧૯
અર્જુન ! પ્રકૃતિ પુરુષ બેઉએ અનાદિ છે આ જગમાંહી,

૮ આર્જવ—સરલતા. સ્થૈર્ય—સ્થિરતા. ૧૨ અધ્યાત્મજ્ઞાન—આત્મજ્ઞાન. ૧૮ તમથી—અંધારાથી. અહિં અજ્ઞાનરૂપ અંધારૂં જાણવું.

વિકાર ગુણ પ્રકૃતિથિ થાય છે, જાણ ભલા ભ્રાતા ! આંહી. ૨૦
કાર્ય તથા કારણ કર્તૃત્વે હેતુ પ્રકૃતિ છે નિર્ધાર;
સુખદુખ ભોક્તૃત્વે કારણ છે પુરુષ એમ અર્જુન તું ધાર. ૨૧
પ્રકૃતિમાં રહિ પુરુષ ભોગવે પ્રકૃતિથી થયલા ગુણ અત્ર;
ગુણસંગમ કારણ છે જન્મ શુભાશુભનું અર્જુન ! સર્વત્ર. ૨૨
ઉપદ્રષ્ટા, અનુમંતા, ભર્ત્તા, ભોક્તા દેવ મહેશ્વર જેહ,
પરમાત્મા તે એ જ કહ્યો છે, દેહે પરમ પુરુષ છે તેહ. ૨૩
જાણે જે એ રીત ગુણોસહ પુરુષપ્રકૃતિને નિર્ધાર,
વર્ત્તે તે સર્વથા તોય પણ, જન્મે ફરી નહીં કો વાર. ૨૪
જ્ઞાનચક્ષુથી ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞભેદ જાણે અહિં જેહ,
જુએ તેમ પ્રકૃતિથિ મોક્ષ જે, પરમપદે પહોંચે છે તેહ. ૨૫
વળિ કહું ફરિથી પરમજ્ઞાન હું જ્ઞાનોમાં ઉત્તમ આ વાર,
જે જાણી મુનિઓ સૌ અહિંથી પરમસિદ્ધિ પામ્યા છે સાર. ૨૬
આશ્રય કરિએ જ્ઞાનતણો મુજરૂપ બની જ્ઞાની નિર્ધાર,
સૃષ્ટિ સમયે નવ પ્રભવે, ત્યમ પ્રલયે દુખ પામે ન લગાર. ૨૭
મહદ્બ્રહ્મ મુજ યોનિ વિષે હું ગર્ભ ધરૂંછું અહિં અવધાર,
તેથી અર્જુન ! ભૂતસૃષ્ટિ સૌ પ્રભવે છે જગમાં નિર્ધાર. ૨૮
સર્વ યોનિમાં સ્થાવરજંગમ ઉપજે છે જે જે આકાર,
પ્રકૃતિ તેની છે માતા, હું પિતા બીજપ્રદ છું નિર્ધાર. ૨૯
અરે ! સત્વ, રજ, તમ એ ત્રણ ગુણ પ્રકૃતિથી પ્રભવે છે ધાર,
તે અવ્યય દેહિને દેહમાં બાંધે છે જગમાં નિર્ધાર. ૩૦
સત્વ તે વિષે નિર્મળતાથી શાંત, પ્રકાશક છે સુખકાર,
જે સુખ તેમ જ જ્ઞાનસંગમાં જોડે છે જનને નિર્ધાર. ૩૧
તૃષ્ણાસંગતણો ઉદ્ભવતા રાગાત્મક છે રજ દુખકાર,

---

૨૩ ઉપદ્રષ્ટા—જોનાર, સાક્ષી. અનુમંતા—અપ્રવૃત્ત છતાં પ્રવૃત્ત પેઠે દેખાનાર, અનુગ્રહ કરનાર. ૨૮ મહદ્બ્રહ્મ—પ્રકૃતિ, માયા. ૩૦ દેહી—દેહવાળો જીવ.

કર્મસંગમાં તે જોડે છે દેહીને અહિંયાં અવધાર. ૩૨
સર્વ જીવને મોહજનક છે તમ અજ્ઞાન થકી થાનાર,
જે પ્રમાદ, આળસ, નિદ્રામાં નાંખે છે અહિંયાં અવધાર. ૩૩
જેથી દેહ થયો છે એવા એ ત્રણ જેહ ઉલ્લંઘી જાય,
જન્મમરણ ને જરાદુ:ખથી છૂટી અમર સદા તે થાય. ૩૪
ત્રિગુણાતીતતણાં લક્ષણ આ ચાર કહો કેવાં પ્રભુ ! હોય ?
શી રીતે અતિક્રમણ કરે છે ત્રણનું તે ? ભાખો વિભુ સોય. ૩૫
પ્રકાશ, પ્રવૃત્તિ, મોહ ઉદ્ભવે દ્વેષ કરે તેનો ન લગાર,
નાશ તેહનો થતાં ન ઇચ્છે, હે પાંડવ ! એને કો વાર, ૩૬
ઉદાસીનની પેઠ રહી તે ગુણોવડે ન ચળે જ કદાય,
વર્ત્તે છે ગુણ નિજ કાર્યે ગણિ રહે છે અચળ જ આપ સદાય, ૩૭
સમાન સુખ દુખ સ્વસ્થ, ગણે જે માટીપા'ણ સુવર્ણ સમાન,
પ્રિયઅપ્રિય લેખે સમ ધીર સુ,સ્તુતિ નિંદા સમ છે નિજ ધ્યાન,૩૮
માન તથા અપમાન તુલ્ય છે, તુલ્ય મિત્રઅરિપણ જેને,
સર્વારંભ પરિત્યાગી કહેવાય ગુણાતીત જ તેને. ૩૯
જે એકાગ્ર સુભક્તિયોગથી સેવે છે મુજને જ સદાય,
તે ત્રણ ગુણ ઉલ્લંઘિ બ્રહ્મપદ યોગ્ય થાય એવું કલ્પાય. ૪૦
છું હું બ્રહ્મ અમર અવ્યય શાશ્વત સુખની મૂર્તિ મતિમાન !
ધર્મતણું પણ સ્વરૂપ હું છું, હુંથી પર બીજો નથિ માન. ૪૧
જેને રવિ, શશિ, અગ્નિ અર્જુન ! પ્રકાશ કદિયે પણ ન કરે,
તે છે મારૂં પરમધામ, જ્યાં જઇ યોગી પાછા ન ફરે. ૪૨
જીવરૂપ યથલો એવો મુજ અંશ સનાતન, પ્રકૃતિ વિષે,—
વસી રહેલાં મન ઇંદ્રિયને ખેંચે છે આ લોક વિષે. ૪૩
ત્યાગી એક શરીર જીવ બીજા પ્રત્યે જાયે જ્યારે,
વાયુ ગંધ લઇ જાય તેમ, ઇંદ્રિયો લઈ જાયે ત્યારે. ૪૪

---

૩૬ પ્રકાશ—સત્વગુણનું કાર્ય. પ્રવૃત્તિ—રજોગુણનું કાર્ય. મોહ—તમોગુણનું કાર્ય.

કર્ણ, આંખ, ચામડી, જીભ ને નાક તથા છઠ્ઠું મન જેહ,
કરિ આશ્રય એ સર્વતણો આંહિં વિષયોને સેવે છે તેહ. ૪૫
જતાં તથા રહેતાં, ભોગવતાં, તે ગુણયુક્ત જ છે તેને,—
વિમૂઢ જોઈ નથી શકતા, પણ જુએછ જ્ઞાનિજન એને. ૪૬
યત્નવાન યોગી એને દેખે છે નિજ માંહે જ સદા;
યત્ન કરે તોપણ નવ દેખે મૂઢ મંદમતિ તેહ કદા. ૪૭
જે આદિત્યનું તેજ જગત્ સૌ પ્રકાશવાન કરે છે ભ્રાત !
તેમ ચંદ્રઅગ્નિનું તેજ તે છે મુજ તેજ સદા અવદાત. ૪૮
પૃથ્વીમાંહિ પ્રવેશી હું મુજ બળથી ભૂત સકળ નિર્ધાર—
ધારૂં છું, ત્યમ પોષું છું સૌ ઔષધિ શશિ રસપ્રદ થઇ સાર. ૪૯
પ્રાણિદેહમાં વૈશ્વાનર હું થઇ રહિ પ્રાણ અપાન સહિત,—
પચવું છું ચાર પ્રકારતણાં અન્ન, પાર્થ! કરવા સૌ હિત. ૫૦

## હરિગીત છંદ.

હું છું રહ્યો સૌ હૃદયમાં, મારાથિ જ્ઞાનસ્મૃતિ ટળે,
• વેદોવડે છું જાણવા જેવો હું જો તું સાંભળે— (તો);
ત્યમ વેદનો કરનાર ગુરુ હું જ્ઞાનદાતા છું સહી,
વેદાર્થનો પણ જાણનારો જાણજે મુજને અહીં. ૫૧

## ચાલતી દેશી.

આ લોકે ક્ષરઅક્ષર એવા એ બે પુરુષો છે તું જાણ;
ક્ષર છે ભૂત સમસ્ત અને અક્ષર છે કૂટસ્થ જ નિર્વાણ. ૫૨
છે એનાથી ઉત્તમ પુરુષ સુ પરમાત્મા કહેવાયે તેહ,
જે ત્રણ લોકતણો પાલક છે, છે અવ્યય ઈશ્વર શુભ એહ. ૫૩
ક્ષરને મેં ઉલ્લંઘ્યો છે, અક્ષરથી પણ ઉત્તમ છું આમ,

૪૬ તે ગુણયુક્તને—ગુણોથી વીંટાયલા જીવને. ૫૦ વૈશ્વાનર—જઠરાગ્નિ. પ્રાણ—પ્રાણવાયુ. અપાન—અપાનવાયુ. ચાર પ્રકારનાં અન્ન—ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય એ ચાર પ્રકારનાં. ૫૨ કૂટસ્થ—એક સરખો રહેનાર, આત્મા.

તેથી લોક વિષે વેદે છે પ્રસિદ્ધ પુરુષોત્તમ મમ નામ. ૫૪
ઘણું ગુહ્ય આ શાસ્ત્ર અનઘ મેં કહ્યું તુજને અહિંયાં સપ્રીત,
જે જાણ્યે જન બુદ્ધિમાન ત્યમ કૃતકૃત્ય જ થાયે શુભ રીત. ૫૫
અભય, સત્વસંશુદ્ધિ તથા સ્થિતિ જ્ઞાન યોગમાં હોય સુરીત,
યજ્ઞ, દાન, દમ અને સરળતા, તપ, સ્વાધ્યાય વિષે નિજ પ્રીત, ૫૬
ત્યાગ, અહિંસા, સત્ય, શાંતિ, અક્રોધ, અચાડિ, અલોભ અને
દયા પ્રાણિમાં ને કોમળતા, લજ્જા, સ્થિરતા હોય મને, ૫૭
ક્ષમા, તેજ, ધૃતિ, શૌચ, અદ્રોહ, અમાનિત્વાદિક ગુણ અવધાર,
પ્રાપ્ત થાય છે દૈવીસંપદ્ અવતરનારાને નિર્ધાર. ૫૮
દંભ, દર્પ, અભિમાન, ક્રોધ ને કઠોરતા અજ્ઞાન અહીં—
પ્રાપ્ત થાય છે આસુરિસંપદ્ ઉદ્ભવનારાને જ સહી. ૫૯
દૈવીસંપદ્ મોક્ષદાયિ છે, આસુરી છે બંધન કરનાર;
દૈવીસંપત્ તું જન્મ્યો છે, માટે શોચિશ મા આ વાર. ૬૦
આ લોકે બે સૃષ્ટિ દૈવઆસુરજીવોની છે નિર્ધાર;
દૈવી વિસ્તારી કહિ તુજને, આસુરિ સુણ મુજથી આ વાર. ૬૧
આસુરિજન પ્રવૃત્તિનિવૃત્તિ જાણે નહિ હે પાર્થ ! લગાર,
શૌચ, સત્ય, આચાર તે વિષે ભાસે નહિ અર્જુન ! તલભાર. ૬૨
કહે છે તેઓ જગત્ અનીશ્વર અવ્યવસ્થિત જૂઠું છે અત્ર;
જોડાં જોડાયે નિપજ્યું છે, કામહેતુવાળું સર્વત્ર. ૬૩
એવિ દૃષ્ટિના અવશચિત્ત, નિજ ઘાતિ અલ્પબુદ્ધિ નિર્ધાર,
ઘોરકર્મ કરવા જન્મે છે, જગક્ષયકારણ તું ઉર ધાર. ૬૪
મમતા, આશા, તૃષ્ણા, મોટમ પારાવાર દિસે તેની;
કામ, ક્રોધ, મદ, દંભ, મોહમાં અંધ સ્થિતિ ભાસે એની. ૬૫
જીભે યજ્ઞ કરે છે જેઓ શાસ્ત્રરીતપર પગ મૂકી,
શઠતા પૂર્ણ દિસે છે અંતર, જાયે મુજ ચિંતન ચૂકી. ૬૬

---

૫૬ સ્વાધ્યાય—વેદાધ્યયન, બ્રહ્મયજ્ઞ. ૬૨ પ્રવૃત્તિનિવૃત્તિ—ધર્મ વિષે પ્રવૃત્તિ તથા અધર્મ વિષે નિવૃત્તિ.

મુજદ્વેષી એવા પાપીને આસુરિયોનિ વિષે જ સદાય,
નાંખું છું હું હે કુંતીસુત! જેથી મુક્ત કદા નવ થાય. ૬૭
ત્રિવિધ નરકનાં દ્વાર દિસે છે આત્માનો નાશ જ કરનાર,
કામ, ક્રોધ ને લોભ અરે! તે છે, તું તજ તેને નિર્ધાર. ૬૮
એ ત્રણ તિમિરદ્વારથી છૂટી આત્મશ્રેયમાં યત્ન કરે,
પામે તે શુભ પરમગતિને, જે ફરિ કદિ પાછો ન ફરે. ૬૯
ત્યાગિ શાસ્ત્રવિધિ નિજ ઇચ્છાથી કરે કર્મ મનની સૂઝે,
તે પામે નહિ સિદ્ધિ તથા સુખ તેમ પરમગતિ પણ ઝૂઝે. ૭૦
માટે કાર્ય અકાર્ય વિષે છે શાસ્ત્રપ્રમાણ સુ તે જાણી,—
શાસ્ત્રવિધાને કહ્યું કર્મ કર, તુજ ઘટતું ગાંડિવપાણી! ૭૧
છોડિ શાસ્ત્રવિધિ શ્રદ્ધાળૂ જે યજન કરે છે અહિં તેની,—
સત્વ તથા રજતમ માંહે કહો નિષ્ઠા કયિ કહેવી એની? ૭૨
સ્વાભાવિક હોયે છે શ્રદ્ધા ત્રિધા મનુષ્યોની માંહી,
સાત્વિકી, રાજસી, તથા તામસી, તે સુણ ધ્યાન દઈ આંહી. ૭૩
હોયે છે સત્વાનુરૂપ હે ભારત! શ્રદ્ધા સર્વ તણી,
જે, જે શ્રદ્ધાયુક્ત હોય તે, તે શ્રદ્ધાનો માન, ગુણી! ૭૪
દેવોને સાત્વિકો યજે છે, રાજસ રાક્ષસયક્ષ સહી,
ભૂતપ્રેત આદિકને તામસ યજેછ, હે કૌંતેય! અહીં. ૭૫
આહાર પણ ત્રણ પ્રકારનો પ્રિય સર્વ તણો હોયે છે માન,
તેમ યજ્ઞ, તપ, દાન તેમનાં તણો ભેદ આ સુણ ગુણવાન! ૭૬
આયુ, સત્વ, બળ, સુખ, આરોગ્ય તથા પ્રીતીવર્ધન, રસવાન,
સ્નિગ્ધ, હૃદ્ય, સ્થિર આહાર સાત્વિકને પ્રિય હોયે છે મતિમાન! ૭૭
કડવો, ખાટો, ખારો, તીખો, રૂક્ષ, ઉષ્ણ અતિ દા'કરનાર,—
આહાર રાજસને છે ગમતો, દુઃખ, શોક, રુજને દેનાર. ૭૮

૭૦ ઝૂઝે—બહુ હાથ પગ વીંઝવાથી, બહુ પ્રયત્નથી. ૭૭ સ્નિગ્ધ—સ્નેહ યુક્ત, ચીકાશવાળો. હૃદ્ય—હૃદયને પ્રિય લાગે એવો. સ્થિર—દેહમાં ઘણા કાળ સુધી રસરૂપ અંશે કરી રહેનાર. ૭૮ રૂક્ષ—લૂખો, કરકરો, ગળામાં ખૂંચે એવો. દા'કરનાર—શરીરમાં દાહ કરે એવો. રુજ—રોગ.

પહોરવારનું, ગતરસ, વાસી, ગંધાતું, ઉચ્છિષ્ઠ, અમેધ્ય,
ભોજન તામસને પ્રિય છે તે, નબળું, નેષ્ટ, સદૈવ નિષેધ્ય. ૭૯
ફળઆશા વિણુ યજ્ઞ જ મારે કરવો છે એવું ધારી—
કરેછ વિધિપૂર્વક એકાગ્રે, તે સાત્વિક લેજે ધારી. ૮૦
ફળઉદ્દેશે દંભ માટ જે યજ્ઞ કરે છે ડોળ ધરી,
ભરતશ્રેષ્ઠ ! તે યજ્ઞ જાણુજે, છે રાજસ નથિ ફેર જરી. ૮૧
વિધિવિહીન, વિણુ અન્નદાન, દક્ષિણારહિત, મંત્રહીન જેહ,—
શ્રદ્ધારહિત યજ્ઞ હે અર્જુન ! તામસ કહેવાયે અહિં તેહ. ૮૨
પૂજન દેવદ્વિજ ગુરુ પ્રાજ્ઞનું, શૌચ અને આર્જવ શુભરીત,
બ્રહ્મચર્ય વળિ તેમ અહિંસા, શારિરતપ કહેવાય ખચીત. ૮૩
અનુદ્વેગકર, સત્યપ્રિય, હિતકારિ વેણુ વદવું ભલિભાત,
અને વેદ અભ્યાસ તેહ તપ વાણીનું ગણવું, હે ભ્રાત ! ૮૪
નિર્મળમન, શુભ સૌમ્યપણું ને મૌન, આત્મવશપણું નિર્ધાર,
તેમ ભાવસંશુદ્ધિ એ જ છે માનસતપ અર્જુન ! અવધાર. ૮૫
દેવું એમ ગણિ દેશકાળ ને પાત્ર જોઇ હે પાર્થ ! અહીં,—
અનુપકારિને દેવું દાન તે સાત્વિકદાન વદાય સહી. ૮૬
પ્રત્યુપકારાર્થે વા ફળ ફરિ મળે એમ જાણી જે દાન—
દેવું મનમાં કલેશ કરી તે રાજસ છે, અર્જુન ! તું જાણ. ૮૭
અદેશકાળે, અપાત્રને જે દાન અવજ્ઞા કરી અપાય,
હે અર્જુન ! તે દાન જ નિશ્ચય તામસદાન સદા કહેવાય. ૮૮
તેથિ અશ્રદ્ધાથી હોમેલું, દીધેલું, કીધેલું કર્મ,
ત્યમ તપ તેવું છે જ અસદ્ અહિતદહિં, હે પાર્થ ! સમજ આ મર્મ. ૮૯
હે મહાબાહો ! સંન્યાસ તથા ત્યાગતણાં હું હે હૃષીકેશ,
પ્રથક્તત્વ જાણવા ચહું છું, કેશિનિષૂદન હે વિશ્વેશ ! ૯૦
પાર્થ ! કામ્યકર્મના ન્યાસને કવિઓ જાણે છે સંન્યાસ;

૭૯ અમેધ્ય—અપવિત્ર, યજ્ઞમાં કામ ન લાગે અથવા નહિ ભક્ષણ કરવા યોગ્ય. નિષેધ્ય—નિષેધ કરવા જેવું. ૮૫ સૌમ્યપણું—પારકું હિત ઇચ્છવાપણું, નરમાશ, કોમળતા. ૯૧ કામ્યકર્મ—કામનાવાળાં કર્મ, ફળની ઇચ્છા-

વિચક્ષણો અહિં ત્યાગ કરે છે, સર્વ કર્મફળ કેરો ન્યાસ. ૯૧
દોષયુક્ત છે કર્મ તેથિ તે ત્યાજ્ય કહે છે સાંખ્ય સુજાણ;
યજ્ઞ દાન તપ કર્મ ત્યાજ્ય નથિ, મીમાંસકો કહે છે જાણ. ૯૨
ભરતશ્રેષ્ઠ ! તે ત્યાગ વિષે મુજનિશ્ચય સુણ કહું છું આ વાર;
ત્રણ પ્રકારનો ત્યાગ કહ્યો છે તત્વદર્શિયોએ નિર્ધાર. ૯૩
યજ્ઞ દાન તપ કર્મ ન તજવાં, પણ તે આચરવાં શુભ રીત;
યજ્ઞ, દાન, તપ બુદ્ધિમાનને કરેછ પાવન પાર્થ ખચીત. ૯૪
પણ તે કર્મો સંગ તથા ફળઆશ ત્યાગિ કરવાં એવો—
નિશ્ચયમત છે ઉત્તમ મારો, તું ઉરમાં ધરજે તેવો. ૯૫
નિયતકર્મનો ત્યાગ યોગ્ય નથિ, હે કુંતીસુત જાણ સદાય;
મોહે તેનો ત્યાગ થાય તે તામસત્યાગ અહીં કહેવાય. ૯૬
કાયકલેશભયથી દુખ જાણી નિત્યકર્મનો ત્યાગ કરાય,
તે છે રાજસત્યાગ, ત્યાગફળ તેથી ના જ કદાય લભાય. ૯૭
નિયતકર્મ કરવું જ એમ ગણિ કર્મ સંગફળ ત્યાગિ કરાય,
હે અર્જુન ! તે ત્યાગ મહીમાં સાત્વિકત્યાગ સદૈવ મનાય. ૯૮
દુખદકર્મને નવ દ્વેષે ત્યમ સુખદ વિષે આસક્ત ન થાય,
બુદ્ધિમાન, ગતસંશય સાત્વિકત્યાગી તે છે અત્ર સદાય. ૯૯
દેહધારિયે સર્વ કર્મનો ત્યાગ કરી ન શકાય કદાય,
માટે કર્મફલત્યાગી તે ત્યાગી મુખ્ય અહીં કહેવાય. ૧૦૦
ત્રિવિધ કર્મફળ ઇષ્ટ, અનિષ્ટ અને મિશ્રિત જે કંઇ કહેવાય,
અત્યાગીને થાય મરણ પછિ, ત્યાગીને નવ થાય કદાય. ૧૦૧
જેને હુંપદ નથિ હૈયામાં, જેની બુદ્ધિ નહીં લેપાય,
હણિ આ લોકોને નથિ હણતો, નથિ બંધાતો તેહ કદાય. ૧૦૨

વાળાં કર્મ. ન્યાસને—ત્યાગને. કવિઓ—પ્રવીણ પુરુષો. વિચક્ષણો—ડાહ્યા, વિદ્વાન્. ૯૨ ત્યાજ્ય—તજવાયોગ્ય. સાંખ્યસુજાણ—સાંખ્યશાસ્ત્ર જાણનારા. મીમાંસકો—મીમાંસાશાસ્ત્ર જાણનારા. ૯૫ સંગ—કર્ત્તાપણાનું અભિમાન. ૯૮ નિયત—નિત્યકર્મ, પોતે કરવાનાં આવશ્યક કર્મ.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્રનાં સ્વાભાવિક ગુણથી અહિં જેહ—
વિભક્ત કર્મો છે હે અર્જુન ! સાંભળ હું સંભળાવું તેહ. ૧૦૩
શમ, દમ, તપ ને શૌચ, ક્ષમા ત્યમ આર્જવ, જ્ઞાન, વિજ્ઞાન તથા
આસ્તિકતા એ નવ સ્વાભાવિક બ્રહ્મકર્મ તું જાણ યથા. ૧૦૪
શૌર્ય, તેજ, ધૃતિ, દાક્ષિણ્ય તથા યુદ્ધેથી હઠવું ન કદા,
ઉદારતા, સુપ્રભુત્વ સહજ એ ક્ષાત્રકર્મ છે જાણુ સદા. ૧૦૫
કૃષિ, ગોરક્ષા ને વાણિજ્ય જ સહજ કર્મ છે વૈશ્યતણું;
ત્રિવર્ણસેવા સહજ કર્મ છે શૂદ્રતણું શું અધિક ભણું ? ૧૦૬
નિજ નિજ કર્મે અભિરત નર પામે સંસિદ્ધિ સદા હે ભ્રાત,
સ્વકર્મરત પામેછ સિદ્ધિ જયમ તે સુણુ હે ભારત ભલિભાત. ૧૦૭
છે જેથી સૌ ભૂત પ્રવૃત્તિ, જેથિ વ્યાપ્ત છે આ જગ સર્વ,
સ્વકર્મથી તેને સેવીને પામે સિદ્ધિ નરો નિર્ગર્વ. ૧૦૮
વિગુણ છતાં છે સ્વધર્મ શ્રેયસ્ પરધર્માચરણથિ, નિષ્પાપ !
સ્વભાવનિયતકર્મ કર્ત્તાને અડતું નથી જરા પણ પાપ. ૧૦૯
સહજકર્મ તજવું ન કદાપી, સદોષ હોય તથાપી વીર !
ધુમ્રે અગ્નિ વિંટયા જેવાં છે સર્વ કર્મ દોષેથી, ધીર ! ૧૧૦
અસક્તબુદ્ધિ તથા જિતાત્મા, ઇચ્છારહિત સદા નર સાર,
સંન્યાસે પામે જ પરમ નૈષ્કર્મ્યસિદ્ધિ અર્જુન ! અવધાર. ૧૧૧
માને છે અહંકાર થકી તું, હું નહિ અત્ર લડું આ વાર,
પણ એ નિશ્ચય છે મિથ્યા, તુજ પ્રકૃતિ નિયોજશે નિર્ધાર. ૧૧૨
સ્વાભાવિક તુજ કર્મથકી તું નિબદ્ધ છે અર્જુન નિર્ધાર,
મોહેથી ઇચ્છેછ ન કરવા, પણ તું અવશ કરિશ અવધાર. ૧૧૩
સર્વ પ્રાણિને હૃદય રહ્યો છે ઈશ્વર તે સૌને નિર્ધાર,

૧૦૩ વિભક્ત—વહેંચેલાં. ૧૦૪ બ્રહ્મકર્મ—બ્રાહ્મણનાં કર્મ. યથા—એ પ્રમાણે. ૧૦૫ ધૃત—ધીરજ, હિંમત. દાક્ષિણ્ય—કુશળતા, ઉત્સાહ. ક્ષાત્રકર્મ—ક્ષત્રિયનાં કર્મ. ૧૦૬ વાણિજ્ય—વેપાર. સહજ—સ્વાભાવિક. ૧૦૭ અભિરત—તત્પર. ૧૦૯ વિગુણ—ઓછા ગુણવાળો. નિયત—નિયમયુક્ત.

માયાયંત્રે સૂત્રધારની રીત ભમાવે છે તું ધાર. ૧૧૪
માટે તું સૌ કર્મ ત્યાગિને આશ્રય એક જ કર મારો;
શોચ ન કર, હું સર્વ પાપથી મોક્ષ કરિશ અર્જુન તારો. ૧૧૫
ધર્મરૂપ સંવાદ આપણો આ ભણુશે જે ધરિ અતિ પ્રેમ,
જ્ઞાનયજ્ઞથી ઇષ્ટ થાઉં હું તેને મતિ મારી છે એમ. ૧૧૬
શ્રદ્ધાવાન, અસૂયાદિરહિત સુણુશે જે આ શુભસંવાદ,
મુક્ત થઈ તે પુણ્યસ્વી શુભલોક વિષે વસશે અવિવાદ. ૧૧૭
હે અર્જુન! એકાગ્ર ચિત્તથી સાંભળ્યું શું તેં ગીતા જ્ઞાન?
મોહ ટળ્યો શું ધનંજય તારો? કહે હવે મુજને મતિમાન! ૧૧૮
હે અચ્યુત! મુજ મોહ મટ્યો, સ્મૃતિ આપ પ્રસાદે આવિ સહી;
ગતસંદેહ ઉભો છું, કરિશ હું આપ કહ્યા રીતે જ અહીં. ૧૧૯
હે નૃપ! મહાત્મા વાસુદેવ ને પાર્થતણો મેં આ રીતે,—
સંવાદ સુણ્યો અતિ અદ્‌ભુત રોમાંચ થાય તેવો પ્રીતે. ૧૨૦
યોગ કહેતા યોગેશ્વર સાક્ષાત્ કૃષ્ણ પોતે ભાખ્યું,
પરમગુહ્ય ગીતાનું જ્ઞાન મેં વ્યાસપ્રસાદ થકી ચાખ્યું. ૧૨૧
હે નૃપ! કેશવપાર્થતણો અદ્‌ભુત પવિત્ર શુભ આ સંવાદ,
સંભારી સંભારિ ફરી ફરિ હરખું છું હું અહિં અવિવાદ. ૧૨૨
સંભારી સંભારિ રૂપ તે અતિ અદ્‌ભુત હરિનું ભારી,
પામું છું વિસ્મય હે રાજા! ફરિ ફરિ જઉં તેપર વારી. ૧૨૩
જ્યાં યોગેશ્વર કૃષ્ણ તથા જ્યાં પાર્થ ધનુર્ધર છે અવધાર,
ત્યાં શ્રી, વિજય, ભૂતિ, નીતિ ધ્રુવ છે મુજ મતિમાં નૃપ નિર્ધાર. ૧૨૪

વલણ.

નિર્ધાર કરી આ ઉપરથી સુતસહ હે ભૂપાળ!
જાઓ શરણ શ્રીકૃષ્ણને, ગુણ કરશે ગોપાળ રે. ૧૨૫

**इति भगवद्गीताप्रकरण समाप्त.**

---

૧૨૪ ભૂતિ—આબાદી, સંવૃદ્ધિ.

# ભીષ્મવધપ્રકરણ.

## કડવું ૫ મું.

### ભીષ્માદિને પ્રણમીને યુધિષ્ઠિરે યુદ્ધની માગેલી આજ્ઞા.

રાગ રામગ્રી.

ગીતા સાંભળી પાર્થ સુજાણજી, ધરિ કરમાં ધનુષ ને બાણજી,—
આવ્યો સૈન્યનિ આગળ જ્યારેજી,હર્ષ પામ્યા પાંડવયોધ ત્યારેજી.૧

ઢાળ.

ત્યારે ધરી અતિહર્ષ પાંડવસૈન્યના મહાવીર,
કરી શંખભેરીનાદ ગર્જ્યા તે સ્થળે રણધીર. ૨
એવે યુધિષ્ઠિર જોઇ એ સેનાતણો ત્યાં રંગ,
ઊતર્યા રથથી કવચ ને આયુધ તજી યશશૃંગ. ૩
પૂર્વાભિમુખ અરિસેનમાં જાવા પિતામહ પાસ,
કરજોડિ વાણી રાખિ વશ ચાલ્યા સદા સુખરાશ. ૪
કારણ કહ્યું નવ કોઇને જાવાનું અરિદળમાંય;
ભયમાં અરે પગ કાં ભરો ! તે પણ સુણ્યું નવ કાંય. ૫
ભ્રાતા અશાતાવાન કરિ જ્ઞાતા મહાગુણવાન,
ઉત્તર ન દેતાં વાધિયા, અરિસેનમાં મતિમાન. ૬
તવ કેશવે કહ્યું પાર્થ આદિકને ત્યહાં આ રીતઃ—
અભિપ્રાય મેં જાણ્યોછ નૃપનો મા ધરો ઉર ભીત. ૭
ભીષ્માદિ ગુરુજનની લઈ આજ્ઞા પછીથી યુદ્ધ—
કરશે યુધિષ્ઠિર તેમની સાથે ધરી આયુધ. ૮
કાં કે કહ્યું છે શાસ્ત્રમાં જે પુરુષ ગુરુજન સાથ,
આજ્ઞા લિધા વિણ તેમની ભરવા ચહે છે બાથ, ૯
તો અશુભ ચિંતન તેમણે કીધેલ તે નિર્ધાર—
પામે પરાજય યુદ્ધમાં, ને સાંપડે નવ સાર. ૧૦

પણ લેઇ ગુરુજન શીખ, જે સામાં ધરે હથિયાર,
જય યુદ્ધમાં પામે જ તે, હું માનું છું નિર્ધાર. ૧૧
જાતા યુધિષ્ઠિર જોઈ ભીષ્મનિ પાસ તેણી વાર,
અરિસૈનિકો આશ્ચર્ય ધરિ નિંદતા વારંવાર. ૧૨
પછિ જઇ પિતામહ પાસ ભાઇયોસાથ ધર્મ સુજાણ,
બે કરથિ સ્પર્શી ચરણ નમિને ઉચ્ચર્યા મૃદુવાણ: ૧૩
હે પિતામહ દુર્ધર્ષ! આપનિ સાથ આણી વાર,
કરશું અમે અહિં યુદ્ધ, ભાવી એમ છે અવધાર! ૧૪
માટે હુ કરવા પ્રાર્થના આવ્યો છું આપનિ પાસ;
આપો સુઆજ્ઞા તેમ આશીર્વાદ ફળવા આશ. ૧૫
સુણિ ધર્મકહેવું ભીષ્મ ઉચર્યા, હે ભલાભૂપાળ!
આ રીત તું આવત નહીં મુજ પાસ ધરિને વહાલ, ૧૬
તો શાપ હું દેત જ તમારા નાશસારૂ તાત!
પણ જોઇ તુજ આચરણ રૂડું હું થયો રળિયાત; ૧૭
માટે કરીને યુદ્ધ જય તું પામ રૂડી રીત;
મુખ માગ બીજું પણ સુગમતું, ધાર મા ઉર ભીત. ૧૮
છે દામ કેરો દાસ નર, નથિ દામ નરનો દાસ;
એ સત્ય છે, જે વાત છે આ વિશ્વમાંહિ પ્રકાશ. ૧૯
અર્થે કરી કૌરવ શું હું બંધઇ રહ્યો છું તાત!
માટે કહે તું યુદ્ધ વિણ ઇચ્છેછ શું? શું હે ભ્રાત! ૨૦
સુણિ ભીષ્મકહેવું ઉચ્ચર્યા નૃપ ધર્મ પરમઉદાર;
યુધ કરો કૌરવ માટ, મુજ હિતનો કરો સુવિચાર. ૨૧
છે એ જ વર ઉત્તમ સદા શુભ આપનો મહાવીર!
કહિ એમ પ્રણમી દ્રોણ પાસ ગયા ગુણી મહાધીર. ૨૨
ત્યાં જઇ નમી શુભ રીત આજ્ઞાસહ લઈ આશીશ,
કૃપપાસ જઇ કર જોડિને નેહે નમાવ્યું શીશ. ૨૩
ત્યાંથી સુઆશિર્વાદસહ આજ્ઞા લઈ શુભ રીત,

નૃપ શલ્ય પાસે આવિયા, પ્રોઢી ધરી ઉર પ્રીત. ૨૪
વિધિ ત્યાંહિ પૂર્વરીતે કરી મદ્રેશ વહાલ વધાર્યું;
આજ્ઞા દઈ યુધની સુ તેણે વરવચન ઉચ્ચાર્યું. ૨૫
ભ્રાતાસહિત તવ ભૂપ સેનામાંહિથી એ વાર—
જાતા હવા, તવ કર્ણ પાસે જઇ મળ્યા મોરાર. ૨૬
પાંડવો માટે પરમપુરુષે જઇ કહ્યું આ પેરઃ—
મેં સાંભળ્યું છે કર્ણ, તુજને ભીષ્મશું છે ઝેર; ૨૭
માટે તું યુદ્ધ કરીશ નહિ, એવી સુણી છે વાત;
ભળ ભીષ્મ જીવે ત્યાં સુધી અમ સહાયમાં હે ભ્રાત ! ૨૮
કર્ણે કહ્યું કેશવ ! કદી હું એમ ન કરિશ નેટ;
દુર્યોધનનો આ દેહ છે, છે અન્ન તેનું પેટ. ૨૯
માટે મરણ પર્યંત તેનું થાય અપ્રિય તેમ,
આ કર્ણથી થાશે નહીં, માનો મુરારી એમ ! ૩૦
સુણિ કર્ણ કહેવું પાંડવો પાસે ગયા ઘનશ્યામ;
એવે યુધિષ્ઠિર સૈન્યમાં ઉચર્યા પુકારી આમઃ— ૩૧
જે કો અમારા પક્ષમાં ઇચ્છે થવા એકત્ર,
વરિયે છિયે તેને અમે અમ સહાય માટે અત્ર. ૩૨
સુણિ ધર્મ કેરો સાદ, ધરિ આહ્લાદ ઉર મોઝાર,
કૌરવ યુયુત્સુ આવિ મળિયો ધર્મને તે વાર. ૩૩
કરજોડિને તેણે કહ્યું, જો કરો મમ સ્વીકાર,
તો આપ માટે કૌરવો સાથે ભડિશ નિર્ધાર. ૩૪
ધર્મે કહ્યું હે યુયુત્સો, ભગવાન ત્યમ અમ સર્વ,
કહિયે છિયે તું આવ આવ ઉતારવા અરિગર્વ. ૩૫
આપણ બધા તુજ મૂર્ખ ભાઇયો સાથ કરશું યુદ્ધ;
ધૃતરાષ્ટ્ર સંતતિ પિંડદાતા તું રહિશ અણિશુદ્ધ. ૩૬
પછી કૌરવોનો ત્યાગ કરિ સંભળાવિ દુંદુભિનાદ,
વાધ્યો સુપાંડવ સૈન્યમાં યુયુત્સુ ધરી આહ્લાદ. ૩૭

ભાઈયો સહિત પછિ પ્રસન્ન થયલા ધર્મે તેણી વાર,
તેજસ્વિ કનકશું કવચ ધર્યું, કરતાં ન કંઇ પણ વાર. ૩૮
નિજ નિજ રથે બેસી બિજા યોદ્ધા સરવ તત્કાળ,
રચિ વ્યૂહરચના પૂર્વ રીતે પાછિ હે મહિપાળ ! ૩૯
એવે હજારો વાગિયાં રણવાદ્ય રણની માંય;
રથમાં વિરાજિત પાંડવો, પામ્યા પ્રશંસા ત્યાંય. ૪૦

વલણ.

ત્યાંય પાંડવોની ભલી જોઈ મન મોટાઈ,
મૈત્રી સ્નેહ દયાદિને વખાણતા સૌ કોઇ રે. ૪૧

---

## કડવું ૬ હું.

### પ્રથમ દિવસે દ્વંદ્વ અને સંકુલ યુદ્ધ.

રાગ વેરાડી.

હે નૃપ ! વ્યૂહ રચાયા પછિ દુઃશાસન ભાઇયો સાથે,—
મુખ્ય કરી ભીષ્મને સૈન્ય સહ વાધ્યો શર ભરિ ભાથે. ૧
એની સામે એ સમયે ભીમને અગ્ર કરિ રાય,
ચાલ્યા પાંડવ ચતુરશિરોમણિ ધરિ યુધની ઈચ્છાય. ૨
તે વેળાએ બેઉ સૈન્યમાં, સિંહનાદ અતિકારી—
થયો તેમ રણવાદ્યશબ્દ સંભળાયા હે નૃપ ભારી. ૩
કિલકિલ શોર હવો કંપાવે હૃદય મનુજનાં એવો;
વાહનશબ્દ કરે વિહ્વળ મન તરત થયો ત્યાં તેવો. ૪
એવે ભીમે વૃષભપેર ત્યાં શબ્દ કર્યો મહાભારે;
તેથી નાદ બધા ઢંકાયા શંખાદિકના ત્યારે. ૫
ઈંદ્રવજ્ર શો ભીમશબ્દ સુણિ સૈનિક દુર્યોધનના—
કંપી ઊઠયા ત્રાસ પામિને ધૈર્ય રહ્યું કોમન ના. ૬

સિંહશબ્દ સુણિ ગળમૂત્ર કરે મૃગો તેમ તે વારે,
સૈન્યવાહનો કરવા લાગ્યાં, ભીમશબ્દ સુણિ ભારે. ૭
રણરશિયો ધશિયો કુંતીસુત ઉગ્ર થઈ એ વારે,
ઝંઝવાયુ ઉદધિમાં આવતા પેઠે હે નૃપ ત્યારે. ૮
વાયુસુત વાયુથી વસમો દેખીને નિર્ધાર,
કરશે પ્રલય સકળ સેનાનો માની મન મોઝાર; ૯
દુર્યોધન દુઃશાસન આદિક ભાઇયો ઘેરી તેને,
બાણવૃષ્ટિ અતિ કરવા લાગ્યા આંચ આપવા એને. ૧૦
એવે દ્રૌપદિના સુત તેમજ અભિમન્યુ મહાવીર,
ધૃષ્ટદ્યુમ્ન તથા માદ્રીસુત નરનાં ઉતારણ નીર, ૧૧
વજ્રે કરિ ગિરિશિખર વિદારે મઘવા હે નૃપ જેમ,
તીક્ષ્ણ બાણથી તમ પુત્રોને કરવા લાગ્યા તેમ. ૧૨
પણ તે પ્રથમતણા સંગ્રામે વિમુખ કોઇ નવ ભાસ્યો;
બે બાજૂનો રંગ સુસરખો રણમાં પૂર્ણ પ્રકાશ્યો. ૧૩
દ્રોણતણા શિષ્યોનિ ચપળતા મેં જોઈ એ વારે;
અનેક શર સાંધતા છોડતા એક પલકમાં ત્યારે. ૧૪
ધનુષશબ્દ ધીમો નવ પડતો, નીસરતો એક ધારા;
નીકળતા શર જેમ ગગનમાં હોય નિસરતા તારા ! ૧૫
નૃપ બીજા આશ્ચર્ય પામિ આ જ્ઞાતિયુદ્ધ તે ટાણે—
જોતા, ત્યમ બે સૈન્ય ભાસતાં ચિત્રરૂપ નૃપ, જાણે ! ૧૬
એવામાં દુર્યોધનઆજ્ઞા થાતાં રાજા સર્વે,
ધનુષ્ય ધરી પાંડવસેનામાં ધશ્યા ભરેલા ગર્વે. ૧૭
તેમજ ધર્મતણી આજ્ઞાથી, સિંહનાદ કરિ ભારે—
અનેક નૃપ તમ પુત્રસૈન્યમાં આવી પહોંચ્યા ત્યારે. ૧૮
બે સેનાનો થયો સમાગમ, હે રાજા ! ત્યાં એવો,
પ્રલયવાયુ જ્યમ થાયે ભેળા, ત્રાસ જણાયો તેવો. ૧૯
સૈન્યરજે રવિ ઢંકાયો, ઊઠ્યા મોટા હોકારો;

પ્રીછ પડે નહિ શત્રુમિત્રની, સૌ કહે મારો ! મારો ! ! ૨૦
શૂરવીરના સિંહનાદ ને બહુકારી કિલકારી,
ધનુષતણા ટંકાર, શંખધ્વની સંભળાયા બહુ ભારી. ૨૧
તે સમયે તમ પક્ષતણા નૃપ જીવિત ઇચ્છા ત્યાગી,—
યુધ કરવા લાગ્યા પાંડવશું, ભય ત્યાગી બડભાગી. ૨૨
કાળદંડ જેવું જ ભયંકર એવે ધનુષ ધરીને,—
ભીષ્મ ઊપડ્યા અર્જુન પ્રત્યે મોટી ત્વરા કરીને. ૨૩
ગાંડિવ ધરિને પાર્થે પણ ગતિ કરી ભીષ્મની સામે;
વીંધ્યા બેએ એક બિજાને પણ કંપ્યા નવ નામે ! ૨૪
સાત્યકિ કૃતવર્માની સામે યુધ કરવાને આવ્યો;
રાય બૃહદ્દબલશું ભડવા અભિમન્યુ સદ્ય સુહાવ્યો. ૨૫
ધર્મ શલ્યની સામે શર વાવરવા ઉમગ્યા એવે;
દ્રોણ સમિપ ધરિ ધનુષ આવિયો ધૃષ્ટદ્યુમ્ન જ તેવે. ૨૬
ઘટોત્કચ આવ્યો હે નૃપ ત્યાં, અલંબુષની સામે;
શિખંડિ અશ્વત્થામા સામે જય મેળવવા કામે. ૨૭
વિરાટ ભગદત્ત તણો વધ કરવાને ધારી રંગ,
બૃહત્સેન કૃપ સાથ ભીડવા આવ્યો ધરી ઉમંગ. ૨૮
જયદ્રથનો કરવા જ પરાજય દ્રુપદ આવિયો હોંશે;
પ્રતિવિંધ્ય ધસ્યો શકુની સામે રાતો થઇ અતિરોષે. ૨૯
ધૃષ્ટકેતુ બાહ્લિકની સામે બળ કરિ ઝાઝું આવ્યો;
ભીમતણે મન દુર્યોધન નિજ ભોગ થવાને ભાવ્યો ! ૩૦
દ્વંદ્વયુદ્ધ મહાવીરોનું અતિત્રાસદાયિ ત્યાં જામ્યું;
વર્ષ્યાં બાણ વિવિધ મહાકારી, પણ ના કોઇ વિરામ્યું. ૩૧
ધનુષ કપાયાં, રથો ભાગિયા, ધ્વજ ધૂળે રોળાયા;
હાથી અશ્વો ભળ્યા ભૂવિષે, ચરણે જન ચોળાયા. ૩૨
બાણતણા વર્ષાદે બહુનો ઘાણ કાઢવા માંડ્યો,
પણ બે સૈન્યતણા વીરોએ રણનો છંદ ન છાંડ્યો. ૩૩

મુહૂર્તમાત્ર આ દ્વંદ્વયુદ્ધનો રંગ જણાયો રૂડો;
પણ પછિથી ઉન્મત્તપેર ભાસ્યો ભયદાયક ભૂંડો. ૩૪
મૂકીને મર્યાદ પદાતિ લક્ષાવધિ એ ટાણે,
યુધ કરવા લાગ્યા એ રીતે, ભૂત ભરાયું જાણે ! ૩૫
જાણે નહિ સુત બાપ આપનો, ને તરત જ સંહારે;
તેમ પિતા વરતે ન પુત્રને, ને શર તાણી મારે. ૩૬
ભાઇ ભાઇને હણે અને મામો ભાણેજ વિદારે;
મામાને ભાણેજ હણે, ત્યમ મિત્ર મિત્રને મારે. ૩૭
ભટકાવી ધૂંસરી ધૂંસરી રથની યોદ્ધા ભાગે;
દંડથિ ભાગે દંડ રથતણા, આવી સામા આગે. ૩૮
ભટકાતા રથ રથની સાથે, હાથી સાથે હાથી;
માર્ગ ન કોને જાવા મળતો, અકળાયા બહુ આથી. ૩૯
બળ થયું બે સેના માંહેથી, તવ છેડાયા હાથી;
નિયમે વળતી તે ન રહ્યા, ભીંશી નાંખ્યા બહુ ભાથી. ૪૦
મેગળ માતા થકી અશાતા થાવા લાગી ભારે;
હાથીને હાથી દાંતેથી દોટો દઈ વિદારે. ૪૧
સુણિ ચિહ્કાર કારમા કરિના, ભૂમિ ભયંકર ભાસે;
કુંભસ્થળ ભેદાયેલા કરિ, ત્રાડ પાડતા નાસે. ૪૨
મર્મસ્થળ ભેદાયેલા, મુખ છેદાયેલા હાથી,
પ્રાણરહિત થઈ પડતા ભૂમાં, કારી ઘા થાવાથી. ૪૩
રથ ઘોડાનો ઘાણ વળ્યો બહુ મેગળની મસ્તીથી;
આંતરડાંનો ઓઘ વળ્યો, વસમો ભાસ્યો બહુ વીથી. ૪૪
હાથીઓના પાદરક્ષકો ભાલા ને તરવાર,
ગુરજ, ગોફણો લેઇ દોડતા કરતા મારામાર. ૪૫
શૂરવીરની તરવારો રુધિરે ગળતી દેખાતી;
છરમાં આવી વીર વીરની છેદિ નાંખતા છાતી. ૪૬

૪૪ વીથી—રસ્તો.

ગદા, મુસલ, તોમર, શર, બરછી અને વિવિધ હથિયાર,—
રહ્યાં ઊછળી, જાય છળી જન, પડી રહ્યો પોકાર. ૪૭
તુટયાં કવચો કંઇક વીરનાં, ઊડયાં શિર શૂરાનાં;
કાયર કંપી કહે કંઇક, 'કાં પડ્યાં અરે અહિં પાનાં!' ૪૮
કારી ચીશો કંઇક પાડતા, કારી ઘા થાવાથી;
વીફરતા મહાવીર શરીરે થાતા જબરા ઘાથી. ૪૯
ગણત્રી ન રહી ઘાયલની પાંડવની સેના એવે,—
આવી ભીષ્મનિ પાસ કંપવા લાગી હે નૃપ તેવે. ૫૦

વલણ.

તેવે મહારથમાંહિ ત્યાં, ભીષ્મ શોભતા એમ;
હે નૃપ, મેરુવડે કરી શશાંક શોભે જેમરે. ૫૧

---

## કડવું ૭ મું.

### શ્વેતવધ, શંખયુદ્ધ અને પ્રથમ દિવસના યુદ્ધનું આટોપણ.

રુચિરાછંદની દેશી.

શૂરવીરક્ષય કરનારો તે અર્ધ દિવસ વીત્યો જ્યારે,
આપપુત્ર દુર્યોધનનિ સુણિ આજ્ઞા હે નૃપતી ત્યારે; ૧
દુર્મુખ, કૃતવર્મા, કૃપ, શલ્ય, વિવિંશતિ એ પાંચે આવી,
રક્ષણ ભીષ્મનું કરવા લાગ્યા, હર્ષ ઘણો ઉરમાં લાવી. ૨
પછી પ્રવેશ્યા ભીષ્મપિતા ત્યાં પાંડવ કેરા સૈન્ય મહીં;
કાળપેઠ કરતાં જ કિયા, અતિ ફાળ પાડતા તરત તહીં. ૩
ગ્રંથિવિનાના ભલ્લાતકિ બાણેથી ભીષ્મે તે ટાણે,
રોળ ઘણો વર્ત્તાવા માંડ્યો, જમરાજા ઉલટ્યા જાણે! ૪

---

૪ ભલ્લાતકી—ભાલા જેવાં.

તે જોઈ અતિ ક્રોધ ધરેલો અભિમન્યુ આયુધ ધરી,
પીળા અશ્વોવાળા રથમાં બેસી આવ્યો વેગ કરી.　　૫
તેણે રક્ષકસહ ત્યાં હે નૃપ, ભીષ્મપિતામહને ભેદ્યા;
દુર્મુખ-સારથીશિર ઊડાડી, સર્વતણા રથધ્વજ છેદ્યા.　　૬
હસ્તલાઘાવી જોઇ તેનિ દેવો અતિ દિંગ થઈ ડોલ્યા;
'આ તો અર્જુન નિપન્યો બીજો!' ભીષ્માદિક સર્વે બોલ્યા. ૭
ભીષ્મ સાથ અભિમન્યુતણું વિસ્મયકારક યુદ્ધ જોઈ સહુ—
ચકિત થયા, ચિત્રામણ જેવા ભાસ્યા ભૂપ કહું શું બહુ! ૮
ભત્રીજાનું જોઈ પરાક્રમ, હર્ષ આપવાને તેને,
ભીમે ભારે શબ્દ કર્યો, એથી અતિ શૂર ચઢ્યું એને.　　૯
એવે અભિમન્યુરથ ઊપર સહસ્ર શર ભીષ્મે છોડ્યા,
વિરાટ, ધૃષ્ટદ્યુમ્ન, ભીમ, સાત્યકિ આદિક તેવે દોડ્યા.　　૧૦
દેખિ આવતા તેઓને શંતનુપુત્રે હે નૃપ એવે,
ત્રણ શર ધૃષ્ટદ્યુમ્ન ઉપર નવ સાત્યકિપર છોડ્યા તેવે.　　૧૧
કર્ણસુધી પ્રત્યંચા ખેંચી ક્ષુરબાણે ધ્વજ ભીમતણો—
કાપી નાંખ્યો હે મહારાજા, દર્પ દાખિ રણમાંહિ ઘણો.　　૧૨
ભીમે ત્રણ બાણેથિ ભીષ્મને વીંધ્યા હે નૃપ એ વારે,
એકે કૃપને ને આઠે કૃતવર્માને વીંધ્યો ત્યારે.　　૧૩
વિરાટસુત ઉત્તર પણ એવે કરિને ઝટ હલકારિ ત્યહાં—
આવ્યો શૂર ભરેલો સત્વર, હતો શલ્યરથ રાય જ્યહાં.　　૧૪
નિજ રથપર ઉત્તરનો હાથી ધસી આવતો તે ટાણે—
રોક્યો મદ્રેશે બાણે કરિ, મહા બળ કરિને જ પરાણે.　　૧૫
પણ તે કોપેલા કરિએ ધૂંસરિ રથની શિરપર ધારી,
રથને જોડેલા અતિ સુંદર ચાર અશ્વ નાંખ્યા મારી.　　૧૬
તેથી વિરથ થયેલા શલ્યે ઉત્તરને હણવા એવે,
સર્પ સરીખી લોહસાંગ ફેંકી તેના ઊપર તેવે.　　૧૭

૧૨ ક્ષુરબાણ—અસ્રા જેવું બાણ. ૧૪ કરિને—હાથીને.

એથી કવચતૂટેલો તે અંકુશ તોમર કરથી સરતાં,—
મૂર્છા ખાઈ પડ્યો પૃથિવમાં, ભાસ્યો જ્યમ તારો ખરતાં. ૧૮
એવે અસિધરિ હાથ હસ્તિની સુંઢ કાપિ શલ્યે પાડી;
બહુ બાણે ભેદાયેલો કરિ મુઓ ચીશ મોટી પાડી. ૧૯
ઉત્તરને હણિ હાથીસહ પછિ કૃતવર્માના રથ માંહે—
બેઠો શલ્ય ગર્વ મન ધરિને, તાળી આપીને ત્યાંહે. ૨૦
તે જોઈને શ્વેત નામનો વિરાટનો સુત તે ટાણે,
ક્રોધે અતિ પ્રજ્વલિત થયો, ઘૃત અગ્નિમાં હોમ્યું જાણે. ૨૧
ભ્રાત પડ્યે ભડકો થઈને તે ઇંદ્રધનુષશું ધનુષ ધરી,
રથસમુદાયે વીંટાયેલો કોપ કારમો બહુ જ કરી, ૨૨
શલ્ય મારવાની ઇચ્છાથી કાળ હોય જાણે સરતો,
તેમ આવવા લાગ્યો સન્મુખ, શરવરસાદ ઘણો કરતો. ૨૩
તે જોઇને રાય બૃહદ્બલ, જયત્સેન જયદ્રથ એવે,
અવંતિના વિંદાનુવિંદ, કાંબોજ ભૂપ પણ નૃપ તેવે, ૨૪
તેમ શલ્યનો પુત્ર રૂકમરથ એ સાતે અતિ શૌર્ય ધરી,
શલ્યનું રક્ષણ કરવા લાગ્યા, શ્વેત ઉપર શરવૃષ્ટિ કરી. ૨૫
સાત વીરશું યુદ્ધ કર્યું શ્વેતે અતિ તાપ દઈ જ તદા;
એવું નથિ જોવામાં આવ્યું આંખે આજ સુધી જ કદા. ૨૬
નિષ્ફળ શર કીધા સાતેના, કાપ્યાં ધનુષ ન વાર કરી;
સાંગોના કડકા કીધા, હુબકાવી નાંખ્યા સર્વ અરી. ૨૭
મારિ બાણ અતિકારી રૂકમરથ રથમાંહે પાડ્યો તેવે;
ધ્વજ છો નૃપના નાંખ્યા છેદી, સારથિ અશ્વ વિંધ્યા એવે. ૨૮
પાડી ભૂંઠા શલ્યરક્ષકો, શરવૃષ્ટિ કરિ બહુ ભારે,
આવ્યો શ્વેત શલ્યરથ સામે, હાહાકાર હવો ત્યારે. ૨૯
એવે કરિ ભીષ્મને અગાડી, દુર્યોધન તેણી વારે,
સર્વ સૈન્યસહ આવ્યો સત્વર, રાજા શલ્યતણી વા'રે. ૩૦
પછી ત્યાં યુદ્ધ થયું અતિ ભારે, કૌરવપાંડવયોધતણું,

જોયું જે આંખે નવ જાયે, તો જીભે શી રીત ભણું ! ૩૧
ભીમ, સાત્યકી, વિરાટ, કેકય, ધૃષ્ટદ્યુમ્ન ઉપર ભીષ્મે—
વર્ષાવ્યા શર અતિ તાતા, કર સૂર્ય પ્રસારે જયમ ગ્રીષ્મે. ૩૨
તવ લક્ષાવધિ પાંડવયોદ્ધા, શૂર શ્વેતને અગ્ર કરી,—
બળ દાખવતા ધર્મતણું ત્યાં ધનુષબાણ કરમાંહિ ધરી, ૩૩
શિખંડીને આગળ કરિ આવ્યા ભીષ્મપિતાના રથ પાસે;
થયું યુદ્ધ ત્યાં પછિ એવું, જેવું દુર્લભ જગમાં થાશે. ૩૪
ભીષ્મે શર નાંખી નૃપરથપર, મોટા નૃપ મારી એવે,
અનેક રથ સૂના કીધા, શરથી ઢાંકયો સૂરજ તેવે. ૩૫
મહારથિનાં મસ્તક ઊડાડયાં, ભાગી રથ કીધા ભૂકા;
હાથી અશ્વ હણ્યા અણુલેખે, શૂરપૂર કીધા સૂકા. ૩૬
શ્વેતે પણ તેવામાં હે નૃપ, બળ અદ્ભુત દાખ્યું એવું,
કૌરવની સેનાએ આગળઊપર નહિ જોયું તેવું. ૩૭
ધનુષ, બાણ, અશ્વો, રથ, હાથી અને હજારો શૂરતણાં—
છેદ્યાં મસ્તક છંછેડાઈ, ઘૂઘવતાં શર મૂકિ ઘણાં. ૩૮
ભીષ્મ સાથ ભારે યુધ કીધું, શ્વેતે શૌર્ય ધરી ઝાઝું;
રક્ષક દુર્મુખ શલ્યઆદિનું શરીર નવ રાખ્યું સાજું. ૩૯
એકબિજાના શરથી હે નૃપ, ભીષ્મશ્વેત વીંધાઇ ગયા;
પણ કો કાયર ન થયા, પણ યુધ કરવા તત્પર આપ થયા. ૪૦
તેવે છંછેડાઈ શ્વેતે નવ બાણે કરિ હે રાજા,
ભીષ્મધનુષના દશ કડકા કરિ, તોડી ભીષ્મતણી માઝા. ૪૧
તાલચિહ્નનો ભીષ્મધ્વજ બીજે બાણે છેદ્યો એવે;
તે જોઇ ભીષ્મ હણાયા માન્યું, તમપુત્રોએ નૃપ તેવે. ૪૨
પ્રસન્ન થઇ પાંડુપુત્રોએ હર્ષયુક્ત થઇ તે ટાણે,
ફૂંકયા શંખ અહો એવા, નભ ચીર્યું હોય શું નહિ જાણે ! ૪૩
ભીષ્મ ભય વિષે ભાળીને નિજ સેનાને થઇને રાતો,
દુર્યોધન કહેવા લાગ્યો, કાં અનર્થ દેખો છો થાતો ! ૪૪

કરો ભીષ્મનું રક્ષણ ભય તજિ સાવધાન થઇ શૂર અરે!
સમીપ આપણ સર્વ છતાં, શ્વેતે શંતનુસુત નહિ જ મરે. ૪૫
દુર્યોધનનાં વચન સાંભળી મહાવીરો આવ્યા દોડી;
વીંટિ ભીષ્મને સેનાસહ શરવૃષ્ટિ શ્વેત ઉપર છોડી. ૪૬
પણ તેથી ક્ષણ ક્ષોભ ન પામી શ્વેતે વીર વડા વારી,
કર્યા ભીષ્મને કાયર હે નૃપ, કારી બાણ ઘણા મારી. ૪૭
તવ ભીષ્મે શર સાત વડે અશ્વોસારથિ તેના મારી,
કાપ્યો ધ્વજ તેનો તેથી તે ક્રોધ્યો ભીષ્મ ઉપર ભારી. ૪૮
કાલદંડ ત્યમ સર્પજીભશી શક્તિ પછી તેણે તેવે,
શંતનુસુત ઊપર ફેંકી નૃપ, હાહાકાર થયો એવે. ૪૯
વિદ્યુત્‌શી આવતી શક્તિ તે ભીષ્મે હે નૃપ એ વારે,
બહોતેર બાણવડે છેદી, છેડાયો શ્વેત ઘણો ત્યારે. ૫૦
ગદા લેઇને કરી ગર્જના, પાણીપૂર તણી પેઠે,—
આવ્યો શ્વેત ભીષ્મ સામે તવ શંતનુસુત ઉતર્યા હેઠે. ૫૧
ક્રોધે કુબેર પેઠે ફેરવિ આપ ગદા હે નૃપ એવે,
ફેંકી શ્વેતે ભીષ્મરથ ઉપર, રથ બળિ ભસ્મ થયો તેવે. ૫૨
બીજા રથમાં ખેદયુક્ત મન બેઠા ભીષ્મપિતા વળતી;
'રે શ્વેતે આ શું કીધું!' સ્મરિ છાતી ભીષ્મ તણી બળતી. ૫૩
એવે નિજ હિતરૂપ સાંભળી ભીષ્મે ગગનગિરા એવી,
શ્વેત જીતવાની તક આજે છે જેવી જોઇયે તેવી. ૫૪
બ્રહ્માએ ભાખ્યું છે એવું, માટે સત્વર યત્ન કરી,
માર શ્વેતને ભીષ્મ ડગ્યા વિણ યુદ્ધતણો ઉત્સાહ ધરી. ૫૫
પછી શ્વેતને હણવાનું મન ભીષ્મે કીધું નૃપ જેવે,
વિરથ શ્વેત પાસે મહારથિ રક્ષક આવી ઊભા તેવે. ૫૬
પણ ભીષ્મે ગણકારિ ન કોને વીર વડા વારી રાખી,
શ્વેતછાતિ બ્રહ્માસ્ત્રે ભેદી, બળ ઝાઝું નિજનું દાખી. ૫૭
શ્વેત પડેથી પાંડવસેના પૂણી જેવી શ્વેત થઈ;

શોચ વિષે પડિયા મહા શૂરા, હે નૃપ ! લમણે હાથ દઈ. ૫૮
એવે ભ્રાત પડ્યો જાણી દાવાનળરૂપ થઈ રાજા !
શંખ આવિયો ધનુષ બાણુ ધરિ, જ્યાં અરિજોધ હતા ઝાઝા. ૫૯
શલ્યરૂપ શલ્યને જ હવા આવ્યો તે થઇને તાતો;
ઉચર્યા કૌરવયોધ અટકિને, 'અરે કેર કરશે આ તો !' ૬૦
મૃત્યુ મુખમાં જતો શલ્ય નૃપ બચાવવા ધીરજ ધરતા,—
પૂર્વરક્ષકો આવ્યા પાછા, શરવરસાદ ઘણો કરતા. ૬૧
બાણુ તેમના નિષ્ફળ કરિને, શંખ સિંહપેરે ગાજ્યો;
કૌરવયોદ્ધા ઉચર્યા ત્રાસી, અરે ભીષ્મ ધાજ્યો ! ધાજ્યો !! ૬૨
તાડ જેવું તવ ધનુષ ધરીને ભીષ્મપિતા વેગે ધાયા;
તવ પાંડવ સેના ગઇ ત્રાસી, મૂકી જીવ્યાની માયા. ૬૩
શંખનું રક્ષણ કરવા એવે, અર્જુન ભીષ્મ સમિપ આવી,—
યુધ કરવા લાગ્યો હે નૃપતે ! શૌર્ય ઘણું ઉરમાં લાવી. ૬૪
પાર્થભીષ્મનું યુદ્ધ ભય ભર્યું ભાસ્યું સૌને એ વેળા;
'ભળ્યું તેજમાં તેજ અરે આ !' ઉચર્યા સૈનિક થઇ ભેળા. ૬૫
એવે શલ્યે ઉતરી રથથી ગદા ઝપાટે જઇ મારી,
શૂર શંખના ચાર અશ્વ નૃપ, નિમિષમાંહિ નાંખ્યા મારી. ૬૬
તવ તે અસિ ધરિ હાથ દોડતો આવી અર્જુનરથ પાસે,—
પામ્યો શાતા, ત્યાગિ અશાતા, થયો પછી નીચે શ્વાસે. ૬૭
ભીષ્મબાણુ એ સમયે ભારી પ્રલયમેઘ સરખાં કારી,
અરે ! વરસતાં હતાં ઉગરવાની ન જડે જેમાં બારી. ૬૮
અવની ને આકાશ બાણુમય ભીષ્મે કીધાં તે ટાણે;
પીડી પાંડવ-મહારથિ મોટા, જીવરહિત કીધા જાણે. ૬૯
મૂકિ પાર્થને દ્રુપદ પાસ જઇ તાપ ત્યહાં એવો આપ્યો;
બળે વનો જ્યમ વસંતમાં ત્યમ ત્રાસ દ્રુપદસૈન્યે વ્યાપ્યો. ૭૦
જ્યમ મધ્યાહ્ને તપતા રવિને હે નૃપ કો જોઈ ન શકે,
ત્યમ ત્યાં ભીષ્મપિતા સામે જોવાતું ન પાંડવ સૈન્ય થકે. ૭૧

શીત થકી પીડાતી ગાયો પેઠે પાંડવ ચોબાજુ—
જોતા નિજ રક્ષકને પણ ત્યાં કો નહતું સાજુંતાજું. ૭૨
સાદ દઈ બોલાવી રથિયો શંતનુસુત હણતા તેવે,
જગત્પ્રકાશક સૂર્યદેવ અસ્તાચળમાં ઉતર્યો એવે. ૭૩

વલણ.

એવે અંધારૂં થતાં સેનાનો અવહાર,—
પાંડુપુત્રોએ ત્યાં કર્યો, પામી મોટી હારરે. ૭૪

---

## કડવું ૮ મું.

### बीजा दिवसना युद्ध माटे पांडवोए रचेलो क्रौंचव्यूह.

રાગ ધનાશ્રી.

હે નૃપ ! પ્રથમ દિવસના યુદ્ધે, રાય યુધિષ્ઠિર આપજી—
પેખિ પરાક્રમ ભીષ્મપિતાનું પામી બહુ પરિતાપજી, ૧
આવી શિબિરે ભાઇયો તથા રાજાઓ સાથે ત્યારેજી,
ઉચર્યા કૃષ્ણ સમીપ જઈ, યુધ કરવું નથી અવ મારેજી. ૨
કાં કે હે કેશવ ! ગ્રીષ્મે તૃણ બાળે અગ્નિ જેમ જી,
બાળે છે શંતનુસુત મારૂં સૈન્ય અરે આ તેમજી. ૩
ઘૃત હોમેલા અગ્નિસમા જ્વાળાવાળા એ સામેજી,
અરે ! કેમ જોઇ શકશું આપણ ? જશ નહિ અહિંયાં જામેજી. ૪
કાં કે ક્રોધેલા યમ, વાસવ, વરુણ, કુબેર જિતાયજી,
પણ તેજસ્વી ભીષ્મ અરે ! જીતી નહિ અત્ર શકાયજી. ૫
પામિ ભીષ્મને અલ્પ બુદ્ધિથી પ્રેરાઇ નિજને કાજેજી,
નાવ વિનાના ભીષ્મજલધિમાં બૂડચો છું હું આજેજી ! ૬
તેથી જીવવું જઇને વનમાં, મારે મન છે વારૂજી,
પણ નૃપ સર્વે ભીષ્મઅગ્નિમાં હોમવા તે નથિ સારૂંજી. ૭
રાજ્યલોભથી થયો નષ્ટ હું, ત્યમ બાંધવ આ મારાજી—

પામ્યા પીડા અત્ર અરે! વેઠી શરવર્ષાધારાજી. ૮
છે જીવિત દુર્લભ તેથી હું તેને ગણું છું મોટુંજી;
માટે હવે જીવિત અવશેષે કરીશ તપ હું મોટુંજી. ૯
પણ રણમાંહિ મરાવિશ નહિ મિત્રોને કહું છું સાચુંજી;
શ્રેયસ્માર્ગ બતાવો માધવ, એ કરજોડી જાચુંજી. ૧૦
કાં કે રણસંગ્રામ વિષે મધ્યસ્થ પેઠ અર્જુનનેજી—
જોઉં છું હું આ ટાણે, તેથી શાતા નથિ મનનેજી. ૧૧
મહાબાહુ મોટા મનવાળો ભીમસેન મુજ ભ્રાતજી,
ક્ષત્રિયધર્મ સ્મરીને રણમાં ઝીકે છે નિજ જાતજી; ૧૨
તે દિવ્યાસ્ત્ર તથા માયાએ રહિત થકી સો વર્ષેજી,
અરિસેનાનો નાશ થશે નહિ, અને અર્થ નવ સરશેજી. ૧૩
અસ્ત્રજાણ આ મિત્ર આપનો છે અર્જુન અહિં આજજી,
પણ તે ઉપેક્ષા કરે છે અમારી, તો સરશે કયમ કાજજી ? ! ૧૪
માટે રાજ્ય નથિ જોઇતું મારે, મિત્રભોગ લેનારૂંજી;
આપ પ્રસાદવડે પુરુષોત્તમ ! થશે અમારૂં સારૂંજી. ૧૫
આમ કહી અતિ ખેદયુક્તમન રાય યુધિષ્ઠિર એવેજી,
ઊભા કૃષ્ણ સમીપ શોચતા, ત્રીકમ ઉચર્યા તેવેજી: ૧૬
ભરતશ્રેષ્ઠ હે ભૂપ ધર્મ! મા શોચો આવી રીતેજી;
છે શૂરા અતિ આપભ્રાત, જેને કોઈ નહિ જીતેજી. ૧૭
ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, સાત્યકિ, દ્રુપદ અને હું તમારાજી—
પ્રિય કરનારા છિયે, તેમ નૃપ છે બીજા પણ સારાજી; ૧૮
જે સેનાસહ આપ ભક્તિમાં ભળ્યા દિસે છે આવીજી;
પક્ષ આપનો છે જ પ્રબળ, મા ઉચરો ઓછું લાવીજી. ૧૯
મહાબળ ધૃષ્ટદ્યુમ્ન દ્રોણને હણનારો જ તમારોજી—
છે સેનાપતિ, તેમ શિખંડી છે જ ભીષ્મ હણનારોજી. ૨૦
જેનો જેનો ભય છે આપને તે સૌને હણનારાજી,—
આપ સૈન્યને આવિ મળ્યા છે, અરિને તૃણ ગણનારાજી. ૨૧

સાંભળી શ્રીકૃષ્ણતણું કહેવું, ધૃષ્ટદ્યુમ્નની આગેજી,—
કેશવ સુણતાં ધર્મે કહ્યું ત્યાં અંતરને અનુરાગેજી: ૨૨
હે મારિષ ! ભગવાને તુજને સેનાપતિ અહિં મારોજી—
કીધો છે અતિ કોડ ધરીને, જાણિ પ્રતાપ સુ તારોજી. ૨૩
પૂર્વે દેવોનો સેનાપતિ કાર્તિકેય હતો જેમજી,
પાંડવનો હે ધૃષ્ટધુમ્ન, તું છે સેનાપતિ તેમજી; ૨૪
માટે પુરુષમાં સિંહરૂપ તું આપ પરાક્રમ દાખીજી,
માર કૌરવોને મમત્વ ધરિ, શૌર્ય હૃદયમાં રાખીજી. ૨૫
હે મારિષ ! તારી પાછળ હું, ભીમ, નકુળ, સહદેવજી,
તેમ જ કેશવ, દ્રોપદિપુત્રો, બીજા નૃપ તતખેવજી,— ૨૬
અવશ્ય આવિશું, માટે તું રણરંગ ભજવજે પૂરોજી;
કૌરવદળ કંપાવિ ખપાવી, કહેવાજે બહુ શૂરોજી. ૨૭
તવ સુણી ધર્મવચન ઉચર્યો તે, આ રીતે ત્યાં એવેજી,
હે નૃપ દ્રોણનું મૃત્યુ હું છું, ભાખ્યું છે મહાદેવેજી. ૨૮
માટે રણમાં ભીષ્મ, દ્રોણ, કૃપ, શલ્ય, જયદ્રથ સામેજી—
યુદ્ધ કરિશ હું, જેમ આપ મન પૂરણ તૃપ્તી પામેજી. ૨૯
એમ કહી તૈયાર થયો તે પાંડવસહ હોકારીજી;
ઉચર્યા તવ ધરિ હર્ષ યુધિષ્ઠિર, ધીરજ મનમાં ધારીજી: ૩૦
પૂર્વે દેવાસુરસંગ્રામે બૃહસ્પતિએ ભલિભાતજી,
ક્રૌંચવ્યૂહ ઇંદ્રને કહ્યો'તો, કરનારો અરિઘાતજી; ૩૧
તેવો વ્યૂહ રચો જ તમે, અરિઓને લેવા જીતીજી,
જોઈ જેને કૌરવસહ નૃપ સર્વ ધરે ઉર ભીતીજી. ૩૨
સુણિ નૃપ કહેવું ધૃષ્ટદ્યુમ્ને સવારમાં શુભ રીતેજી,
સર્વ સૈન્યના અગ્રભાગમાં કર્યો પાર્થને પ્રીતેજી. ૩૩
મોટી સેના સહિત દ્રુપદ નૃપ ક્રૌંચવ્યૂહનું મસ્તકજી,
કુંતિભોજ ને ચૈદ્યનૃપો બે થયા નેત્ર તેણી તકજી. ૩૪

૨૩ મારિષ—માન આપવા યોગ્ય પુરુષ. ૩૪ ચૈદ્યનૃપો—ચેદિદેશના રાજા.

દાશેરક ગણુસહિત દશાર્ણક, પ્રભદ્ર, અનુપ, કિરાતજી,—
ક્રૌંચવ્યૂહનો કંઠ થયા, શોભ્યા તે ત્યાં ભલિભાતજી. ૩૫
પટચર, પૌંડ્ર, પૌરવક તેમ નિષાદનૃપોસહ ધર્મજી,—
થયા ક્રૌંચનો પૃષ્ઠભાગ તબ, કરવા યુધનું કર્મજી. ૩૬
ભીમસેન ને ધૃષ્ટદ્યુમ્ન બે પાંખો ક્રૌંચવ્યૂહકેરીજી—
થયા, તેમ અતિરથિ મહારથિની સેના મળી ઘણેરીજી. ૩૭
અભેદ્ય વ્યૂહ દેખી દુર્યોધન દ્રોણાદિકની આગેજી,
કરિ પ્રશંસા ઉચર્યો ત્યાં જયમ સૌને સારૂં લાગેજી. ૩૮
પછિ ગોઠવણી કૌરવદળની થઈ ત્યહાં મનમાનીજી;
સિંહનાદ કરિ સજ્જ થયા યોદ્ધા મોટા બહુમાનીજી. ૩૯
શંખ ભેરિ બે સેનામાંહી, શૂર ચઢે ત્યમ વાગ્યાંજી;
દાટ વાળવા દળ બે પરસ્પર સામાં આવી લાગ્યાંજી. ૪૦

વલણ.

લાગ્યાં વન જયમ હોય ત્યમ, થયો ત્યહાં સંગ્રામ;
સાંભળજો ધીરજ ધરી, હે રાજા ગુણવાનરે ! ૪૧

---

## કડવું ૯ મું.

### कलिंगराजवध अने बीजा दिवसना युद्धनुं संकेलन.

રુચિરાછંદની દેશી.

બાધ કરે પાંડવને એવો મોટો વ્યૂહ રચી એવે,
કરી ભીષ્મને આગળ કૌરવ વાધ્યા યુધ કરવા તેવે. ૧
એવે દુર્યોધનઆજ્ઞાથી પ્રવૃત્ત યુદ્ધ થયું ભારે;
થાય રૂવાટાં ઊભાં તેવા શર સુસવાટ થયા ત્યારે. ૨
હય ગજ રથ ઊપર શર છૂટ્યા સમસમાટ કરતા કારી;
જોર ઘણું ભીષ્મે જણવ્યું, કરિ હેલી બાણતણી ભારી. ૩

ભીમ, સાત્યકિ, અભિમન્યુ આદિકપર બાણ ઘણા છોડી,
કરી પરાભવ ભીષ્મે સૌનો, ક્રૌંચવ્યૂહ નાંખ્યો તોડી. ૪
ભય પામી પાંડવના યોદ્ધા વ્યૂહભંગ થાતાં ભાગ્યા;
ઉન્મત થઈ કૌરવયોદ્ધા કિલકારી બહુ કરવા લાગ્યા. ૫
તવ તાતો થઇ અર્જુન ઉચર્યો, હે માધવ ! છે ભીષ્મ જયહાં,
ઉગારવા સેના મારી, મારો રથ ખેડો તૂર્ણ ત્યાં. ૬
વાર કરે ક્રોધેલા ભીષ્મ, અરે સંહાર ઘણો કરશે !
બળી ગયે ઘર કૂપ ખણ્યે પછિ અરે ! અર્થ કહો શો સરશે? ૭
સુણી પાર્થ કહેવું શ્રીપતિએ અર્જુનનો રથ એ ટાણે,—
આણ્યો શંતનુસુત સામે, જયમ માતલિ ઇંદ્રતણો આણે. ૮
તવ તે ઊપર શર સિત્તોતેર છોડયા ભીષ્મે ધનુષ ધરી;
દ્રોણ કૃપે ક્રમથી છોડયા પચ્ચીશ પચાશ ન વાર કરી. ૯
ચોસઠ દુર્યોધને અને નવ શલ્યે ને જયદ્રથરાયે,—
મૂકયા ત્યમ શકુનિએ પાંચ મૂકયા અતિ જોર ધરી કાયે. ૧૦
એ રીતે સાતેએ વીંધ્યો અર્જુનને તોપણ તેને,—
વ્યથા થઈ નહિ લેશમાત્ર પણ, પણ અતિ ક્રોધ ઉગ્યો એને. ૧૧
તેથી તેણે પચીશ ભીષ્મને, સાઠ દ્રોણને, નવ કૃપને,
ત્રણ વિકર્ણ શલ્યને મારી, પાંચે વીંધ્યો દુર્યોધનને. ૧૨
એવે સાત્યકિ, વિરાટ, ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદીસુત પાંચે,
તેમ જ અભિમન્યુ અર્જુનને ન આવવા અરિની આંચે,— ૧૩
રક્ષણ તેનું કરવા લાગ્યા, તવ પાર્થે અતિ ક્રોધ કરી,
કૌરવદળમાં રોળ વાળવા માંડયો વેગેથી વિફરી. ૧૪
તવ દુર્યોધન કહેવા લાગ્યો, શંતનુસુતને એમ તહીં,
આપ તથા ગુરુ દ્રોણ જીવતે પાંડુસુત આ પાર્થ અહીં, ૧૫
સર્વ આપણા સૈનતણું કાપે છે મૂળ અરે આજે !
મુજ હિતચિંતક કર્ણ શસ્ત્ર તજિ લડતો નથિ અહિં તમ કાજે ! ! ૧૬
માટે અર્જુન નાશ થાય ત્યમ કરો તમે આવાર અહીં;

સુણિ અણગમતું ક્ષત્રિ ધર્મને ધિક્કારી ગાંગેય તહીં, ૧૭
આવ્યા અર્જુનના રથ પાસે ધીકેલા હે નૃપ જ્યારે,
તે જોઇ રાજાઓએ ગર્જી, શંખઘોષ કીધા ત્યારે. ૧૮
અશ્વત્થામા, દુર્યોધન ને વિકર્ણ હે નૃપતે એવે,
શંતનુસુતને વીંટી ઊભા, યુધ કરવા માટે તેવે. ૧૯
તેમ જ પાંડવ સર્વે વીંટી અર્જુનને મહાયુધ માટે—
રહ્યા ઉભા રણક્ષેત્ર વિષે, મહાવિનાશની વસમી વાટે. ૨૦
એ પછિ યુદ્ધ પ્રવૃત્ત થયું અર્જુન ને ભીષ્મતણું તેવે;
વીંધ્યા બેએ એક બિજાને, પણ નવ અટક્યા કો એવે. ૨૧
એવે ભીષ્મે ત્રણ શર માર્યાં શ્રીકૃષ્ણતણી છાતિ વિષે;
જેથી તે શોભ્યા ત્યાં પુષ્પસહિત કિંશુકતરુ જેમ દિસે. ૨૨
વિઠ્ઠલને વિંધેલા જોઈ પાર્થે કારી ક્રોધ કરી,
ભીષ્મતણો રથ તીક્ષ્ણબાણથી વીંધ્યો વાર કરી ન જરી. ૨૩
પાર્થભીષ્મ અન્યોન્ય પરાભવ કરવા કરતા યત્ન તહીં,
પણ સારથિ ચતુરાઈ થકી આવી નવ શકતા આંચ મહીં. ૨૪
એકબિજાનું છિદ્ર શોધવા કરતા ચિંતન ચિત્ત વિષે,
પણ નજરે નવ પડતું કિંચિત્, રવિમાં જેમ તિમિર ન દિસે. ૨૫
સિંહનાદ કરતા શે' દેવા, શંખ ફૂંકતા જોર કરી,
પણ નવ ક્ષોભ થતો કોને, ઝાંખા ન જણાતા જેહ જરી. ૨૬
ધનુષ તેમનાને ટંકારે ગગન ગાજતું તે વારે;
પૃથ્વી રથપાટે કાંપી ભયભણકારા કરતી ભારે. ૨૭
ન્યૂનાધિક નવ કોઇ ભાસતા બેમાંથી એકે એવે,
ધ્વજચિહ્નોથી ભીષ્મપાર્થ વર્ત્તા'તા હે નૃપતે તેવે. ૨૮
ભીષ્મપાર્થનું જોઈ પરાક્રમ સુરગંધર્વાદિક ત્યારે,
પામિ અતિ આશ્ચર્ય ઉચ્ચર્યાં, 'નથિ આ'વું જોયુ ક્યારે ! ૨૯
ક્યારે પણ આ બે ક્રોધેલા જીતાયે નહિ કોઇ થકી;

૨૨ કિંશુકતરુ—ખાખરાનું ઝાડ. ૨૬ શે'—ભય, તાપ, તેજ.

દેવ અસુર ગંધર્વ ગર્વ મૂકી નાસે એઓથિ નકી ! ૩૦
નમ્યું ન આપે એક બિજાને છે એવા બન્ને જ નકી;
આ યુધ યુગ પર્યંત સમાન જ રહેશે આ'વું અત્ર ટકી !' ૩૧
વખાણુ બે વીરનાં થતાં'તાં યુદ્ધ તેમનું જોઇ જદા,
હણુતા હતા પરસ્પરને કૌરવપાંડવના યોધ તદા. ૩૨
એવામાં ધૃષ્ટદ્યુમ્ન અને દ્રોણુતણું પણુ યુધ ભારે,—
જોડાયું'તું જોર ભર્યું અતિ જવાળ ભરેલું ત્યાં ત્યારે. ૩૩
દ્રોણે શર અતિ તીક્ષ્ણુ છોડિને ધૃષ્ટદ્યુમ્ન તણી છાતી—
વીંધી, ભલ્લાકૃતિથી પાડચો સારથિ આંખ કરી રાતી. ૩૪
તેમ ચાર બાણોથિ ચાર અશ્વો રથના વીંધ્યા સહેજે;
દ્રોણુ વીંધિ નેવું શરે ધૃષ્ટદ્યુમ્ન કહે, 'ઉભો રહેજે !' ૩૫
બાણે ઢાંકીને તેને તવ, દ્રોણે મરડ સુણી તેનો,—
કાલદંડશો બાણુ ગ્રહ્યો કર અંત આણુવાનો એનો. ૩૬
યોજ્યો શર ઇંદ્રના વજ્રશો ધનુષ વિષે દ્રોણે જયારે,
તે જોઇ દળ બાધામાં મોટો હાહાકાર થયો ત્યારે. ૩૭
પણ પર્વત પેઠે સ્થિર રહિને ધૃષ્ટદ્યુમ્ને નિજ બાણે,
મૃત્યુરૂપ તે શર કાપ્યો નૃપ, એક તડાકે તે ટાણે. ૩૮
કરી બાણુની હેલી વળતી દાખ્યું પરાક્રમ નિજ ભારે;
તે જોઇ પાંડવ સહુ પાંચાલો હર્ષ થકી ગાજ્યા ત્યારે. ૩૯
એવે તેણે દ્રોણુ મારવા વિદ્યુત્શી ફેંકી શક્તિ;
દ્રોણે તેના ત્રણુ કડકા કરિ, દર્શાવી નિજની શક્તિ. ૪૦
એથી છેડાઈને તેણે શર વરસાદ કર્યો ભારે;
નિવારિ તેને દ્રુપદપુત્રનું ધનુષ કાપ્યું દ્રોણે ત્યારે. ૪૧
પર્વત સરખી નાંખિ ગદા તવ, તેણે હે નૃપ એ વારે,
પણુ તે ચોટ ચુકાવી દ્રોણે, દાખિ ચપળતા અતિ ભારે. ૪૨
વીંધ્યા બાણે એક બિજાને વળતી તે બન્ને એવા,
પુષ્પ સહિત શોભે સુખાખરા રણુમાં તે શોભ્યા તેવા. ૪૩

ક્રોધ કરી દ્રોણે પછિ હે નૃપ, સારથિ હય ભૂપર પાડી,
કાપ્યું ધનુષ ધૃષ્ટદ્યુમ્ન તણું, સિંહ પેઠ રણમાં ત્રાડી. ૪૪
તવ લઇ ગદા ઉતરતો એવે દેખીને દ્રોણે તેને,
ગદા પાડિ તેના કરમાંથી, ચઢયો ક્રોધ એથી એને. ૪૫
તેથી તે લઈ ઢાલ ખડ્ગ ધાયો ગુરુ પ્રત્યે દોટ દઈ;
રોકયો દ્રોણે બાણવૃષ્ટિ કરિ, જેથી તે ન શકયો જ જઈ. ૪૬
તવ ભીમે તે પાસે આવી સાત શરે ગુરુને વીંધી,
નિજ રથમાં બેસાર્યો તેને, એમ સહાય સત્વર કીધી. ૪૭
દ્રોણ તણા રક્ષણ માટે દુર્યોધન આજ્ઞાથી તેવે,
ભાનુમાન મોટા દળ સાથે ભીમ નિકટ આવ્યો એવે. ૪૮
દ્રુપદવિરાદિને વારવા દ્રોણગુરુ વાધ્યા એવે;
ધૃષ્ટદ્યુમ્ન ગયો મહારાજા ધર્મતણી પાસે તેવે. ૪૯
એ પછિ કલિંગદેશતણા યોદ્ધાની સાથે ભીમ તણું,—
ઘોરયુદ્ધ મંડાયું ધાડું, હે ભૂપતિ શું અત્ર ભણું ! ૫૦
પૂછયું ભૂપે હે સંજય ! તું કહે સારમાં તે મુજને;
સેના સહિત કલિંગભૂપ શી રીત ભડયો પૂછું તુજને ? ૫૧
હે નૃપ, નિજ મોટી સેનાસહ કલિંગરાજા એ વેળા—
આવ્યો, ત્યમ કેતુમાન ચેદી મત્સ્ય કરુષ થઇને ભેળા,— ૫૨
આવ્યા નિજનાં સૈન્ય લઈને ભીમસેન પાસે રાજા !
ચારે દિશથી વીંટી લીધો ભીમ, ભૂપ મળિને ઝાઝા. ૫૩
મંડાયું યુધ તે તક મોટું, ભીમઅગ્નિભડકો ઊઠયો;
હાહાકાર થયો એવે જયમ, જમરાજા હોય જ રૂઠયો ! ૫૪
સાગર ઉલટયો હોય તેમ ઘુઘવાટો ત્યાં થાવા લાગ્યો;
રુધિરપ્રવાહ વહ્યો મોટો ઉત્પાત એમ મોટો જાગ્યો. ૫૫
નિજનાને નિજના હણતા મહાવીરો ભૂલી ભાન ત્યહાં;
ભાગ્યા ચેદીમત્સ્ય આદિ નજરે ન પડયા રણમાંહિ કયહાં ! ૫૬
કલિંગની સેનાપર ભીમે ચોટ કરી વળતી ભારે;

સામો થાતો શક્રદેવને માર્યો ગદાવડે ત્યારે. ૫૭
કલિંગ નૃપસુત પડચો જોઇને તાત તેહનો થઇ તાતો,
આવ્યો સામો સૈન્ય લઈને ભીમ રોકવા થઇ રાતો. ૫૮
ગદા ત્યાગીને ભીમે ત્યારે, ઘોર ખડ્ગ ધારી કરમાં,
ઢાલ ધીંગિ ધરિ કર્યો ધસારો, આવી આપ ઘણા છરમાં. ૫૯
કલિંગના નૃપ ભાનુમાનનાં બાણુ ઘણાં ખડ્ગે કાપી,
ખડ્ગે મોટા વીર ખપાવ્યા, ઘોર ત્રાસ નિજનો આપી. ૬૦
ભીમપરાક્રમ જોઇ ભીમનું રણમાં કલિંગની સેના;
ભીમસેનને મનુષ્ય માનતી નહુતી, ઘા વરતી તેના. ૬૧
ભાનુમાન ધીમો ન પડચો જોઇ કરિના દંત ઉપર ચઢિને—
ગયો ભીમ તે ઊપર, ને પછિ બેઠો પીઠ ઉપર અડિને. ૬૨
કલિંગભૂપે તવ તે ઊપર મૂકી શક્તિ ક્રોધ કરી;
કડકા તે કરિ ખડ્ગથી ભીમે ભાનુમાન માર્યો વિફરી. ૬૩
પછિ નિજ ખડ્ગે કાંધ હસ્તિની વૃકોદરે કાપી નાંખી;
ચીશ પાડિ તે પડચો પૃથ્વિમાં, કલિંગસેના થઇ ઝાંખી. ૬૪
પછી કૂદિને હાથીપરથી આવી પૃથ્વીપર તેણે—
હાથી, ઘોડા, રથ, ભાથીનો ઘાણુ ઘણો વાળ્યો એણે. ૬૫
સીંચાણા પેઠે સંચરતો શત્રુ વિષે તે વેગ કરી,
ઝપટ તેનિ જોઈ સૈનિક ટપ તેતર પેઠ જતા જ મરી. ૬૬
કાલાંતક યમ સરખો તે રણમાં કૂદી નિજ ખડ્ગ થકી,—
શરીર શિર શત્રુનાં કાપતો, શકતા નહિ જયાં શૂર ટકી. ૬૭
ઘૂમિ બધે ગમશાણુ વાળતો, અને ગાજતો ઘનરીતે;
ભીમપરાક્રમ શું વર્ણું નૃપ, જેને જમ પણુ નવ જીતે ! ૬૮
દાખ્યું ભય એવું ત્યાં એણે, જેને જોઈ શૂરનરો,—
મોહ પામિ મૃત્યુવશ થાતા, ધ્રૂજિ ભાગતા ધનુષધરો. ૬૯
દંતવિના કીધા બહુ દંતી, શુંડ રહિત મોટા હસ્તી;

૬૧ ભીમપરાક્રમ—ભયંકર પરાક્રમ.

મસ્તકવિણુ મહાવત કીધા, કરિ ભીમે ત્યાં ભારે મસ્તી. ૭૦
જોઇ કેર કરતો કુંતીસુત, રાય શ્રુતાયુષ ક્રોધ કરી—
આવ્યો કલિંગના યોદ્ધાસહ, ધીરજ મનમાં આપ ધરી. ૭૧
તે સહ યુદ્ધ કરીને ભીમે ચક્રરક્ષકોસહ તેને,
હે નૃપ ! યમપુરિમાંહિ મોકલ્યો, આંચ અધિક આપી એને. ૭૨
વળિ તે સાથ વિદાય કર્યા રણવીર સાતસેં મહાશૂરા;
કલિંગયોદ્ધા સહસ્ર બે પણ તે સમયે કીધા પૂરા. ૭૩
એવે ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકી અને યુધિષ્ઠિરરાય ત્યહાં—
આવ્યા સહાયતા કરવાને, હતો ભીમ રણમાંહિ જ્યહાં. ૭૪
ભય દેતો ભીમને ભાળિને ભીષ્મે હય માર્યા એના;
સાત્યકિ ધૃષ્ટદ્યુમ્ન વીંધિયા, સાથી જેહ હતા તેના. ૭૫
સાત્યકિએ તવ ભીષ્મસારથી બાણવડે માર્યો એવે;
ભડકી અશ્વો ભીષ્મરથ લઈ ભાગ્યા રણમાંથી તેવે. ૭૬
નિજ રથમાં ધૃષ્ટદ્યુમ્ને પછી ભીમસેનને હાથ ધરી,—
બેસાર્યો હસતે મુખ હે નૃપ, ધન્યવાદ મુખથી ઉચરી. ૭૭
સાત્યકિએ પાસે આવીને, ધન્યવાદ તેને આપ્યો,
'વાહ ! વીર કર્યું વડું પરાક્રમ, રંગ તમે રણમાં રાખ્યો ! ૭૮
વ્યૂહ કલિંગોનો તમ પાખે કોણ મર્દિ આ રીત શકે ?
જાતે જે કર્યું આપે તેવું થાય નહીં કદિ ઇંદ્ર થકે !' ૭૯
એમ કહી નિજ રથમાં બેઠો સાત્યકિ મહાશૂરો એવે;
અપરાહ્ને યુધ મંડાયું પછિ ધૃષ્ટદ્યુમ્નતણું તેવે. ૮૦
અશ્વત્થામા, કૃપ ને શલ્યનિ સાથે તેનું યુદ્ધ થયું;
વર્ણન તેનું શું વિસ્તારૂં ! ઘાયાવિણ કોપણ ન રહ્યું. ૮૧
અન્યોન્ય શરે અભિમન્યુ ને લક્ષ્મણ વિદ્ધ થયા જ્યારે,
આવ્યો દુર્યોધન નિજ પુત્રનિ સહાયતા માટે ત્યારે ૮૨
મોટા રાજાના સમુદાયે અભિમન્યુ ઘેરાઇ ગયો,

૭૦ દંતી—હાથી.

એવે અર્જુન થઈ આકળો આવી સ્થિર ત્યાં તર્ત થયો. ૮૩
કર્યું પરાક્રમ તે તક તેણે બાણુ કારમાં બહુ મારી;
ગજ, રથ, અશ્વો હણ્યા પારવિણુ, સૈનિક સર્વ ગયા હારી. ૮૪
રોકી તેને કોઇ શકયો નહિ, ટૌકી કો ન શકયો તેને;
પ્રલયાનલ જેવો જ પ્રજ્વલિત જોયો સર્વેએ એને. ૮૫
તવ ભીષ્મે દ્રોણુને કહ્યું કે, આ પાંડુસુત પાર્થ ખરે,
અગ્નિપેર બાળે છ આપણું સૈન્ય આજ રણુમાંહિ અરે! ૮૬
માટે ઝાઝું ખેંચ્યાથી હાની ઝાઝી થાશે નક્કી;
જીતી એને કોઇ નહિ શકે, પ્રતીતિ ઉર ધરજો પક્કી. ૮૭
સૂર્ય અસ્ત થાવા આવ્યો છે, સેના પણુ ગઇ છે થાકી,
માટે સંધિ કરી સત્વર, યુધ કાલ માટ રાખો બાકી. ૮૮
ભીષ્મે એમ કહીને હે નૃપ, યુદ્ધ બંધ કીધું એવે;
દિનમણિ દુઃસહ ત્રાસ દેખિને ઉદધિમાંહિ ડૂબ્યો તેવે. ૮૯

વલણ.

તેવે બે સૈન્યો પછી, લેવાને વિશ્રામ,—
નિજ નિજ ઊતારે ગયાં, કહે દ્વિજ ગણુપતરામરે. ૯૦

---

## કડવું ૧૦ મું.

### ત્રીજા દિવસનું યુદ્ધ—ચક્ર ધરી કૃષ્ણનું ભીષ્મસામે ધસવું.

રાગ સિંધુ-ઝૂલણાની દેશી.

દિવસ ત્રીજાતણો ફાટતાં પોહ સૌ સૈન્યને આવવા આપ પૂઠે—
આપિ આજ્ઞા ગરુડવ્યૂહ ભીષ્મે રચ્યો, જેહ તૂટે ન અરિ લાખ રૂઠે. ૧
જોઇ અરિસૈન્યનો વ્યૂહ તે એ તકે અર્ધચંદ્રાકૃતિ વ્યૂહ એવે,
દ્રુપદ સુત સહિત પાર્થે રચ્યો રાય ત્યાં, તાપ ધરતાં ન તનમાંહિ તેવે.૨
એ પછી જુદ્ધ જામ્યું ઘણા જોરમાં, શોર મહાઘોર તે ઠોર ઊઠ્યો;
હાથિ હય સારથી મહારથીના ઉપર હોય જયમ કારમો કાળ રૂઠ્યો. ૩

કીકિયારી થઈ કારમી રણ વિષે, ધનુષટંકારથી આભ ધ્રૂજ્યું;
શંખના ઘોષ અતિ રોષભર ત્યાં થયા, શૂર મરશે ઘણા એમ સૂઝયું. ૪
મરવું કે મારવું એમ નિશ્ચય કરી, બેય સેનાતણા શૂરવીરો—
આથડયા એક બીજા શું આયુધ ધરી, ધનુષટંકાર ન પડયો જ ધીરો. ૫
કારમાં ખડ્ગ વિદ્યુત્સમાં તે તકે ઊછળ્યાં તેમ ભાલા હજારો,
ગુરજ, ફરશી, ગદા, ગોફણો વીંઝતા ઉચ્ચર્યાવીર 'મારો જ મારો!!' ૬
વાદળાં પેર બે સૈન્ય ભેગાં થયાં, તે સમે ત્રાસ વર્ત્યો જ ભારે;
ઓળખાયું ન કો પરનું કે આપનું, ત્યાં પછી કોણ કોને ઉગારે? ૭
બાણ બરછી થકી કંઇક વીંધઇ ગયા, વીર મહા વાંકડા જે અટંકા;
ખડ્ગથી અડગ મહાશૂર ઝાઝા ખપ્યા, ઉમગતા જે હતા દેઇ ડંકા. ૮
રણરજે સૂર્ય ઢંકઇ ગયો ને દિશા જાણવામાં ન આવીય એકે;
નામ નીશાનથી વર્ત્તતા પરસ્પર, પૂછતા કે–' ફલાણો જ છે કે ? ' ૯
વ્યૂહ કૌરવતણો તેમ પાંડવતણો એક બીજાથિ નવ ભેદ પામ્યો;
શૂર બહુ ચૂર થઇ ભૂમિમાંહે ભળ્યા, લોહિ ને માંસનો કીચ જામ્યો. ૧૦
ભીષ્મ દ્રોણાદિ હે રાય પાંડવતણા સૈન્યનો નાશ કરવાનું ધારી,—
છોડવા લાગિયા બાણ બહુ કારમાં, ધનુષ ધીંગાં ઘણાં હાથ ધારી. ૧૧
તે જ રીતે ત્યહાં ભીમ હૈડિંબને સાત્યકી આદિ મહાશૂર એવે,
સર્વ નૃપ સહિત તમપુત્રને ભગવતા, તાપ નિજનો દઈ તીવ્ર તેવે. ૧૨
આવિયો રથ હજારો લઈ આપ સુત ભીમ હૈડિંબ સામે જ જ્યારે,
પાંડવો સૈન્ય મોટા સહિત દ્રોણ ને ભીષ્મ સામે ગયા તર્ત ત્યારે. ૧૩
ક્રોધ પામેલ અર્જુન ગયો તે સમે અન્ય ભૂપોભણી રાય તેવે,
શૂર અભિમન્યુ ને સાત્યકી તૂર્ણ તવ શકુનિ સામે ગયા આપ એવે. ૧૪
ભૂપ બહુએ મળી વીંટિ લઇ પાર્થને અસ્ત્ર ને શસ્ત્ર વરસાવિ ભારે,
જોર કીધું ઘણું પણ ન અણુ આંચમાં આવિયો આપ કળવાન ક્યારે. ૧૫
ચૂર્ણ રથ સાત્યકીનો કર્યો શકુનિએ, તવ તે અભિમન્યુ રથમાંહિ બેઠો;
એ જણે બાણ વરસાવિયાં કારમાં, ત્રાસ તવ શકુનિ દળમાંહિ પેઠો. ૧૬

૧૨ હૈડિંબ—હિડિંબાનો પુત્ર ઘટોત્કચ.

તાત કરતાં ઘટોત્કચ વધ્યો યુદ્ધમાં, આપ સુત સાથના યુદ્ધમાંહીં;
જાણ્યું દુર્યોધને જરૂર આ પૂતળું, ભારિ ઉત્પાત કરશે જ આંહીં ! ૧૭
વાવરી શર મહાવિષમ ભીમે હૃદય વીંધ્યું તમ પુત્રનું રાય તેવે;
હાંકિ રથ સારથી વહિ ગયો એહને, ઉગ્રસંગ્રામથી બહાર એવે. ૧૮
તે તકે ભારિ ભંગાણ તમ સૈન્યમાં જોયું પૂર્વે ન તેવું પડ્યું ત્યાં;
બાણવર્ષાદ બહુ ભીમનો પણ થયો, જાવું સૂઝ્યું ન દળને જવું કયાં? ૧૯
નાસતા સૈન્યની પૂઠ પકડી અને પાંડવો મારવાને જ લાગ્યા;
દ્રોણ ને ભીષ્મ વારી ન દળને શક્યા, ભય ધરી વીર રણછોડિ ભાગ્યા.૨૦
અર્જુને બાણની હેલિ કરિ તે તકે, હાણ કીધી ઘણા શૂર કેરી;
જીરવાયું નહીં જોર અર્જુનતણું, જોરમાં બાણ છૂટ્યા જ ઝેરી. ૨૧
ચેતના પામિ દુર્યોધને આવિને વીરને ધીર દઇ વાળિ પાછા,
ભીષ્મ પ્રત્યે કહ્યું મુખ કટાણું કરી, વીર આ થઇ ગયા છેક આછા! ૨૨
આપ ત્યમ દ્રોણ કૃપ જીવતે આ દશા સૈન્ય મારાનિ નવ હોય ક્યારે,
પણ થઇ, સ્થિર ન અહિં કોઇપણ રહિ શક્યુ, કહેવું કોઆગળે દુઃખ મારે ?
પાંડવોપર દયા રાખિને હે પિતા, યુદ્ધ કરવું તમોને ન છાજે;
પક્ષ મારે રહી લક્ષમાં નવ લહો, એવું સમજાય છે અત્ર આજે ! ૨૪
આમ કરવું હતું તો ન કાં પ્રથમથી યુદ્ધ પૂર્વે કહ્યુ તાત આપે ?
કર્ણ સાથે મળી કરવું તે હું કરતા, આજ હું તપત નહિ યુદ્ધ તાપે ! ૨૫
જો મને છેહ દેવોને ન કહી હોય તો આપ ને દ્રોણ બે આજ ટાણે,
યુદ્ધમાં જોર અવ એવું દાખોજ કે, 'છો તમે' પાંડવો એમ જાણે ! ૨૬
એમ કહેવું સુણી ઉચ્ચર્યા ભીષ્મ કે, તાત ! તું ઠીક કહે છે અમોને;
શરિરને સહેવું ને વહેવું છે બ્રાત, પણ કહેવું છે માત્ર આ રીત મોંને ! ૨૭
આમ કહિ આંખ રાતી કરી ઉચ્ચર્યા, મેં તને વાર બહુ શીખ આપી,—
વચન હિતનાં કહ્યાં'તાં જ સાચાં અરે ! પાંડુપુત્રો ઘણા છે પ્રતાપી. ૨૮
યુદ્ધમાં તેમને દેવતાઓ સહિત ઇંદ્ર પણ જીતિ ન શકે જ ક્યારે,
મેં કહ્યું'તું તને આમ બહુ વાર, કહેવું હવે રાય ! શું અધિક મારે ? ૨૯
વૃદ્ધ હું છું છતાં શક્તિ અનુસાર તુજ માટ જે કરિશ તે ધૈર્ય ધારી,—

બાંધવો સાથ જોજે, હું સેના સહિત પાંડવો સર્વ રાખીશ વારી. ૩૦
ભીષ્મ કહેવું સુણી હર્ષમાં આવિને કૌરવો વાદ્ય રણનાં વગાડી,
શંખના નાદ કરિને ઘણા જોરમાં યુદ્ધ કરવા જ આવ્યા અગાડી. ૩૧
સાંભળી શંખ રણવાદ્યના ઘોષ તે, પાંડવોએ કર્યા તે જ રીતે;
યુદ્ધ મંડાયું મહાકારમું એ પછી, ભીડિયા શૂરવીરો અભીતે. ૩૨
પાછલે પહોર પછિ યુદ્ધ મોટું મચ્યું જોયું પૂર્વે ન અવનીશ! એવું;
સાંભળ્યું પણ નથી એહ જેવું કદી, તો કહું તેહને અત્ર કેવું? ૩૩
'રહે ઉભો, જાય છે કયાં!' કહી શૂર બહુ ઘાવ કરતા હતા દાવ દેવા;
પીઠ આપે નહીં પ્રાણ જાતા સુધી, દીઠ આજે ખરા શૂર એવા. ૩૪
ભીષ્મ ભય આપનો આપતા ત્યાં વધ્યા પાંડવોસૈન્યમાં કેર કરવા;
ઊપડયા હોય જયમ રુદ્ર એકાદશે, રૌદ્ર બનિ રુંડમાળા જ ધરવા! ૩૫
શિર હજારો રખડતાં થયાં રણ વિષે, ધડ હજારો તણો ભડ ભળાયો;
રુધિર ને માંસના કીચથી ત્યાં થયો કેટલો નાશ તે ના કળાયો. ૩૬
મંડલાકાર ફરિ ભીષ્મ ક્ષણ ક્ષણ વિષે ચાર દિશમાંહિ એવે જણાતા;
બાણ નિષ્ફળ ન કદિ તેમનો કો થતો, એક પળમાં હજારો હણાતા. ૩૭
ભીષ્મના અગ્નિમાં તીડ આવી પડે, ભીષ્મસહ ભીડવા તેમ રાજા—
કાળ પ્રેર્યા જતા, જીવથી તે જતા, ફરિ ન શકતા કદી કોઇ સાજા. ૩૮
હાથિ હય રથ હજારો ભળ્યા ભૂમિમાં, પાયદળ વર્ગ બહુ પાર પામ્યો;
જોઇને ભીષ્મ ભારે પરાક્રમ તદા, પાંડુસત સૈન્યમાં ત્રાસ જામ્યો. ૩૯
વારતાં વીર કોપણ ન પાછા ફર્યા, ભીષ્મનો માર દેખી છળેલા;
ગાયના ધણરિતે ધૈર્ય તજિ ભાગિયા, મૂછપર કર ધરીને મળેલા. ૪૦
જોઇ ત્યાં આમ રથ રાખી ઊભો કહ્યું કેશવે પાર્થને પ્રેરવાને,
'તેં કહ્યું'તું જ તે સમય આવ્યો જ આ રણ વિષે તાહરે વર્ત્તવાને. ૪૧
ભીષ્મ ને દ્રોણ છે મુખ્ય જે માંહિ તેં એહવા સૌનિકો મારવાને—
યુદ્ધ પૂર્વે પ્રતિજ્ઞા કરી જે હતી, પાળ તે વૈર તુજ વાળવાને! ૪૨
કાળ સરખી ક્રિયા ભીષ્મ કરિને અરે! આપણું સૈન્ય જોને ભગાડે,
ભીષ્મથી જોઈ ઉત્કર્ષ નિજ કૌરવો, જો અરે શંખ જયના વગાડે!' ૪૩

સાંભળી કૃષ્ણ કહેવું કહ્યું અર્જુને, ' વાર કરતાં ન અવ હે મુરારે !
ભીષ્મ છે ત્યાં જ રથ લેઈ જાઓ તમો, ભીષ્મને પાડવા છે જ મારે. ૪૪
પાર્થરથ ભીષ્મ સામે જતો જોઇને, ધર્મનું સૈન્ય ધરિ હર્ષ ભારે,
પાયમાં જોર ધરિ તરત પાછું ફર્યું, આવિ મળિ સર્વ પડિયું જ હારે. ૪૫
એટલામાં કરી સિંહશી ગર્જના તર્ત ભીષ્મે કરી બાણહેલી,—
સારથી સહિત રથ ઢાંકિયો પાર્થનો, પહેલ પોતે કરી શીઘ્ર પહેલી. ૪૬
કેશવે બાણથી વ્યાપ્ત અશ્વોતણાં ચોકડાં તાણિ ઝાલ્યાં જ તેવે;
ત્રણ શરે અર્જુને ભીષ્મનું ધનુષ ટપ કાપ્યું કરતાં ન જરિ વાર એવે. ૪૭
નિમિષમાં તવ બિજું લેઈ કર્યું સજ્જ કે,તેય પણ તર્ત નાંખ્યું જ કાપી;
હસ્તલાઘવ્ય અર્જુનતણું જોઇને, ઉચ્ચર્યા ભીષ્મ પૂરણ પ્રતાપી: ૪૮
' પાંડુનંદન ધનંજય ! તને ધન્ય છે, તુજ વિષે કર્મ મોટું જ આ'વું—
યોગ્ય છે જોઇ જે પ્રસન્ન હું છું થયો, ઘટતુ છે ભ્રાત તુંથી ધવાવું ! ૪૯
યુદ્ધ કર મારિ સાથે તું સજ થઈ હવે,' એમ કહિ ધનુષ મોટું ધરીને,
પાર્થરથ ઉપર શર નાંખિયાં તેમણે, શીઘ્રતા સઘ મોટી કરીને. ૫૦
તરત રથ ફેરવી કુશલ કૃષ્ણે તદા, ભીષ્મનાં બાણ તે વ્યર્થ કીધાં;
તીક્ષ્ણ બાણે કરી તે સમે તેમણે કૃષ્ણ ને પાર્થનાં અંગ વીંધ્યાં. ૫૧
એ પછી શર હજારોથિ ઢાંકી દિશા હાસ્ય કરિ તીક્ષ્ણબાણે કરીને,
પીડવા લાગિયા ભીષ્મ શ્રીકૃષ્ણને, ધ્યાનમાં વાત જૂદી ધરીને. ૫૨
કઠિણતા યુદ્ધમાં ભીષ્મની દેખિને, પાર્થનું મૃદુપણું જોઇ હરિએ—
ભીષ્મને મારવા ધાર્યું, દળ ભક્તનું ડૂબતું દેખિને ભીષ્મહરિયે. ૫૩
ધારણા આમ ઘનશ્યામ કરતા હતા તેટલામાં જ ભીષ્મે ફરીને,
બાણ ફેંક્યાં ઘણાં પાર્થના રથ ઉપર, ધનુષટંકાર મોટો કરીને. ૫૪
તેથિ દિશ સર્વ, આકાશ, પૃથ્વી તથા સૂર્ય ઢંકાઇ ગયો શય તેવે;
ધુમ્રથી વ્યાપ્ત ચારે દિશાઓ થઈ, કારમો વાયુ વાયો જ એવે. ૫૫

---

૫૨ ધ્યાનમાં વાત જૂદી ધરીને—શ્રીકૃષ્ણે આ યુદ્ધમાં શસ્ત્ર નહિ ઝાલવા અર્જુનને કહ્યું હતું તે વાત. ભીષ્મના મનમાં હતું કે, હું શ્રીકૃષ્ણને તેમની પ્રતિજ્ઞા તોડાવું તો જ ખરો.

ભીષ્મઆજ્ઞાથિ કૃપ, દ્રોણ, ભૂરિશ્રવા, સૈંધવાદિક કરી યૂધવાટો,—
દોડિયા દળ સહિત પાંડુસુત પાર્થનો ઝટ કરી નાંખવા દાળવાટો. ૫૬
હાથિ, હય, સૈનિકો, રથથિ ઘેરાઇ ગયો સવ્યસાચી ખરેખાત જ્યારે,
તીર પેઠે મહાવીર અતિ વેગમાં સાત્યકી આવિયો ત્યાંહિ ત્યારે. ૫૭
ભાગતા સૈન્યને જોઇ તે ઉચ્ચર્યો, 'ક્ષત્રિયોત્તમ! અરે શૂર આજે,—
ભાગવું રણથિ નથિ ધર્મ તે તમતણો,પૂર્વજો પીઠ આપેથિ લાજે !' ૫૮
એટલે ભાગતા ભૂપ બહુ જોઇ ત્યમ, મૃદુપણું પાર્થનું તત્ર ભાળી,
સાત્યકીને પ્રશંસી કહ્યું કેશવે, 'ભીરૂને ભ્રાત મા રાખ ખાળી! ૫૯
જાય તેને જવાદે, ભલે જાય સૌ, રાખ મા કોઇને પણ પરાણે;
ભીષ્મ ત્યમ ગણસહિત દ્રોણને જો હવે, મેં હણેલા અહીં આજ ટાણે! ૬૦
કૌરવોના રથી માંહિથી કોઇ પણ નહિ બચે માહરા ક્રોધ આગે;
ચ[illegible]ી કરિશ હું કામ એવું જ કે, ભીષ્મનો ભય અહીં તુર્ત ભાગે. ૬૧
ભય બધો ભાગિ ચક્રેથિ પાંડવતણો, વક્રનો નાશ કરિ આ જ વારે;
ધર્મને રાજ્યપર સ્થાપિ હરખીશ હું, તાપ ઉરમાંહિ ધરવો ન તારે! ૬૨
એમ કહિ સૂર્યના બિંબશું સુદર્શન ચક્ર હરિ હાથ માંહે ધરીને,
વજ્ર સરખું જ મહાવિષમ ઉગામિ તે, ઊતર્યા રથથિ ક્રોધે કરીનેઃ ૬૩
ઊતરી વેગથી પૃથ્વિ કંપાવતા આપ થઇ ઉગ્ર અતિ સંગરામે,
કેસરી જાય જ્યમ હસ્તિને મારવા તેમ દોડ્યા જ તે ભીષ્મ સામે. ૬૪
વીજળી યુક્ત જ્યમ મેઘ શોભે જ ત્યમ,પીત વસ્ત્રેથિ ઘનશ્યામ એવે,—
શોભતા ત્યાં હતા સર્વ આધાર, અતિધારવાળું ધરી ચક્ર તેવે. ૬૫
કાળ આવ્યો જ જ્યમ હોય કૌરવતણો, તેમ ત્યાં દેખિને સર્વ પ્રાણી,
શોર કરતા હતા ભય ભર્યો ભારિ અતિ,ત્રાસ અત્યંત ઉરમાંહિ આણી.૬૬
તમ રવિ સારખા તીક્ષ્ણ થયલા ઘણા, રક્તલોચન રમાનાથ એવે,
ચક્ર ઊગામિને દોડતા આવતા દેખિને ભીષ્મ ભય ત્યાગિ તેવે, ૬૭
દૃઢ રહી ધનુષ નિજ ધીંગુ ગાંડીવશું ખેંચિને ઉચ્ચર્યા, 'હે મુરારે!
સર્વવ્યાપક અહો સચ્ચિદાનંદ હરિ,આ'વું આ રૂપ જોવું'તું મારે!! ૬૮
પાર પાડી જ તે કામના હે પ્રભો, ચક્રધારી તમે આ જ ટાણે;

ભક્તના ભિતરનું ભૂધરા આપવિણુ જગતમાં કોણુ આ રીત જાણે ? ! ૬૯
આવિયા આશ પરિપૂર્ણ કરવા જ તો, ધાર્યું કરવા પધારો, પધારો;
પ્રણમું છું આપને, આજ સંગ્રામમાં મ્હેર કરિને મને નાથ મારો ! ૭૦
મૃત્યુ તમ કર થયે ઉભયલોકે પ્રભો, કોટિ કલ્યાણ થાશે જ મારૂં;
લોક ત્રણમાં પ્રતિષ્ઠિત થયો હું અહો ! આગમન આમ થાતે તમારૂં !'૭૧
ભીષ્મ સામા જતા જોઇ જદુવીરને, અર્જુને ઉતરી રથ વિષેથી,
દોડિને વારિયા બાહુ બે ઝાલિને, પણ ન પાછા વળ્યા તેહ તેથી. ૭૨
બળથિ ભરિ બાથ વાર્યા છતાં પાર્થને ઘસડતા લેઇ વાધ્યા મુરારિ;
ઝાલિ દશમે ડગે પાર્થ પ્રભુના ચરણ ઉચ્ચર્યો, 'ભૂલ થઇ નાથ ! મારી !'
પ્રણમિ પાયે પડિ એમ તેણે કહ્યું, ક્રોધ ત્યાગો કૃપાનાથ હાવે,—
ખામિ નહિ દેખશો મુજ પ્રતિજ્ઞા વિષે ભૂધરા ! સત્ય કહુંછું જ ભાવે. ૭૪
શપથ સુતભ્રાતના ખાઇ કહુંછું જ કે, આપ પ્રેરેલ હું કૌરવોનો—
નાશ નિશ્ચે કરિશ, માનજો મન વિષે, વાદ આ નાથ નથિ માત્ર મોંનો. ૭૫
સાંભળી આમ ઘનશ્યામ રાજી થઈ પાર્થરથમાંહિ પાછા પધાર્યા;
ધનુષટંકાર કરિ અર્જુને એ પછી, મારવા કૌરવોને જ ધાર્યા. ૭૬
ધનુષટંકારથી વ્યોમ ગાજી રહ્યું, બાણ દિશ ચાર માંહે છવાયા;
આપ સુત સાથ તવ ભીષ્મ, ભૂરિશ્રવા, શલ્ય દ્રોણાદિ તત્કાળ ધાયા. ૭૭
અસ્ત્ર ને સસ્ત્ર નિષ્ફળ કરી તેમનાં, અર્જુને પ્રકટિ ઐંદ્રાસ્ત્ર એવે,
ઘાણ વાળી ઘણા સૈન્યનો રુધિરની વહેતિ સરિતા કરી સદ્ય તેવે. ૭૮
હસ્તિ હય આદિના રુધિરજળની ભરી, મનુષ્યના મેદના ફીણવાળી,
નૃપતિનાં મેદ મજ્જાતણા કીચની, કેશશેવાળવાળી કરાળી; ૭૯
કૂતરાં, કંક, વરુ, કાગ, શીયાળિયાં આદિને તૃપ્ત કરનાર એવી,
ક્રૂર વૈતરણિ વહેતી કરી લોહિની, જોઇ પૂર્વે ન પૃથિનાથ ! તેવી. ૮૦
કૌરવોસૈન્યમાં ત્રાસ વર્ત્તી રહ્યો, જાય મુખના કહ્યો રાય ! તેવો;
હર્ષ અતિ ઊછળ્યો પાંડવોસૈન્યમાં, ઉદધિ જ્યમ ઊછળ્યો હોય એવો. ૮૧
વિદ્ધ થયલા ઘણા ભીષ્મ દ્રોણાદિયે, એ સમે સૂર્યનો અસ્ત ભાળી,
રણથી પાછા ફરી, હાથ ઊંચા કરી, વિકળ નિજ સૈન્ય લીધું જ વાળી. ૮૨

કીર્તિયશ પામિને જીત મોટી કરી, ભૂપ ને ભ્રાતસહ પાર્થ પોતે-
પાલ પ્રત્યે ગયો, ધન્ય ત્યાં બહુ થયો, આજ પેખાઈ પરિપૂર્ણ પોતે.૮૩
પોત નિજ દાખતાં અચ્યુત રથિ પાડિયા, મેગળો સાતસેં મારિ પાડયા;
પ્રાચ્ય, સૌવીર,ક્ષુદ્રક તથા માળવા દેશના સર્વ નૃપને સુવાડયા ! ૮૪
કોઈથી થાય નહિ કર્મ એવું કરી, ભીષ્મસહ ભૂપ બહુને હરાવ્યા;
ત્રાસ વર્ત્તાવિ કૌરવ વિષે કારમો, 'ત્રાહિ' પોકાર મોટા કરાવ્યા. ૮૫
આપ સેના તણા ગણ રણેથી ફરી, ફરિ ફરી પાર્થની વાત કરતા-
નિજ ઉતારે ગયા, દેખિ આવે દયા, ધંખના પાર્થની તેમ ધરતા. ૮૬

વલણ.

ધરતા ધૈર્ય જરી નહીં, કરી વિતર્ક અનેક—
કહેતા, અર્જુન આગળે નહિ રહે કોનો ટેક રે ! ૮૭

---

## કડવું ૧૧ મું.

### ચોથા दिवसनुं युद्ध-भीमघटोत्कचनुं पराक्रम.

ચોપાયાની દેશી.

ચોથે દિન પ્રાતઃકાળે કૌરવની સેના સાથે,—
ઉગ્ર થઈ અતિ ભીષ્મ ઊપડયા બાણ ભરી બહુ ભાથે. ૧
તવ તેઓની પાછળ વાધ્યા મહારથિ દ્રોણ સુધીર,
દુર્યોધન, બાહ્લિક, દુર્મષણ નરનાં ઉતારણ નીર. ૨
જયદ્રથ ત્યમ બીજા રાજાઓ સૈન્ય સહિત તે વારે,—
ચડપ ઊપડી ગયા ભીષ્મની સાથે તે જ સવારે. ૩
વ્યાળવ્યૂહ ભીષ્મે રચિને કીધેલી યુદ્ધ સજાઈ,—
પેખી પાર્થે દૂર રહીને, યુક્તિ કરી સવાઈ; ૪
નિકળ્યો પોતે અભંગ રથસહ સૈન્ય અગ્રમાં જ્યારેં,

૮૩ પોતે—પોતાની જાતે. પોતે—પોતમાં, સ્વરૂપમાં. પાલ—તંબુ.

કપિધ્વજરથ તેનો દેખી તમ-સૈન્ય ત્રાસિયું ત્યારે. ૫
વળિ તેનો રક્ષેલો મોટો વ્યૂહ હસ્તિનો ભાળી,
કૌરવસેના કંપ પામિને, ભયથી થઈ ગઇ કાળી. ૬
તો પણ તોર ભરેલા યોદ્ધા ખાંચો લેશ ન ખાતાં,
વાધ્યા આગળ દળને વળ દઇ, લોચન કરિને રાતાં. ૭
શૂરપૂર બે સૈન્ય ઊલટ્યાં, સાગરભરતી રીતે;
વહ્યાં વેગમાં પૂર ચઢેલી, ગંગા સરિતા રીતે. ૮
વાગ્યાં યુધવાદિત્ર શૂરિયાં, થઈ કારી કિલકારી;
ગડગડાટ રથના સંભળાયા, ભેર વાગિયાં ભારી. ૯
ધનુષતણા ટંકારે તેમ જ શંખઘોષથી એવે,
પણવ ભેરિ આદિકના શબ્દે ઢંકાયા નૃપ તેવે. ૧૦
ભીષ્મ, દ્રોણ, દુર્યોધન આદે થયા પાર્થની સામા,
આવીને અભિમન્યુએ તવ, કીધા સર્વ નકામા. ૧૧
અભિમન્યુનું પરાક્રમ એવે જોયું ત્યાં નૃપ! એવું,
લઘુવહ્નિ વ્યાપી જઇ બાળે બહોળું મહાવન તેવું. ૧૨
વહેવંરાવિ શોણિતની સરિતા ભીષ્મે હે નૃપ એવે,
અળગો કરિ અભિમન્યુ પાર્થપર અસ્ત્ર ફેંકિયાં એવે. ૧૩
નિષ્ફળ શર તે સર્વ કરી, ભલ્લાકૃતિ બાણો ભારી—
નાંખ્યાં પાર્થે ભીષ્મપિતાપર, ગાંડવ કરમાં ધારી. ૧૪
કાપ્યાં તે કોપી અતિ ભીષ્મે, ભીષ્મપાર્થનું આમ,
દ્વંદ્વયુદ્ધ જોતા'તા સૃંજય, કુરુ ત્યમ લોક તમામ. ૧૫
એવે અભિમન્યુને અશ્વત્થામા, શલ ને શલ્ય,
ચિત્રસેન ને ભૂરિશ્રવા કાઢવા આપનું શલ્ય, ૧૬
ઘેરી તેને તાપ આપવા આવ્યા પણ હે રાય,
અતુલ પરાક્રમિ હતો એહ, જે ગાંજ્યો કહ્યા ન જાય. ૧૭
કરિઓ એ ઘેરેલ કેસરી-સુત સરખો તે ટાણે,
અભિમન્યુ લેખાતો'તો નૃપ, કાળ તેમનો જાણે! ૧૮

જેણે દાખી આપ પરાક્રમ, ઝાંખા અરિઓ કીધા;
બળચાપલ્ય સુ જોઇ તેનું અશ્વત્થામાદિક બીધા. १९
પુત્રપરાક્રમ પેખી પાર્થે સિંહનાદ નૃપ ! કીધો;
એવે તે ઝટ આપ પુત્રની સામે આવ્યો સીધો. २०
એક બાણુથી અશ્વત્થામા, શલ્ય પાંચથી વીંધી,
શલનો ધ્વજ આઠે કાપી અતિ આંચ આપની દીધી. २१
સોમદત્તિની શક્તિ સર્પશી, તીક્ષ્ણ શરથિ સંહારી;
શલ્યબાણુ નિષ્ફળ કરિ તેના અશ્વો નાંખ્યા મારી. २२
તવ તેને ને અર્જુનને ઘેરી લેવા તે વાર,—
આજ્ઞા કરિ નૃપ આપ સુતે નિજ સહાયકને નિર્ધાર. २३
એથી મદ્ર, ત્રિગર્ત્ત કેકયો આવ્યા પચિશહજાર;
પુત્ર સહિત પાર્થને ઘેરિ તે ઊભા રણઝૂઝાર. २४
ઘેરાયેલા જોઇ તેમને ધનુષ સજ્જ કરિ બીર,
ધાઈ આવ્યો ધૃષ્ટદ્યુમ્ન ત્યાં, સેનાસહ મહાવીર. २५
તેણે ત્રણ બાણે કૃપ વીંધી, દશ બાણે તે વાર—
મદ્રક દશને હે મહારાજા, મોકલિયા યમદ્વાર. २६
ભલ્લબાણુથી કૃતવર્માનો રક્ષક પણ ત્યાં માર્યો;
પૌરવનો સુત દમન તીક્ષ્ણ શર સાંધીને સંહાર્યો. २७
તેવામાં શલના પુત્રે ત્યાં કર્યું પરાક્રમ ભારી;
પણ તેને નિસ્તેજ કરી નૃપ, તરત જ નાંખ્યો મારી. २८
ગદા પ્રહારે તેહ પડ્યો તવ તેના તાતે તેવે,
ક્રોધ કરી ત્રણ શરથી વીંધ્યો ધૃષ્ટદ્યુમ્નને એવે. २९
તેમ જ શલ્યે પણ તેની નૃપ, છાતી તરત વિદારી;
એ પછિ મહાભયંકર દુઃસહ યુદ્ધ પ્રવર્ત્યું ભારી. ३०
ધૃષ્ટદ્યુમ્ન અને નૃપ શલ્યનું પેખ્યું પરાક્રમ ત્યારે;
ભેદ ન ભાસ્યો બેમાં લવપણ, કોથી કો નવ હારે. ३१
મુહૂર્તમાત્ર ભાસ્યું એમ પછી ભલ્લબાણુથી એવે,

શલ્યે સત્વર ધૃષ્ટદ્યુમ્નનું તોડયું ધનુષ જ તેવે. ૩૨
તોડિ ધનુષ હેલી કરિ શરની પીડચો અરિને પોતે;
આવ્યો અભિમન્યુ એવે, અતિ રોશ ભર્યો સૌ જોતે. ૩૩
આવી તેણે એક સપાટે શલ્ય સમિપ તે વાર,
વીંધ્યો તેને તીક્ષ્ણ બાણથી, કરી ધનુષટંકાર. ૩૪
હણવા અભિમન્યુને ઇચ્છતા આપ ભણીના એવે,
દુર્યોધન દુઃશાસન આદે દશ દોડચા ત્યાં તેવે. ૩૫
જોઇ તેમને ભીમ, દ્રુપદસુત, દ્રૌપદિના સુત પાંચ,
નકુળ અને સહદેવ ઊપડચા, દેવા અતિશય આંચ. ૩૬
જામ્યું જુધ તે સમય જોરમાં, વર્ણ્યું મુખ નવ જાય;
કોપ્યો યુધનો અંત આણવા કુંતીસુત મહાકાય. ૩૭
કોપી પગ રોપીને તેણે આપ ગદા ઊપાડી,
ત્રાસ પામિ તેથી તમ પુત્રો ભાગ્યા રણથી ત્રાડી. ૩૮
દશ હજાર હસ્તીદળસહ નૃપ માગધ કરી અગાડી,
આવ્યો દુર્યોધન ત્યાં એવે, છાતી આગળ કાઢી. ૩૯
આવતું ગજનું સૈન્ય જોઇને રજ નવ ભય ઊર પામી,
દોડચો ભીમ ઊતરી રથથી, આપ ગદા ઊગામી. ૪૦
મુખ ફાડેલા કાળપેઠ તે, હસ્તિસૈન્યમાં આવી,
ગદાપ્રહારે પર્વતશા કરિ દેતો તર્ત ખપાવી. ૪૧
વજ્ર સહિત જયમ ઇંદ્ર વિચરતો હોયે તેવી રીતે-
વિનાશ કરતો વહ્યો સૈન્યમાં, જેને કોઇ ન જીતે. ૪૨
સિંહગર્જના સાંભળિ તેની, હસ્તી ચાકે ચઢિયા;
ઘૂમરિ ખાતા કંઇક હસ્તિ નૃપ, પ્રાણ રહિત થઇ પડિયા. ૪૩
દ્રૌપદિના સુત ને અભિમન્યુ તથા નકુળસહદેવ,
તેમ જ ધૃષ્ટદ્યુમ્ન તે તકે આવ્યા ત્યાં તત્ખેવ. ૪૪
કરી બાણવર્ષાદ તેમણે ઘાણ ઘણો ત્યાં વાળ્યો;
વર્ણવું શું નૃપ આપ આગળે? એવો કદી ન ભાળ્યો. ૪૫

ધાર સજાયાસરખીવાળા બાણોથી તે ટાણે,
શિર કરિપરના યોધતણાં પત્થર વૃષ્ટિ પરમાણે— ૪૬
પડતાં દીઠાં હે નૃપ મેં ત્યાં છવાઇ પૃથ્વી એથી;
માગધ નૃપને જોઇ કેર એ, ત્રાસ ઉપજ્યો તેથી. ૪૭
એથી અભિમન્યુરથ ઉપર ઐરાવણ શો હાથી—
પ્રેર્યો તેણે પોતાનો, જે કંપે નહીં કશાથી. ૪૮
તીવ્ર એક બાણે હસ્તીને અભિમન્યુએ એવે,
ભૂલેળો કીધો હે ભૂપતિ, ત્વરા કરીને તેવે. ૪૯
ભલ્લ બાણથી તેમ તરત ત્યાં, માગધ નૃપનું શીશ—
કાપી નાંખ્યું ક્રોધ કરીને ઉતારવા ઉરરીશ. ૫૦
ભીમસેન પણ એ સમયે ત્યાં, હસ્તીદળમાં દોડી,—
મસ્તી કરી ગદાથી હાની-કરતો નહતો થોડી. ૫૧
વાસવ વજ્રવડે ગિરિઓને કરે વિદારણ જેમ,
વિદારતો કરિઓ જ વૃકોદર વાધ્યો જાતો તેમ. ૫૨
ગદાપ્રહારે ગિરિશા કરિઓ ભીમ નકામા કરતો;
ભાગિ દંત, કુંભસ્થળ, પડખાં, વીજળિ રીત વિચરતો. ૫૩
કાળરૂપ દેખીને તેને પાડિ કારમી ચીશ,
કંઈ શ્વાસ છાંડીને શમતા, ભમતા કંઈ ચહુ દીશ. ૫૪
મળ કરિ દેતા મત્ત હસ્તિ કંઇ, જોઈ ભીમઝપાટો;
વમન રુધિરનું કરતા કંઇ, વાગ્યાથી શૂરસપાટો. ૫૫
મેદ રુધિરથી લેપાયેલો ભીમ ભયંકર એવે,
રુધિરાળી ધરી ગદા રુદ્રશો રૌદ્ર ભાસતો તેવે. ૫૬
ભડકેલા ભીમથી હસ્તિયો સેના આપ કચરતા,—
ઘેલા થઇ લઇ જીવ આપનો ત્યાંથી પાછા ફરતા. ૫૭
વીખેરી વાદળને નાંખે મહાવાયુ જે રીતે,
હસ્તીસૈન્ય વિખેરી નાંખ્યું ભીમે ઝટ તે રીતે ૫૮
એવે દુર્યોધનઆજ્ઞાથી સમગ્ર સૈન્યે તેને,—

ઘેરી લીધો વાર ન કરતાં, આંચ આપવા એને. ૫૯
પણ તેને ન ગણી લેખામાં, ગદાપ્રહારે તેણે—
ઘાણ ઘણી સેનાનો વાળ્યો, અંતકપેઠે એણે. ૬૦
ભય પામેલું આપ સૈન્યને ભાળી ભીષ્મે તેવે,
હંકાવ્યો રથ આપતણો એની સામે ઝટ એવે. ૬૧
રક્ષણ કરવા તેવે તેનું સાત્યકિ શર વાવરતો,—
ઉગ્ર થઈ આવ્યો ત્યાં હે નૃપ, સૈનિક બહુ સંહરતો. ૬૨
ખાળિ રાખવા તેને મથિયા મહારથિ મોટા તોયે,
ખળ્યો ન રહેતો, વહેતો આવ્યો, ઝંઝવાયુ જ્યમ હોયે. ૬૩
અલંબુષે દશ બાણ મારિને, તરત જ વીંધ્યો તેને;
ચાર બાણુથી સાત્યકિએ તવ, વીંધ્યો હે નૃપ એને. ૬૪
એ પછિ ઉગ્ર થઈને એણે આપ્યો અદકો ત્રાસ;
જેથી કૌરવદળમાં તે તક થઇ રહિ નાસાનાસ. ૬૫
તે જોઈને ભૂરિશ્રવા ત્યાં થયો સાત્યકી સામે;
જામ્યું જુધ બેનું જબરૂં, પણ નરમ પડ્યા નવ નામે. ૬૬
દુર્યોધન ભાઇયો સાથે ત્યાં ભૂરિશ્રવાને એવે,—
ચોબાજૂથી વીંટી રક્ષણ કરવા લાગ્યો તેવે. ૬૭
તેમ જ પાંડવ સાત્યકિનું રક્ષણ કરવા ત્યાં આવ્યા;
ગદા ઉગામી ભીમે જેથી કૌરવ પાસે નાવ્યા. ૬૮
આપ પુત્ર નંદકે તે તકે શર છો છરથી છોડી—
વીંધ્યો ભીમ, આપ આવરદાદોર નાંખવા તોડી. ૬૯
બંધુરૂપિ બાંહ્યો જ કપાવા નવ શર મારી એવે,
વીંધ્યું હૃદય દુર્યોધનરાયે ભીમતણું ત્યાં તેવે. ૭૦
એવે રથમાં બેઠેલા ભીમે સારથિને તત્ર—
કહ્યું, મારવા મને જ આ કૌરવ ઉમગ્યા છે અત્ર; ૭૧
પણ મારો સુમનોરથ વૃક્ષ અહો ! બહુ વર્ષે આજે—
ફળ્યો જોઉં છું, આ ભાઇયોને દેખી અહિં આ સાજે ! ૭૨

માટે મા કર વાર પુત્ર આ કાકાના છડવાને,—
ધમધમાવિ રથ હાંકય, નારકી પામે નવ નડવાને ! ૭૩
કરી યુદ્ધ કારસું મહાભય કૌરવમાં વર્ત્તાવી,
દુર્યોધન ને શલ્યતણું બળ ભીમે સઘ ખપાવી, ૭૪
નંદક આદિક ચઉદ ભ્રાત દુર્યોધનના અતિ શૂરા,
એ પછિ ભીમે શ્વાસ ન ખાતાં, કીધા રણમાં પૂરા. ૭૫
ભીષ્મ પ્રેરણાથી ભગદત્તે હાથી નિજનો એવે,
આણિ શરવૃષ્ટિ કરિ મોટી ભીમસેનપર તેવે. ૭૬
એવે અભેમન્યુ આદિક ત્યાં આવ્યા વેગે ધાઈ;
કર્યો યત્ન શર વરસાવી, કરિ નાંખ્યો શરથી છાઈ. ૭૭
પણ તેથી મહામત્ત ગયંદ ન મંદ પડ્યો પણ ધાયો;
અપૂર્વ હસ્તી જોઈ મહાભય, મહારથિ માંહિ ભરાયો. ૭૮
એવે ભગદત્તે ભીમતણી, બાણે છેદી છાતી;
ઘટોત્કચની એ સમયે નૃપ, આંખો થઇ અતિ રાતી. ૭૯
મૂર્છિત ભાળી ભીમસેનને, નિજ માયાથી એણે,—
થઇ અદૃશ્ય ઝટ રૂપ ભયંકર કીધું તરત જ તેણે. ૮૦
માયાથી કીધેલ હસ્તિ ઐરાવણપર પછિ બેસી,
આપ્યો ભય એણે પારવનો, કૌરવ દળમાં પેસી. ૮૧
અંજન, વામન, મહાપદ્મ એ ત્રણ દિગ્ગજ પણ એવે,
વાધ્યા ક્રૂર રાક્ષસો વહેતા, તેની પાછળ તેવે. ૮૨
ઘેરી ભગદત્ત તણો હાથી, ચાર દિશાથી ચારે—
ચીરિ નાંખવા લાગ્યા હે નૃપ, દંતશૂલથી ત્યારે. ૮૩
પૂરા ભયમાં પડ્યો ભૂપ ભગદત્ત ત્યાંહિ એ વારે,
કહ્યું દુર્યોધનદ્રોણ આગળે ભીષ્મપિતાએ ત્યારેઃ ૮૪

૭૩ નારકી—નીચ, નરકવાસી. ૮૨ દિગ્ગજ—દિશાઓના રક્ષકપાળ હાથીઃ ઐરાવણ, અંજન, વામન અને મહાપદ્મ એ ચાર દિશાના ચાર હાથી આ સમયે ઘટોત્કચે માયાથી ઉપજાવ્યા હતા.

અરે ! શૂર ભગદત્ત નહિ બચે ઘટોત્કચથી હાવે;
અનન્ય હાથી રે એનો આવ્યો છે પૂરણ દાવે ! ૮૫
માટે રક્ષણ કરવા તેનું ચાલો વાર ન કરતાં;
વાર કર્યે નહિ સાર નીકળે, વાર નથી એ મરતાં. ૮૬
ભીષ્મ કહ્યું સુણિ મહારથિયો દ્રોણાદિક હે નૃપ એવે,
કરી તેમને આગળ વાધ્યા, તીક્ષ્ણબાણ ધરિ તેવે. ૮૭
વજ્રપાત સરખો જ શબ્દ તવ ઘટોત્કચે ત્યાં કીધો;
કંપી ઉઠચા કૌરવ તેથી, લહાવ કશો નવ લીધો. ૮૮
સંધ્યા સમય થતો ભાળી, વાળી લઇ કૌરવસેના,
ભીષ્મ ઉચ્ચર્યા, હવે ન કો સામા થાશો અહિં એના. ૮૯
માયાવીનું માયાબળ રાતે જ વધે છે ભારે,
માટે નિજ ઘાટે રહિને અવ ચાલો સર્વ ઉતારે. ૯૦

વલણ.

ઉતારે નિજ સૈન્યનો કરી જાપતો આપ,
દુર્યોધન ઉદ્વિગ્ન થઇ—કરતો'તો સંતાપરે. ૯૧

---

## કડવું ૧૨ મું.

### पांचमाथी सातमा दिवस सूधीना युद्धनो सार.

રાગ દેશાખ.

દિન પાંચમે બે સૈન્ય સત્વર યુદ્ધ કરવાને સજ્યાં,
રણરંગ ધરિને અંગમાં આલસ્યભય ઉરથી તજ્યાં. ૧
કરિ વ્યૂહરચના કારમી કૌરવ અને પાંડવ ત્યહાં,
વાધ્યા ન કરતાં વાર જુદ્ધભૂમિ હતી રણમાં જ્યહાં. ૨
તમ સૈન્યમાંનો મકરવ્યૂહસુ ભીષ્મ સાચવતા હતા,
ત્યમ શ્યેનવ્યૂહસુ આપનો રચિ પાંડુપુત્ર જતા હતા. ૩

ભીમે પ્રવેશિ પછી તમારા મકરવ્યૂહતણા મુખે,
ઢાંકી દિધા ઝટ ભીષ્મને વરસાવિ શર આપે સુખે. ૪
દુઃખે કરી ન જવાય એવા પાસ ત્રાસ જણાવતાં,
કોપ્યા પછી તે ક્રૂર થઇ મહાશૂર શીર ધુણાવતાં. ૫
ઉકળી અનળશા તેમણે અસ્રો ઘણાં વર્ષાવિને,
અતિ ત્રાસ દાખ્યો આપનો, સુપ્રભાવ નિજ દર્શાવિને. ૬
તવ ભીષ્મદવથી દાઝતા નિજ સૈન્યને ઊગારવા,
છોડયા હજાર સુબાણુ પાર્થે ભીષ્મને ઝટ વારવા. ૭
એવે ઉપાસી દ્રોણુને દુર્યોધને પાંડવદળે,
ભંગાણુ સાત્યકિ દેખતાં જ પડાવવા ધાર્યું વળે. ૮
પણ સાત્યકી સામો થતાં ન વળ્યું કશું નૃપ! તે સ્થળે;
મચ્યું જુદ્ધ જોવા જેવું, શૂર ખપે તથાપિ ના ખળે. ૯
બાણેથિ દ્રોણે સાત્યકીની હાંસડી વીંધી યદા,
રક્ષા કરંતાં તેનિ ભીમે દ્રોણુને વીંધ્યા તદા. ૧૦
તવ તેમણે, ભીષ્મે તથા શલ્યે શરો વરસાવિને,
અતિ ઉગ્ર થઇ હે ભૂપ નાંખ્યો ભીમને અવરાવિને. ૧૧
તે જોઇને અભિમન્યુ દ્રૌપદિના સુતોએ આવિને,
શર મારિ વીંધ્યા સર્વને, અતિ ક્રોધ ઉરમાં લાવિને. ૧૨
પછિ ઉગ્ર થઇ આવ્યો શિખંડી ભીષ્મ સામે શર ધરી,
પણ સ્રીપણું તેનું વિચારી ભીષ્મ તત્ર રહ્યા ઠરી. ૧૩
તવ આવિ દ્રોણે તીક્ષ્ણ શરની આંચ આપી એહને,
અતિ ત્રાસ આપિ ભગાડિયો તર્જી અતીશે તેહને. ૧૪
મચ્યું યુદ્ધ મોટું એ પછી આંધીસમું શું વર્ણવું ?
મધ્યાહ્નસમયે મધ્યરાત્રી કાળિકીલ સમું હવું ! ૧૫
અર્જુન અને ગાંગેયનું આશ્ચર્યશું યુદ્ધ ત્યાં થયું;
ભારે થયું પછિ ભીમનું, ધાયાવનું નવ કો રહ્યું. ૧૬

---

૮ વળે—મનના આમળાથી. ૧૦ હાંસડી—છાતી ઉપરના હાડકાની હાંસડી.

અભિમન્યુએ લક્ષ્મણતણા હયસારથિને મારિને,
અતિ દર્પ દાખ્યો આપનો, ધીંગું ધનુષ કર ધારિને. ૧૭
માર્યા *અયુત યોદ્ધા ધરી દિવ્યાસ્ત્ર સાત્યકિએ તડી;
ભૂરિશ્રવા સામો થયો ધરિ ધનુષ મોટું તે ઘડી. ૧૮
તેના વિષમ શર આવતા દેખી હબક પામી બહુ,
સાત્યકીયોદ્ધા છોડી તેને ભાગિયા ચોગમ સહુ. ૧૯
તવ સાત્યકીસુત શૂર દશ ધાયા પિતાની વા'રમાં;
ઉચર્યા પુકારી આમ તે, ગર્વી ગરવ ઉર ધાર મા ! ૨૦
તું આવિ સામો યુદ્ધ કર અમસાથ પાણી હોય તો;
આજે હમારા હાથનો જમ સ્વાદ જુગતે જોયતો ! ૨૧
પછિ સાત્યકીપુત્રોશું યુદ્ધ ભૂરિશ્રવાનું ત્યાં થયું;
જેવું નથી જોયું કદી, જીભે ન જાયે તે કહ્યું. ૨૨
દાખી પરાક્રમ પૂર્ણ સાત્યકિપુત્ર સ્વર્ગે સંચર્યા;
વાસવનિ શુભ વારાંગનાઓએ તરત તેઓ વર્યા ! ૨૩
પડતાં પરાક્રમિ પુત્ર સાત્યકિ ક્રોધ કરિને વિફર્યો,
કીધો વિરથ ભૂરિશ્રવા ત્યમ તેહણે તેને કર્યો. ૨૪
ધાયા ખડગ લેઈ પરસ્પર તે તદા ઢાલો ધરી;
શોભ્યા સમરમાં મહારથી બે કારમા નર કેસરી. ૨૫
એવે રથે બેસાડિ સાત્યકિને વૃકોદર લઇ ગયો;
ત્યમ સોમદત્તીને લઈ દુર્યોધન દળમાંથી વહ્યો. ૨૬
સંધ્યા સમયમાં એ સમે પાર્થે પરાક્રમ બહુ કરી,—
માર્યા પચીશ હજાર યોદ્ધા બાણ બહુ વિધ વાવરી. ૨૭
પંચમ દિવસનું યુદ્ધ હે નૃપ, સારમાં તમને કહ્યું;
મહાવહેણ શોણિતનું જ વૈતરણી સમું જેમાં વહ્યું. ૨૮
છઠ્ઠે દિવસ ધર્મે કહ્યાથી દ્રુપદપુત્રે રણ વિષે,—
તૂટે ન તેવો મકરવ્યૂહ રચ્યો મચી રણને રસે. ૨૯

*૧૮ અયુત—દશ હજાર.

તવ ક્રૌંચવ્યૂહ રચ્યો તરત ભીષ્મે ન કરતાં વાર ત્યાં;
આવી મળ્યાં બે સૈન્ય સામાં જુદ્ધક્ષેત્ર હતું જ જ્યાં. ૩૦
જોઇ દ્રોણુને ભીમે ઝપાટે જેર કરવા તેમને,—
હુંકાવિયો રથ આપનો અતિ આંચ દેવા એમને. ૩૧
તે આવતાં દ્રોણે તરત નવ બાણુથી તેને તદા,
વીંધ્યો ન કરતાં વાર મર્મ વિષે જ સાંભરવા સદા. ૩૨
કરિ કોપ એથી કારમો ભીમે વિરામ ન પામતાં,
ગુરુસારથી જમલોક પહોંચાડ્યો જ જ્વાળા જામતાં. ૩૩
તવ સારથિ ત્યમ રથિ થઈ દ્રોણે ધિરજ મનમાં ધરી,
જ્યમ અગ્નિ બાળે રૂતણા ઢગ તેમ અરિસેના કરી. ૩૪
ડરિ ગયું પાંડવસૈન્ય દ્રોણુ તથા પિતામહ તાપથી,
ત્યમ કૌરવોનું પણુ ગયું ડરિ ભીમપાર્થપ્રતાપથી. ૩૫
તોડી તમારા સૈન્યનો પછિ વ્યૂહ ભીમે તે સ્થળે,
કીધો ધસારો કારમો, વાળ્યો ન જે કોનો વળે. ૩૬
પેખી તમારા પુત્ર ભૂત ભરાયું હોયે તે રિતે,
કૂદી રથેથી લઇ ગદા વાધ્યો વધે જમ જે રિતે. ૩૭
ઘેરી લીધો ચોપાસથી તેને તથાપી તેહણે,
બહુ ઘાણુ વાળ્યો યોધનો ઊણુમ ન રાખી એહણે. ૩૮
રથ શૂન્ય તેનો જોઇ ધૃષ્ટદ્યુમ્ન થઇ નિઃશ્વાસને,
પૂછવા લાગ્યો અશોક સારથિને ધરિ ઉર ત્રાસનેઃ— ૩૯
વિશોક ! મારા પ્રાણુથી પણુ અધિક પ્રિય જે છે મને,
તે ભીમ ક્યાં છે ! કહે મને, હે સૂત ! પૂછું છું તને. ૪૦
કર જોડિ તે તવ ઉચ્ચર્યો અહિં રાખિને ઊભો મને,
વાધ્યાછ પોતે વેગમાં કૌરવદળે ઉમંગી મને. ૪૧
સુણિ સારથિનું કહેવું, તે પછિ કૌરવોના દળ વિષે—
આવ્યો ત્વરાથિ ભાળિયો ત્યાં ભીમને રણુને રસે. ૪૨
અતિ રૌદ્રરસમાં રાજિ ગાજિ ગદા ઘુમાવી તે ત્યહાં,

આશ્ચર્ય ભય બહુ આપતો'તો જોધ નવ ટકતા જયહાં. ૪૩
અતિ ઝંઝવાયુ વાઇ તરુનો દાટ વાળે જે રિતે,
અરિસૈન્યનો ત્યાં ભીમ કરતો નાશ હે નૃપ ! તે રિતે. ૪૪
ગજ રજ વિષે ભળિયા ઘણા, હય લય થયા અનુપમ ઘણા;
અટવાઇ ગયા મહાયોધ, ભૂકા થઇ ગયા બહુ રથતણા. ૪૫
એવે ધરી બહુ ધીર, અટકાવા થતી બહુ હાનિને,
વીંટી લિધો ઝટ ભીમને બહુએ, મરણ નિજ માનિને. ૪૬
ઘેરી લીધો ઘાયલ થયેલો ભીમ અરિઓએ યદા,
બેસાડિયો રથમાં દ્રુપદપુત્રે સુખે તેને તદા. ૪૭
દુર્યોધને કહેવાથિ તવ કૌરવ થઈ ભેળા સહુ,
કરિ બાણવૃષ્ટિ દ્રુપદસુતના રથ ઉપર હે નૃપ બહુ ૪૮
તવ મોહનાસ્ત્રે તેહણે મૂર્છા પમાડયા સર્વને;
ગાંજ્યો ન જાતાં એહણે, ગાળ્યો અરિના ગર્વને. ૪૯
પ્રજ્ઞાસ્ત્ર મૂકી દ્રોણગુરુએ મોહનાસ્ત્ર નિવારિયું;
પાંચાલનૃપશું યુદ્ધ કરિ, દળ તેહનું બહુ મારિયું. ૫૦
પછિ ભીમદુર્યોધનતણું મચ્યું યુદ્ધ તાપ ભર્યું નર્યું;
તર્જ્યો ઘણો ભીમે અને અપમાન તેનું બહુ કર્યું. ૫૧
ત્યમ ત્રાસ આપી તેહને વીંધી પરાસ્ત કર્યો તહીં;
કથની કથું શું અન્યવીરોનાં પરાક્રમની અહીં ! ૫૨
પંચમ દિવસથી પણ ઘણી હાની થઈ છઠ્ઠા વિષે;
અંધારૂં થાતાં સૈન્ય બે આવ્યાં ઉતારાની દિશે. ૫૩
રાતે શિબિરમાં ભીષ્મને દુર્યોધને કહ્યું આમ ત્યાં,—
માર્યો મને ભીમે પિતા ! જો કે હતા પોતે જ જ્યાં. ૫૪
માટે હું ભીમે વિદ્ધ કીધેલો, અરેરે ! આ સ્થળે,
શાતા નથી રજ પામતો, બન્યું તે સ્મરી છાતી બળે ! ૫૫
હું પાંડવો હણવા ચહુંછું, તેમ જો તમથી થશે,

* ૫૧ તર્જ્યો—તિરસ્કાર કર્યો.

તો તમ પ્રસાદે જય થતાં, દુખ મારૂં દૂર થઈ જશે. ૫૬
ઝરતો રુધિરે વિનતિ કરતો જોઇ દુર્યોધન તદા,
ઉચર્યા પિતામહ ઓછું ઉર નવ લાવ ભ્રાત અરે ! કદા. ૫૭
તુજ સૈન્યમાંહિ રહી અને સર્વાત્મપણથી હું સદા,
ઈચ્છું છું જય સુખ આપવા તુજને, ન ધર સંશય કદા. ૫૮
માટે હું મુજ આત્મા ન ઢાંકિશ, જીવમાં તું જાણજે;
પાંડવ સહાયક છે પરાક્રમિ પૂર્ણરીત પ્રમાણજે. ૫૯
તો પણ જિવિતનો ત્યાગ કરિ સર્વાત્મપણથી હું હવે,
યુધ કરિશ પાંડવસૈન્યસહ, દળ દહિશ હું યુધને દવે. ૬૦
તુજ માટ જીવિત ત્યાગ કર્યું છે જેમણે એવા અહીં,—
છે દ્રોણ, દ્રૌણી, શલ્ય, કૃતવર્માદિ શૂર ભલા સહી. ૬૧
સંગ્રામમાં દેવોથિ પણ જીતાય નહિ એવા જ તે-
છે એમ હું માનું છું, જમ પણ ડરે તે પાસે જતે ! ૬૨
શ્રીકૃષ્ણની છે સહાયતા જેને અહો તે પાંડવો,
છે કાળ-ધામ વિશાળ, નથિ તે મહાલવાનો માંડવો ! ૬૩
સંગ્રામમાં દેવો સહિત વાસવ ન તે આગળ ટકે,
તો પણ હું તુજ કહેવા પ્રમાણે કરિશ ભ્રાતા ! આ તકે. ૬૪
જીતીશ અવ હું તેમને, કે તે મને કદિ જીતશે,
પણ કરિશ સાહસ પૂર્ણ કાલે, જે થનારૂં તે થશે. ૬૫
કહિ એમ શલ્યરહિત થવા ઔષધિ દઈ પછિ એમણે—
શાતા કરી કરિને કૃપા, તાજો કર્યો નૃપ તેમણે. ૬૬
પછિ સાતમે દિન વ્યૂહ હસ્તી, હય, પદાતિ, રથીતણો—
ભીષ્મે રચ્યો સુવિચિત્ર, ભય દેનાર ભીરૂને ઘણો. ૬૭
તે જોઇ ધર્મે વજ્રવ્યૂહ રચાવિયો વળતી વડો;
ઉમગ્યા હઠીલા શૂર શિરવિણ જેહ ઝૂઝાવે ધડો. ૬૮
કિલકારિ કારી થઇ અને વાદિત્ર યુધનાં વાગિયાં;
શૂરસિંહનાદ થયો અને ભીરુત્વ તર્ત જ ભાગિયાં. ૬૯

આયુધ ઉઘાડે યુદ્ધ કરવા, વીર ધાયા એ સમે,
નાંખી શમાવી શત્રુને શૂરત્વ દાખીને શમે. ૭૦
ગુરુ દ્રોણ ને પાંચાલનૃપ, દ્રૌણીશિખંડી આથડયા,
દુર્યોધનધૃષ્ટદ્યુમ્ન ભય તજિ એક બીજા શું ભડયા. ૭૧
નૃપ શલ્ય સામે નકુળ ને સહદેવ શસ્ત્ર ધરી તડ્યા,
હાર્દિકય રોકી રાખવામાં ભીમસેને બહુ છડયા. ૭૨
અભિમન્યુ દુર્મર્ષણવિકર્ણનિ સાથ રણમાં રાજિયો;
ભગદત્ત સામે ઘટોત્કચ કરિ ગર્જના બહુ ગાજિયો. ૭૩
રાક્ષસ અલંબુષ સાત્યકી સામે જ ધાયો જોરમાં;
અર્જુનનિ સામે અન્ય નૃપ આવ્યા બિજા બહુ તોરમાં. ૭૪
પણ બાણનો વર્ષાદ કરિ ઢાંકી દિધા તે સર્વને;
પાર્થે બધા નૃપ પીડિ ગાળી નાંખિયો સહુગર્વને. ૭૫
ઈંદ્રાસ્ત્રથી શરવૃષ્ટિ સૌ નૃપની નિવારી એહણે,
ભેદ્યા સકળ ભૂપાળ, તાપ દઈ ઘણો નિજ તેહણે. ૭૬
હય હસ્તિને પણ વીંધિયા, બાકી ન કો પણ ત્યાં રહ્યું;
તવ ભીષ્મ પાસે જઈ બધાએ શરણ તેઓનું ગ્રહ્યું. ૭૭
દુર્યોધને અર્જુનપરાક્રમ પૂર્ણ રીતે જોઇને,
સત્વર સુશર્મા પાસ જઇ કહ્યું આમ ત્યાં સૌ કોઇને:-૭૮
આ ભીષ્મ આવી જીવપર અહિં પાર્થ સામે જાય છે,
સર્વાત્મપણથી સહાય કરવા તે સમરમાં ચ્હા'ય છે; ૭૯
માટે ન કરતાં વાર સામા થઇ ફરી ધીરજ ધરો;
રહિ સાવધાન તમો બધા ઝટ ભીષ્મનું રક્ષણ કરો. ૮૦
'બહુ સારૂં' કહિ બળવાન વાધ્યા ભીષ્મ પાછળ ભય ત્યજી;
તત્કાળ આવ્યા ભીષ્મ પાર્થ સમીપ સૌ અસ્ત્રો સજી. ૮૧
સામે પિતામહ આવતા પેખી પરાક્રમિ પાર્થ ત્યાં,
સન્મુખ ગયો રથમાં વિરાજિ હતા જ જાહ્નવિપુત્ર જ્યાં. ૮૨
તવ કૌરવોના પક્ષનો કો પાર્થને ત્યાં પેખવા,—

સ્થિર ના થતો, ત્યમ પાંડવોનો ભીષ્મ સામે દેખવા. ૮૩
એવે વિરાટશું યુદ્ધ કરિ દ્રોણે હયો તેના હણી,
તોડી ધનુષ હણિ સારથી, સુત શંખને લીધો લણી. ૮૪
તેથી મહાભય પામિ તે ભાગ્યો રણેથી તે પળે;
કરિ બાણવૃષ્ટિ કારમી દ્રોણે ન જે કોથી ખળે. ૮૫
જુધ જામ્યું દ્રૌણિશિખંડિનું જોવા સરીખું એ સમે;
હારી શિખંડી સાત્યકી-રથમાંહિ બેઠો તે સમે. ૮૬
પછિ સાત્યકીને અલંબુષનું કારમું યુધ ત્યાં થયું,
ગાંજ્યા ન કોકોના ગયા, સૌ સૈન્ય વિસ્મિત થઈ ગયું. ૮૭
અંતે મુકી ઐંદ્રાસ્ત્ર માયા ભસ્મ કરિ રાક્ષસતણી,
ભગાડ્યો અલંબુષ સાત્યકીએ, બાણવૃષ્ટિ કરી ઘણી. ૮૮
જોયું ન એવું જુદ્ધ ધૃષ્ટદ્યુમ્ન દુર્યોધનતણું—
જામ્યું હતું બહુ જોરમાં, ભારે અરે! હું શું ભણું? ૮૯
મહાકાળ રીતે ભીમ કૃતવર્માશું યુધ કરતો હતો;
જેનો ઝપાટો સૈન્યમાં જોયો ન કોપણુથી જતો! ૯૦
ભગદત્ત સાથે ઘટોત્કચ ભીડ્યો હતો રાક્ષસ લઈ;
પણ તાપ તેનો સહન ન થયે, ભાગિયો વ્યાકુળ થઈ. ૯૧
મદ્રેશ સાથે નકુળ ને સહદેવ પૂર્ણ મચ્યા હતા;
ભાણેજનું બળ જોઇ મામાને ઘણા તે ભાવતા. ૯૨
સહદેવ કેરા બાણથી મદ્રેશ જવ વીંધઇ ગયો,
તવ તરત તેને સારથી સંગ્રામમાંથી લઇ ગયો. ૯૩
અભિમન્યુએ તમપુત્ર સૌને વિરથ રણમાંહે કર્યા,
પણ ભીમની પળવા પ્રતિજ્ઞા પૂર્ણ નવ ત્યાંહે કર્યા. ૯૪
એ સમય બહુ યોદ્ધા મળી અભિમન્યુને ઘેરી વળ્યા,
પણ પાર્થ સામો આવતાં, છાકેલ શૂર ઘણા છળ્યા. ૯૫
આવ્યો સુશર્મા એ તકે લઈ સૈન્ય અર્જુન વારવા,

૯૫ છળ્યા—બીધા.

પણ દર્પ દેખી પાર્થનો ન રહ્યો જ ધીરજ ધારવા. ૯૬
કાપી ધનુષ શિર શૂરનાં, ઘાયલ કરી વીરો ઘણા,
આવ્યો પિતામહ પાસ અર્જુન, માનવાન નહીં મણા. ૯૭
એવે યુધિષ્ઠિર, ભીમ, માદ્રીસુત પિતામહ પાડવા—
ધાયા ન કરતાં વાર, અરિ ઊભેલ સૌને તાડવા. ૯૮
જયદ્રથ તથા દુર્યોધને વાર્યા તદા તે આવતા;
ધર્મે શિખંડીને કહ્યા શબ્દો તદા બહુ ભાવતા: ૯૯
તેં ભીષ્મને હણવા પ્રતિજ્ઞા કરિ હતી તે પાળવા,
ઉત્સાહ ધર હે વીર ! વૈર બધું હવે તુજ વાળવા. ૧૦૦
જો ભીષ્મને ન હણીશ તો તારી પ્રતિજ્ઞા ભાગશે;
કુળ શુદ્ધ તારાને અરે ! ખાંપણ ખરેખર લાગશે. ૧૦૧
માટે પ્રતિજ્ઞા પાળિ કીર્તિ વધાર તારા કુળતણી;
આવ્યો સમય છે આજ સ્વર્ણ સમો, સમો થા હે ગુણી ! ૧૦૨
ધરિ ભીષ્મનો તું તાપ ભાગ્યો કાં ફરે છે સૈન્યમાં !
છે દાગ મોટો ક્ષત્રિને રણમાંહિ રહેતાં દૈન્યમાં. ૧૦૩
સુણિ રુક્ષભાષણ વ્યંગ રંગ ધરી શિખંડી રણતણો,
વાધ્યો પિતામહ પાડવા, ધીકેલ ક્રોધથકી ઘણો. ૧૦૪
પણ બાણની વૃષ્ટી કરી શલ્યે સપાટે તેહને—
અટકાવિયો આગળ જતો, અતિ આગ્ય ભરિયો એહને. ૧૦૫
તવ ભીષ્મપર ધર્મે કરી બહુ બાણહેલી બળ કરી;
ભીષ્મે શરો ઝટ છોડિને તે નિમિષમાં નિષ્ફળ કરી. ૧૦૬
નિષ્ફળ કરી શરવૃષ્ટિ ધર્મની, અશ્વ હણિયા તેમના,
તવ તે નકુળ રથમાં વિરાજ્યા, પાસ ન જતાં એમના. ૧૦૭
પછિ ભૂપ બહુ ઉત્તેજિને ભાષણવડે ધર્મે તહીં,
ઘેરી લીધા ઝટ ભીષ્મને, હે રાય ! સમરાંગણ મહીં. ૧૦૮
તે સમય ઘેરાયેલ ભીષ્મે કર્યું પરાક્રમ કારમું;
એકે દિવસ અગણિત અરિનું જેમ આવે બારમું ! ૧૦૯

ધાંધલ ઘણી તે તક મચી, મહાવીર ભીષ્મે મારિયા;
અતિ તેજવંત પરાક્રમી પણ ત્રાહિ ! ત્રાહિ ! પુકારિયા. ૧૧૦
એવે શિખંડી ભીષ્મપર લાગ્યો શરો વર્ષાવવા,
પણ ભીષ્મ તેને મૂકિ વાધ્યા દર્પ નિજ દર્શાવવા. ૧૧૧
દર્શાવિ સાહસ આપનું, યોદ્ધા હણ્યા બહુ એમણે;
વૈતરણિ મોટી રુધિરની વહેતી કરી નૃપ ! તેમણે. ૧૧૨
સૂર્યાસ્ત થાતાં સૈન્ય એ વિરમ્યાં શિબિરોમાં જઈ;
થઇ સ્વસ્થ નાહી ધોઇ જમિ સૂતા સહૂ રાજી થઈ. ૧૧૩

વલણ.

થઈ સ્વસ્થ કંઇ શૂર નર, ક્રીડા કરી અનેક,
વાદ્ય વગાડી ગાઇને, રીઝવતા અક્કેકને. ૧૧૪

---

## કડવું ૧૩ મું.

### आठमा दिवसनुं युद्ध–इरावानवध अने घटोत्कचपराक्रम.

રુચિરાછંદની દેશી.

દિવસ આઠમે રાજાઓ સહુ કૌરવપાંડવ યુધ કરવા—
નિસર્યા, તેમ જ મહાવીરો પણ મોદ ધરી વાધ્યા મરવા. ૧
ભીષ્મે એ સમયે સાગરશો વાહનરૂપ લહેરોવાળો,
રચ્યો વ્યૂહ નૃપ મહા ભયંકર કરનારો કેર જ કાળો. ૨
તે જોઈને ધર્માજ્ઞાથી શૃંગાટક એવે નામે—
વ્યૂહ રચ્યો ધૃષ્ટદ્યુમ્ને, જે જોઈ સૌ વિસ્મય પામે. ૩
ભેરિશબ્દસહ શંખઘોષ ને સિંહનાદ મહાશૂર તણે,—
ગાજી રહ્યું ગગન આખું ત્યાં, અરિને અરિ તૃણતુલ્ય ગણે. ૪
નામ દેઇ બોલાવી યોદ્ધા એકબિજાને એ ટાણે,
ઉમગ્યા યુધ કરવાને હે નૃપ, 'થા સજ' કહિ કાર્મુક તાણે. ૫

ઝેરિ સર્પશાં બાણુ છુટિયાં, વિદ્યુત્‌શી સાંગો વરશી;
પર્વતશિખરશિ પડી ગદાઓ, ઉછળી ઉગ્ર મહાક્રુરશી. ૬
ખખડી ઢાલો ચંદ્રાકૃતિની, ઉગ્રખડ્‌ગઝટકા ઉપડ્યા;
ભટકાયાં વાહન વાહનશું, પોકારી કંઇ પાર પડ્યા. ૭
યુધ કરતા હસ્તિના પરસ્પર દંત ઘસાવાથી એવે,
ધૂમ સહિત નીકળતો અગ્નિ જોયો મેં નૃપતિ ! તેવે ! ૮
કરી કારમો કોપ સૈનિકો કૌરવ પાંડવના ત્યારે,
હણી પરસ્પરને જમપુરમાં મોકલતા નિજને મારે. ૯
ભીષ્મે પાંડવપક્ષતણા યોદ્ધાને ત્રાસ દઈ તેવે,
તાડ્યા પાડ્યા પણ નમ્યું નાખ્યું, ઉમટ્યા યુધ કરવા એવે. ૧૦
તવ અતિ તૃપ્ત થઈ શંતનુસુત કર્યું પરાક્રમ તે ઠામે;
જે સામે જોવા પાંડવ ન સમર્થ હતા હે નૃપ નામે. ૧૧
ધર્માજ્ઞાથી ધશ્યા વીર બહુ, પણ તે ભીષ્મે પાર કર્યા;
સૃંજય, સોમક, પાંચાલો હાની વેઠી પાછા જ ફર્યા. ૧૨
ભીમ વિના બીજો કો યોદ્ધો ભીષ્મ સાથના યુદ્ધ વિષે,—
ઊભેલો મેં નવ અવલોકયો, કુંપ્યો હે નૃપ જે ન કશે. ૧૩
જઈ ભીષ્મની પાસે તે સંગ્રામ વિષે શંતનુસુતને—
પ્રહાર કરતો હતો પ્રકોપી, અતિ ઊકળતે આપ મને. ૧૪
ભાઈયો સહ દુર્યોધન રક્ષા ભીષ્મનિ કરતો’તો તેવે,
સારથિ શંતનુસુતનો ભીમે પાર કર્યો પળમાં એવે. ૧૫
સારથિ પડતાં ભડકી અશ્વો ભાગ્યા ત્યાંથી રથ લઇને,
તવ સુનાભશિર ક્ષુરપ્રબાણે છેદ્યું ભીમે ચટ દઇને. ૧૬
તે તમ પુત્ર હણાતાં ત્યાં આદિત્યકેતુ આદિક શૂરા,—
પુત્ર આવિયા સાત આપના, તે પણ ત્યાં કીધા પૂરા. ૧૭
સભા વિષે બોલેલું તેનું સત્ય જ છે એવું માની,
ભાગ્યા આપ સુતો બીજા અટકાવાને નિજની હાની. ૧૮
વિદુરવચન સંભારીને તમ પુત્રોએ માન્યું એવું,

રણમાં કૌરવ મારિ ભીમ અહિં કરેછ સાચું નિજ કહેવું. ૧૯
વિલાપ કરતો દુર્યોધન જઇ ભીષ્મપિતાકેરી પાસે,
ઉચર્યો ભીમે ભ્રાત હણ્યા મુજ, ભય એનાથી બહુ ભાસે. ૨૦
સૈનિક બીજા સહાય કરે છે છતાં હણાયે છે તેઓ,
તો પણ આપ નથી કંઇ કરતા, છો અગ્રેસર અહિં જેઓ. ૨૧
રહિ મધ્યસ્થપણાએ પોતે, અરે ઉપેક્ષા આપ અહીં,—
કરોછ તાત અમારી તે મુજ માનું છું દુર્દૈવ સહી! ૨૨
સાંભળિ દુર્વચનો તમ સુતનાં આંખોમાં પાણી આણી,—
ઉચર્યા ઉર ઉકળેલા મહાત્મા, વશમાં રાખીને વાણીઃ ૨૩
તાત! તને પૂર્વે મેં, દ્રોણે, વિદુરે ત્યમ તારી માતે—
કહ્યું હતું, પણ સમજ્યો નહિ તું, વળ્યો નહીં હિતની વાતે. ૨૪
વળી કહ્યું'તું મેં તુજને કે, દ્રોણ અને મુજને તારે,
યુદ્ધ વિષે હે દુર્યોધન કદિ નિયોજવા નહિ રે કયારે! ૨૫
કાંકે કૌરવમાંથી જે જે સંગ્રામે જોશે તેને,
ભીમ મારશે ભીમ બનીને, રોકિ ન શકશે કો એને. ૨૬
માટે સ્વર્ગપરાયણ થઇને યુધ તું કર પાંડવ સાથે;
સ્થિર થઇ સંગ્રામે દૃઢમતિ કરિ, ઉપાડજે આવ્યું માથે. ૨૭
ઇંદ્ર સહિત દેવો દૈત્યો પણ પાંડવને સંગ્રામ વિષે,—
જીતે એમ નથી માટે દૃઢ રહિ કર યુદ્ધ થનાર થશે. ૨૮
ભીષ્મ આમ કહેતા'તા એવે ધર્માજ્ઞાથી તે વેળા,
શિખંડિ, ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકી, દ્રુપદ, વિરાટ થઇ ભેળા, ૨૯
સર્વ સોમકો સહિત ભીષ્મની સામે દોડયા તે ટાણે;
પાંચ કેકયો, ધૃષ્ટકેતુ આદિક પણ આવ્યા એ ટાણે. ૩૦
અર્જુન, દ્રૌપદિના પુત્રો ત્યમ ચેકિતાન નૃપ પણ તેવે,
દુર્યોધન આજ્ઞા આપેલા નૃપ સન્મુખ વાધ્યા એવે. ૩૧
અભિમન્યુ, હૈડિંબ, ભીમ ક્રોધેલા કૌરવની સામે—

૨૬ ભીમ બનીને—ભયંકર થઇને.

ઉપડયા ઉગ્ર થઈ અરિઓને મોકલવા યમને ધામે. ૩૨
સૃંજયસોમકને ગુરુ દ્રોણે હણવા માંડયા ક્રોધ કરી;
કૌરવપક્ષતણાને ભીમે હણવા માંડયા વેગ ધરી. ૩૩
એથી હાહાકાર કારમો બે સેનાની માંહિ થયો;
એવે હસ્તીસૈન્ય તાડવા કરી ગર્જના ભીમ ગયો. ૩૪
બહુ હાથીનો ઘાણ કાઢિયો, તેણે બાણ વિષમ મારી;
વહેતા વાયુરૂપ ભીમને, શકયો ન કો યોદ્ધો વારી. ૩૫
અશ્વસૈન્યને એવે હે નૃપ, નકુળ અને સહદેવ તહીં,—
હણવા લાગ્યા ઉગ્ર થઈને, ભળ્યા અશ્વ બહુ ભૂમિ મહીં. ૩૬
શકુનિને હાર્દિકય એ સમે દોડયા પાંડવદળ સામે;
ઈરાવાન અર્જુનનો સુત તવ આવ્યો તેઓની સામે. ૩૭
નાગકન્યકા ઉલૂપિસુત તે જાત જાતના અશ્વ લઈ,—
આવ્યો યુધ કરવા હે નૃપ ત્યાં, દર્પ આપનો પૂર્ણ દઈ. ૩૮
કર્યું કારમું યુધ બહુ તેણે, હાનીની સીમા ન રહી;
ભાસ્યો યોદ્ધો મહા જોરાવર, હઠે ન એવો યુદ્ધ મહીં. ૩૯
શકુનીના ન્હાના છો ભાઇયો ઘેરીને તેને એવે,
વર્ષા'વા શર લાગ્યા વેગે, તાપ ધરી તનમાં તેવે. ૪૦
ખડ્ગ ધરી કરમાં ધાઈને છેલ્લે તેમાંથી તેણે—
કાપી નાંખ્યા પાંચ આંચ દઇ, જોર ઘણું જણવી જેણે. ૪૧
વૃષભ નામનો સુબલપુત્ર ઘાયલ થયલો ત્યાંથી ભાગ્યો,
એ જોઇ દુર્યોધનમનમાં ભય, મામા મરવાથી લાગ્યો. ૪૨
તેથી તેણે ક્રોધ કરીને આર્ષ્યશૃંગી રાક્ષસ બળિયો,—
ઈરાવાન પ્રત્યે પ્રર્યો ઝટ, જે તેના સામે વળિયો. ૪૩
માયાવી તે મહારાક્ષસે અશ્વસૈન્ય તૈયાર કરી,
ઇરાવાનની સેના મોટી માયાબળથી પાર કરી. ૪૪
ખડ્ગવડે તેણે ઝટ તેનું ધનુષ કાપિયું નૃપ તેવે,
આર્ષ્યશૃંગી અકળા'વા એને આકાશે વાધ્યો એવે. ૪૫

ઇરાવાન પણ એ સમયે નૃપ, જઇને ઝટ આકાશ વિષે,
અંગ કાપવા લાગ્યો તેનાં, પણ તે કંપ્યો નહિ જ કશે. ૪૬
આણે કરિ હણિયો જયમ જયમ, ત્યમ તે રાક્ષસ સાજો થઇને,—
શબ્દ ભયંકર કરવા લાગ્યો, દર્પ આપ પૂરણ દઇને. ૪૭
તવ તેને વશ કરવા મોટા નાગ હજારો પ્રકટ કરી,
ઇરાવાન આવ્યો તે સામે, શેષ નાગનું રૂપ ધરી. ૪૮
આમ થતાં ધરિ ગરુડરૂપ તે રાક્ષસ સર્પોનો તેથી—
કરવા લાગ્યો ભક્ષ, પાર્થસુત મોહ ઘણો પામ્યો એથી. ૪૯
તેવે તે રાક્ષસે મુકુટકુંડળસહ શિર તેનું ત્યાંહે,
ચંદ્રકાંતિનું કમળસરીખું કાપી નાંખ્યું રણમાંહે. ૫૦
પુત્ર મરણથી અજાણ અર્જુન ભીષ્મરક્ષકોને એવે,
હણતો'તો ત્યમ ભીષ્મ રક્ષકો, તેના હણતા'તા તેવે. ૫૧
ઇરાવાનને પડ્યો જોઇને ઘટોત્કચે અતિ ક્રોધ ધરી,
આભ તૂટવા સમી ગર્જના વાર ન કરતાં તૂર્ત કરી. ૫૨
તેથી પૃથ્વી લાગી કાંપવા, દિશા સર્વે પડઘે ગાજી;
આપ સૈન્ય કંપી ઊઠયું સૌ, ન રહ્યા વશ હસ્તીવાજી. ૫૩
કાળ સમો ક્રોધેલ ભીમસુત ત્રિશૂળ મોટું ધરિ કરમાં,
શસ્ત્ર ધરેલા રાક્ષસ સાથે ઉલટયો આપ તણા છરમાં. ૫૪
આપ સૈન્ય સંહાર વાળવા લાગ્યો તે ઉલટી જ્યારે,
ધનુષ ધરી મોટું દુર્યોધન દોડયો તે સન્મુખ ત્યારે. ૫૫
દશહજાર હસ્તીદળ લઇને વંગદેશ નૃપ એ વારે,
આવ્યો હીડિંબાસુત સામે, રાજા દુર્યોધન વા'રે. ૫૬
હસ્તિસૈન્યને જોઇ રાક્ષસો ક્રોધાક્રાંત થયા ભારે;
શસ્ત્ર અસ્ત્ર ગિરિશિખર વૃક્ષનો માર કર્યો તેપર ત્યારે. ૫૭
માર દેઇ મોટો સંહાર જ કર્યો રાક્ષસોએ જ્યારે,
જીવ ઉપર આવી દુર્યોધન દોડયો તેઓપર ત્યારે. ૫૮
દોડિ તીક્ષ્ણશર છોડી તેણે મુખ્ય ચાર રાક્ષસ મારી,

રાક્ષસની સેનાપર વૃષ્ટી બાણુતણી કીધી ભારી. ૫૯
તવ ખેંચી દૃઢ ધનુષ ભયંકર આવી દુર્યોધન સામે,—
ઘટોત્કચ ઉચર્યો, જો તુજને મોકલું છું જમને ધામે ! ૬૦
પાપી ! તેં પાંડવને પીડા દેવામાં ન કરી ખામી,
તુજ પાપે માતા મુજ દ્રૌપદિ પૂરણુ દુઃખ અરે પામી ! ૬૧
માટે તેનો બદલો આપી માતપિતા-ઋણુથી છૂટી,
તુષ્ટ કરિશ તેઓને આજે, ક્રૂર ! તને નાંખી કૂટી ! ૬૨
એમ કહી દાંતેથિ હોઠ ડશિ ધનુષ સજ્જ કરિને તેણે—
બાણુવૃષ્ટિ કરિ દુર્યોધનને અકળાવી નાંખ્યો એણે. ૬૩
પચિશ બાણુ તવ ઝેરિ સર્પશા આપ સુતે તેને મારી,
વીંધ્યો કીધો રુધિર ઓકતો, તો પણુ તે ન ગયો હારી. ૬૪
પણુ ઇંધન અગ્નિને મળે ત્યમ પ્રસારિ જ્વાળા આપતણી,
ઉગામિ શક્તિ એવે એણે ઉંબાડિયાશી ઉગ્ર ઘણી. ૬૫
જોઈ જોખમમાં દુર્યોધન વંગનૃપે નિજનો હાથી—
આણ્યો વચ્ચે વાર કર્યા વિણુ, ઉગારવા નૃપને ઘાથી. ૬૬
એથી શક્તિ લાલ નેત્ર કરિ, કરિપર ઘટોત્કચે નાંખી;
જેથી તે ભૂમાંહિ ભળ્યો ઝટ, ઘા તેનો ન શક્યો સાંખી. ૬૭
વંગદેશપતિ જોઇ રંગ એ, પૃથ્વીપર કૂદી પડિયો;
ગભરાયા સૈનિક અતિ શૂરા, ચહુ દિશમાં મૂકી હડિયો. ૬૮
એ જોઈને દુર્યોધન બહુ વ્યથા પામિયો પણુ તેણે—
ક્ષત્રધર્મ ધરિ તે રાક્ષસપર ઉગ્ર બાણુ મૂક્યો એણે. ૬૯
નિજ લાઘવિથી ચૂકવિ તે શર, હૈડંબે નૃપ ! તે ટાણે,
ઘોર ગર્જના કરી એવિ ત્યાં, આભ તૂટ્યું હોયે જાણે ! ૭૦
શોર ગર્જનાનો સુણિ ભીષ્મે કહ્યું દ્રોણુને આ રીતેઃ
ગર્જે છે જ ઘટોત્કચ એ ગુરુ, જેને જન કો નવ જીતે. ૭૧
દુર્યોધનની સાથે તેનું યુદ્ધ થતું ભાસેછ મને,
માટે રક્ષા કરવા વાધો, ઉગારવા દુર્યોધનને. ૭૨

સુણી ભીષ્મ કહેવું મહારથિયો મોટા સહ ગુરુ દ્રોણુ ગયા;
પણુ તે સર્વે થયા પરાજય, દેખીને આવે જ દયા. ૭૩
વિમુખ કરી મહાવીર, મારવા દુર્યોધનને ધનુષ ધરી—
દોડ્યો રાક્ષસ ક્રૂર થઈ અતિ, કોપ કારમો બહુ જ કરી. ૭૪
જોઇ આવતો તેને મહારથિ આપ પક્ષના સૌ એવે,
બાણુ ઘણાં વર્ષા'વા લાગ્યા, તીવ્ર તાપ દેવા તેવે. ૭૫
અતિરથિયોનાં ઉગ્ર બાણુથી ઘટોત્કચ અતિ વ્યથિત થયો;
તવ તે કારી ચીશ પાડતો ગરુડ પેઠ ગગને જ ગયો. ૭૬
સાંભળિ તેની ચીશ યુધિષ્ઠિર વદ્યા ભીમ પ્રત્યે એવું,
ઘટોત્કચપર ભ્રાત ! આવ્યું ભય હોય જણાયે છે તેવું. ૭૭
માટે તું ઝટ વાધ વીર ! રક્ષણુ તેનું કરવા કાજે;
મહાપરાક્રમિ પુત્ર આંચમાં આવ્યો દીસે છે આજે ! ૭૮
સાંભળિ ભ્રાત વચન ભીમે પર્વે ઉલટચા સાગર પેરે,
કરી ઘૂઘવાટો અરિદળમાં ત્રાસ દિધો આવી લે'રે. ૭૯
ગયા તેની પાછળ અભિમન્યુઆદિક મહામોજા સરખા;
ઘટોત્કચને વીંટિ ઉભા તે, જોઇ કુશલ તેને હરખ્યા. ૮૦
સંકુલયુદ્ધ હવું પછિ ભારે ત્રાસજનક તેવે રાજા !
જંતુ આગ્યમાં પડે અરે ! ત્યમ ખપી ગયા જોદ્ધા ઝાઝા. ૮૧
ઘટોત્કચની માયાયે કરિ, મહારથિયો મૃતવત્ ભાસ્યા;
ભીષ્મે ધીરજ દેતાં પણુ સૌ નાઠા જેહ હતા ત્રાસ્યા. ૮૨
નિજ સૈન્યે ભંગાણુ પડ્યું જોઇ, દુર્યોધન જઇ ભીષ્મ કને—
ઉચર્યો, આશ્રય છે જ પિતામહ, આપતણો સૌ રીત મને. ૮૩
કરી કૃષ્ણુ આશ્રય અરિએ આ કલહતણો આરંભ કર્યો,
તેમ કરી મેં આપ સુઆશ્રય, યુદ્ધતણો ઉત્સાહ ધર્યો. ૮૪
આમ છતાં હૈડિંબ સહાયે ભીમાદિએ અરે મારો—
કર્યો પરાજય યુદ્ધ વિષે મુજ સૈનિકપર ચલવી મારો. ૮૫
તેથી હું બળિ ભસ્મ થાઉ છું, માટે તે રાક્ષસ હણુવા—
ઇચ્છું છું હું આપ આશ્રયે, ગર્વીને તૃણુવત્ ગણુવા. ૮૬

સાંભળિ દુર્યોધનનું કહેવું ઉચર્યા ભીષ્મપિતા એવું,
સાંભળ, તારે કેમ વર્ત્તવું, તે જ કહું સુણવા જેવું. ૮૭
સર્વ અવસ્થા માંહિ ભ્રાત, સંગ્રામ વિષે ધીરજ ધારી,
આત્માનું રક્ષણ કરવું, એ નીતિ છે અતિ સુખકારી. ૮૮
માટે તારે આપ સમોવડ પાંડવ શું હે ભ્રાત અહીં,—
ભડવું, પણ લડવું ન અન્ય શું, નીતિ એ જ છે જાણ સહી. ૮૯
રાજધર્મની રીતિ એ જ છે રાજાએ રાજા સામે—
લડવું પણ તડવું ન અન્ય શું, જશ જે માંહિ નહીં જામે. ૯૦
ઘટોત્કચ સામે યુધ કરશું, હું ને દ્રોણાદિક ભ્રાતા !
કહે તો નૃપ ભગદત્ત પ્રેરૂં હું, થાવા તુજ ઉરને શાતા. ૯૧
કહી એમ ભગદત્ત પ્રશંસી ઘટોત્કચ સામે ભીષ્મે—
પ્રેર્યો તેથી તેહ ગયો, રવિ જેમ તપ્યો હોયે ગ્રીષ્મે. ૯૨
કરી ગર્જના તેહ આવતો જોઈને હે નૃપ એવે,
ભીમ અને અભિમન્યુ આદિ તેના સન્મુખ વાધ્યા તેવે. ૯૩
ઇંદ્રે આપેલા સુપ્રતીક કરિ ઊપર બેસી તે ત્યારે,—
આવ્યો રોષ ભર્યો ભગદત્ત, ન જીતાયે એવો ક્યારે. ૯૪
જામ્યું જુધ એવે જમપુરને વધારનારૂં બહુ ભારે;
હાથી હય રથિ પદાતિહાની—પારાવાર થઈ ત્યારે. ૯૫
મદઝરતા સુપ્રતીક હસ્તીપર રહિને ભગદત્તે એવે,
હેલી કીધી બાણતણી ઘણિ ભીમસેન ઊપર તવે. ૯૬
તેથી તેણે શર વરસાવી, પાદરક્ષકો બહુ તેના—
પાર કર્યા અતિ ક્રોધ કરીને, જોધ મહા જબરા એના. ૯૭
એથી ભગદત્તે કોપીને ભીમસેનના રથ સામે—
પ્રેર્યો નિજ હસ્તી અતિ બળિયો, અરિનો લય કરવા કામે. ૯૮
તીરપેઠ તે ભીમસેનપર જોઇ આવતો ઘોશભર્યો,
અભિમન્યુ આદિએ તેહપર શરનો મારો બહુ જ કર્યો. ૯૯
તેથી તે શરથી વીંધાઈ રુધિર વમન કરતો એવો,
ભાસ્યો ધાતુવડે ગિરિરાજ સુ, શોભિ રહ્યો હોયે તેવો. ૧૦૦

પર્વતશા કરિપર બેઠેલા દશાર્ણભૂપે નિજ હાથી—
દોડાવ્યો ભગદત્ત હસ્તિપર, અટક્યો તે ધસતો આથી. ૧૦૧
પણ એવે ભગદત્તે ભાલા ચઉદ નાંખી તેપર તેવે,
ભગાડિયો તેને તેથી દળ દળાઇ બહુ જ ગયું એવે. ૧૦૨
એવે હૈડિંબે અતિ ગર્જી પર્વત ચૂર્ણ કરે તેવું,
ત્રિશૂળ નૃપ ભગદત્ત ઉપર ઝટ ફેંક્યું વિદ્યુત્‌ના જેવું. ૧૦૩
નિજ બાણે તેના બે કડકા ભગદત્તે કીધા એવે,
અને જ્વલનશી શક્તિ ઉગ્ર અતિ તેનાપર મૂકી તેવે. ૧૦૪
આવતિ દેખી તે શક્તિને હૈડિંબે ઝટ ગ્રહણ કરી,—
ધૂંટણપર દાબી નૃપ જોતાં ભાગી નાંખી ક્રોધ કરી. ૧૦૫
ઘટોત્કચનું જોઈ પરાક્રમ પાંડવાદિએ હર્ષભર્યો,—
આવીને ઉત્સાહ માંહિ ત્યાં, ‘ સાધુ ! સાધુ ’ શબ્દ કર્યો. ૧૦૬
દેવ મુનિ ગંધર્વ આદિ પણ જોઇ કર્મ તેનું તેવે,
આકાશે આશ્ચર્ય પામિયા, હે ભારત ! ભડકી એવે. ૧૦૭
ભગદત્તે છેડાઈ એથિ અતિ ઇંદ્રવજ્ર શું ધનુષ ધરી,—
ભીમ ઘટોત્કચ અભિમન્યુને વીંધ્યા શરથી ક્રોધ કરી. ૧૦૮
તેમ જ બીજા પણ બહુ બળિયા યોધ કર્યા ઘાયલ એણે;
અને ભીમના રથના અશ્વો માર્યા તાપ દઈ તેણે. ૧૦૯
એવામાં આવ્યો ત્યાં અર્જુન ધમધમાવતો રથ ભારે;
ઇરાવાનવધ-વાત ભીમથી સુણી ત્યાંહિ તણે ત્યારે. ૧૧૦
પછિ પ્રકોપ પામીને તેણે કૌરવદળ ઊપર રૂઠી,
જ્વાળા દાખી એવી અતિ જયમ હોય આગ્ય મોટી ઊઠી. ૧૧૧
દ્રોણ તણો રોક્યો નવ રહેતાં વૃકોદરે ઝટ એ વારે,
નવ પુત્રો નૃપ આપતણા મહારથિ સરખા માર્યા ત્યારે. ૧૧૨

વલણ.

ત્યારે જે હાની થઈ, તે વર્ણવિ નવ જાય;
શમ્યાં સૈન્ય બે, સૂર્યનો અસ્ત થતાં હે રાયરે. ૧૧૩

---

## કડવું ૧૪ મું.

### भीष्मदुर्योधनसंवाद.

#### રાગ મેવાડો.

રાતે શિબિરમાં ગયા પછી દુર્યોધન, શકુનિ, કર્ણજી,
ત્યમ દુઃશાસન આપપુત્ર કરિ પાંડવ શક્તિનું સ્મરણજી, ૧
નિજ ગણુસહ તે કેમ જીતવા, તેનો વિચાર તેવેજી,—
મળી એકઠા કરવા લાગ્યા, ઉદાસ બનિને એવેજી. ૨
સંબોધી તવ કર્ણશકુનિને, દુર્યોધન ત્યાં બોલ્યોજી;
અંતરની અકળામણનો પડદો આ રીતે ખોલ્યોજીઃ— ૩
ભીષ્મ, દ્રોણ, કૃપ, શલ્ય તથા સોમદત્તપુત્ર સંગ્રામેજી,—
બાધ નથી પાંડવને કરતા શે કારણ આ ઠામેજી ? ૪
તે નથિ સમજાતું મુજને, કંઇ કારણ નથી કળાતુંજી;
પ્રતિદિન સૈન્ય અરે મારૂં દેખું છું ઓછું થાતુંજી ! ૫
બાધ ન કીધેલા પાંડવ દળ મારૂં નિત્ય હણે છેજી;
દર્પ દાખિ નિજનો તે મુજને તૃણવત્ અત્ર ગણે છેજી ! ૬
જેને દેવો મારિ શકે નહિ એવા પાંડુકુમારોજી—
દાખિ પરાક્રમ, અરે કર્ણ ! તિરસ્કાર કરે છે મારોજી. ૭
માટે શું કરવું અવ તે કહે, ધીરજ કેમ હું ધારૂંજી ?
સંશય પામેલો હું ક્યમ કરિ એ અરિઓને મારૂંજી ? ૮
દીનવચન દુર્યોધનનાં સુણિ કર્ણે કહ્યું ત્યાં આમજીઃ
ધીરજ ધર હે ભરત શ્રેષ્ઠ, ઉર અકળાઇશ નવ નામજી. ૯
શોચ ન કરતો, હું તારૂં પ્રિય કરિશ સર્વથા ભ્રાતજી,
ભીષ્મ યુદ્ધમાં હશે ત્યાં સુધી બનશે નહિ એ વાતજી ! ૧૦
પણ તે મૂકી શસ્ત્ર યુદ્ધથી થાય નિવૃત્ત કદાપીજી,
તો સોમકસહ પાંડવ હણિ હું તુજ દુખ નાંખિશ કાપીજી. ૧૧

૪ સોમદત્તપુત્ર—ભૂરિશ્રવા.

વચન માનજે આ સાચું મુજ, તુજ સમ ખાઇ કહું છુંજી;
ભીષ્મ યુદ્ધમાં છે જ ત્યાં સુધી, રે હું તટસ્થ રહું છુંજી ! ૧૨
દયા નિરંતર પાંડવપર તે રાખે છે હે રાયજી,
ત્યમ તેઓને અરે જીતવા નથી સમર્થ કહાયજી ! ૧૩
તો પણ માની તે રણપ્રિય છે તેથી યુદ્ધ કરે છેજી,
જેથી જીત નથી તુજ થાતી, ને તુજ સૈન્ય મરે છેજી ! ૧૪
માટે સત્વર જઈ તેમને શિબિરે દાખી ભાવજી,—
વિનતિ કરિ તે વૃદ્ધતણી શસ્ત્રો તેનાં મૂકાવજી. ૧૫
મૂકયાં જો ભીષ્મે શસ્ત્રો તો, જય તારો ઝટ હોશેજી;
મુજ હાથે પાંડવ બાંધવસહ મારેલા તું જોશેજી ! ૧૬
કર્ણે કહ્યું સુણિ દુઃશાસનને દુર્યોધને કહ્યું આમજીઃ
ભ્રાત ! તું સત્વર સ્વારિ આપણી કર તૈયાર તમામજી. ૧૭
એમ કહી પછિ કહ્યું કર્ણને, હે અરિમર્દન વીરજી !
ભીષ્મપાસ હું જઉં છું હમણા, ધર તું ધારણ ધીરજી. ૧૮
નિવૃત્ત કરિ યુદ્ધથી તેમને આવી તારી પાસેજી,
સેનાપતિ હું કરિશ જ તુજને, ઉરને શુભ ઉલ્લાસેજી. ૧૯
કરજે યુદ્ધ પછી તું પ્રીતે, મુજ હિત થાયે એવુંજી;
હે અરિગંજન ! ભંજન દુઃખના, નથિ કો તારા જેવુંજી. ૨૦
એમ કહી ભાઇયોસહ ભૂપતિ મોટા ભભકા સાથેજી,
અશ્વ ઉપર સ્વારી કરિ ચાલ્યો, છત્ર ધરાવી માથેજી. ૨૧
બળતી મશાલો ને સુઅટાલો હય હાથી રથ કેરોજી,—
સાથ લઈ વાધ્યો વસુધાધિપ, ઠાઠ કરી સુ ઘણેરોજી. ૨૨
દેવોસહ જયમ ઇંદ્ર જાય ત્યમ દીપ્યો તે, તે વેળાજી;
ભૂપતિ ભભકો જોવા જન બહુ થયા હતા ત્યાં ભેળાજી. ૨૩
બંદીજનથી સ્તુતિ સાંભળતો, જમણા કરથી સહુનીજી—
અંજલિયો સ્વીકારી જાતો, ગમતો નજરે બહુનીજી. ૨૪

૨૪ અંજલિઓ—પોશવાળી જોડેલા હાથ, વંદના, સલામો.

મધુરવાદ્યના નાદવડે અતિ પ્રસન્ન પૂરણ થાતોજી,
ભીષ્મ-ઉતારે દુર્યોધન એ રીતે જોયો જાતોજી. ૨૫
ભીષ્મશિબિર પ્રત્યે આવીને અશ્વથિ ઉતરી એણેજી,—
શંતનુસુત પાસે જઇ હે નૃપ, પ્રણામ કીધો તેણેજી. ૨૬
પ્રણમિ ઉચિત આસનપર બેસી અશ્રુ આંખમાં આણીજી,
કર જોડી ગદગદ થઇ તે ત્યાં ઉચર્યો આ'વી વાણીજીઃ— ૨૭
હે અરિસંહારક ! તમ આશ્રય કરે કદાપી કોયજી,
તો દેવોસહ ઇંદ્ર જીતવા, તે ઉત્સાહી હોયજી; ૨૮
તવ પાંડવ માટે ઉત્સાહ ધરાયે એમાં તાતજી !
નથિ આશ્ચર્ય જરા પણ, કહું છું સાચે સાચી વાતજી. ૨૯
માટે હે સુસમર્થ તમે કરિ કૃપા, ન કાંઇ વિચારોજી;
ઇંદ્ર હણે દૈત્યોને તેમ જ પાંડુપુત્રને મારોજી. ૩૦
સત્ય વચન કરવા જ તમારાં સોમકસહ તેઓનેજી,—
દયા કરીને દૂર જમપુરે—પહોંચાડો એઓનેજી. ૩૧
અરે ! દયાથી કે મુજ ઊપર દ્વેષભાવથી આપજી,
અથવા મુજ દુર્દૈવથકી, હે પૂરણ પ્રૌઢપ્રતાપજી ! ૩૨
પાંડવરક્ષા આપ કરો છો, તેમ હોય જો કરવુંજી,
તો શ્રમ મૂકી, યુદ્ધ કામ આ કર્ણ સમીપે ધરવુંજી ! ૩૩
આપો આજ્ઞા યુદ્ધનિ તેને, એ આખો જય કરશેજી;
સુહૃદ્‌ગણ તથા બાંધવસહ પાંડવને તે સંહરશેજી. ૩૪
આમ કહીને આપપુત્ર નવ વિશેષ ઉચર્યો એવેજી;
વચનબાણ તેનાંથિ ભીષ્મ અતિ વીંધાયા ત્યાં તેવેજી. ૩૫
તો પણ ઉદારમનવાળા તે ઉરનો તાપ શમાવીજી,
ક્રોધાક્રાંત છતાં ધીરા પડિ ઉચર્યા વાણી આ'વીજીઃ— ૩૬
હે દુર્યોધન ! તુજ પ્રિય કરવા ઇચ્છાથી જ હું મારોજી—
પ્રાણ હોમિને પણ સંગ્રામે જય થાવાને તારોજી, ૩૭
શક્તિ પ્રમાણે યુદ્ધ કરૂં છું, તેમ છતાં તું મુજનેજી,

વીંધે છે અતિ વિષમ વાણિથી, અહો ધન્ય છે તુજનેજી ! ૩૮
ઈંદ્ર હરાવિ ખાંડવ વનમાં જો તું ઉરમાં ધારીજી,
પાર્થે અગ્નિ તૃપ્ત કર્યો'તો; વિચાર વાત વળિ તારીજી ! ૩૯
ગંધર્વોથિ મુકાવ્યો તુજને, કર્ણ પળ્યો'તો હારીજી;
ગોહરણે જેને દ્રોણાદિક પણ ન શક્યા'તા વારીજી. ૪૦
વારી ન શકયા પણ હું સહ સૌ ગયા હતા ત્યાં હારીજી,
શૂર કર્ણનાં સૌ સહ વસ્ત્રો લીધાં હતાં ઉતારીજી ! ૪૧
ઈંદ્રેથી પણ નવ જીતાએ નિવાતકવચો એવાજી,—
જીત્યો'તો અર્જુન, નથિ કહિંપણ રે નૃપ ! નર એ જેવાજી ૪૨
ઉદાહરણ તેનાં ઉપરથી મનમાં માની લેજેજી,
નથિ સમર્થ કો એ જીતવાને, કર્ણનિ આગળ કહેજેજી ! ૪૩
કેશવનું રક્ષણ છે જેને, ને જબરો છે જાતેજી;
તેને જીતી કોણ શકે કહે ? વળ મા અવળી વાતેજી. ૪૪
નારદાદિ મુનિઓએ કહ્યું'તું, રે ! તુજને બહુ વારજી,
પણ શું વદવું તેની તુજને, રે ! ગમ નથી લગારજી ! ૪૫
મરણ સમીપ આવેલો જન જયમ સ્વર્ણવૃક્ષને દેખેજી,
ત્યમ તું પણ હે ગાંધારીસુત, વિપરિત સઘળું પેખેજી, ૪૬
નવાઇ નથિ માટે કર્યું વૈર જ, તો તું પુરુષ જ થઈનેજી,
પાંડવ સાથે ભીડ ભય ત્યજી, લડનારા તુજ લઈનેજી. ૪૭
શિખંડિને મૂકી હું રણમાં સોમક ને પાંચાલોજી,—
મારિશ કે કદિ મરિશ તેથિ, સજિ સૈન્ય સવારે ચાલોજી. ૪૮
સ્રીનો પુરુષ થયો છે શિખંડી, તેથી જશે મુજ પ્રાણજી,
તો પણ તેને નહિ જ હણું હું, સત્ય વદું છું વાણજી. ૪૯
સુખે જઈ સુઇ રહે સુયોધન ! કાલ કરિશ યુધ એવુંજી,
કે અવનીના અંત સુધી વખણાશે સુણવા જેવુંજી. ૫૦
ભીષ્મવચન સુણિ નિર્ભય થઇ દુર્યોધન રાજી થાતોજી,—
આવ્યો આપ ઉતારે દુઃશાસનસહ કરતો વાતોજી. ૫૧

ભીષ્મતણું રક્ષણ કરવામાં લેશ ન રાખવિ ખામીજી;
શિખંડિને ધસવા નવ દેવો, ઝાઝા બળથી જામીજી. ૫૨
સાર વાતનો એ જ હતો, હે શ્રોતાજન સૌ જાણોજી;
આગળ સુણવા સંજય કહેવું, આતુરતા ઉર આણોજી. ૫૩

વલણ.

આણો મા અભિમાન કો, દુર્યોધનની રીત;
પાંડવ પેરે નમ્ર રહો, પ્રભુની હોવા પ્રીતરે. ૫૪

---

## કડવું ૧૫ મું.

### नवमा दिवसनुं दारुणयुद्ध.

રાગ વેરાડી.

હે નૃપ ! નવમે દિન મહારથિઓ રથસમુદાયે કરિને,—
વીંટિ ભીષ્મને વાધ્યા રણમાં, પગમાં બળ બહુ ધરિને. ૧
રક્ષણ કરતા ભીષ્મતણું તમપુત્રો પણ સૌ તેમ,—
શંતનુસુતને વીંટી વાધ્યા, પૂરણ ધરિને પ્રેમ. ૨
રચી સર્વતોભદ્રવ્યૂહ ગાંગેય રક્ષકો સાથે—
વાધ્યા વ્યાઘ્ર સમા મહાશૂરા બાણ ભરી બહુ ભાથે. ૩
જોઇ જોરમાં અરિની સેના યુધિષ્ઠિરે એ વારે,
અભેદ્યવ્યૂહ રચાવી આજ્ઞા આપિ યુદ્ધની ત્યારે. ૪
કરી ભીષ્મને આગળ કૌરવ આવ્યા સામા જ્યારે,
સિંહનાદ કરિ ભીમસેનસહ પાંડવ વાધ્યા ત્યારે. ૫
કિલકિલ શબ્દ થયો એ વેળા વાજાં યુધનાં વાગ્યાં;
ભેટો બે સૈન્યનો થયો ને બાણ વરસવા લાગ્યાં. ૬
દુશ્ચિહ્નો દેખાયાં તે તક, ડોલી પૃથ્વી રાય !
ઝાંખો સૂર્ય જણાયો સૌને, નાંખી બહુએ હાય ! ૭

પક્ષી ચોગમ ભમવા લાગ્યાં કરી ભયંકર સાદ;
બળતિ દિશાઓમાંથી રજનો-વરશ્યો બહુ વરસાદ. ૮
ઘોર શબ્દ ગેબી સંભળાવા લાગ્યા હે નૃપ એવે;
ભયસૂચક ક્ષયચિહ્ન ચારદિશ-માંહિ જણાયાં તેવે. ૯
એવે અભિમન્યુએ વેગથી કરી ધસારો ભારે,
દેખાડયું વીરત્વ આપનું, જોયું ન કોએ કયારે. ૧૦
બાણવૃષ્ટિ કરતો અર્જુનસુત કૌરવદળમાં વાધ્યો;
મહારથિ મોટા મહાત થયા, કોએ નવ એને બાધ્યો. ૧૧
શૂરવીર ક્ષત્રિયો ઘણાનો ઘાણ કાઢિને તેણે—
વખાણ નિજનાં ઉચરાવ્યાં, અતિ સાહસ કરિને એણે. ૧૨
જેમ વાયુ રૂના ઢગલાને ઊડાડે ચોપાસે,
આપ સૈન્ય ત્યમ ભમવા લાગ્યું અભિમન્યુને ત્રાસે. ૧૩
ધૂમ રહિત અગ્નિ સરખો તે પ્રદીપ્ત થઇ એ વારે,
તાપ આપતો ભાશ્યો હે નૃપ, તમ સેનાને ભારે. ૧૪
સર્વ શત્રુને પ્રહાર કરતો મહાપરાક્રમિ એવો,
વજ્ર સહિત વાસવ નહિ હોય શું, દેખાતો તે તેવો. ૧૫
પ્રફુલ્લ વૃક્ષોવાળા વનથી ભ્રમરતણા સમુદાય—
નિસરે તેમ નિસરતા'તા શર, તેના કરથી રાય ! ૧૬
છિદ્ર ન તેનું કોથી કંઇપણ કળી શકાતું ક્યારે;
દેખાતું'તું રવિમંડળશું ધનુષ્ય તેનું ત્યારે ! ૧૭
દ્રોણ, દ્રૌણિ, કૃપ, રાય બૃહદ્દબલ, સૈંધવને પણ ભારે—
મોહ પમાડી રણમાં સત્વર ફરતો'તો તે ત્યારે. ૧૮
જોઇ કર્મ તેનું સર્વેએ હે રાજા આ લોકે,—
બે અર્જુન છે એમ માનિયું, કૌરવ પડિયા શોકે. ૧૯
તેણે પીડેલી તમ સેના મદવશ સ્રીની પેઠે—
ભમતિ હતી રણમાંહિ ત્રાહિ કહિ, નાવ ભમે જ્યમ જેઠે. ૨૦

૨૦ જેઠે—જેઠ માસમાં.

જોઇ દુર્દશા આપ સૈન્યની આપ સુતે એ વારે,
રાક્ષસ ક્રૂર અલંબુષને કહ્યું, આ રીતેથી ત્યારેઃ ૨૧
હે મહાબાહો ! આ અર્જુનસુત બીજા અર્જુન પેઠે,
અરે ! નસાડે છે મુજ સેના પડયા હાથ મુજ હેઠે ! ૨૨
માટે એનું તું વિણ ઔષધ નથી અન્ય નિર્ધાર,
તેથી હે મહાવીર ! ધીર ધરિ તું તેને ઝટ માર. ૨૩
અર્જુનને હું, ભીષ્મ, દ્રોણ મારીશું પણ તું તેને—
માર અમોથિ પુરા ન પડાશે અરે કદી એ બેને ! ૨૪
સંભાળિ દુર્યોધનનું કહેવું એ રીતેથી એણે,
કરી ગર્જના અરિસેનામાં ત્રાસ આપિયો તેણે. ૨૫
મેઘગર્જના કરતો સરતો દેખી તેને ત્યારે,
ક્ષોભ પામિ પાંડવની સેના ભય પામીને ભારે. ૨૬
ઘોરશબ્દ તેનો સુણિ તેવે કંઇકે છાંડયા પ્રાણ;
દેખી તેને પાંડવદળમાં પડયું મોટું ભંગાણ. ૨૭
પણ અર્જુનસુત ધનુષ ધરીને કરી ત્વરા અતિ ભારે,
ધાયો તે રાક્ષસની સામે, રથ ખેડાવી ત્યારે. ૨૮
એવે તે રાક્ષસે આવિને એની સન્મુખ ત્યારે,
પાસેની પાંડવ સેનાને ભય ઉપજાવ્યું ભારે. ૨૯
ભારે ભયથી પાંડવસેના ભાગી ત્યારે તેણે,—
કેર કર્યો અતિ તેપર ક્રોધી, આંચ આપિ અતિ એણે. ૩૦
રોળ ઘણો વર્ત્તાવી રાક્ષસ ધાયી રણમાં એવે,
દ્રૌપદિના સુત સામે દોડયો, તાપ આપવા તેવે. ૩૧
તવ તે પાંચે પાંચાલીસુત ક્રોધ કરી અતિભારે,
ધાયા તે સન્મુખ શર ખેંચી, તત્પર થઇ એ વારે. ૩૨
વીંધી તે રાક્ષસને મૂર્છિત કીધો ઝટ તેઓએ;
પીડા પામ્યો પરમ પણ જરા નરમ પડયો નવ તોએ. ૩૩
મૂર્છા વળતાં કોપી બમણો તેણે હે નૃપ તેવે,

વિરથ કરી પાંચેને વીંધ્યા, આંચ આપિ અતિ એવે. ૩૪
વિરથ કરી પાંચાલીપુત્રો રાક્ષસ રૌદ્ર થઈને,
હણવા તેઓને ઝટ દોડચો, આયુધ ઉગ્ર લઈને. ૩૫
દેખિ દુરાત્માએ પીડેલા તેઓને ત્યાં તેવે,
ઉગ્ર થઈ અર્જુનસુત દોડચો રાક્ષસ સન્મુખ એવે. ૩૬
તવ ત્યાં યુદ્ધ થયું તેઓનું વૃત્રઇંદ્રના જેવું;
આજસુધી અવનીશ, અવનિમાં જોયું ન હતું એવું. ૩૭
ગાંજ્યા એકબિજાના ન જતાં તે બે વીરો તેવે,
અંગ વીંધતા અન્યોઅન્યતણાં આકુળ કરિને એવે. ૩૮
ભય આપી અતિ ભેદ્યો રાક્ષસ અભિમન્યુએ જ્યારે,
તામસિમાયાથી તવ તેણે કર્યું અંધારૂં ભારે. ૩૯
તવ સૂર્યાસ્ત્રે કરિ સૌભદ્રે દાખી પૂર્ણ પ્રકાશ,
રાક્ષસની માયાનો હે નૃપ, કીધો પૂરણ નાશ. ૪૦
પછી પ્રકોપી તેણે તેવે નિજ બાણો વરસાવી,—
રાક્ષસને રંજાડી પૂરો, નાંખ્યો ત્યાં ગભરાવી. ૪૧
માયાવીની માયા કો પણ જરિ ન ચાલવા દીધી,
પણ આકુળ કરિ અભિમન્યુએ આંચ આકરી દીધી. ૪૨
એથિ અલંબુષ તે જ સ્થળે રથ નિજનો મૂકી ભાગ્યો;
હામ રહી નહિ સામું જોવા ટેક આપનો ત્યાગ્યો. ૩૪
જીતી રાક્ષસ અભિમન્યુએ આપ સૈન્યને એવે,
તાપ ઘણો આપ્યો તપિ તેપર તર્જી બહુને તેવે. ૪૪
એવે ભીષ્મે આવી સત્વર બહુ બાણો વરસાવી,
ઢાંકી દીધો અર્જુનસુતને, દર્પ ઘણો દર્શાવી. ૪૫
આપ પક્ષના બહુ મહારથિઓ પણ એવામાં આવી,
વીંટી અભિમન્યુને મારવા લાગ્યા ચોટ ચલાવી. ૪૬
પણ રથિઓમાં શૂરવીર તે, લવ નવ ભય ઉર ધારી,
પિતા તથા મામા સરખો જ પરાક્રમિ ભાસ્યો ભારી. ૪૭

આંચમાંહિ આવ્યો સુત જાણી અર્જુન આવ્યો ત્યાંહી;
ઊભો યુધ કરવાને પોતે, ભીષ્મ હતા નૃપ! જ્યાંહી. ૪૮
કૃપે કોપિને પચિશ બાણ તવ છોડયાં અર્જુન સામે;
સાત્યકિએ તવ છોડયું એક કે, થાય ન કૃપ ફરિ સામે. ૪૯
પણ અશ્વત્થામાએ એવે મામા મરશે જાણી,
સાત્યકિનાં શરધનુષ છેદિયાં, બળ બહુ ભુજમાં આણી. ૫૦
સાત્યકિ ને અશ્વત્થામાનું યુદ્ધ મચ્યું પછિ ભારે;
પુત્રનું રક્ષણ કરવા આવ્યા દ્રોણગુરુ ત્યાં ત્યારે. ૫૧
આવિ તેમણે તીક્ષણ બાણથી સાત્યકિને ઝટ વીંધ્યો;
સાત્યકિએ નવ સાંખી રહેતાં, દાવ આપનો દીધો. ૫૨
મૂકી ગુરુસુતને તેણે ઝટ ગુરુને વીંધ્યા બાણે;
આવ્યો અર્જુન ક્રોધ કરીને ગુરુ સન્મુખ તે ટાણે. ૫૩
પછી પાર્થ ને દ્રોણતણું યુધ જામ્યું જોવા જેવું;
વિસ્મય પામ્યા મહાવીરો, થયું યુદ્ધ ખરેખર તેવું. ૫૪
એવામાં ગુરુરક્ષણ માટે ત્રિગર્ત્તનૃપને તેવે,—
પ્રેર્યો આપતણા પુત્રે, આળસ નવ કરતાં એવે. ૫૫
થયું સુશર્મા સાથ યુદ્ધ પછિ અર્જુનનું અતિ ભારી;
ટકી રહ્યો જ ત્રિગર્ત્તભૂપ, નવ ગયો જરામાં હારી. ૫૬
પાર્થતણા રથ ઊપર તેણે કીધી શરની હેલી;
આવતિ તે હેલીને પાર્થે પર્વત પેરે ઠેલી. ૫૭
એ સમયે આશ્ચર્યરૂપ અર્જુનની લાઘવિ ભાળી;
જેણે શરથી સર્વ યોધની શરવૃષ્ટીને ખાળી. ૫૮
કર્મ તેનું તે જોઇ દાનવો દેવો થયા પ્રસન્ન;
પૂર્ણ પ્રશંસ્યો પ્રીતે પારથ, ને ઉચર્યા સૌ ધન્ય. ૫૯
મૂક્યું વાયવ્યાસ્ત્ર અર્જુને ત્રિગર્ત્તદળપર જ્યારે,
હાની બહુ યોદ્ધાની હે નૃપ, થાવા લાગી ત્યારે. ૬૦
દ્રોણે તવ પર્વતાસ્ત્ર યોજી શાંત વાયુને કીધો;

કૃપાદિએ આવી ઝટ એવે અર્જુન આંતરિ લીધો. ૬૧
ભગદત્ત ને શ્રુતાયુષ શૂરે હસ્તિસૈન્ય હલકારી,
વારિ રાખવા વીર વૃકોદર કરી તરત તૈયારી. ૬૨
સોમદત્તિ ને શલ્ય આદિએ માદ્રિસુતને ઘેર્યા;
વારિ રાખવા તે બે વીરો રથના અશ્વો પ્રેર્યા. ૬૩
ભીષ્મે આપ સુતોસહ જઇ ઝટ ધર્મરાયને એવે—
વારી રાખ્યા રથ ખેડાવી, સાધીને તક તેવે. ૬૪
આવતું દેખી હસ્તિસૈન્યને ભીમે ગદા ઉપાડી,
રથ ઊપરથી ઊતરિ હેઠે આવ્યો તરત અગાડી. ૬૫
આપ સૈન્યને ભય દેવા તે લાગ્યો હે નૃપ જ્યારે,
પ્રેરિ હાથિયો મહાવતોએ ઘેર્યો તેને ત્યારે. ૬૬
ઘેરાતાં રાતાં કરિ નેત્રો ગદા ઘુમાવી તેણે,
હસ્તીદળમાં રોળ ઘણો વર્તાવ્વા માંડયો એણે. ૬૭
દંત ખેંચિ કાઢી હાથીના તે દાંતેથી તેને,
કુંભસ્થળ ભાગી ખડભાગી પૂરા કરતો એને. ૬૮
મેદ તથા મજ્જાથિ શોભતો રુધિરયુક્ત તે એવે,
રૌદ્ર બનેલો રુદ્ર સરીખો દેખાતો’તો તેવે. ૬૯
મરતાં શેષ રહેલા હાથી ભીમ મારથી ત્રાસી—
ભાગ્યા ચહુ દિશમાં હે ભૂપતિ, શું કહું વાત પ્રકાશી ! ૭૦
બિમુખ થયું એ રીત સૈન્ય સહુ દુર્યોધનનું જ્યારે,
મધ્યાહ્ને સોમકસહ ભીષ્મનું યુદ્ધ મચ્યું બહુ ભારે. ૭૧
હાની તેથી ઉપજી મોટી બે સેનામાં રાય,
વર્ણન તેનું શું વિસ્તારૂં ? જે મુખ કહિ નવ જાય ! ૭૨
શોણિતની સરિતા વહિ મોટી જોઇ ન એવી એવે;
ત્રાસ ધરિ ક્ષત્રિયો આમ નૃપ પોકાર્યા ત્યાં તેવેઃ— ૭૩
અધર્મિ દુર્યોધન-અપરાધે કરિને ક્ષય આ મોટો,
અરે ! થાય છે અત્ર, પાપિ એ છે જ ખરેખર ખોટો. ૭૪

એને પાપે કરિને ક્ષત્રી-કુળમાં છે દવ લાગ્યો;
અરે ! લોભિ એ કુરુકુળમાંહી જશખોળૂ ક્યાં જાગ્યો ! ૭૫
આપ પુત્રની નિંદા હે નૃપ, આમ થતી'તી જ્યારે,
ભીષ્માદિકને પ્રેરી તેણે આમ કહ્યું ત્યાં ત્યારેઃ— ૭૬
વાર કરો મા, યુદ્ધ કરો, હે શૂરવીર રણધીર !
દાખો રણમાં પાણિ આપનું, પરાક્રમિ મહાવીર ! ૭૭
એ સમયે દારુણ યુધ હે નૃપ, જામ્યું જોવા જેવું;
ઘાયલની ગણત્રી નવ રહિ ત્યાં, કહું હું એને કેવું ! ૭૮
પડ્યો સુશર્મા પ્રાણતણા સંશયમાં અર્જુન મારે,
ભાગ્યા રક્ષક એના સઘળા, ભય પામીને ભારે. ૭૯
કરી ભીષ્મને આગળ એવે દુર્યોધન ઝટ ત્યારે,
બાણવૃષ્ટિ કરતો ભાઇયોસહ આવ્યો સત્વર વા'રે. ૮૦
સાત્યકિ ને કૃતવર્મા તેમ જ દ્રોણદ્રુપદનું તેવે,
ભીમ તથા બાલ્હિકનું મોટું યુદ્ધ મચ્યું'તુ એવે. ૮૧
હાની તેમાં ઉપજી મોટી પ્રલયકાળના જેવી;
આજ સુધી હે ભારત, આંખે જોઇ નહોતી એવી. ૮૨
કૃતવર્માનો કરી પરાજય સાત્યકિએ એવામાં,
તીક્ષ્ણ બાણ શંતનુસુત સામે મૂક્યાં ઝટ તેવામાં. ૮૩
તવ તે સામે ઉગ્રશક્તિ ભીષ્મે મૂકી અતિ ભારી;
ચૂકાવી તે સાત્યકિએ ઝટ, નિજની સત્વર મારી. ૮૪
ભીષ્મે તે ભાગી નાંખી, ઝટ નવ બાણેથી તેને—
વીંધ્યો વાર ન કરતાં હે નૃપ, વ્યાકુળ કરવા એને. ૮૫
સહાયતા સાત્યકિની કરવા આવ્યા પાંડવ એવે,
ગંગાસુતને હય ગજ રથથી ઘેર્યા સત્વર તેવે. ૮૬
દુર્યોધને કહ્યાથી એવે દુઃશાસન દળ લઇને,—
ભીષ્મનું રક્ષણ કરવા ઊભો પાસ તેમની જઇને. ૮૭
શકુની પણ અતિકુશળ યોધ લઇ વાધ્યો ભીષ્મનિ વા'રે;

અચુત સ્વાર દુર્યોધન ભૂપે પ્રેર્યા તરત જ ત્યારે. ૮૮
હતું યુદ્ધ મહાભારે તેવે, ભીષ્મે બળ બહુ દાખ્યું;
પાંડવદળપર પ્રકોપ કરિ અતિ, નાશ ઘણું કરિ નાંખ્યું. ૮૯
ભીમ, યુધિષ્ઠિર, ધૃષ્ટદ્યુમ્ન ત્યમ સાત્યકિ આદિક એવે,
વીંધ્યા ભીષ્મે કોપ કરિ અતિ ત્રાસ આપિને તેવે. ૯૦
હાહાકાર ઘણો વર્ત્તાવ્યો ભીષ્મે બળ બહુ દાખી,
પાંડવસૈન્ય હણ્યામાં જેણે કસર ન લવ પણ રાખી. ૯૧
યોધ વગરના રથ, ગજ ઘોડા ભીષ્મ મારથી ત્રાસી,—
દોડાદોડી કરવા લાગ્યા, ભૂમિ ભયંકર ભાસી. ૯૨
ભીષ્મભયે ભંગાણ પડ્યું પાંડવસેનામાં ભારી;
વીર વિકળ થઈ નાઠા ચોગમ, કોઇ શક્યું નહિ વારી. ૯૩
યુદ્ધવિષે મૃદુપણું અર્જુનનું, ભીષ્મક્રૂરતા ભાળી,
સહન થયું નહિ શ્રીકૃષ્ણ થકી, ગયા છેક કંટાળી. ૯૪
તેથી તે અર્જુનરથ-અશ્વો મૂકી ચાબુક લઇને,
કૂદી રથથી દોડ્યા ભીષ્મનિ સામે આકુળ થઈને. ૯૫
દોટ દઈ દામોદર જાતા જોઈને નૃપ એવે,
"ભીષ્મ હણાયા! ભીષ્મ હણાયા!" શોર થયો ત્યાં તેવે. ૯૬
જોઇ આવતા જગજીવનને દૃઢ રહિ ધનુષ્ય ધારી,
ભીષ્મ ઉચ્ચર્યા, આવો ભગવન્, આવો કુંજવિહારી! ૯૭
મારો મુજને મોક્ષદાયિ હરિ, તમથી આ તન પડશે,
તો ઊણુમ કશિ નહિ રહે મારે, શુદ્ધ મોક્ષ સાંપડશે! ૯૮
આલોકે પરલોક વિષે કલ્યાણ થશે વળિ મારૂં;
કૃપા કરો કેશવ હું હણવા, જો ઇચ્છો મુજ સારૂં. ૯૯
આમ પ્રાર્થના શંતનુસુત કરતા'તા હે નૃપ જેવે,
આવિ અર્જુને પાછળથી ગ્રહિ લીધ્યા હરિને એવે. ૧૦૦
પણ તેના વાર્યા નવ રહેતાં તાણી ત્રીકમ તેને—
દોઢ ડશી આગળ વાધ્યા, રજ ગણકારી નવ એને. ૧૦૧

દશમે ડગલે તવ માધવના ચરણારવિંદ ગ્રહીને,—
રોકયા રંક બની બહુ પાર્થે, શ્રમ અત્યંત સહીને. ૧૦૨
ક્રોધાતુર કેશવને તેણે કહ્યું કર જોડી આમ:
આપપ્રતિજ્ઞા વિસરોમાં હરિ ધીમલૂ યશના ધામ ! ૧૦૩
અનૃત આપ વિષે નવ છાજે, આજે દેવ મુરારી,
યુદ્ધ ન કરવા કેરિ પ્રતિજ્ઞા છે પૂર્વની તમારી. ૧૦૪
આમ છતાં ભીષ્મને મારશો, તો ખોટા કહેવાશો;
મુજ માથે છે ભાર યુદ્ધનો, માટે ઉગ્ર ન થાશો. ૧૦૫
સત્ય, શાસ્ત્ર, સુકૃતના સમ હું ખાઈ કહુંછું નાથ !
મારિશ હું ભીષ્મને આપ કદિ શસ્ત્ર ન ધરશો હાથ. ૧૦૬
સાંભળિ અર્જુનનાં વચનો ક્રોધેલા કેશવ એવે,
બેઠા રથપર અર્જુન સાથે, તાપ શમાવી તેવે. ૧૦૭
એ પછિ ભીષ્મે બાણવૃષ્ટિ કરિ માર્યા યોધ હજારો;
શોર ઉઠયો પાંડવદળમાં જેમ બળતી હોય બજારો. ૧૦૮
વીણો વીણી વીર વાંકડા ભીષ્મે વીંધી નાંખ્યા;
ભાગ્યા ભીરૂ થઇ મહારથિયો, રહ્યા ન રોકયા રાખ્યા. ૧૦૯
રવિ પણ અસ્તાચળમાં એવે પેઠો રાતો થઇને;
સમાપ્તિ યુદ્ધનિ કરિ સૈન્યોએ શ્રમથી થાકી જઇને. ૧૧૦

વલણ.

જઇને શિબિર વિષે પછી, ધર્મરાય ધરિ ત્રાસ,
કેશવ પ્રત્યે ઉચ્ચર્યા, થઇ કેવળ નિઃશ્વાસરે. ૧૧૧

---

## કડવું ૧૬ મું.

## પોતાનો જય પૂછવા ધર્મનું ભીષ્મ પાસે જવું.

### રાગ ગોડી.

નવમા દિવસના યુદ્ધમાં ન ખમાય એવો માર—
ખાધો ઘણો પાંડવદળે, ત્યમ વર્ત્યો બહુ સંહાર; ૧
એથી ઉદાસ થઈ ઘણા આવી શિબિર મોઝાર,
નિજ સહાયકોસહ પાંડવો કરતા હતા સુવિચાર. ૨
નિઃશ્વાસ નાંખી એ સમે, જોઇ કૃષ્ણ સામું ધર્મ,
આ રીત ઉચર્યા તાપ ધરિ, છે સ્તુત્ય જેનાં કર્મ. ૩
હે નાથ ! નળ નામના તૃણના વનને હસ્તી જેમ—
મર્દન કરે, અહિં ભીષ્મ મુજ દળને કરે છે તેમ ! ૪
રે ! વૃદ્ધિ પામેલા અનલ પેઠે જ તે મહાવીર—
બાળેછ આપણું સૈન્ય, ન ધરાયે અમોથી ધીર ! ૫
અતિ તીક્ષ્ણ શરને મૂકતા તે મહાભયંકર આપ,
તક્ષકસમા ડિસેછ અમને આપનારા તાપ ! ૬
ક્રોધેલ યમ ત્યમ ઇંદ્ર, વરુણ, કુબેર જીતિ શકાય,
પણ યુદ્ધમાં ક્રોધેલ ભીષ્મ કદાપિ નવ જીતાય ! ૭
પેખી પરાક્રમ તેમનું, મુજ મૂર્ખતાથી આજ,
હું શોકસાગરમાં બુડચોછું, નહિ રહે મુજ લાજ ! ૮
માટે હું વનમાં જઇ હવે મારૂં કરિશ કલ્યાણ;
અહિં રહે લા'ણુ ન લઇશ, પણ દેખીશ મોટી હાણ ! ૯
પડવું પતંગે પાવકે, છે તેમ મારો ઘાટ;
જઇ ભીષ્મ સામે લોભથી વાળુંછ મોટો દાટ ! ૧૦
મુજ માટ દાટ વર્ત્યો ઘણા ક્ષત્રી તણો નિર્ધાર;
ભ્રાતા અશાતાવાન થઇ, પામ્યા ન દુઃખનો પાર ! ૧૧
અત્યંત ક્લેશ સહ્યો અરેરે ! દ્રૌપદીએ નાથ,

અહિં ભીષ્મભડકામાંહિ હોમ્યો મેં ઘણો મુજ સાથ ! ૧૨
છે જિવિત દુર્લભ એમ હું માનું છું તેનું હાલ,
રક્ષણ અરે દુર્લભ દિસે છે ! કેમ થાશે કાલ ? ૧૩
માટે હું મારૂં જિવિત બાકીનું કરી સત્કર્મ,—
ગાળીશ, ને આચરિશ હું તેમાંહિ ઉત્તમ ધર્મ. ૧૪
ભાઇયો સહિત મારા ઉપર કરવો અનુગ્રહ હોય,
તો નાથ ! બાધ સ્વધર્મમાં નાવે બતાવો સોય. ૧૫
ઉચ્ચર્યા કેશવ એ સુણી, હે ધર્મ ! ધારો ધીર;
છે ભીમ પાર્થ અજીત વહ્નિ વાયુશા મહાવીર; ૧૬
ત્યમ નકુળ ને સહદેવ દેવેશ્વરસમા છે દેવ !
કહો તો કરૂં હું યુદ્ધ સજવાને તમારી સેવ. ૧૭
હું આપનો પ્રેરેલ શું ન કરી શકું રણમાંય ?
સૌ કરિ શકું ત્યમ છે જ, અવ ચિંતા કરો નવ કાંય. ૧૮
કદિ પાર્થ હણવા ભીષ્મને નહિ ઇચ્છતો જો હોય,
તો હણિશ હું બોલાવિ તેને દેખતાં સૌ કોય. ૧૯
જો ભીષ્મના પડવા થકી જય માનતા હો ધર્મ,
તો ઇંદ્રસરખું યુદ્ધમાં જો જો હવે મુજ કર્મ ! ૨૦
હું એક રથથી રથ વિષેથિ ભીષ્મ પાડી આજ,—
મારીશ રણમાંહે જ તેને, માનજો મહારાજ ! ૨૧
કાં કે તમારા તે જ મારા શત્રુ છે નિર્ધાર,
માટે પિતામહ પાડવા હું નહિ લગાડું વાર. ૨૨
અર્જુન સખા સંબંધિ ત્યમ છે શિષ્ય મારો રાય !
તે માટ હું જે કંઇ કરૂં તે ઓછું આહિં કહેવાય. ૨૩
પૂર્વે પ્રતિજ્ઞા સૌ સમક્ષ કરીછ તેણે એમ,
'હું ભીષ્મને મારીશ', આચરવું હવે કહો કેમ ? ૨૪
છે આમ માટે વચન તેનું વ્યર્થ જાય ન જેમ,
પળવા પ્રતિજ્ઞા તેનિ નિ:સંશય કરિશં હું તેમ. ૨૫

છે ભાર એ અતિ તુચ્છ અર્જુનને અહીં આવાર,
માટે પિતામહ મારશે રણમાંહિ એ નિર્ધાર. ૨૬
સંગ્રામમાં ઉદ્યુક્ત થયલો પાર્થ હે પૃથિનાથ !
કોથી બને નહિ કામ એવું પણ કરે લઇ હાથ. ૨૭
તે દૈત્ય, દાનવ સહિત દેવોને હણે અવધાર,
તો ભીષ્મને મારે જ નથિ આશ્ચર્ય એ મોઝાર. ૨૮
છે જિવિત જેનું અલ્પ એવો ભીષ્મ રણ મોઝાર,—
મારેછ રણમાં તુચ્છને કર્ત્તવ્ય વિસરી સાર. ૨૯
ઉચર્યાં યુધિષ્ઠિર એ સુણી, હે નાથ ! કહો છો જેમ,
છે તેમ, આપતણો ઘણો છે અમો સૌપર પ્રેમ. ૩૦
ત્રણ લોકનો લય આપ કરવા છો સમર્થ સહાય,
જે પક્ષમાં હો આપ તેનો જય જ નિશ્ચય થાય. ૩૧
હું આપ સાહાય્યે કરી સુર સહિત જીતું ઇંદ્ર,
તો ભીષ્મને જીતું જ એમાં શું ? અહો યદુચંદ્ર ! ૩૨
પણ મુજ વડાઈ માટ અનૃત આપ પાસે અત્ર,
નથિ ઇચ્છતો હું કરાવવા ધારવા શિરપર છત્ર. ૩૩
માટે કરો અમ સહાયતા, યુધ્ધ વિના હે યદુવીર,
પાળો પ્રતિજ્ઞા આપની, ધીમંત મોટા ધીર ! ૩૪
ભીષ્મે મને પૂર્વે કહ્યું'તું આમ હે ઘનશ્યામ !
તુજ હિત વિચાર કરીશ હું, તું શોચતો નવ નામ. ૩૫
પણ યુદ્ધ તુજ માટે કરીશ ન કોઇ રીતે જાણ;
તે તો કરિશ દુર્યોધન માટે, સત્ય કહુંછું વાણ. ૩૬
માટે જ મુજને રાજ્ય તેમ વિચાર દેવા તે જ—
છે યોગ્ય હિતકર, મૃત્યુ આપ બતાવવા પણ એ જ. ૩૭
તેથી હવે જઇ આપસહ સૌ નાથ તેમનિ પાસ,
કયમ મારવા તે પૂછિયે, ઉરમાંથિ જાવા ત્રાસ. ૩૮
પૂછ્યેથિ હિત તે આપણું સાચું બતાવી દેશે;

ક્યાં કે અમારે સારૂ તે પૂરણ ભર્યાં છે કલેશે. ૩૯
રે ! પ્રિય પિતાના પિતા વૃદ્ધ સુભીષ્મને આવાર,—
હું મારવા ઇચ્છું છું વિસરી પૂર્વના ઉપકાર; ૪૦
માટે અરે ! ક્ષત્રિની જિવિકાને જ છે ધિક્કાર !
છે ક્ષાત્રધર્મ વિચિત્ર, કેશવ ! છું ઘણો લાચાર. ૪૧
શ્રીકૃષ્ણસહ પાંડવ ગયા પછિ ભીષ્મકેરી પાસ;
પૂજા કરી ચરણે નમી શરણે થયા સુખરાશ. ૪૨
તવ ભીષ્મ ગુણભંડાર ઉચર્યાં આમ હે નૃપ તત્ર:—
શું કામ કરૂં હું આપનું હિત થાય એવું અત્ર ? ૪૩
અત્યંત દુઃખે કરી ન બને હશે એવું જેહ,
હું કરિશ તે સર્વાત્મપણથી કામ નિઃસંદેહ. ૪૪
કહ્યું આમ હામ સુ આપિને પ્રીતેથિ વારંવાર,
તવ હાથ જોડી ઉચ્ચર્યા ત્યાં ધર્મ ગુણઆગાર. ૪૫
સર્વજ્ઞ ! જય ને રાજ્ય કેમ મળે અમોને અત્ર ?
સંશય ન એહ વિષે રહે કોને જરા સર્વત્ર, ૪૬
તે કહો મને, ત્યમ આપવધનો સૂચવો અણુસાર;
ક્યમ સહન કરિયે આપને હે તાત ! રણમોઝાર ? ૪૭
અતિસૂક્ષ્મ એવું કાંઇપણ તમ છિદ્ર નાવે દૃષ્ટ;
ભાસોછ ભાસ્કરરૂપ ભય દેનાર સઘળે સ્પષ્ટ ! ૪૮
ક્ષય આપથી થાતો અરે ! અટકાવવા આવાર,
નથિ પુરુષ કોઇ સમર્થ, વર્ત્તાવોછ બહુ સંહાર ! ૪૯
માટે અમે કયમ જીતિયે તે રીત દાખો તાત,
શી રીત રાજ્ય મળે મને તે પણ કહો અવદાત ! ૫૦
સુણિ ધર્મ કહેવું ભીષ્મ ઉચર્યાં દાખિ ઉરનો મર્મ;
હું જીવતાં જય નહિ મળે ક્યારેય પણ હે ધર્મ ! ૫૧
માટે કદી જય ઇચ્છતા હો જો તમે નિર્ધાર,

૫૦ અવદાત !—નિર્મળ, પવિત્ર. હે પવિત્ર મનવાળા ભીષ્મ.

તો સદ્ય મુજને મારવામાં મા લગાડો વાર. ૫૨
કયમ મારવો મુજને કહું તે સાંભળો આ વાર,
ત્રણ લોકમાં જીતે મને એવો નથી નિર્ધાર; ૫૩
પણ કવચ આયુધ વગરનાને રણ વિષે હે ભ્રાત,
નથિ મારતો ત્યમ વિકળનો કરતો નથી હું ઘાત; ૫૪
સ્ત્રી સાથ પ્રાણ જતે છતે છોડું ન શસ્ત્ર કદાચ,
સ્ત્રીનો પુરુષ જો થયો હોય જ તોય શું કહિ થાય ! ૫૫
માટે શિખંડીને કરી આગળ રણે નિર્ધાર,
ધાઓ હું સામે પાર્થ ધરિ શર, કરો એ જ પ્રકાર. ૫૬
આ છિદ્ર મેં મારૂં બતાવ્યું, લેઈ તેનો લાગ,
અર્જુન હણો મુજને રણે પાછો ન માંડી પાગ. ૫૭
શ્રીકૃષ્ણ ને અર્જુન વિના પાડે મને રણમાંય,
એવો નથી જોતો હું અવનીમાંહિ હે નૃપ કયાંય. ૫૮
માટે શિખંડી અગ્ર કરિ ધરિ ધનુષબાણ સુરીત,
પાડો મને અર્જુન રણે, જય થશે એમ ખચીત. ૫૯
સુણિ ભીષ્મ કહેવું આમ, પ્રણમી પાંડવો ધરિ પ્રીત,
નિજ શિબિર પ્રત્યે પછિ ગયા, હે રાય રૂડી રીત. ૬૦
તવ ભીષ્મ કહેવું સાંભળી દુઃખે તપેલો પાર્થ,—
શ્રીકૃષ્ણ પ્રત્યે ઉચ્ચર્યો લજ્જિત થઈ હે પાર્થ ! ૬૧
માધવ ! હું મારિશ કેમ કરિ ગુરુ એ કુરૂકુળ વૃદ્ધ !!
છે બુદ્ધિમાન ઉદાર જે શુભ વાતથી સમૃદ્ધ. ૬૨
ઉપકાર મુજ શિર એમના છે અતિ ઘણા ભલિભાત;
ખેલ્યોછું ખોળામાંહિ છાની છે નહીં તે વાત. ૬૩
રજ ભર્યો ભેટી તેમને શિશુવય વિષે કરિ ખેલ—
હું રુક્ષ કરતો તેમને, તે કાઢતા મુજ મેલ ! ૬૪
તે પાંડુરાયતણા પિતા, જેને હું કહેતો તાત,

૬૧ હે પાર્થ !—હે રાજા. ૬૪ રુક્ષ—લૂખા, મેલા.

હસિ કહેતા તે 'તુજ પિતાનો હું પિતા હે તાત!' ૬૫
શું તેમને અવ મારવા મારે ધરિ હથિયાર !
સર્વસ્વ થાતાં નાશ હુંથી તેમ નથિ જ થનાર !! ૬૬
સુણિ પાર્થ કહેવું કૃષ્ણ ઉચર્યા, ભીષ્મ હણવા માટે—
છે પૂર્વની તુજ પ્રતિજ્ઞા, માટે રહે શુભ ઘાટે. ૬૭
કહિ એમ બહુ સમજાવિ દઈ દૃષ્ટાંત કરિને શાંત,
ઉત્સાહિ કીધો પાર્થને, શ્રીકૃષ્ણ કમળાકાંત. ૬૮
માધવસહિત પછિ પાંડવો નિશ્ચય કરી શુભરીત,
સૂતા જઈને શિબિરમાં, થઇ અંતરે સુઅભીત. ૬૯

વલણ.

અભીત એ રીતે થયા, હે નૃપ પાંડુકુમાર;
જાગ્યા જુદ્ધ જગાડવા, થાતાં પછી સવારરે. ૭૦

---

## કડવું ૧૭ મું.

### दशमा दिवसनुं युद्ध—भीष्मनिपातन.

### હરિગીતની દેશી.

દશમે દિવસ સૂર્યોદયે ભેરીમૃદંગ સુ વાગિયાં;
યુધવાદ્ય આનકશંખધ્વનિ સુણિ શૌર્ય સૌ ઉર જાગિયાં. ૧
એવે શિખંડી અગ્ર કરિને પાંડવો હે નરપતી!
નિસર્યા સુયુદ્ધ જગાવવા, રચિ વ્યૂહ મોટો મહામતિ. ૨
જોઇ આવતાં ત્યાં તેમને કૌરવ તરત સાવધ થઈ,
કરિ ભીષ્મને આગળ વધ્યા સેના સબળ સાથે લઈ. ૩
પૈશાચ, આસુર તેમ રાક્ષસ નામના ભીષ્મે તહીં,
વ્યૂહો રચ્યા'તા એ દિને આશ્ચર્યશા શું કહું અહીં! ૪
મચ્યું મહાપ્રલયશું યુદ્ધ, ને ક્ષય ક્ષત્રિયોને તે સમે—

થાવા અરે લાગ્યો ઘણો, જોઇ દેવદાનવ કમકમે ! ૫
અતિ ત્રાસ આપ્યો નાશ કરિ બહુ પાંડવોએ રણ વિષે;
તવ ભાગવા લાગી સુસેના આપની નૃપ દશ દિશે. ૬
એવે કરી અતિ ક્રોધ ભીષ્મે વિવિધ શર વરસાવિને,
રોક્યા મહારથિ પાંચ પાંડવના અગાડી આવિને. ૭
ત્યમ ઘાણ વાળ્યો હાથિ હય રથિનો ઘણો જર્જ્જ ઘણું;
હે ભૂપ, ભીષ્મ બન્યા ભયાનક, તે હું અહિંયાં શું ભણું ! ૮
રથસૈન્ય તીક્ષ્ણ શરોથિ બાળ્યું શિખંડીનું પણ એ સમે;
અતિ જવાળ ઊઠી એ થકી એને, ન જે જરિયે શમે. ૯
તેથી તરત તેણે શરો ત્રણ ભીષ્મ છાતીમાં બળે—
માર્યા મરણના દૂતરૂપ જ જેથિ-તે તરત જ ઢળે. ૧૦
અત્યંત ભેદાયા છતાં કરિ હાસ્ય ભીષ્મે ત્યાં કહ્યું,—
દાખવ તું તારૂં વીર્ય, જે કંઇ હોય તુજ માંહે રહ્યું. ૧૧
પણ તું શિખંડિનીનો શિખંડી થયોછ તેથી હું કદી,
તુજ સાથે યુદ્ધ કરીશ નહિ, આ વાણિ મેં સાચી વદી ! ૧૨
સુણિ મર્મવાણી ક્રોધ કરિ ઉચર્યો શિખંડી તે સમે,—
બહાનું બતાવ્યે આમ, મહાબાહો ન ઉગરશો તમે ! ૧૩
છો ક્ષત્રિયોનો ક્ષય જ કર્ત્તા, નવ હઠો એવા કયમે,
ભાર્ગવશું આપ ભિડ્યા હતા, છો વિદિત વિશ્વવિષે તમે; ૧૪
તો પણ હું પાંડવનું તથા મારૂં સુપ્રિય કરવા અહીં,
મારીશ તમને યુદ્ધમાં, આ વાણિ મેં સાચી કહી ! ૧૫
માટે તમારે કરવું હોયે તે કરી લ્યો હરિ સ્મરી;
આલોકને સારી રિતે અવલોકિ લ્યો ધીરજ ધરી. ૧૬
કહિ એમ વીંધી વાણિએ શર પાંચ છોડી તેહણે—
વીંધ્યા પિતામહને ત્યહાં, અતિ આંચ દેવા એહણે. ૧૭
પાર્થે પ્રશંસી તેહને કહ્યું, હે પરાક્રમિ વીર તું—
ઝટ દોડ સામે ભીષ્મની, તજતો ન જરિયે ધીર તું. ૧૮

આણીથિ હું અરિઓ ભગાડી આવિને તારી કને,
સાહાય્ય નિશ્ચય કરિશ તારી, શોચ નવ કરતો મને. ૧૯
તું ભીષ્મને માર્યા વિના પાછો ફરિશ જો તો ખરે,
ઉપહાસ તારૂં તેમ મારૂં પણ થશે અહિંયાં અરે ! ૨૦
માટે ન થાયે તેમ યત્ન કરી પિતામહ માર તું;
વારી વડેરા વીર સત્વર કરિશ તારી વા'ર હું. ૨૧
કહિ એમ ગાંડિવપાણિએ કૌરવનિ સેનાનો તહીં,
સંહાર કરવા માંડિયો, તે શું કહું તમને અહીં ! ૨૨
કહિ જાય નવ હાની તમારા સૈન્યમાં નૃપ જે થઈ;
વાર્યા ન વીર રહ્યા અરે ! નાઠા બધા દોટો દઈ. ૨૩
દુર્યોધને દુખ પામિ એથી ભીષ્મને વિનતિ કરી,
તવ ધૈર્ય આપ્યું તેમણે, આ રીત હે નૃપ ઉચ્ચરી:— ૨૪
પૂર્વે પ્રતિજ્ઞા મેં કરી છે, તુજ સમક્ષ જ જો સ્મરી;
હું અચુત મહાત્મા ક્ષત્રિયો મારીશ નિત્યે શર ધરી. ૨૫
ત્યમ કર્યા વિણ સંગ્રામથી વિરમીશ નહિ ત્યમ છે કર્યું;
આજે હું મોટું કર્મ તેમ જ કરિશ, છે મેં આદર્યું ! ૨૬
આજે હું પાંડવ મારિને કે મરાઇ તેઓના થકી,
ઋણમુક્ત તારો થઇશ રણશય્યા વિષે પોઢી નકી ! ૨૭
કાં કે અરે મેં અન્ન તારૂં ખાધું છે હે નરપતી !
લેખે લગાડિશ તે હવે, ચિંતા ન કરતો તું રતી. ૨૮
કહિ એમ કરિ અતિ ક્રોધ પાંડવસૈન્ય સામે તે ગયા;
દાખ્યું પરાક્રમ દિવ્ય, ઉરમાંહેથિ દૂર કરી દયા. ૨૯
મારી અચુત હસ્તી તથા સ્વારો સહિત હય તેટલા,
માર્યા પદાતી લક્ષ બે, ઓછા શું કહિયે એટલા ? ! ૩૦
અતિ કેર થાતો જોઇને ધરિ જોર પાંડવ સૃંજયો—
ધાયા પિતામહ પાડવા; સંગ્રામ ત્યાં સાચો થયો. ૩૧
પાર્થે શિખંડીને કહ્યું, તું ભીષ્મ સામે જા હવે;

હું શરથિ વીંધિશ તેમને, ભય ત્યાગી તું ઝટ થા સવે. ૩૨
સુણિ પાર્થ કહેવું ભીષ્મ સામે તે ધશ્યો, ત્યમ તે સમે,—
મહાવીર ધૃષ્ટધુમ્ન ને અભિમન્યુ પણ વાધ્યા ક્રમે. ૩૩
તે સમય પાંડવપક્ષના મહારથિ વડા વેગે કરી,
તૂટયા પિતામહ મારવા આયુધ વિવિધ કરમાં ધરી. ૩૪
તવ ભીષ્મરક્ષણ કારણે મહાવીર કૌરવપક્ષના,
સામા ધશ્યા અરિ વારવા, શંતનુસુતને રક્ષવા. ૩૫
હેવું દ્વંદ્વયુદ્ધ ત્યહાં ભયાનક એ સમે મોટું ઘણું;
વર્ણ્યું ન જાયે વાણિએ હે ભૂપ અહિંયાં શું ભણું ! ૩૬
અટવઇ ગયા અગણિત પદાતી, સ્વાર ત્યમ શૂરા ઘણા,
ભૂમાં ભળ્યા ભારે પરાક્રમિ વીર મોટા નહિ મણા. ૩૭
પ્રત્યેક મહારથિનાં પરાક્રમ એ સમે હે ભૂપતી,
કહેવા નથી હું સમર્થ, ન્યૂન ન દીઠું મેં કોમાં રતી ! ૩૮
અર્જુન શું દુઃશાસનતણું થયું યુદ્ધ તે હું શું ભણું ?
જાણ્યું ન એવું જોયું મેં પાણી સુ દુઃશાસનતણું ! ૩૯
ભીમે મહાભય આપિયો સંહાર મોટો વાળિને;
ભાગ્યો અલંબુશ રણથિ સાત્યકિનું પરાક્રમ ભાળિને. ૪૦
પાંડવનિ સેના વારતાં ગુરુ દ્રોણ ઉચર્યા સુત પ્રતિ,—
દુશ્ચિહ્ન અહિં દેખાય છે, છે ક્ષય જ ફેર નથી રતી. ૪૧
જે દિવસ અર્જુન ભીષ્મને હણવા જ રણમાંહે ખરે,
કરનાર યત્ન હતો થયો છે પ્રાપ્ત તે આજે અરે ! ૪૨
કાં કે કુદે છે બાણ મારા, ધનુષ ધ્રૂજે છે વળી;
મતિ મારિ કરવા ક્રૂરતાના કર્મમાંહે છે કળી ! ૪૩
કૌરવનિ સેનામાંહિ ગીધ ભરાય છે અહિંયાં અરે !
ધ્રૂજેછ ધરતી, રે ધિરજ રજમાત્ર આ ઉર ના ધરે ! ૪૪

---

૪૧ સુતપ્રતિ—પોતાના પુત્ર અશ્વત્થામા પ્રત્યે. ૪૨ તે—તે દિવસ.
૪૩ કળી—કળી ગઈ છે. જેમ કાદવમાં કોઈ વ્યક્તિ કળે તેમ.

આંખો દિસે છે સૂર્ય, ઉલ્કાપાત પણ અહિં થાય છે;
ઝાંખા દિસે છે જોધ, ગાંડિવ ગર્જના સંભળાય છે ! ૪૫
માટે શિખંડી અગ્ર કરિને પાર્થ અહિંયાં રણ વિષે,—
જાશે જરૂર જ ભીષ્મ સામે, એમ મુજ મનમાં દિસે. ૪૬
તેથી અરે તું પળ ન થોભી, પ્રાણ રક્ષણને ત્યજી—
ઝટ રોકય તેના માર્ગને, હે શૂર શસ્ત્ર ભલાં સજી. ૪૭
સુણિ તાત કહેવું શિખંડિ સામે તે પછી સત્વર ગયો;
ગુરુ દ્રોણ વાધ્યા ધર્મ સામે, શોર બહુ એવે થયો. ૪૮
જામ્યું ફરી મહા જુદ્ધ મહારથિયોતણું અતિ ભય ભર્યું;
ગાંગેયને ઊગારવા કૌરવદળે ત્યાં બહુ કર્યું. ૪૯
પણ ભીમઅર્જુનના પરાક્રમ આગળે હે નરપતી !
ટકિ કો શકયો નહિ ગર્જે ગર્જીને કર્યે બહુ બહુ ગતિ. ૫૦
આદેશ ધૃષ્ટદ્યુમ્નનો થાતાં જ પાંડવ સૈન્ય ત્યાં,
વાધ્યું વડા વેગે કરી શંતનુપુત્ર હતા જ જ્યાં. ૫૧
તવ ઉદધિને વારે કિનારો તેમ તે સેના બધી,
અટકાવિ ભીષ્મે ભય દઈ, તેથી ન તે આગળ વધી. ૫૨
પછિ દાખિ વીર્ય અમાપ માર્યા વીર પારવના તહીં,
શોણીતની સરિતા વહી, જેવી કદી જોઈ નહીં. ૫૩
પાળી પ્રતિજ્ઞા આપની ભીષ્મે પ્રલય મોટો કર્યો;
નહિ હોય શું પાંડવદળે જમરાજ ક્રોધ ધરી ફર્યો ! ૫૪
એ દિવસ કૌરવસહિત જોઈ ભીષ્મને રણ ઝૂઝતા,
પાંડવતણી સેનાતણા નાયક હતા નૃપ ધ્રૂજતા. ૫૫
એથી શિખંડી સહિત અર્જુનગર્વ ત્યાંહિ ગળી ગયો;
નિજ જય વિષે હે રાય ! સંશય તેમના મનમાં થયો. ૫૬
ક્ષય ભીષ્મઅર્જુન યુદ્ધમાં દશમે દિવસ મોટો થયો.

---

૫૧ આદેશ—આજ્ઞા, હુકમ. ધૃષ્ટદ્યુમ્ન સેનાપતિ હતો, માટે તેનો હુકમ થતાં પાંડવની સેના ભીષ્મ હતા ત્યાં ગઈ.

હય હાથિ રથનો ઘાણુ મોટો તે દિને નિકળી ગયો. ૫૭
મારી હજારો યોધ શંતનુપુત્ર કંટાળી ગયા,
અવધી થઈ, નહિ મારૂં એવી એમને આવી દયા. ૫૮
લઇ જીવ લાખોના રણે જીવિત વિષે નૃપ એમને,
પ્રગટી ઉદાસી પારવનિ, જવું જગથિ રૂચ્યું તેમને. ૫૯
દશ દિવસ સૂધી તેમણે રણમાંહિ હે નૃપ જે કર્યું,
તે કૃત્ય તે મહાવીરને આ સમય આંખ વિષે તર્યું. ૬૦
તેથી કહ્યું ત્યાં ધર્મને આ રીત હે નૃપ તેમણેઃ—
હે તાત ! ઘાત ઘણો કર્યો મેં બહુ જનોનો આ રણે; ૬૧
એથી ઉદાસ થયોછ હુ, હે સુત બહુ શું કહું તને !
વિતરાગ રે આ દેહમાં અત્યંત આવ્યો છે મને. ૬૨
માટે તું મુજ પ્રિય ઇચ્છતો જો હોય તો સત્વર મને,
અહિં મારવાને યત્ન કર, તુજ ધર્મવાત કહી તને. ૬૩
પાંચાલ સૃંજય સહિત અર્જુનને કરી આગળ તમે,
પાડો મને હે પ્રાજ્ઞ ! પીડા જેથિ આ ઉરની શમે. ૬૪
આદેશ ભીષ્મતણો સુણી, ગુણિ ધર્મ નિજ સેના લઈ,—
ઝટ ભીષ્મ સામે ઊપડયા, સજ કહ્યા પરમાણે થઈ. ૬૫
આગળ શિખંડીને કરીને પાર્થ વાધ્યો શર ધરી,
તવ પૂર્વ કરતાં પણ અધિક જુધ જામ્યું હે નૃપતે ફરી. ૬૬
દુઃશાસનાદિક ભીષ્મ રક્ષણમાં ધસ્યા વેગે કરી;
ભારે ભયાનક યુધ થયું, દેવોય પણ નાઠા ડરી ! ૬૭
મારી ઘણાને વારિ પાંડવપક્ષના વીરો વડા,
વર્ષાવતા શર ભીષ્મ સામે જે સમે આવી અડયા; ૬૮
તવ તેમણે જે તેજ દાખ્યું, તે કહું શું ભૂપતી !
અર્જુન વિના કોની થઈ નહિ તેમના સામે ગતી. ૬૯
અર્જુન તણા રક્ષણ વિષે રહિને શિખંડી એ સમે,
શર ભીષ્મ સામે છોડવા લાગ્યો કળેથિ અનુક્રમે. ૭૦

દશ શરથિ વીંધી ભીષ્મને પછિ દશથિ વીંધ્યો સારથી;
ધ્વજ છેદિયો એકે કરી, તો પણ તપ્યા નહિ મહારથી. ૭૧
પણ અર્જુને કોપેલું કાર્મુક મૂકિ સજ્જ બિજું કર્યું;
તે તોડ્યું પાર્થે પલકમાં, નવ કામ તેથી કંઇ સર્યું. ૭૨
એ રીત વારંવાર ભીષ્મનું ધનુષ પાર્થે કાપિયું;
એથી મહાવિષ તેમના ઉરમાંહિ હે નૃપ વ્યાપિયું. ૭૩
તેથી ગલોફા ચાટિ બે પર્વત વિદારે તેહવી,
અતિઉગ્ર શક્તિ પાર્થપર ફેંકી હણે ઝટ એહવી. ૭૪
તવ આવતિ તે જોઇને પાર્થે ધિરજ મનમાં ધરી,
ભલ્લાતકી શર પાંચથી તે શક્તિને નિષ્ફળ કરી. ૭૫
ભીષ્મે વિચાર્યું એ સમે, પાંડવનું રક્ષણ શ્રીહરિ—
કરનાર જો નવ હોત તો તે જાત અહિં મુજથી મરી; ૭૬
વળિ તેમને નથિ મારવા મારે કહી એ છે નકી,
છે શિખંડીને સ્રીપણું, નવ હણિશ એને એ થકી; ૭૭
આથી હવે યુધ પાંડવો સાથે હું અહિંયાં નહિ કરૂં,
ઇચ્છા પ્રમાણેના મરણને આજ હું અહિંયાં વરૂં! ૭૮
નિશ્ચય સુ જાણી તેમનો આકાશવાણી એ સમે—
થઇ 'ઠિક ધાર્યું તાત! યુધથિ વિરામ પામો અવ તમે.' ૭૯
ઋષિઓ તથા વસુદેવતાઓ એમ બોલિ રહ્યા જદા,
નૃપ! વાયુ શીતસુગંધયુક્ત સુ મંદ મંદ વહ્યો તદા. ૮૦
શુભ દેવ દુંદુભિ વાગિયાં, ને પુષ્પની વૃષ્ટિ થઈ;
અવ જે કહું તે સાંભળો, મમતા સકળ મૂકી દઈ. ૮૧
દેવોનું વદવું મેં સુણ્યું, નૃપ! વ્યાસના જ પ્રસાદથી,
તેમ જ સુણ્યું ભીષ્મે, રહ્યા અજ્ઞાત બીજા સાદથી. ૮૨
દેવોનિ વાણી સાંભળ્યા પછિ, પાર્થને ભીષ્મે ખરે,
બાણોથિ ભેદાયા છતાં, રોકયો ન રણમાંહે અરે! ૮૩
એવે શિખંડીએ મુકી નવ બાણ તીવ્ર ખરેખરા,

વીંધી પિતામહ છાતિ, પણ તે કંપ નવ પામ્યા જરા. ૮૪
તવ અગ્ર કરિને તેહને અર્જુને શર બહુ વાવરી,
સર્વાંગથી ત્યાં ભીષ્મને નિજ બાણથી નાંખ્યા ભરી. ૮૫
કાપી ધનુષ કળવાનનાં શર સર્પશા છોડી ક્રમે,
ત્યાં વીંધવા લાગ્યો પ્રતાપી ભીષ્મને તે એ સમે. ૮૬
તવ ઉચ્ચર્યા તે આમ દુઃશાસનનિ સામે જોઇને,
આ પાર્થ હું વિણુ મારતો નથિ બાણુ નિજનાં કોઈને ! ૮૭
સંગ્રામમાંહિ સુરેશ, દેવો, દાનવો ને રાક્ષસો—
નથિ જીતવા એને સમર્થ, અરે ન આતુર કો થશો ! ૮૮
તેમ જ મને પણ જીતવા તેઓ સમર્થ નથી ખરે,
તો મહારથી મનુષ્યો કહે કયાંથી જ જીતે અહિં અરે ? ! ૮૯
આ રીત ભાષણ ભીષ્મ કરતા'તા અરે નૃપ જેહવે,
પાર્થે શિખંડી અગ્ર કરિ બાણેથિ વીંધ્યા તેહવે. ૯૦
તવ ઉચ્ચર્યા તે, વજ્ર સરખા બાણુ ભેદે છે મને,
તે પાર્થના છે નથિ શિખંડીના, કહું છું રે તને ! ૯૧
ભેદી કવચ મર્મસ્થળો વીંધેછ મારાં જે અરે !
છે પાર્થના શર એ અરે ! નથિ તે શિખંડીના ખરે. ૯૨
યમદૂત સરખા બાણુ લેવા પ્રાણુ મારા આ અહીં—
આવેછ તે છે પાર્થના, નથિ એ શિખંડીના સહી. ૯૩
રે ! કરચલી-બચ્ચાં રિતે કોચેછ વાસો મુજતણો,
તે બાણુ છે અર્જુનતણાં, ગરમાટ જેનો છે ઘણો. ૯૪
અર્જુન વિના આ રીત વીતાડે મને એવો સહી,
જનનિયે કોઇ જણ્યો નથી, તું જાણજે કહું છું અહીં ! ૯૫
કહિ એમ દુઃશાસનનિ આગે, આગભરિ આંખે કરી—
અતિ ઉગ્ર શક્તિ એ સમે અર્જુન ઉપર ઝટ વાવરી. ૯૬
તવ આવતી તે શક્તિને ત્રણ બાણુ સત્વર વાવરી,

૯૦ જેહવે—જેવામાં. તેહવે—તેવામાં.

પાર્થે સરવ અરિ દેખતાં પળમાંહિ ત્રણ કડકા કરી. ૯૭
ધરિ ઢાલ ને તરવાર તવ ચહ્યું મારવા ભીષ્મે સહી;
રથમાંથિ ઊતરવા જતાં અર્જુને તે છેદ્યાં તહીં. ૯૮
એવે યુધિષ્ઠિરની થઈ આજ્ઞા તરત તેથી કરી,
ઉલટ્યા હજારો યોધ ભીષ્મ ઉપર વિવિધ આયુધ ધરી. ૯૯
મારો, પ્રહારો, ઝાલિ લો, પાડો, પુકારો પાડતા,—
વીરો ધસ્યા મહાવીર સામે, તર્જિને બહુ ત્રાડતા. ૧૦૦
સંરક્ષકોએ ભીષ્મ માટ પ્રયત્ન હે નૃપ બહુ કર્યો,
પણ પાર્થ આગળ કોઇનો અણુમાત્ર અર્થ નહીં સર્યો. ૧૦૧
રે ! ભીષ્મ ઊપર યોધનો શરમાર ત્યાં વરસી રહ્યો;
તસુમાત્ર ભેદાયા વિનાનો અંગભાગ નહીં રહ્યો. ૧૦૨
પૂર્વમાં મસ્તક રાખિને સૂર્યાસ્તવેળા એ સમે,
રથમાંથિ શંતનુસુત પડ્યા, ઇંદ્રાદિ પણ જેને નમે ! ૧૦૩
પડતાં પિતામહ રે ! અમારાં હૃદય તરત પડી ગયાં;
અતિ શોક પ્રસર્યો સર્વમાં, મુખમ્લાન કૌરવનાં થયાં ! ૧૦૪
પડતાં પ્રતાપી નભવિષે દેવોતણો ત્યમ નૃપતણો,
રે થયો હાહાકાર મોટો શબ્દ ઘોર અતી ઘણો ! ૧૦૫
તે ઇંદ્રધ્વજ પેઠે પડ્યા પણ બાણયુક્ત શરીરથી,—
નવ પૃથ્વિને સ્પર્શ્યા જરાપણ, ધન્ય છે એ મહારથી ! ૧૦૬
નિજ મૃત્યુ રોક્યું તેમણે દક્ષિણાયન જાણી નકી;
હે ભૂપ ! આ ભૂમીવિષે એવું થશે કહો કો થકી ? ! ૧૦૭
શુભ શિખરરૂપ જ કૌરવોના ભીષ્મ પડતાં ભૂપતી !
પાંડવ તથા સૃંજય તણો ત્યાં સિંહનાદ થયો અતી. ૧૦૮
પણ કૌરવો દિક્શૂન્ય થઇ સંમોહ પામ્યા એ સમે;
આવ્યો સમીપ જ નાશ દુર્યોધન તણો જાણ્યું અમે. ૧૦૯
ગાંગેય પડતે શૂરવીર સુ બેય સેનાના તહીં,
શસ્ત્રો ત્યજી કર દઇ કપાળે શોચવા લાગ્યા સહી. ૧૧૦

આક્રોશ કરવા લાગિયા કંઇ, ભાગિયા કંઇ ત્યાં થકી;
કંઇ ક્ષાત્રધર્મતણી જ કરવા લાગીયા નિંદા નકી. ૧૧૧
ભારે પ્રશંસા ભીષ્મની તે સ્થળ વિષે પાકી થઈ;
સૂતા હતા જે બાણુશય્યામાં મમત મૂકી દઈ. ૧૧૨

વલણ.

દઈ લક્ષ પરબ્રહ્મમાં, જપિ તેનો જ સુજાપ;
યોગ ધરી રોકી મરણ, પોઢયા'તા નિષ્પાપરે. ૧૧૩

---

## કડવું ૧૮ મું.

### दुर्योधन तथा कर्णने भीष्मे छेल्ली दीधेली शीखामण.

રાગ ધનાશ્રી.

હે નૃપ ! ગંગાપુત્ર પિતામહ પડચા પૃથ્વિપર જ્યારેજી,
હાહાકાર સર્વ પ્રાણીનો થાવા લાગ્યો ત્યારેજી. ૧
સર્વ કૌરવોના સીમારૂપ વૃક્ષ, વિજયધ્વજ જેવાજી,—
પડચા પરાક્રમિ ભીષ્મ, ગ્રીષ્મના સૂર્ય હોય નૃપ તેવાજી! ૨
એથિ સૂર્ય કાંતિરહિત થઇને જળમાં ડૂબ્યો એવેજી;
પૃથ્વી પણ કંપવા લાગિ, અતિ તિમિર વ્યાપિયું તેવેજી. ૩
ભય પ્રસર્યો બે સૈન્ય વિષે ક્ષત્રિયોમાંહિ બહુ ભારીજી;
ગયા પિતામહ પાસે કૌરવપાંડવ વૈર વિસારીજી. ૪
દ્રોણ પાસ જઇને દુઃશાસન ઉચર્યો હાય ભણીનેજી,—
'પડચા પિતામહ પારપડ્યું ! પાંડવ હરખેછ હણીનેજી !' ૫
સુણિ અપ્રિય એ વાત દ્રોણગુરુ પામ્યા મૂર્છા ભારીજી;
પામી સંજ્ઞા સેના સઘળી આજ્ઞા આપી વારીજી, ૬
કૌરવદળ યુધથી વિરમ્યું દેખીને પાંડુ કુમારેજી,

સૈન્ય આપનું વાળી લીધું, સમરાંગણુથી ત્યારેજી. ૭
સૈન્ય બેઉ નિવૃત્ત થતાં રાજા સૌ કવચ ઉતારીજી,
આવ્યા ભીષ્મનિ પાસ પ્રશંસા કરતા તેમનિ ભારીજી. ૮
યોધ હજારો વિરમિ યુદ્ધથી, જયમ બ્રહ્માનિ પાસેજી,—
જાય દેવતાઓ તેમ ગયા તે મહાત્માની પાસેજી. ૯
કૌરવસહિત પાંડવો પણુ નૃપ, નેત્રોમાં જળ લાવીજી;
પ્રણુમિ પિતામહને શરશય્યા પાસે બેઠા આવીજી, ૧૦
તવ તેઓ પ્રત્યે ત્યાં ઉચર્યા ભીષ્મ સુગુણુભંડારજી,
ભલે આવિયા, ભલે આવિયા, ભારતના શૃંગારજી ! ૧૧
પણુ આ મુજ મસ્તક લટકે છે, તે ટેકવવા સારૂજી—
આપો ઓશીકું અહિં મુજને, કામ કરો એ મારૂંજી. ૧૨
વચન સાંભળી તે મહાત્માનાં, નૃપ નવ કરતાં વારજી,
મૃદુ ઓશીકાં અતિસુંદર લાવ્યા સુખ દેવા સારજી. ૧૩
તવ તે હસતા હોય તેમ ઉચર્યા શુભ ઉપમાયોગ્યજી,
રે રાજાઓ ! એ ઓશીકાં નથિ આ શય્યાયોગ્યજી. ૧૪
એમ કહી અર્જુન સામે જોઇ ઉચર્યા પ્રૌઢપ્રતાપજી.
વીરશય્યાને યોગ્ય વીર ! ઓશીકું મુજને આપજી. ૧૫
મર્મ તેમનો લહિ ઝટ પાર્થે ગાંડિવ ધરિને તેવેજી,
વેગવાન ત્રણુ તીક્ષ્ણુબાણુનું કર્યું ઓશીકું એવેજી. ૧૬
તેપર ટેકવિ નિજ મસ્તક, થઇ ગંગાપુત્ર પ્રસન્નજી—
ઉચર્યા, હે મહાબાહુ ધનંજય, છે તુજને અહિં ધન્યજી ! ૧૭
આ શય્યાને યોગ્ય મને તું ઓશીકું જો ન આપતજી,
તો ક્રોધે કરિને હે અર્જુન, શાપ હું તુજને આપતજી. ૧૮
શરશય્યામાંહિ ગયેલા ધર્મી ક્ષત્રીએ ભ્રાતજી,
શયન આમ કરવું જ યોગ્ય છે, શું વદું ઝાઝી વાતજી ! ૧૯
એમ કહી પાંડવ પાસે બેઠેલા ક્ષત્રી સામેજી,—

૭ સમરાંગણુ—યુદ્ધનું આંગણું. ( સમર-યુદ્ધ. અંગણુ-આંગણું. )

જોઈને હે ભરતર્ષભ ! કહ્યું આ રીતે ગુણઆમેજી:— ૨૦
પાંડુપુત્ર પાર્થે આપેલું ઓશીકું અવલોકોજી !
ગર્વ તજી ગુણવાન, શઠની વૃત્તિ અવ રોકોજી. ૨૧
સૂર્ય ઉત્તરાયણના થાશે ત્યાં સૂધી હું આંહીજી,
આ શય્યામાં શયન કરિશ, જપિ સૂર્યજાપ મનમાંહીજી. ૨૨
માટે મારા નિવાસસ્થાને ખાઇ હવે ખોદાવોજી;
વૈર વિસારી આપ સર્વ, શાંતી સઘળે પ્રસરાવોજી. ૨૩
હે ભૂપો ! રવિ ઉત્તર દિશનો આશ્રય કરશે જ્યારેજી.
સ્નેહી પ્રિયનો ત્યાગ કરે ત્યમ, પ્રાણ ત્યજિશ હું ત્યારેજી. ૨૪
હે નૃપ ! એવામાં ત્યાં આવ્યા શસ્ત્રવૈદ્ય સુપ્રવીણજી;
શલ્ય કાઢવામાંહિ કુશળ અતિ, કરે કષ્ટને ક્ષીણજી. ૨૫
જોઇ તેમને ગંગાપુત્રે કહ્યું ત્યાં દુર્યોધનનેજી,—
સન્માની એમને વળાવો, આપી યથેષ્ટ ધનનેજી. ૨૬
ક્ષાત્રધર્મમાં શ્રેષ્ઠ એવિ ગતિ પ્રાપ્ત થઈ છે જ્યારેજી,
તો મારે વૈદ્યોનું પ્રયોજન લેશ નથી અત્યારેજી. ૨૭
શરશય્યામાં સૂતેલાનો ધર્મ નથી એ કયારેજી;
આ બાણો સહુ મને બાળજો, જીવ જાય મુજ જ્યારેજી. ૨૮
વચન સાંભળી મહાવીરનાં વૈદ્યોને એ વારેજી,
તમ પુત્રે સત્કાર કરી શુભ, વિદાય આપી ત્યારેજી. ૨૯
પછી પિતામહને પ્રણમી ત્રણ પ્રદક્ષિણા કરિ તેવેજી,
કૌરવપાંડવ તથા બિજા નૃપ થયા વિસર્જન એવેજી. ૩૦
આપઆપને શિબિરે આવી સાયંકાળે સર્વેજી,—
ગુણ ગાતા'તા ગંગાસુતના, શૂરવીર નિર્ગર્વેજી. ૩૧
પ્રસન્ન થયલા પાંડવ પાસે હરિએ એવે આવીજી,
ધર્મરાયને આમ કહ્યું ત્યાં, ઊમળકો ઉર લાવીજી:— ૩૨
હે ભારત ! જય થયો તમારો તે થયું અહિં બહુ બેશજી;
પાડયા પિતામહને તે પણ બહુ ઠીક થયું જ નરેશજી ! ૩૩

કેશવ કહેવું સુણિ ધર્મે કહ્યું, આપ પ્રસાદથિ નાથજી !
વિજય થાય છે વિશ્વ વિષે, નથિ કરવું કંઇ જનહાથજી. ૩૪
આમ કહી કરિ બહુ જ પ્રશંસા પુરુષોત્તમની પ્રીતેજી;
માન્યો ગુણુ બહુ ધર્મે હે નૃપ, ગુણુ ગાઇ રૂડી રીતેજી. ૩૫
પછી પ્રભાત થતાં સહુ નૃપ ત્યમ પાંડવકૌરવ ત્યાંહીજી,—
ભીષ્મ પાસ જઇ પ્રણુમી ઊભા, શરશય્યા હતિ જ્યાંહીજી. ૩૬
તેવે હજારો કન્યાઓ ત્યાં મંગળગીતો ગાતીજી—
આવી શંતનુપુત્ર પાસ, સેવા શુભ લેઇ સુહાતીજી. ૩૭
ચંદન, અબિલ, ગુલાલ, શાલની ધાણી, સુપુષ્પનિ પ્રીતેજી,—
વૃષ્ટિ ભીષ્મપર કરવા લાગી, તે સર્વે શુભ રીતેજી. ૩૮
સ્ત્રિયો, બાળકો અને બિજાં જોવા આવેલાં જન બહુજી,—
આવી ઊભાં ભીષ્મ પાસ નટ, નર્તક, કારીગર સહુજી. ૩૯
એ પછિ બેઠા શૂરવીર સૌ, કૌરવપાંડવ આદેજી;
'પાણી' એવી વાણિ ઉચ્ચારી, ભીષ્મે કર્શિત સાદેજી. ૪૦
તે સુણિ સુંદર ભક્ષ્યપદાર્થો, કુંભ સુશીતળ જળનાજી—
લાવ્યા નૃપો સૌ સ્નેહ સહિત નૃપ, વાર લગાડી પળ નાજી. ૪૧
ઉચર્યા તવ તે દેખિ ભીષ્મ ત્યાં, એ ભોગો અવ મારેજી,
મૃત્યુવાટ જોનાર જીવને નથિ ખપના અત્યારેજી ! ૪૨
એમ કહી નિંદતાં નૃપોને અર્જુન જોવા ઇચ્છ્યુંજી;
આવી તે ઝટ પાસ ઊભો, મહાત્માનું હારદ પ્રીછ્યુંજી. ૪૩
તેથી તેણે નમન કરી રથમાં બેશીને એવેજી,
ગાંડિવ સજ કરિ પર્જન્યાસ્ત્રે વીંધી પૃથ્વી તેવેજી. ૪૪
એથી અમૃતસરખા દિવ્ય સુગંધિત જળની ધારાજી—
નિસરી તેથી તૃપ્ત થયા ગંગાસુત સહુના પ્યારાજી. ૪૫
જોઇ અમાનુષકર્મ પાર્થનું, કૌરવ કંપવા લાગ્યાજી,

૩૮ શાલની—ડાંગરની. શાલિ શબ્દનો અપભ્રંશ શાલ. અમાનુષ—માણસે ન બને એવું, દૈવી.

નિજ ઉત્તરીય હુલાવિ ભૂપ બહુ અંતરમાં અનુરાગ્યાજી. ૪૬
શંખદુંદભીનો રવ મોટો થાવા લાગ્યો ત્યારેજી;
પાર્થ પ્રશંસી ભીષ્મ ઉચ્ચર્યા આ રીતે ઉદ્દગારેજીઃ— ૪૭
હે મહાબાહો કુરુનંદન! તુજ વિષે કર્મ આ કરવું જી—
એ કંઇ નથિ આશ્ચર્ય, એથિ પણ છે તુજ માંહે ગરવુંજી. ૪૮
એમ કહી કરિ બહુ જ પ્રશંસા અર્જુનની અનુરાગીજી;
ધનુર્ધરોમાં તું જ શ્રેષ્ઠ છે, હે પાંડવ બડભાગીજી! ૪૯
પૂર્વે મેં, દ્રોણે, વિદુરે ત્યમ સંજય ને ભગવાનેજી—
દુર્યોધનને વચન કહ્યાં'તાં જો તે કંઈ પણ માનેજી; ૫૦
તોપણ તે નવ માન્યાં તેણે શ્રદ્ધા એપર આણીજી,
માટે મરશે ભીમ થકી તે, જરૂર લેજો જાણીજી! ૫૧
સૌ સન્મુખ કહિ આમ પછી દુર્યોધન સામે ભાળીજી,
ઉચર્યા શંતનુસુત એને ત્યાં નરમ પડેલો નિહાળીજી. ૫૨
હે દુર્યોધન! બુદ્ધિમાન પાર્થે જળ અમૃત જેવુંજી,
ઉપજાવ્યું તે જોયું તેં! કહે કોથી થાશે એવુંજી? ૫૩
એવું કરનારો આલોકે એ વિણુ બીજો છે નહિજી;
પરમાસ્રો જાણનાર એ ત્યમ દેવકિનંદન છે અહિંજી. ૫૪
માટે જો નિજ ક્ષેમ ચહે, તો સંધિ તું કર તેશુંજી;
સ્વાધિન છે શ્રીકૃષ્ણ જ્યાં સુધી, મેળ અરે કર એશું. ૫૫
અરે! જ્યાં સુધી ગ્રંથિ વગરના બાણે સેના તારીજી,—
નાશ કરી નથી સર્વ અર્જુને ગાંડિવ કરમાં ધારીજી; ૫૬
તેમ જ હણતાં બાકિ રહેલા તુજ ભાઇયો ત્યમ બીજાજી,
વિદ્યમાન છે ત્યાં સૂધીમાં દુર્યોધન! સમજીજાજી. ૫૭
સમજી સંધિ કર અર્જુનશું વાર ન કરતાં હાવેજી;
કોટિ પ્રયત્ન કર્યે તક ખોતાં તારૂં નૃપ નહિ ફાવેજી. ૫૮
બાળી નાંખિ નથી તુજ સેના ક્રોધદૃષ્ટિએ ધર્મેજી,
ભીમે નકુળે સહદેવે નથિ નાશ કરી નિજ કર્મેજી, ૫૯

અરે ! તેટલામાં તું ઝટ કર સ્નેહ પાંડવો સાથેજી;
નહિતો નાશ થશે સર્વેનો, દુઃખ આવશે માથેજી. ૬૦
હું પડતાં સુધિ સર્વ થયું તે થયું ગણી હે તાતજી !
સ્નેહ હવે કર પાંડવ સાથે, છે એ હિતની વાતજી. ૬૧
હદ આવી હું પડતે ગણિને, મેળ કરી શુભ રીતેજી,
રહો જીવતા જે છો તે સહુ, હળી પરસ્પર પ્રીતેજી. ૬૨
આમ કહી બહુ બહુ શીખામણ આપ પુત્રને આપીજી,
પડયા બોલતા બંધ પિતામહ, પૂરણ પ્રૌઢપ્રતાપીજી. ૬૩
ધર્મઅર્થનાં વાકય તેમનાં નિરુપદ્રવ હિતરૂપજી,
આપ પુત્રને રૂચ્યાં નહિ, ભૂંડું થાવા હે ભૂપજી ! ૬૪
ભલી શિખામણ આપિ ભીષ્મ પછિ શાંત પડયા નૃપ જયારેજી,
રાજાઓ સૌ નિજ નિજ સ્થાને-ગયા ખિન્ન થઇ ત્યારેજી. ૬૫
એવે ત્રાસેલો રાધાસુત મહાત્મા ભીષ્મનિ પાસેજી—
આવ્યો અશ્રુ ભરેલાં નેત્રે, ભય ધરિ ભરિયો શ્વાસેજી. ૬૬
નેત્ર મિંચેલા શરશય્યામાં સૂતેલા મહાવીરજી,
જોઇ ઉચર્યો હે જનેશ ત્યાં કર્ણ ધરી મન ધીરજીઃ ૬૭
હે કુરુશ્રેષ્ઠ! હું રાધાસુત આપનો દ્વેષ કરનારોજી,
અરે ! આપની આંખે નિરંતર આવેલો જ અકારોજી, ૬૮
પ્રણામ તેનો પ્રેમથિ આજે કૃપા કરી સ્વીકારોજી;
હે વિજ્ઞાની ! વૈર પૂર્વનું વહાલ ધરિને વિસારોજી. ૬૯
કર્ણવચન સુણિ ભીષ્મે હે નૃપ, જોયું તેની સામેજી;
નિર્જનસ્થાનક આપતણું અવલોકયું તે ગુણગ્રામેજી. ૭૦
પછિ નિજ રક્ષણ કરનારા પાળાને કરિને દૂરજી,
કર લાંબો કરિ મળી કર્ણને, ઉચર્યા તે મહાશૂરજીઃ ૭૧
આવ, આવ અહિં કર્ણ મુજ કને કહું હું તુજને વાતજી;
આવ્યો આજ ન હોત અહીં તો, શ્રેય ન તારૂં થાતજી. ૭૨
રે તું નથિ રાધાનો સુત, પણ કુંતીનો છે જાણજી;

અધિરથ તારો તાત નથી, અવ રહે ના ભ્રાત અજાણુજી. ૭૩
સૂર્ય થકી હે શૂરવીર ઉપન્યો છે તું અવદાતજી;
નારદ ને મુનિ વ્યાસથકી મેં જાણી છે એ વાતજી. ૭૪
નથિ તારાપર દ્વેષ મને જરિ સાચું કહું છું તુજનેજી;
પાંડવને તું કરિશ જ પીડા એમ ભાસ્યું'તું મુજનેજી; ૭૫
તેથી તારો તેજોવધ કરવા સારૂ હે તાતજી,
કઠિન વચન ઉચ્ચરતો'તો હું, ભલું થવા હે ભ્રાતજી ! ૭૬
નીચતણા આશ્રય લીધે તું પાંડુપુત્રનો ભારેજી—
કરતો દ્વેષ હતો તેથી કટુ કહેવું પડ્યું હતું મારેજી. ૭૭
પણ તું શૌર્ય પરાક્રમમાં નથિ કોઇ રીતથી કાચોજી;
અસ્ત્ર પ્રવીણ અહો ! અર્જુન યદુવીર સમો છે સાચોજી. ૭૮
ઉદારતા આસ્તિકતા તારી છેક નથી અહિં છાનીજી;
પણ મેં ધિક્કાર્યો'તો તુજને અટકા'વા કુળ હાનીજી. ૭૯
જરાસંધને જીત્યો હતો તેં છે પ્રસિદ્ધ તે વાતજી;
તુજ ઊપરનો પૂર્વક્રોધ મુજ ટળી ગયો છે તાતજી ! ૮૦
માટે મારૂં પ્રિય જ ઇચ્છતો જો તું હોય કદાપીજી,
તો મળિજા પાંડવની સાથે, વહાલપમાં અતિ વ્યાપીજી. ૮૧
હું પડતે પડિ ભાગો ટંટો, નાશ હવે નવ થાઓજી;
નૃપ સર્વે નિજ વૈર વિસારી, નિજઘર પ્રત્યે જાઓજી. ૮૨
શંતનુસુતનું કહેવું સુણીને ઉચર્યો કર્ણ અભીતેજી,—
હું છું કુંતીસુત કહ્યું તેમ જ, સુણ્યું મેં રૂડી રીતેજી. ૮૩
પણ રાધાયે ઉછેર્યો મુજને, દુર્યોધને પણ તેમજી—
આપ્યું શુભ ઐશ્વર્ય, તવ હવે તે મિથ્યા કરૂં કેમજી ? ૮૪
અરે ! એમ નવ થાશે હુંથી, પણ દુર્યોધન સારૂજી—
તન, ધન, યશ, સ્ત્રી, પુત્રઆદિ હું તૃણવત્ જગમાં ધારૂંજી ! ૮૫
પાંડુપુત્ર માટે જે વ્રત લીધું છે કૃષ્ણે જેમજી,
દુર્યોધન માટે આ કર્ણે રે લીધું છે તેમજી ! ૮૬

અરે ! વ્યાધિએ કરિને મરવું ઘરમાં ચોકે પડિનેજી,
ક્ષાત્રધર્મ નથિ તે, પણ મરવું રણમાં અરિશું ભડિનેજી; ૮૭
એમ જાણિ મેં દુર્યોધનનો આશ્રય કરિ પાંડવનેજી—
કોપાવ્યા છે વારે વારે, સફળ થવા આ ભવનેજી. ૮૮
માટે ભાવિ હશે ત્યમ બનશે, ધાર્યું હરિનું થાશેજી;
શોચ ન કરશો શૂર જરાપણ, જાયું તે સૌ જાશેજી. ૮૯
પાંડવ ને ભગવાન કૃષ્ણ છે અજેય તો પણ તાતજી !
જીતીશ હું પાંડવને રણમાં, છે એ નિશ્ચય વાતજી. ૯૦
અર્જુન સાથે યુધ કરવાની છે ઇચ્છા બહુ મારીજી;
આજ્ઞા આપો યુધ કરવાની ધીરજ મનમાં ધારીજી. ૯૧
બોલ્યું ચાલ્યું હે મહાબાહો ક્ષમજો મારૂં હાવેજી;
પ્રણમું છું હું સુજ્ઞપિતામહ, ભેટી તમને ભાવેજી. ૯૨
કર્ણવચન સુણિ ભીષ્મ ઉચર્યા, હે નૃપ આવી રીતેજી:—
યુદ્ધતણી ઇચ્છા છે તો કર, પણ કહું તે ધર ચિત્તેજી. ૯૩
કોઇ રીતથી દારુણયુધ આ ત્યજિ ન શકાતું હોયજી,
તો કર ગર્વ તજીને હે ગુણિ ! જશ સૌ તારો જોયજી. ૯૪
સ્વર્ગેચ્છાથી ક્ષાત્રધર્મ ધરિ કરતાં યુદ્ધ સુપ્રીતેજી,
ઉત્તમલોકનિ પ્રાપ્તિ તને શુભ થાશે રૂડી રીતેજી. ૯૫
ધર્મયુદ્ધથી ક્ષત્રિયને નથિ બીજું શ્રેય વધારેજી;
જાણે છે તું ક્ષાત્રધર્મને, તો શું કહેવું મારેજી ? ૯૬
અરે ! પ્રયત્ન કર્યો મેં બહુ દિન શાંતિ થાવા કામેજી,
પણ તે માન્યામાં હે કર્ણ ! ન આવ્યો તુજને નામેજી; ૯૭
માટે દૈવ પ્રબળ છે એમ હું માનું છું નિર્ધારજી.
એમ કહીને શાંત પડ્યા શંતનુસુત તેણી વારજી. ૯૮
પ્રણામ કરિ ગંગાસુતને પછિ નિજ રથમાંહે બેશીજી—
ગયો કર્ણ દુર્યોધન પાસે, સેનામાંહિ પ્રવેશીજી. ૯૯

ભીષ્મપર્વ ભવભય હરનારૂં, શૌર્યતેજ દેનારૂંજી,—
પૂર્ણ કર્યું મેં, કાયરતાનું અંધારૂં હરનારૂંજી. ૧૦૦
તે સુણિ વાંચીને જન સર્વે સુખી થજો સૌ ઠામેજી;
આશિસ્ રૂડી એ જ ભણી છે ઉરથી ગણપતરામેજી. ૧૦૧

વલણ.

ગણપતરામે ગુર્જરી વાણીમાં અભિરામ,
ભીષ્મપર્વ ભાવે રચ્યું, મન ધરિ ભાષામામરે. ૧૦૨

इति श्रीअहमदाबादनिवासी रैकज्ञातीय विप्र राजारामसूनु भट्ट गणपतराम विरचिते लघुभारते भीष्मपर्व समाप्तम्. ॥ ६ ॥

भीष्मपर्व समाप्त.

॥ श्रीविश्वेश्वरो विजयते. ॥

# लघुभारत.

## द्रोणपर्व.

### द्रोणाभिषेकप्रकरण.

કડવું ૧ લું.

द्रोणने सेनापति करवा कर्णकथन.

રાગ રામગ્રી.

પૂછ્યું જમમેજયે આ રીતેજી, વૈશંપાયન પ્રત્યે પ્રીતેજી;
ભીષ્મ પડયા પછી ઋષિરાયજી, થયું શું કહો તેહ કથાયજી. ૧

ઢાળ.

તે કહો કથા મુજને મુને ! સુણિ રાય કહેવું એમ,
વૈશંપાયન ઉચ્ચર્યા, સુણ રાય ધરિ ઉર પ્રેમ. ૨
સંજયે કહ્યુ ધૃતરાષ્ટ્રને માંડિને સહુ વૃત્તાંત,
જે સાંભળી તે ગળિ ગયા, ને થયા બહુ જ અશાંત. ૩
સુણ તે કહું સંજય કહેલું, હે જનમેજય રાય !
પડતાં પરાક્રમિ ભીષ્મ, થયું શું કહું તે જ કથાય. ૪
નાવિકવિનાના નાવ જેવી, ભીષ્મવિણ હે ભૂપ !
કૌરવતણી સેના થઈ, ચતુરાગ્ર બનિયા ચૂપ. ૫
મહાવીર મૂંઝાયા ઘણા ઉત્સાહિ રણના એમ,
કરવું શું સેનાપતિવિના ? રહેશે ન યુધનો નેમ. ૬

નવ ક્ષેમ અવ એથી થશે, કરવી સજાઈ કેમ ?
કરતાં વિચાર જ એમ, ઉપજ્યો કર્ણ પ્રત્યે પ્રેમ. ૭
એ ભીષ્મ સરખો છે અહો ! ભય સર્વનો હરનાર;
છે યોગ્ય સેનાપતિ થવાને તે જ સર્વ પ્રકાર. ૮
પોકારતા ત્યાં એમ સૌ કૌરવસહિત તે વાર,
કર્ણને બોલાવા કહ્યું, આતુર થઈ એ વાર. ૯
તવ કર્ણ ત્યાં લઇ ભીષ્મઆજ્ઞા આવિયો સુઉદાર;
હરખ્યા બધા એથી ઘણા, પુલકયા જ પારાવાર. ૧૦
કરિ સિંહનાદ તથા ધનુષના કરી બહુ ટંકાર,
સત્કાર કરવા લાગિયા-કર્ણનો વિવિધ પ્રકાર. ૧૧
રથમાં વિરાજિત જોઇ તેને રાય દુર્યોધન,
ઉત્સાહિ ઉરમાં થઇ ઘણો ઉચ્ચર્યો આમ વચનઃ— ૧૨
હે કર્ણ ! તારા આવવાથી સૈન્ય આ મુજ આજ,
થયું માનું છું જ સનાથ, કર અવ જે ઘટે તે કાજ. ૧૩
હિતરૂપ કહેવું હોય તે કહે, કરી પૂર્ણ વિચાર;
હે કર્ણ ! મુજ જયતણો છે અવ તું ઉપર આધાર. ૧૪
તવ ઉચ્ચર્યો તે, ભીષ્મ મહાબળ અનુપમેય સુવીર,—
રણમાં પડ્યા રવિરૂપ, પ્રૌઢ પરાક્રમી રણધીર, ૧૫
તો આશરો શો અન્યનો આ યુદ્ધમાં હે રાય !
જાણું છું અર્જુન અગ્નિમાં હાવે નહીં ઉગરાય. ૧૬
આ રીત વદતાં કર્ણ મોટો નાંખિને નિઃશ્વાસ,
થયો સજળલોચન એથિ સૈનિક થયા સર્વ ઉદાસ. ૧૭
સૈનિકોસહ દુર્યોધનાદિક આંસુ આંખે આણી,—
આક્રોશ કરિને દુખભરી લાગ્યા ઉચરવા વાણી. ૧૮
દેવા ધિરજ તવ તેમને ધરિ ધૈર્ય ઉચર્યો કર્ણ,
હોનાર તે અહિં હોય છે, સાંભળો કહું તે કર્ણ. ૧૯
મિથ્યા જગત્ છે આ બધું, નથિ સ્થિર અરે ! અહિં કોય;

આ સૈન્ય રક્ષણભાર વહિશ હું, જીવ જાશે તોય. ૨૦
ચિંતા ન કરશો કોઇ ભીષ્મનિ પેર ભય હું હરીશ;
મારીશ પાંડવને હું, કે પછિ તેમનાથિ મરીશ. ૨૧
હું મિત્ર કેરો ધર્મ આપદમાં કદી ન ત્યજીશ;
સંકટ વિષે સરસો રહી, ભાવેથિ પૂર્ણ ભજીશ. ૨૨
માટે દદામે દેઇ ઘા, હે શૂરવીર સમર્થ !
તત્પર જ થાઓ સુધારવા દુર્યોધન નૃપનો અર્થ. ૨૩
હે રાય દુર્યોધન ! તમે હિતવાત કહેવા માટ,
મુજને કહ્યું માની સુહૃદ, રચવો હવે શો ઘાટ ? ૨૪
તો તે વિષે કહું આપને, છો ચતુર આપ નરેશ,
સુવિચાર કરિ અમને કરો ઉર ગોઠતો આદેશ. ૨૫
તવ ઉચ્ચર્યો તે તત્ર, દશ દિન સુધી રક્ષણહાર,
મહાવીર સેનાપતિ પડ્યા, ગાંગેય ગુણઆગાર. ૨૬
કોથી બને નહિ કર્મ એવું કરી કુરુકુળભાણ,
હતભાગ્ય મારે તે અરે ! અહિં પામિયા નિર્વાણ. ૨૭
માટે સુનાયક સૈન્યના કેને તું કરવા ધારે !
નાયકવિનાનું સૈન્ય મુહૂર્ત રહી શકે નહિ ક્યારે. ૨૮
તવ કર્ણ ઉચર્યો હે નરાધિપ, અધિપ આ સહુ અત્ર,
છે યોગ્ય સેનાપતિ થવા, પ્રખ્યાત જગ સર્વત્ર. ૨૯
સંશય નથી એ વાતમાં, પણ એક સમયે રાય !
સેનાપતિ કહો સર્વને શી રીત અત્ર કરાય ? ૩૦
માટે અધિક ગુણવાન હોયે સર્વમાંથી જેહ,
તે થાય સેનાપતિ અહીં ત્યમ કરો નિઃસંદેહ. ૩૧
અહિં પરસ્પર સ્પર્ધાતણા કરનાર છે બહુ રાય,
તેમાંથિ નાયક એક કરતાં જય જરા નહિ થાય. ૩૨

---

૨૩ દદામે—નગારે. ૨૫ આદેશ—હુકમ. ૨૬ રક્ષણહાર—રક્ષણ કરનાર. ૨૭ નિર્વાણ—શાંત થયા, મૃત્યુવશ થયા. ૨૮ મુહૂર્ત—બે ઘડી.

માટે સહુને માન્ય ગુરુ આ દ્રોણ છે નિર્ધાર,
છે વયોવૃદ્ધ સુવીર અસ્ત્રપ્રવીણ ગુણભંડાર. ૩૩
તે યોગ્ય છે સહુ રીત સેનાપતિ થવા આ વાર;
નથિ એ સમોવડ અત્ર, શોચ કરો ન કોઇ પ્રકાર. ૩૪

વલણ.

પ્રકાર કર્ણ કહેલ સુણિ, દુર્યોધન તે વાર,
સૈન્ય મધ્યમાં ગુરુ સમીપ, ઉચર્યો કરિ સત્કારરે. ૩૫

---

## કડવું ૨ જું.

### युधिष्ठिरनो निग्रह करवा द्रोणनी प्रतिज्ञा.

રાગ વેરાડી.

ઉચર્યો દુર્યોધન ગુરુ પ્રત્યે, હે ગુરુ પરમ સુજાણ!
છો સૌ રીતે યોગ્ય તમે મુજ સેનામાં નિર્વાણ. ૧
ચાર વર્ણમાં શ્રેષ્ઠપણું, સત્કુલમાં જન્મ સુહાવે,
શાસ્ત્રાધ્યયન, અવસ્થા, બુદ્ધિ, પરાક્રમ સૌ ઉર ભાવે; ૨
અર્થજ્ઞાન, ચાતુર્ય, ન્યાય, જય, તપ, કૃતજ્ઞતા સોહે,
અસહ્યતા, ઔદાર્ય, નીતિ શુભ જોતાં જન મન મોહે; ૩
ઇત્યાદિક ગુણયુક્ત આપ છો રક્ષણના કરનાર,
આપ સમોવડ નથી અન્ય કો મુજ સેનામોઝાર. ૪
માટે હે દ્વિજસત્તમ! મઘવા જ્યમ દેવોને પાળે,
તેમ અમારૂં કરો રક્ષણ, થઇ સેનાપતિ આ કાળે. ૫
આપતણા રક્ષણ નીચે રહિ અમો હોંશ ધરિ ભારે,
અરિઓને જીતવા અહીં ઇચ્છિયેછિયે આ વારે. ૬
યક્ષોમાંહિ કુબેર, વાયુમાં ઇંદ્ર શ્રેષ્ઠ છે જેમ,
સેનાપતિમાં શ્રેષ્ઠ આપ અહિં થાઓ અમારા તેમ. ૭

આપ અગ્રણી મમ સેનાના જોઇ પાર્થ ઓસરશે;
ધનુષ ધરેલો, ક્રોધ કરેલો છતાં પ્રહાર ન કરશે. ૮
એથિ યુધિષ્ઠિરને પરિવાર તથા ભાઇયો સહ રણમાં,—
જરૂર હું જીતીશ જાણજો, મહાન સેનાગણમાં. ૯
ઉચર્યો દુર્યોધન એ રીતે તવ નૃપ બીજા ગાજી—
જય જય શબ્દ ઉચરવા લાગ્યા, કરવા તેને રાજી. ૧૦
હર્ષયુક્ત યશઇચ્છાવાળા સૈનિક દુર્યોધનને—
આગળ કરિ ઉત્સાહ આપવા લાગ્યા ગુરુના મનને. ૧૧
તવ તે ઉચર્યા હે દુર્યોધન ! ષડંગવેદ, મનુનીતિ,
શિવનું શર, શસ્ત્રાસ્ત્ર વિવિધ હું જાણુંછું અથ ઇતિ; ૧૨
અને તમે જે ભાખ્યા તે પણ ગુણ દાખી પાંડવશું—
યુદ્ધ કરિશ, પણ ધૃષ્ટદ્યુમ્નને રે ! હું ન કરીશ કશું. ૧૩
ક્યાં કે તે મુજ વધ માટે ઉત્પન્ન થયો છે જાણ;
માટે એ વિણ સોમક સર્વે સંહારિશ નિર્વાણ. ૧૪
રે ! હું આપિશ તાપ સૈન્યમાં, પણ પાંડવ મુજ સાથે,—
પ્રસન્ન થઇને યુધ કરશે નહિ, માર વેઠતાં માથે. ૧૫
વચન સાંભળી ગુરુનાં એવાં, વિધિપૂર્વક બહુ પ્રીતે,—
સેનાપતિ ત્યાં કર્યા તેમને રાયે રૂડી રીતે. ૧૬
પૂર્વે ઇંદ્રાદિક દેવોએ કાર્તિકેયને જેમ,
સેનાપતિ અભિષેક કર્યો'તો પૂર્ણ જણાવિ પ્રેમ; ૧૭
દુર્યોધનાદિક-રાજાઓએ તેમ દ્રોણને રાય,
અભિષેક કર્યો ઉર ઉત્સાહે, મનમાં મોદ ન માય. ૧૮
હર્ષ ઊછળ્યો એ ટાણે કૌરવસેનામાં એવો,
જાણે પાંડવ જીત્યા હોય જ, તર્યા હોય સહુ તેવો ! ૧૯
સંજય કહે કે, હે ધૃતરાષ્ટ્ર ! સુણો ઉર ધીરજ ધારી;
દ્રોણ થયા સેનાપતિ તે પછિ યુદ્ધ મચ્યું મહાભારી. ૨૦
તે સઘળું તમને અવ કહું છું, શોક મોહને ત્યાગો;

થનાર મિથ્યા થાતું નથી કદિ, માટે શ્રમણા ભાગો. ૨૧
સેનાપતિ થઇ દ્રોણ ઉચ્ચર્યા આપ પુત્રની આગે,
સેનાપતિ મુજને કીધો તેં ભીષ્મ પછી આ જાગે; ૨૨
માટે તે કર્મના તે સમા ફળને તું થા પ્રાપ્ત,
અને માગ્ય મુજ પાસે ઇચ્છિત, ગણી આપનો આપ્ત. ૨૩
સુણિ આચાર્યવચન એવાં તે ઉચર્યો તેણી વાર,
શકુનિ કર્ણ દુઃશાસન સાથે કરિને ત્યાંહિ વિચાર. ૨૪
હે આચાર્ય! મને ઇચ્છિત વરનો દેતા હો લા'વો,
તો રણમાં મુજ પાસ જીવતા પકડિ ધર્મને લાવો. ૨૫
આપ પુત્રનાં વચન સુણી, ગુણિ દ્રોણ સુ ઉરની પ્રીતે—
ઉચર્યા સહુને હર્ષ આપતાં, હે નૃપ! આ'વી રીતેઃ— ૨૬
ધન્ય ધર્મને છે હે રાજન્! કાં કે મારી આગે,
જેનો વધ કરવા ન માગતાં, ઝાલિ લાવવા માગે! ૨૭
શા સારૂ તેના વધને તું નથી ઇચ્છતો આંહી ?
શું તેની વધરૂપ ક્રિયાનો સંશય છે મુજ માંહી? ૨૮
છે મોટું આશ્ચર્ય અહો! કે, ધર્મરાયનો કોઈ—
દ્વેષતણો કરનાર નથી, જુગતે મેં લીધું જોઈ. ૨૯
જિવતા તું ઇચ્છે છ તેમને, નિજ કુળ રક્ષણ સારૂ.
અથવા પાંડવને જીતી, દઇ રાજ્ય તેમને તારૂં, ૩૦
ભાઇયોમાં સુસ્નેહ થવા શું ઇચ્છે છે? હે ભ્રાત!
જો કદિ હોય જ એમ અહા! તો તે છે રૂડી વાત. ૩૧
કુંતીપુત્ર યુધિષ્ઠિરને છે અહો! ધન્ય, હે રાય!
જન્મ સફળ પણ છે શુભ તેનો, ના એમાં ન વદાય; ૩૨
તેમ તે વિષે અજાતઅરિપણું છે સાચું અવદાત;
કે તું પણ તે વિષે સ્નેહ શુભ રાખે છે ભલિભાત! ૩૩
વચન સાંભળી એવાં ગુરુનાં આપ પુત્રનો એવે,
સતત ભાવ ઉરમાંહિ રહેલો તરત જણાયો તેવે. ૩૪

ભાવ જાણવા માટે ભાષણ યુક્તિથિ થાયે જ્યારે,
બૃહસ્પતિ સરખાનો પણ રાજા ! ભાવ જણાયે ત્યારે. ૩૫
માટે ઉચર્યો આપ પુત્ર ત્યાં, પ્રસન્ન થઈ એ વારે,
રાય યુધિષ્ઠિરને માર્યે, જય થાય ન મારો કયારે. ૩૬
અરે ! તેમનો વધ કરવાથી, ભ્રાત તેમના ચારે,
આપણ સૌને નિઃસંશય મારી નાંખે, ન ઉગારે. ૩૭
રે ! તેઓને દેવો પણ સંગ્રામ વિષે કહિ કયારે—
મારી ન શકે, પણ તે અમને પહોંચાડે જમપારે ! ૩૮
માટે સત્ય પ્રતિજ્ઞાવાળા ધર્મરાયને લાવો,
કે હું જીતી ફરી દ્યૂતમાં, લઉં મનગમતો લા'વો. ૪૯
જીતું દ્યૂતમાં જો હું ધર્મને તો તેના સહુ ભ્રાતા—
જાય વનવિષે, એથિ થાય જય, પામું પૂરણ શાતા. ૪૦
બીજી રીતે જય નથિ જોતો, માટે હે આચાર્ય !
નથી ધર્મ વધને હું ઇચ્છતો, કરો કહ્યું તે કાર્ય. ૪૧
કપટરૂપ અભિપ્રાય દ્રોણ ત્યાં દુર્યોધનનો જાણી,
વ્યવધાન સહિત વર દેતાં, આ રીત ઉચ્ચર્યા વાણીઃ— ૪૨
હે દુર્યોધન ! ધર્મરાયની રક્ષા પાર્થ ન કરશે,
તો જ હુંથિ તુજ અર્થ અવશ્ય જ, કહેલ તારો સરશે. ૪૩
પણ રે ! તેમ હશે નહિ, તો તુજ ધાર્યું વ્યર્થ જ થાશે;
અણસમજેથી આળ કર્યે, સહુ જમનાપુરમાં જાશે ! ૪૪
કાં કે ઇંદ્રસહિત દેવો ને દૈત્યો પણ સંગ્રામે,—
જઈ શકે તેમ નથી, રે ! તે પાર્થ પરાક્રમિ સામે. ૪૫
માટે તેણે રક્ષેલા તેમને પકડવા સારૂ—
નથિ ઉત્સાહ ધરી હું શકતો, વળિ સાંભળ તું મારૂં. ૪૬
મુજ પાસેથી અસ્ત્ર શિખેલો કુશલ કર્મમાં તે છે;
સુકૃતયુક્ત, તરુણ, દેવોએ અસ્ત્ર દિધેલો એ છે. ૪૭

૪૨ વ્યવધાન સહિત—અંતરપટ રાખીને, અસંબદ્ધ.

જય વા મરણ જ એ બેમાંથી એક જ નિશ્ચયવાળો,
ક્રોધેલો અત્યંત તું ઉપર, હોય સર્પ જયમ કાળો, ૪૮
તેવાએ રક્ષેલ ધર્મને કરવા ગ્રહણ હું કયારે—
નથિ ધરતો ઉત્સાહ, કહું ત્યમ કરજો ઇચ્છિત મારે–(તો). ૪૯
કોઇ ઉપાયે કરિને અર્જુન દૂર અહીંથી કરશે,
તો તેં જીતેલા જ ધર્મ છે, સર્વ મનોરથ સરશે. ૫૦
જો અર્જુન સંગ્રામ વિષેથી દૂર થાય પછિ તેવે,
મુહૂર્ત પણ રહે ધર્મ યુદ્ધમાં મુજ સન્મુખ નૃપ એવે, ૫૧
તો કરિ ગ્રહણ હું આજ જ તેને આણું તારી પાસે;
સંશય એમાં છે ન કશો, જો કહ્યું આ તેમ કરાશે. ૫૨
હે નૃપ! અર્જુન પાસેથી ધર્મને ઇંદ્રસહ દેવો—
નથી સમર્થ ગ્રહણ કરવાને, છે એ અર્જુન એવો! ૫૩
ધર્મતણા નિગ્રહ માટે બારી રાખી ગુરુ બોલ્યા,
તોપણ મૂર્ખા તમ પુત્રો થયું કાર્ય સિદ્ધ ગણિ ડોલ્યા. ૫૪
પાંડવપરની પ્રીત દ્રોણની આપ પુત્ર અવિધાર,
પહેલેથી જાણતો હતો નૃપ, એથી આણી વાર, ૫૫
સ્થિર રહેવા તેમની પ્રતિજ્ઞા આ તેમનો વિચાર—
પ્રસિદ્ધ સેનામાંહિ કરાવ્યો, ઉચરાવી જયકાર. ૫૬

વલણ.

જયકાર શબ્દ ગાજી રહ્યો, સૈનિકનો નિર્ધાર;
દ્રોણપ્રતિજ્ઞા સાંભળી, પુલકયા પારાવારરે. ૫૭

---

## કડવું ૩ જું.

### દ્વંદ્વયુદ્ધ તથા તેમાં અભિમન્યુનું પરાક્રમ.

#### હરિગીત છંદ.

નિજ માણુસોથિ યુધિષ્ઠિરે ધારણા દ્રોણુતણી સુણી,
બોલાવિ બાંધવ ત્યમ બિજા નૃપ પાર્થ પ્રત્યે તે ગુણી—
ઉચ્ચર્યા, હે નરવ્યાઘ્ર! દ્રોણનું આજનું કર્ત્તવ્ય જે,
તેં સાંભળ્યું તે સત્ય થાય ન તેમ બાંધવ વર્ત્તજે. ૧
સુણિ ભ્રાત કહેવું સવ્યસાચી ઉચર્યો દૃઢતા ધરી,
રાજન્! મન નિશ્ચલ રહો, પીડા કરો ઉરની પરી;
આચાર્યનો વધ ભ્રાત! કયારે પણ કરૂં નવ જેમ હું,
તેમ જ તમારો ત્યાગ પણ ન કરૂં રહીશ જ એમ હું. ૨
સંગ્રામમાં મુજ પ્રાણ ત્યાગું પણ કહી હે ભૂપતી!
આચાર્યને પ્રતિકૂલ ન થઊં, એમ છે મારી મતી;
દુર્યોધન નિગ્રહ આપનો કરિ રાજ્ય ઇચ્છે છે અહીં,
કયારેય પણ તેનો મનોરથ સિદ્ધ તે થાશે નહીં. ૩
ક્યાં કે પડે આકાશ નક્ષત્રો સહિત આ ભૂતળે,
કદિ પૃથ્વી કડકા થઇ જઈ પાતાળસાથે જઇ ભળે,
તોપણ ખરે હું જીવતાં નિગ્રહ તમારો તે થકી—
નહિ થઈ શકે, મારૂં કહ્યું મિથ્યા નહીં થાશે નકી. ૪
સંગ્રામમાં સાક્ષાત વાસવવિષ્ણુ આવીને ખરે,
દેવો સહિત તે દુષ્ટની સાહાય્ય મનમાની કરે,
તોપણ તમોને પ્રાપ્ત તે કરિ નહિ શકે કદિ જાણજો,
હું જીવતાં વડભ્રાત! ભય મા દ્રોણનો ઉર આણજો. ૫
મેં ભાખ્યું અનૃત કે પરાજય પામિયો એવું મને—
સ્મૃતિમાં નથી, તેમ જ પ્રતિજ્ઞા ચૂકિયો તેવું મને—

સાંભરતું ભાત નથી જ, માટે શોચ નવ કરશો રતી,
અર્જુનપ્રતિજ્ઞા સાંભળી પુલક્યા યુધિષ્ઠિર મહામતી. ૬
પાંડવનિ સેનામાંહિ ભેરી શંખ પ્રત્યંચા તણો,
ત્યમ સિંહનાદ સુવીરનાનો ઘોરશબ્દ થયો ઘણો;
તે સાંભળી તમ સૈન્યમાં પણ શબ્દ નૃપ ! તેવો થયો,
શુરસાથ વ્યૂહતણે ક્રમે પછિ પરસ્પર સામે ગયો. ૭
દ્રોણે મુંજારો ચલાવિયો પાંડવનિ સેનામાં ધસી,
પ્રલયાગ્નિ પેરે પરવરી, દૃઢ ધનુષ પ્રત્યંચા કશી;
હય હાથિ રથ ભાથીતણો સંહાર પારવનો તહીં,
કરવા જ લાગ્યા ક્રૂર થઇ, શોણિતની સરિતા વહી. ૮
ઘનઘોર પેઠે ગર્જના કરિ બાણુની હેલી કરી,
થથરાવતા તે શૂરને શર વિવિધ દુઃસહ વાવરી;
સૃંજય સકળને દ્રોણુ દાવાનળ સમા દીસી ત્યહાં—
કંપાવવા લાગ્યા, ન સૂઝ્યું તેમને જાવું ક્યહાં ? ! ૯
એક જ છતાં ત્યાં દ્રોણુ સર્વસ્થળ દિઠા અરિના ગણે,
જાણે મરણુ આ કાળ આવી હોય ઊભું આંગણે !
મધ્યાહ્નના સૂરજસમા આચાર્ય સામે એ સમે,
નવ કોઇ જોઇ શક્યું તહીં મહાશૂર માંહેથી ક્યમે. ૧૦
અતિ દાટ વાળ્યા જેવું છે નૃપ, કર્મ દ્રોણુતણું તહીં,
રાજા યુધિષ્ઠિરથી યદા સાંખ્યું જ લેશ ગયું નહીં;
સવ ચાર દિશાથી સંગિયોસહ તે ધસ્યા અતિ રાશથી,
રોક્યા તમારા સૈનિકોએ તેમને ચહુ દિશથી. ૧૧
રોમાંચ થાયે જુદ્ધ એવું એ સમે નૃપ ! જામિયું,
વીંધ્યા પરસ્પર પ્રતિસ્પર્દ્ધી, પણ ન કોઇ વિરામિયું;
સહદેવશું શકુનીતણું થયું યુદ્ધ બહુ આશ્ચર્યશું,
દ્રોણનું ધૃષ્ટદ્યુમ્નશું આ વાણિથી વર્ણું કશું ! ૧૨
વળિ વિવિંશતિએ ભીમશું કીધું પરાક્રમ અવનવું,

તેમ જ નકુળ ને શલ્યનું પણ યુદ્ધ તે રીતે હતું;
કૃપ-બાણને નિષ્ફળ કરીને ધૃષ્ટકેતુએ તહીં,
ઉચરાવિ 'વાહ!' શરોનિ વૃષ્ટિ તેમની નિજપર સહી. ૧૩
હાર્દિક્ય સાત્યકિએ પરસ્પરને વિંધ્યા બાણે કરી,
તો પણ રહ્યા તીખા જ તે, કંપ્યા ન કષ્ટ ધરી જરી;
દાખ્યું પરાક્રમ કર્ણશું રાજા વિરાટે જે ઘણું,
વર્ણન હું તેનું ભૂપ! આપ સમીપ અહિંયાં શું ભણું! ૧૪
ભગદત્તસાથે દ્રુપદનું આશ્ચર્યશું યુધ ત્યાં થયું,
ભૂરિશ્રવા શિખંડિમાંથી ગાંજ્યું કોપણ ના ગયું;
વળિ અલંબુષ હૈડિંબ કારસું યુદ્ધ ત્યાં કરતા હતા,
માયા અલૌકિક જોઇ તેમનિ જોધ સૌ વિસ્મય થતા. ૧૫
અભિમન્યુ સામે ભૂપ પૌરવ સિંહનાદ કરી અડચો,
તવ કેસરીની રીત તે તેના ઉપર શર લઇ તડચો;
બહુ બાણના સમુદાયથી સૌભદ્ર ઢાંકયો પૌરવે,
એવે કર્યું શું પાર્થપુત્રે સાંભળો તે નૃપ હવે. ૧૬
ધ્વજ, છત્ર, કાર્મુક કાપિ પૌરવનાં વિંધી પછિ તેહને,
હય સારથીને પણ વિંધી, આ લોક તજવા એહને,
અતિ ઉગ્રશર સાંધ્યો, તદા બે બાણથી બાહુબળે—
કાપ્યું ધનુષ શરસાથ હાર્દિક્યે સુ તેનું તે પળે. ૧૭
કાપેલું કાર્મુક ત્યાગિને તવ પાર્થપુત્રે એ સમે,
ધરિ ઢાલ ખેંચી ખડ્ગ મૂકી દોટ તે દીઠું અમે;
તરવાર વિવિધ પ્રકાર ફેરવતો પટાની રીતથી,—
જાતો જણાયો વીર વિદ્યુત્વેગથી વિણ ભીતથી. ૧૮
જઇ પહોંચિ પૌરવપાસ કરિને સિંહનાદ સુવીર તે,
રથદંડપર કૂદી જઈ રથમાં જઈ ઝટ ધીર તે,
પાદૂથી પાડી સારથી, ખડ્ગેથી ધ્વજ પાડી તહીં,
પકડચા જ પૌરવકેશ, ઝપડે ગરુડ જે રીતે અહિ. ૧૯

બેભાન થયલા બળદને સિંહે ગ્રહ્યો હૉય જે રીતે,
કેશેથિ પકડેલો દીઠો પૌરવ નૃપોએ તે રીતે;
તે સહન નવ થાવાથિ જયદ્રથ રથ વિષેથી એ પળે—
કૂદ્યો ધરીને ઢાલ, ખેંચી ખડ્ગ રીશ ભર્યો વળે. ૨૦
તવ આવતો તે જોઇ પૌરવને મુકી ઊતાવળે—
રથમાંથિ કૂદી બાજ પેરે પાર્થસુત પણુ તે પળે,
ધાયો ધિરજ ધરી ધીર તે નિજ ઢાલ ખડ્ગ ખડાં કરી,
ખડ્ગેથિ કાપ્યા ખડ્ગ, ખાળ્યા ઘાવ ઢાલ ધિંગી ધરી. ૨૧
જયદ્રથ અને અભિમન્યુનું પછિ ખડ્ગયુદ્ધ ખરેખરૂં—
જામ્યું અહો તે વેળ વર્ણુન તેનું હે નૃપ શું કરૂં !
એમાંથિ કોઇ વિષે જરા અંતર ન આંખે આવતો,
રણુરંગ બે રસિયા તણો રણુભૂમિને શોભાવતો. ૨૨
છેલ્લે પછી નૃપ જયદ્રથે છેડાઈ તાતી ધારનો—
ઘા કર્યો મોટા જોરથી અભિમન્યુપર તરવારનો;
તે ઢાલપર અભિમન્યુએ ઝીલી ખડગ કડકા કર્યો,
જયદ્રથ થઈ ઝાંખો તરત નિજ રથ વિષે સત્વર સર્યો. ૨૩
અભિમન્યુ પણુ નિજ રથ વિષે એવે વિરાજ્યો ભૂપતી !
વીંટી લિધો તેને તરત નૃપ બહુ મળી કરિને ગતિ;
અતિ તાપ દઇને તેમને તેણે તપાવ્યા તે સમે,
ત્યાં શક્તિ શલ્યે વાવરી એના ઉપર નૃપ! એ સમે. ૨૪
તે શક્તિને અર્જુનસુતે ઝડપી ધરી લીધી તહીં,
જ્યમ ગરુડ ઝડપી લેજ પડતો ઊછળી મોટો અહિ;
પછિ શક્તિ તે અભિમન્યુએ ઝટ ફેંકિ પાછી તે થકી,
મદ્રેશનો સારથિ મુઓ, જેથી ઉઠયો તે બહુ ધકી. ૨૫
એવી પરાક્રમ પાર્થસુતનું મહારથી પાંડવ તણા,
મુખ ‘ સાધુ સાધુ ’ ઉચાર કરવા લાગિયા હરખી ઘણા;

૨૦ વળે—વળથી, મનના આમળાથી.

ત્યમ સિંહનાદ અને વિવિધ શરશબ્દ પણ સૌભદ્રને,
અતિ હર્ષ ઉપજાવા થયા, ભલિ વિધ જણાવા ભદ્રને. ૨૬

વલણ.

ભદ્ર જોઇ સૌભદ્રનું અસહનતા ધરિ આપ,
કૌરવ ઉલટયા ક્રોધ કરિ, ચડપ ચઢાવી ચાપરે. ૨૭

---

## કડવું ૪ થું.

### शल्यपलायन, पार्थपराक्रम, प्रथम दिवसनो अवहार.

ચોપાયાની દેશી.

ચાપ ચઢાવી તીક્ષ્ણ શરોથી તમ પુત્રોએ તેવે,
ગિરિને ઢાંકે મેઘ તેમ અર્જુનસુત ઢાંકયો એવે. ૧
એવામાં શલ્યે સારથિનું વૈર વાળવા સારૂ—
ધાર્યું ઉરમાં ઉષ્ણ થઇ, નિશ્ચે અવ એને મારૂં ! ૨
ગદા લેઇ કરમાં તેથી તે રથથી ઉતર્યો રીશે;
વાધ્યો વળતી વાર ન કરતાં થઇ આકળો અતીશે. ૩
એની સામે હે નૃપ એવે, ગદા ગ્રહણ કરિ કરમાં—
આવી ઉચર્યો ભીમ એમ, ‘હે મામા ! આગળ સરમાં !’ ૪
ગદા ધરેલો અભિમન્યુ પણ ઉચર્યો એવે આમ:
‘આવ, આવ મુજ સામે ને મુજ હાથ પ્રસાદી પામ !’ ૫
વારી રાખિ વૃકોદર તેને, અચલ અદ્રિની રીતે—
શલ્યભૂપ સામે જઇ ઊભો, ગદા ધરી વિણ ભીતે. ૬
શલ્યરાય પણ તે જ રીતથી ઊભો તેની આગે;
પ્રમત્ત દીસે બલીવર્દશા કોઇ નરમ નવ લાગે. ૭

---

૧. **અવહાર**—યુદ્ધનો વિરામ. થોડા વખતની સંધિ. ૪ સરમાં—આગળ ખશ નહિ. ૬ અદ્રિ—પર્વત. ૭ બલીવર્દશા—આખલા જેવા.

શલ્યભીમ સામા થાતાં, રણવાદ્ય વેગથી વાગ્યાં;
'સાધુ ! સાધુ !' કહિ સૈન્ય બેય, જુધ બેનું જોવા લાગ્યાં. ૮
સર્વ નૃપોમાં શલ્યવિના ભીમની ગદાનો ભારે—
વેગ સહન નવ થાય જ કોથી, ઇંદ્રસરીખો હારે ! ૯
તેમ જ શલ્યગદાપ્રહાર, વિણ ભીમ કહો કોણ સાંખે ?
જમસરખાને એક ઝપાટે જરૂર મારી નાંખે ! ૧૦
ગદાયુદ્ધ બે વીરતણું આશ્ચર્ય સરીખું એવે—
જામ્યું અતિ જાજ્વલ્યમાન, સ્તુતિ કરિ વાસવસહ દેવે. ૧૧
ફરી મંડલાકાર રહી ટેડા ધસિ સામે આવી,
પ્રહાર કરતા હોઠ પીસિને, લોહગદા ઘૂમાવી. ૧૨
ગદાપ્રહાર ગદાપર ઝીલ્યે થઇ વિદ્યુત્ ચમકારો,
થતો કાટકો એવો જ્યમ આવ્યો હોય સૌનો આરો ! ૧૩
પ્રહાર એકબિજાને કરતા, હાર કોઇ નવ પામે;
હઠ ધરિ એકબિજાથી ન હઠે, વિપળ ન કોઇ વિરામે. ૧૪
સહન કરે અન્યોન્ય સપાટા, ને વળિ સામા થાય;
શલ્યભીમનું ગદાયુદ્ધ વાણે નવ વર્ણ્યું જાય. ૧૫
બહુવારસુધી માર ગદાનો સહિ ઘાયલ બહુ થયલા,
પડ્યા પૃથ્વિમાં ઇંદ્રધ્વજશા, તે બે થાકી ગયલા. ૧૬
વિહ્વળ થયલા, પીડિત, મૂર્છિત શલ્ય ભૂપને એવે,
કૃતવર્મા નિજ રથમાં નાંખી, તર્ત લઇ ગયો તેવે. ૧૭
ભીમસેન વિહ્વળતા ત્યાગી નિમિષ માત્રમાં રાય,
ઊભો થઇ ગદા ધરિ ભાસ્યો અરિઓને દુખદાય. ૧૮
એથી સૈન્ય સહિત તમપુત્રો રણે કંપવા લાગ્યા;
પામિ પરાજય પાંડવથી ભીરૂ થઇ સર્વે ભાગ્યા. ૧૯
જય પામી પાંડવ એ ટાણે શોભી રૂડી રીતે,
સિંહનાદ, શંખાદિશબ્દ કરવા લાગ્યા બહુ પ્રીતે. ૨૦
તે સમયે અત્યંત વિદીર્ણ થતી તમ સેના ભાળી,

પરાક્રમી વૃષસેને તેને ધીરજ આપી ખાળી. ૨૧
તીક્ષ્ણબાણ છોડવા લાગિયો આગળ તે પછિ આવી;
અશ્વ, હાથિ, રથ, યોધ વીંધિ બહુ ત્રાસ દીધો વર્ત્તાવી. ૨૨
ગ્રીષ્મ વિષે સૂર્યના કિરણ નૃપ ! નિસરે જેવી રીતે,
પ્રદીપ્ત શર તેના નીસરવા લાગ્યા તેવી રીતે. ૨૩
હે નૃપ ! તેથી પીડાએલા રથિઓ ને અસવારો,—
ભળવા લાગ્યા ભૂમિવિષે, ઊઠચા દુખના પોકારો. ૨૪
નિર્ભયરીતે આપ એકલો નાશ કરી વિચરતો,—
જોઇ નૃપોએ આવી તેને વીંટી લીધો ફરતો. ૨૫
શતાનિકે સામે આવીને વીંધ્યો તર્ત જ તેને;
તવ તેનાં કાર્મુકધ્વજ કાપી કંપાવ્યો ઝટ એને. ૨૬
એ જોઇ દ્રૌપદિના પુત્રોએ કોપ કારમો કીધો;
આવી ત્યાં શરસમુદાયે ઝટ ઢાંકી તેને દીધો. ૨૭
એવે અશ્વત્થામા આદિક રથિઓએ ત્યાં આવી,
શરહેલી દ્રૌપદિપુત્રોપર હે નૃપ ! બહુ વર્ષાવી. ૨૮
તે સમયે પાંડવ, પાંચાલો, કેકય, સૃંજય શૂરા,
તેમ જ મત્સ્યો આવ્યા દોડી, કરવા અરિને પૂરા. ૨૯
જામ્યું જુધ જોવા જેવું તવ, તીખું ત્યહાં અતીશે;
ભાગ્યું દળ આપનું ભીરુ થઈ, માર સહી બહુ શીશે. ૩૦
ઉચર્યા તવ આચાર્ય દ્રોણ યોદ્ધાઓને બિરદાવી,
'ખોળો મા નિજ બર્દ બાયલા થઇ, આ રણમાં આવી. ૩૧
હે શૂરાઓ ! ઘણું થયું અવ, રણમાંથી મા ભાગો;
અચલનામ રહેવા અવનીમાં યુદ્ધ વિષે અનુરાગો.' ૩૨
એમ કહી રક્તાશ્વ દ્રોણ અતિ રક્ત થયેલા એવે,
પ્રવેશિ પાંડવદળમાં ઉલટચા ધર્મ ઉપર નૃપ તેવે. ૩૩

---

૨૧ વૃષસેને—કર્ણપુત્રે. ૨૬ શતાનિકે—સહદેવપુત્રે. ૩૨ રક્તાશ્વ—રાતા ઘોડાવાળા.

ત્રણુ બાણે તવ ધર્મે ગુરુને વીંધ્યા આગળ સરતા;
દ્રોણુ ધનુષ કાપી તેમનું ઝટ વાર્યા બહુ ભય ભરતા. ૩૪
પાંચાલોના યશવર્ધક રથરક્ષક એક કુમારે—
રોક્યા ગુરુને એ સમયે, જ્યમ તટ સમુદ્રને વારે. ૩૫
કુંવરે વારેલા કાળસમા દ્રોણુ જોઇ તે વારે,
'સાધુ! સાધુ!' પાંડવ સેનામાં ઉચર્યા સૌ ઉદ્‌ગારે. ૩૬
સિંહનાદ કરિ તે કુંવરે ગુરુને નિજ બાણે ત્યારે,
વીંધ્યા વક્ષસ્થળમાં તવ તે છેડાયા ત્યાં ભારે. ૩૭
તેથી તેને મર્દન કરિને સૈન્ય મધ્યમાં આવી,
પ્રયત્ન ધર્મ પકડવા કીધો, બાણુ વિવિધ વરસાવી. ૩૮
રોકયા દ્રોણુ રહ્યા નહિ કોના, રોષ ભરેલા ત્યાંહે;
માહરથિ મોટા મહાત કર્યા, અતિ ઉગ્ર થઈ રણમાંહે. ૩૯
વ્યાઘ્રદત્ત ને સિંહસેન આચાર્ય સમીપે આવી,
વીંધ્યા ગુરુને વાર ન કરતાં, શરની ચોટ ચલાવી. ૪૦
નેત્ર ફાડિ પ્રત્યંચા ખેંચી દ્રોણે હે નૃપ! ત્યારે,
દોડી મસ્તક એનાં પાડી, પહોંચાડયા જમદ્વારે. ૪૧
વારી મોટા વીર વાંકડા ધર્મતણા રથ પાસે—
આવ્યા અંતક પેઠ દ્રોણુ, જાણે સૌકોને ખાશે! ૪૨
એ સમયે પાંડવ સેનામાં શોર થયો અતિ ભારે;
'રાય હણાયા! રાય હણાયા! કો અહિં આવિ ઉગારે!' ૪૩
સાંભળિ તે અતિ આર્તસ્વર, ગાંડિવપાણી એ વારે,
અરિઓનો લય કરતો આવ્યો એક ઝપાટે ત્યારે. ૪૪
પાડી બહુ ભંગાણુ, ઘાણુ કાઢી અરિસેના કેરો,
રુધિર સરીતા રેલાવી લોથ્યોની કરતો લહેરો, ૪૫
સરિતા શોણિતની ઉતરી તે દ્રોણુ સૈન્યમાં સરિયો;
મૂર્છિત કીધા મહારથિ મોટા, ને ભય ભારે ભરિયો. ૪૬

૩૭ વક્ષસ્થળમાં—છાતીમાં. ૪૪ આર્તસ્વર—પીડિતસ્વર.

ક્યારે શર છોડતો જોડતો, તે કંઇ નવ સમજાતું;
છિદ્ર તેનું ન જણાતું કંઇપણ, પણ સૌ વિસ્મિત થાતું. ૪૭
હે નૃપ! કીધો અંધકાર એ રીતે શરથી એણે,
ને ઉપજાવ્યો ત્રાસ ઘણો ટંકાર કરી બહુ તેણે. ૪૮
સૂર્યતણો પણ અસ્ત થવાથી એવામાં એ વારે,
શત્રુમિત્ર કોપણ ન જણાતું, અથડાતું અંધારે. ૪૯
જોઇ એવું દુર્યોધનદ્રોણે યુદ્ધથિ નિવૃત્ત થાવા—
આજ્ઞા આપી નિજ સેનાને આપ ઉતારે જાવા. ૫૦
પાર્થે યુદ્ધથિ નિવૃત્ત થયલા ત્રાસેલા અરિ જાણી,
નિજ સેનાનો પણ અવહાર કર્યો વદિ મીઠી વાણી. ૫૧
તવ પાંડવ, પાંચાલ, સૃંજયો પ્રસન્ન થયલા ભારે,
સ્તુતિ તેની બહુ કરવા લાગ્યા, હર્ષ ભર્યે ઉદ્‍ગારે. ૫૨

વલણ.

ઉદ્‍ગારે અતિ હર્ષને, રસિક રિઝાવા કામ;
દ્રોણુપર્વ ગુજરાતિમાં, કહે છે ગણુપતરામરે. ૫૩

---

# संसप्तकवधप्रकरण.

## કડવું ૫ મું.

### अर्जुननुं संसप्तको सामे जवुं.

રાગ ધનાશ્રી.

હે નૃપ! તે બે સૈન્ય ઠર્યાં જઇ નિજ નિજને સુઉતારેજી,
અત્યંત ખેદે વ્યથિતચિત્ત ત્યાં દ્રોણ જણાયા ત્યારેજી. ૧
લજ્જાથી દુર્યોધન સામે જોઈ તે ગુણગ્રામજી—
ઉચર્યા નાંખી હાય, અરે! તેં માન્યું ન મારૂં નામજી. ૨
પહેલેથી જ કહ્યું'તું મેં, કે સમીપ અર્જુન હોશેજી,
તો તુજ ધાર્યું થશે ન હુંથી, ને હાનિ બહુ હોશેજી. ૩
જ્યાં સૂધી પાસે હોય પારથ ત્યાં સૂધી હે રાયજી!

હેવો પણ ધર્મને ગ્રહણ કરવા સમર્થ નવ થાયજી. ૪
માની મારાં વચન સત્ય આ, પાર્થ વેગળો જાયજી,
ખસે યુધિષ્ઠિર પાસેથી તે, તેવો કરો ઉપાયજી. ૫
ઉપાય તે હું બતાવું જે તું સાંભળ ભૂપતિ ભાવેજી;
કહ્યું તેમ કરવું અવ જેથી ધર્મ આવશે દાવેજી, ૬
આપણમાંનો કોઇક યોધ અર્જુનને સ્થાનક બીજેજી—
લેઇ જાય યુધ-આમંત્રણ કરિ, તો જ મનોરથ સીજેજી. ૭
જીત્યા વિણુ તેને અર્જુન નૃપ ! પાછો કદી ન ફરશેજી;
એવે યુધિષ્ઠિર ગ્રહણ કરિશ હું, તારૂં ધાર્યું સરશેજી. ૮
અર્જુન વિણુના રાય યુધિષ્ઠિર મુજને સન્મુખ દેખીજી,
નહિ ભાગે તો મેં ગ્રહ્યા જ છે, લેજે મનમાં લેખીજી. ૯
મુહૂર્તમાત્ર જ ધર્મ રહે સંગ્રામે મારી સામેજી,
તો તે વિજયથિ પણ છે રૂડું, તું મન તૃપ્તિ પામેજી. ૧૦
દ્રોણ કહ્યું સુણિ ત્રિગર્ત્ત અધિપે પૂર્વનું વૈર સંભારીજી,
ધીકી ક્રોધે અર્જુન ઊપર, વાણી આમ ઉચારીજીઃ ૧૧
રે ! તિરસ્કાર અમારો ભારે સદા કર્યો છે તેણેજી,
અમો નિરપરાધિ છતાં અમારૂં અનિષ્ટ કર્યું છે એણેજી. ૧૨
માટે એ અર્જુનનું નામ જ સાંભળતામાં અમનેજી—
અગ્નિ ઊઠે છે અતિ ઉરમાં, શું ગુરુ કહિયે તમનેજી ! ૧૩
તિરસ્કાર તેના સાંભરતાં, ક્રોધે ધીકી અમનેજી—
નિદ્રા રાતે નથી આવતી, શું બહુ કહિયે તમનેજી ! ૧૪
માટે એને અહિંથી આઘે યુધ કરવા બોલાવીજી,
ઠાર કરીશું, હૃદય ભાર ઊતરવા આંચે લાવીજી. ૧૫
એથી નૃપ ! પ્રિય થશે આપનું, ને અમ યશ વિસ્તરશેજી;
ગુરુથી ધર્મ ગ્રહાશે, ને અર્જુન અમ હાથે મરશેજી. ૧૬
બીજે દિન યુધવેળા થાતાં ત્રિગર્ત્તભૂપે આવીજી,—
ભાઇયો સહ ઉચરી ઊંચેસ્વર રણની ભૂમિ ગજાવીજી. ૧૭

"આજે પૃથ્વી કાં તો પાર્થવનિ કે ત્રિગર્ત્તવનિ થાઓજી,
સત્ય પ્રતિજ્ઞા અમારી એ છે, તે કહિ વ્યર્થ ન જાઓજી." ૧૮
એમ કહી સમ ખાઇ સત્યરથ, સત્યેષુ, સત્યવર્માજી,
તત્પર થયા અચુતરથસાથે સત્યવ્રત ને સત્યકર્માજી. ૧૯
માલવ તથા તુંડિકેર નૃપ ત્રીશ સહસ્ર રથ સાથેજી—
શપથ ખાઇ તૈયાર થયા, ભરિ વિવિધ બાણ બહુ ભાથેજી. ૨૦
માવેલ્લકો, લલિત્થ, મદ્રકો સાથે રાય સુશર્માજી,—
અચુતરથોસહ ભાઇયો સાથે ઉપડ્યો અદ્દભુતકર્માજી. ૨૧
અનેક દેશતણા બીજા પણ અચુત રથી એ વેળાજી,
શપથ ખાઇને નિસરી બાહર, ભળ્યા ત્રિગર્ત્તો ભેળાજી. ૨૨
હોમી બહુ હુતદ્રવ્ય અગ્નિમાં, વાડવ તૃપ્ત કરીનેજી,
સુવર્ણ ગાયો વસ્ત્રદાન દઇ, ઊચર્યા સર્વ ફરીનેજી. ૨૩
સર્વ સુણે ત્યમ ઊંચા સ્વરથી કરી પ્રતિજ્ઞા તેઓજી—
બોલ્યા બળ કરી શપથ ખાઇને, અર્જુન હણવા એઓજી: ૨૪
દ્વિજહત્યારા, સુરાપિનારા, ગુરુસ્ત્રી ભોગવનારાજી,
બ્રાહ્મણનું ધન હરનારા, શરણાગત પરહરનારાજી; ૨૫
ધણિનું ભૂંડું કરનારા, પરઘરમાં દવ દેનારાજી,
ગૌહત્યારા, યાચક જનનો જીવ જરુર લેનારાજી; ૨૬
બ્રાહ્મણ તથા વેદના દ્વેષી, ષંઢશું યુધ કરનારાજી,
બોલ્યું અબોલ્યું કરનારા, પાપેથિ પેટ ભરનારાજી; ૨૭
માતપિતાનો ત્યાગ કરી નાસ્તિક થઇને ફરનારાજી,
ઋતુમાં નિજ સ્ત્રીસંગ ન કરતાં શ્રાદ્ધદિને કરનારાજી; ૨૮
એવા જનની જે ગતિ થાયે તેવિ અમારી થાજોજી,
અર્જુન માર્યા વિણ ફરિયે તો, ને સુકૃત પણ જાજોજી. ૨૯
કોઇથિ ન બને એવું કર્મ કરિ જો યશ યુધમાં લઇયેજી,
નિઃસંશય તો જ અમે અહિંથી ઇચ્છિતલોકે જઇયેજી. ૩૦
એમ કહીને શૂરવીર તે સાદ પાર્થને દેતાજી,—
આવ્યા સામા ઉગ્ર થઇને, કડવાં કથનો કહેતાજી. ૩૧

જોઇ તેમને ધર્મરાજપ્રતિ અર્જુન ઉચર્યો આમજીઃ
સંસપ્તકગણુ તથા ભાઇયોસહિત મને દઇ નામજી,— ૩૨
રાય સુશર્મા બોલાવે છે, મહાસંગ્રામે આજેજી;
આજ્ઞા આપો એની સાથે યુધ કરવાને કાજેજી. ૩૩
છે વ્રત મારૂં એવું કે, કોપણુ મુજને સંગ્રામેજી—
બોલાવે, તો જવું જ ત્યાં, ખંડિતમન ન થવું નામેજી. ૩૪
માટે સાથીસહિત સુશર્માવધની આજ્ઞા દેવાજી—
યોગ્ય આપ છો, હે વડભ્રાતા ! અર્જુનનું પણુ રહેવાજી. ૩૫
સાંભળિ અર્જુનનું કહેવું કહ્યું યુધિષ્ઠિરે, હે તાતજી !
દ્રોણુપ્રતિજ્ઞા જાણે છે તું, વિચાર તે ઉર વાતજી. ૩૬
માટે તેમનું ઇચ્છિત થાય ન, તેમ કરીને વાધજી;
રે ! તું જાતાં દ્રોણુ મને નિશ્ચય અહિં કરશે બાધજી. ૩૭
સુણિ વડબાંધવનું કહેવું અર્જુન ઉચર્યો હે ભ્રાતાજી !
આ સત્યજિત્ રક્ષા કરશે તમ, ઉર ધરશો ન અશાતાજી. ૩૮
સમીપ એ હોતાં હે રાજન્ ! દ્રોણુનું ધાર્યું ન સરશેજી;
શૂરવીર એ પડતાં યોદ્ધા મળેલ પાછા ફરશેજી. ૩૯
વિચારિ તે તક હે મહારાજા ! ગુરુસન્મુખ નવ રહેશોજી;
અરિ હણિ સત્વર આવિશ હું, લાખેણી કીર્તિ લેશોજી. ૪૦
સાંભળિ અર્જુનનું કહેવું, અતિ પ્રસન્ન મનમાં થઇનેજી,
ધર્મે સ્નેહથિ ભેટી આજ્ઞા આપી આશિષ દઇનેજી. ૪૧
એથી ભૂખ્યો સિંહ જાય જ્યમ મૃગટોળાની સામેજી,
તેમ વહ્યો અર્જુન અરિ સામે, જય કરવાને કામેજી. ૪૨
તે તક સાધી દુર્યોધનની સેના થઇ બહુ રાજીજી,—
ધર્મરાજનો નિગ્રહ કરવા ગર્વ ધરીને ગાજીજી. ૪૩

વલણુ.

ગાજી બે સેના ઊપડી, પરસ્પર સામે એમ;
ગંગાસરયૂ અષાઢમાં—સામસામિ વહે તેમ રે. ૪૪

## કડવું ૬ ઠું.

### સંસપ્તકોમાં પાર્થનો તથા પાંડવોમાં દ્રોણનો ધ્રૂજારો.

#### રૂચિરાછંદની દેશી.

ચંદ્રાકૃતિનો વ્યૂહ રચી ઊભેલા સંસપ્તક સર્વે,
પાર્થ આવતો સામો દેખી ગાજી ઊઠયા બહુ ગર્વે. ૧
તવ માધવને પાર્થે કહ્યું કે, મરણ ઇચ્છતા આ એવા,
ત્રિગર્ત્તભાઇયો રોવા બદલે રાજિ થાય છે બહુ કેવા ! ૨
રાજિ થવાનું કારણ એ કે, મળશે સ્વર્ગ તરત અહિંથી;
કુત્સિતપુરુષોને જે ન મળે, દુખે કરીને પણ કહિંથી. ૩
એમ કહીને શંખ ફૂંકિયો ત્રિગર્ત્તસેના પાસ જઈ;
જેના શબ્દથી ત્રાસી સેના જડ જેવી તત્કાળ થઈ. ૪
સંજ્ઞા પામી પછી ત્રિગર્ત્તો ઉલટયા અર્જુનની સામે;
બાણવૃષ્ટિ બહુ કરવા લાગ્યા, જાવા જમરાજાધામે. ૫
ધનંજયે નિજ ધનુષ ખેંચિને તીખા શર મારી તેવે,
દાટ વાળવા માંડયો હે નૃપ ! સંસપ્તકગણમાં એવે. ૬
સુરથ, સુશર્મા, સુબાહુ, સુધનુ તથા સુધર્મા સાથ મળી,—
વર્ષાવ્યા બહુ બાણ પાર્થપર, પણ નિજ ગર્વ ગયા જ ગળી. ૭
વ્યર્થ બાણ તેમના કરી વીંધી તેઓને બાણવડે,
પાર્થે રાય સુધન્વાનું શિર રહેવા નવ દીધું જ ધડે. ૮
પડયે સુધન્વા તે પૂઠેના સૈનિક ભાગ્યા ભય પામી;
આપ્યો ત્રાસ અધિક શર છોડી પાર્થે રણરંગે જામી. ૯
ત્રિગર્ત્તભૂપે બહુ બિરદાવ્યે, આવ્યા પાછા સજ્જ થઈ,—
સંસપ્તકગણ, નારાયણ, ગોપાલ મૃત્યુભય મૂકિ દઈ. ૧૦
જામ્યું જુધ પાછું એ વેળા પૂર્વે નહિ જોયું તેવું;

---

૧૦ નારાયણ, ગોપાલ—એ નામના ગણ. જે ગણ દુર્યોધનને દ્વારકામાંથી મળ્યા હતા તે.

ઉલટયા નારાયણગણ બળિયા, થયું પછિ જોવા જેવું. ૧૧
શરસમુદાયે કૃષ્ણ સહિત અર્જુનને હે નૃપતે ! એવે,
ઢાંકી દીધા તર્ત તેમણે, તેથિ પાર્થ કોપ્યો તેવે. ૧૨
એથી ગાંડિવ તાણી તેણે દેવદત્ત ફૂંકી જોરે,
છોડયું ત્વષ્ટાઅસ્ત્ર વેગથી તર્જી તેઓને તોરે. ૧૩
માયાવી તે અસ્ત્રવડે અંજાઇ પરસ્પરને તેવે,
જાણી અર્જુનકૃષ્ણ ક્રોધિ થઇ હણવા ઝટ લાગ્યા એવે. ૧૪
આમ કર્યો સંહાર અર્જુને નારાયણગણનો ત્યાંહે,
અને મચ્યો સંસપ્તક હણવા, જોધ હતા મોટા જયાંહે. ૧૫
દ્રોણે અર્જુન ગયા પછી નૃપ, સુર્પણવ્યૂહ રચી ભારે,
પ્રયાણ કીધું ધર્મ પકડવા, શૂરસૈન્ય પાડી હારે. ૧૬
વ્યૂહ દ્રોણનો જોઈ ધર્મે, મંડલાર્ધ નિજ સૈન્યતણો—
વ્યૂહ રચી કહ્યું ધૃષ્ટદ્યુમ્નને, પ્રશંસિ તેને તત્ર ઘણો. ૧૭
હે પારાવતવર્ણ-અશ્વના અતિરથિ અરિગંજન ! આજે,
હું બ્રાહ્મણ વશ થઉં ન તેમ તું વર્ત્ત રહી રૂડે સાજે. ૧૮
ધર્મવચન સુણિ દૃઢ રહિ ઉચર્યો ધૃષ્ટદ્યુમ્ન ત્યહાં પ્રીતે,
હે રૂડાવ્રતવાળા રાજા, ચિંતા નવ ધરશો ચિત્તે. ૧૯
પ્રયત્ન કરશે દ્રોણ તથાપિ તેને વશ નહિ થાવ તમે;
અનુચરસહ રોકી રાખિશ હું, સરિ નહિ સકશે તેહ કયમે. ૨૦
કાં કે રણમાં કો રીતે પણ મને જીતવા દ્રોણ કદી,
થઈ શકે સુસમર્થ તેમ નથિ, વાણિ આ મેં સત્ય વદી. ૨૧
માટે હું જિવતાં કરવા ઉદ્વેગ તમે નથિ યોગ્ય જરી;
એમ કહી વાધ્યો ગુરુ પ્રત્યે, ધનુષ વિષે શર ઉગ્ર ધરી. ૨૨
અનિષ્ટદર્શન થાતાં તેનું, ક્ષણમાં ગુરુ પામ્યા ગ્લાનિ;
આપ પુત્ર દુર્મુખ દોડયો તવ, માઠું થવાનો ભય માની. ૨૩
આવી તેણે શર વરસાવી ધૃષ્ટદ્યુમ્ન રાખ્યો વારી;
હઠયા ન બેમાંથી એકે પણ, સહેતાં ઘા શરના કારી. ૨૪

ધર્મરાયની સેના એવે દ્રોણુ પીડવાને લાગ્યા;
શરનો માર સહ્યો ન ગયે સૈનિક બહુ ભય પામી ભાગ્યા. ૨૫
મુહૂર્ત્ત આ'વો રંગ રહ્યો પછિ બદલાઈ યુદ્ધની બાજી,
વીર વડા સાહાય્યે આવ્યે, ભીડયા ભાગેલા ગાજી. ૨૬
સંકુલયુદ્ધ હવું એ વેળા, ભેળા થયલા ભૂપ તણું;
વર્ત્તાતો વહાલો ન વૈરિ કો, હઠતા નહિ કો એક અણુ. ૨૭
હાથિ હાથિપર દેતા દોટો, ભાથી ભાથીની સામે;
અશ્વો અશ્વો ઉપર ઉછળતા, શમતા શૂર નહીં નામે. ૨૮
ઘાણુ વળ્યો રથિ પાળાનો, હાથી અશ્વોનો ત્યાં ભારે;
ચૂર્ણ થયા રથ પારવના, વર્ત્યો મહાત્રાસ જ એ વારે. ૨૯
માંસરુધિર-ગારાવાળી થઇ પૃથ્વી હે નૃપતે ! ત્યારે;
રથ હાથી અશ્વો સૂના ભમતા ભય પામીને ભારે. ૩૦
ઘોરયુદ્ધ એ રીત ચાલતું હતું છતાં દ્રોણે એવે,
અરિયોને આંજી નાંખી ગતિ કરી યુધિષ્ઠિરપર તેવે. ૩૧
એથિ ધર્મના સૈન્યમાંહિ ભયશબ્દ હવો હે નૃપ ! ભારે;
સત્યજીત તવ આવ્યો સત્વર રાજા ધર્મતણી વા'રે. ૩૨
કર્યું પરાક્રમ તેણે અદ્ભુત વર્ષાવી અતિતીક્ષ્ણ શરો;
સારથિહયસહ વીંધ્યા ગુરુને, માન્યું દ્રોણે વીર ખરો ! ૩૩
આવ્યો વૃક નિજ ભ્રાત સહાયે ઉગ્ર થઈને આપ ઘણો;
જેણે છાતી વીંધિ દ્રોણુની તાપ આપિ અતિ આપતણો. ૩૪
તવ દ્રોણે અતિ ક્રોધ કરી કાર્મુક તેનું કાપી એવે,
વીંધી સારથિ અશ્વો તેના, વીંધ્યો તેને પણ તેવે. ૩૫
પડતાં તે પાંચાલ્ય વીર ધરિ ધનુષ ધીંગુ અતિ ક્રોધ કરી,
સત્યજીત સાંધી શર ઉલટચો, ભ્રાતવૈર મનમાંહિ સ્મરી. ૩૬
તેણે સારથિ ધ્વજ અશ્વોસહ વીંધ્યા ગુરુને બહુ ગરજી;
તાપ આપવા લાગ્યો તે અતિ તીક્ષ્ણ ઊચરીને તરજી. ૩૭
સત્યજીતનું કૃત્ય દ્રોણુથી તે સમયે ન ગયું સાંખ્યું,

તેથિ અર્ધચંદ્રાકૃતિ બાણે શિર તેનું છેદી નાંખ્યું. ૩૮
પાંચાલોમાં મુખ્ય મહારથિ તે પડતાં અતિ ત્રાસ ધરી,
સર્યા યુધિષ્ઠિર દોડાવી રથ, પાછું નવ જોતાં જ જરી. ૩૯
તેવે પાંચાલો, મત્સ્યો, કેકય, કારુષ, કોશલ, ચેદિ—
ધાયા ધર્મનું રક્ષણ કરવા, મોટું કૌરવદળ ભેદી. ૪૦
પણ તૃણવત્ તેઓને લેખી, તેમાંથી કોને ન ગણ્યો;
મત્સ્યઅનુજ મહાવીર શતાનિક દ્રોણે જોતાંમાં જ હણ્યો. ૪૧
ક્ષત્રદેવ, વસુદાન, ક્ષેમને પણ પાડ્યા દ્રોણે ત્યારે;
દ્રોણપરાક્રમ એવું હે નૃપ ! જોયું નહોતું મેં ક્યારે. ૪૨
શિખંડિ, સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન ને શૂર ઉત્તમૌજા આદિ,
તૃપ્ત થઇ ગયા અને તર્ફડ્યા, ચાખિ ગુરુકેરી પ્રસાદિ ! ૪૩
વાળી મહાસંહાર દ્રોણગુરુ ધાયા ધર્મતણી સામે;
દોડ્યો તવ પાંચાલ્ય એક, જે મોકલિયો જમને ધામે. ૪૪
પડતાં ત્યાં તે રાજપુત્ર કંપ્યા સર્વે ભારે ત્રાસે;
ઉચર્યા નાંખી હાય વીર, 'આ દ્રોણ હવે નૃપને સા'શે !' ૪૫

વલણ.

સહાશે દ્રોણ નૃપ ધર્મને, જો હે કર્ણ સુજાણ !
હર્ષથિ દુર્યોધન તદા, ઉચર્યો એવી વાણરે. ૪૬

---

## કડવું ૭ મું.

### भगदत्तना हाथीए वर्त्तावेलो त्रास तथा संसप्तकवध.

રાગ ચાલતો.

દ્રોણત્રાસથી પાંડવસેના ભાગેલી નૌકારીતે—
ચલાયમાન થતી દેખી દુર્યોધન બહુ હરખ્યો ચિત્તે. ૧

---

૪૧ મત્સ્યઅનુજ—મત્સ્યદેશના વિરાટ રાજાનો ન્હાનો ભાઈ. ૪૫ સા'શે—પકડશે.

હસતો હોયે તેમ રાજિ થઇ તે ઉચર્યો નૃપ ! એ ટાણે,
સહાય વિનાનો દેખ, કર્ણ ! આ ભીમ આજ આવ્યો સાંણે. ૨
અભિમાની એ ભીમ દ્રોણમય સર્વ લોક આજે જોશે;
જીવિત રાજ્યથિ નિરાશ થઇને લમણે કર દઈને રોશે ! ૩
દુર્યોધનનાં વચન સાંભળી, કર્ણ ઉચ્ચર્યો એ વારે,
હે રાજા ! સ્વપ્ને પણ એવું આપ ધારશો નવ કયારે. ૪
મરતા સૂધી એ મહાબાહુ રણનો રંગ નહીં છોડે;
નહિ સાંખે આપણી ગર્જના, ઉચરો મા મોટે કોડે ! ૫
તેમ જ અસ્ત્રવિશારદ પાંડવ, વીર્યવાન અતિ રોષ ભર્યા,
નહિ ભાગે રણમાંથી કદિયે, કાયર જેને છે જ કર્યાં. ૬
અગ્નિ દ્યૂત વનવાસ સ્મરણ કરતા એવા તે વીર વડા,
નહિ ત્યાગે સંગ્રામ, અરે ! પણ રણમાં રહેશે આપ અડ્યા. ૭
વિફરેલો મહાક્રોધિ વૃકોદર મહાતેજવી યમ જેવો,
કરશે મહાઉત્પાત અરે ! કદિ દીઠો નહિ હોયે તેવો. ૮
રે ! ધાયો તે ગુરુ પ્રત્યે, તે જુઓ રાય કરિ દૃષ્ટિ જરી;
સાત્યકિ ત્યમ બીજા પણ ઉપડ્યા, ધનુષ વિષે શર ઉગ્ર ધરી. ૯
આપણિ રક્ષારહિત દ્રોણને, રે ! તેઓ ઉલટી રણમાં,
તીડ કરે નિર્વાણ દીપને તેમ જ તે કરશે ક્ષણમાં. ૧૦
રે ! આ સમયે આવિ પડ્યો છે ભાર દ્રોણશિરપર ભારી;
વાર કર્યે નહિ સાર નિસરે, કહું છું તે લેજો ધારી. ૧૧
માટે ચાલો ગુરુ છે ત્યાં ઝટ રક્ષણ તેઓનું કરવા;
જુઓ ઊપડ્યા શૂરવીર તે, દ્રોણપ્રાણ નિશ્ચય હરવા. ૧૨
સાંભળિ કર્ણતણું કહેવું, નૃપ દુર્યોધન ભાઇયો સાથે—

૨ સાંણે—બાકામાં. કોઠીમાંથી દાણા કાઢવાનું જે બાકું હોય છે તેને સાણું કહે છે. કોઠીમાં દાણા ખાતો ઊંદર સાંણામાં આવતો સપડાય છે, તેમ આપણા સૈન્યનો વિનાશ કરતો ભીમ આજ દાવમાં આવ્યો છે, એવી દુર્યોધનની વક્રોક્તિ અહીં સમજવી.

વાહ્યો વાર ન કરતાં સત્વર, ધીંગુ ધનુષ ધરી હાથે. ૧૩
માત્ર દ્રોણુ હણુતા પાંડવનો એ સમયે હે નૃપ ! ભારે—
શબ્દ થતો'તો જે આવ્યા'તા પાછા ઉલટીને ત્યારે. ૧૪
મેઘે ઢાંકેલા સૂર્યરિતે તેઓએ નૃપ ! તે વારે—
ઢાંકેલા ગુરુ જોઈ અમને ભય ઉપજ્યું મનમાં ભારે. ૧૫
એવામાં રજ બહુ ઊડેથી આપ સૈન્ય ઢંકાઇ જવે,
માન્યું અમે દીઠું ન કંઈ તવ, દ્રોણુ હણુાયા આજ હવે ! ૧૬
ક્રૂરકર્મ કરવા જ ઇચ્છતા મહાધનુર્ધર તે ધીરો—
જોઈને દુર્યોધન ઉચર્યો, વકારિ આપતણા વીરો: ૧૭
જોઈ રહ્યા છો શું હે ભૂપો ! ધીરજ ઉરમાંહે ધારો;
વખાણુ વિશ્વ વિષે થાવા પાંડવની સેનાને વારો. ૧૮
એમ કહેતાં શૂરવીર રણુધીર ધનુષ ખેંચી ધાયા;
મચ્યા મહારથિ આવેલાશું, મૂકી જીવ્યાની માયા. ૧૯
દ્વંદ્વયુદ્ધ તેમનું મચ્યું તવ અતિ આશ્ચર્યસમું ભારે;
હઠયા ન વીરો એક એકથી, તૂટેલા લડવા ત્યારે. ૨૦
હસ્તીસૈન્ય લઈ ઉપડ્યો દુર્યોધન ભીમતણી સામે;
તવ તે ઉપડ્યો ક્રોધ કરી, પણુ કંપ્યો નહિ મનમાં નામે. ૨૧
છિન્નભિન્ન કરિ હસ્તિસૈન્યને વૃકોદરે એણી વારે—
કર્યું રઝળતું રાઢ પાડતું, મોટાં બાણુ તણે મારે. ૨૨
તેમ જ તર્જી દુર્યોધનને વીંધ્યો બાણુવડે જ્યારે,
ક્ષોભ આપવા ભીમસેનને અંગભૂપ આવ્યો ત્યારે. ૨૩
હસ્તિ ઉપર બેસિને આવતો દેખી તેને તોર ભર્યો,
ભીમે શરથી પાડી હસ્તી ભૂભેગો ભૂપાલ કર્યો. ૨૪
અંગરાજ પડતે ઝાંખું થઇ આપ સૈન્ય ભાગ્યું જ્યારે,
નિજ હસ્તીપર બેસીને ભગદત્ત ભૂપ આવ્યો ત્યારે. ૨૫
ઐરાવતના વંશતણો સુપ્રતીક હસ્તિ ગિરિવર જેવો,
ઉલટચો ભીમ ઉપર તે હે નૃપ ! પૂર્વે નહિ જોયો તેવો. ૨૬

વાંકી વાળી સૂંઢ બે પગે થકવી ભીમ ત્યહાં જેણે,
ગતિ કરિ અશ્વસહિત રથ તેનો પળમાં ચૂર્ણ કર્યો તેણે. ૨૭
સરડારીતે ભીમ સરી તવ તેના પેટતળે જઇને,
કાયર તેને કરવા લાગ્યો ઉગ્ર માર નખનો દઇને. ૨૮
તવ તે અચ્યુતહસ્તિબળ હાથી, જેને કોપણ નવ જીતે,
ભીમ શોધતો ફરવા લાગ્યો કુલાલચક્ર તણી રીતે. ૨૯
ભીમસેન પછિ આવી બાહેર ઊભો ઝટ એના સામે;
ગ્રહી સૂંઢથી તેને તે તવ, ક્રૂર બન્યો બહુ તે ઠામે. ૩૦
ડોકે વીંટો દેઇ સૂંઢનો બે ગોઠણથી પાડિ અને
ભીમ મારવા ઉલળ્યો હાથી, સાથી કંપ્યા બહુ જ મને. ૩૧
અવળો ફરિ સૂંઢથિ નિસરી તવ કરિપગવચ્ચે તે ભાગ્યો;
ત્યાં રહિ નિજ પક્ષનો હસ્તિ આવવા વાટ જોવા લાગ્યો. ૩૨
વળ્યું ન તેમાં તેથી તે ઝટ હસ્તિ પાસથી તરત સર્યો;
જોઇ ભાગતો જોરાવરને, સેનાએ ધિક્કાર કર્યો. ૩૩
હે નૃપ, તે કરિથી ત્રાસેલી પાંડવસેના પણ ત્યારે—
ભાગી ભીમસેનની પૂઠે, ભય વર્ત્યો એવો ભારે. ૩૪
ભીમ હણાયો એમ માનિ તવ ધર્મરાજ અતિ ધ્રાંશ ભર્યા,—
પાંચાલ્યોસહ પ્રાગ્જ્યોતિષ્પતિ પ્રત્યે ક્રોધ કરી વિફર્યા. ૩૫
વારિ રાખવા તેને તે પછિ બહુ શર વરસા'વા લાગ્યા;
સર્યું ન તેથી પણ મેગળનો માર જોઇ ત્યાંથી ભાગ્યા. ૩૬
એવે દશાર્ણભૂપ તર્ત મદઝરતા હસ્તીપર બેસી,
પ્રાગ્જ્યોતિષ્પતિ સામે આવ્યો, મોટા દળમાંહે પેસી. ૩૭
એ સમયે દ્રુમસહિત પક્ષવાળા બે પર્વતનું જેવું—
થાય ભયંકર યુદ્ધ તેમ તે બે હસ્તીનું થયું તેવું. ૩૮
જેમાં ભગદત્તના હસ્તિયે દર્પ શત્રુનો નવ સાંખ્યો;

---

૨૮ સરડારીતે—કાંકીડાની પેઠે. ૨૯ કુલાલચક્ર—કુંભારનું ચાક.
૩૮ પક્ષવાળા—પાંખોવાળા.

હદિ પાછો ફરિ દર્શાણકરિનો પાર્શ્વ ભાગ ભેદી નાંખ્યો. ૩૯
તે કરિ ઢગલો થઇ ઢળતાં ભગદત્તે પણ અરિને એવે,
હણ્યો સાત ભાલાથી હે નૃપ, ત્રાસ ઘણો વર્ત્યો તેવે. ૪૦
એવે ધર્મે વીંધી એને, મોટા રથસૈન્યે કરિને,—
ચોપાસેથી ઘેર્યો તેને, ઉત્તમ આયુધ કર ધરિને. ૪૧
થયું તે તકે જોવા જેવું, સુપ્રતિક દળ દેખી બહેકયો;
સાત્યકિનો રથ સાહિ સૂંઢમાં ઊછાળી આઘે ફેંકયો. ૪૨
કૂદિ સાત્યકિ રથમાંથી તવ ભાગ્યો ભય પામી ભારે;
પાડયું બહુ ભંગાણ હાથિયે, રથિયોપર ઉલટી ત્યારે. ૪૩
રથમંડળમાંથી સરિ બાહેર કેર ઘણો કીધો તેણે;
અલબેલા અસવાર પદાતિ પૃથ્વીમાં પીસ્યા એણે. ૪૪
ત્રાસેલા તેનાથો રાજા એક તે છતાં એ ટાણે,
મનમાંહે માનવા લાગિયા, હશે હજારો એ જાણે ! ૪૫
એ હસ્તીપર બેઠેલો ભગદત્ત ભૂપ નૃપ એ વારે,
પાંડવપક્ષતણાને હણુતો હતો ત્રાસ આપી ભારે. ૪૬
તે જોઈને ભીમસેન ક્રોધાયમાન થયલો ભારે,
આવ્યો પાછો નૃપ ભગદત્તનિ સામે હે નૃપતે ! ત્યારે. ૪૭
સામો તે આવતો દેખિ ભગદત્તહસ્તિયે એ વારે,
કરી સૂંઢનો ફૂંફાડો જળ કાઢયું જોર કરી ભારે. ૪૮
એથી ભડકી અશ્વ ભીમના ભીમસહિત રથ લઇ ભાગ્યા;
હસ્તિ વારવા તવ મહારથિયો બીજા બહુ આવી લાગ્યા. ૪૯
રુચિપર્વાએ આવી સામે બાણતણો વર્ષાદ કર્યો;
ભગદત્તે શર મારી તેને જમશરણે અવિવાદ કર્યો. ૫૦
ચેકિતાન, અભિમન્યુ, યુયુત્સુ, ધૃષ્ટકેતુ રણવીર તથા
દ્રૌપદિપુત્રો શર વરસાવી હસ્તિ વારવા બહુ જ મથ્યા; ૫૧
પણ નવ યત્ન સર્યો કોનો મહાકેર કર્યો હે નૃપ તેણે;

૩૯ પાર્શ્વભાગ—બાજુનો, કૂખનો ભાગ.

પાડયું બહુ ભંગાણુ ત્રાસ દઇ ઘૂમી ચારેગમ એણે. ૫૨
કોલાહલ પાંડવસેનામાં થતો હતો બહુ તે ટાણે,
સીંચાણુાની ઝપટમાંહિ જયમ હોય કાગ આવ્યા જાણે! ૫૩
સુણિ નિજ સેનાઆર્ત્તસ્વર ત્યમ હસ્તીશબ્દ થતો જાણી,
સંસપ્તક હણુતો અર્જુન હરિ પ્રત્યે આમ વદ્યો વાણીઃ— ૫૪
હે મધુસૂદન! નિજ હસ્તીપર બેસી નૃપ ભગદત્ત ખરે,
આપણું સૈન્ય વિદારણુ કરતો હોય એમ ભાસેછ અરે! ૫૫
સંગ્રામે ઇંદ્રથી અધિક છે નૃપ ભગદત્ત મહાશૂરો;
હસ્તીપર બેસી યુદ્ધ કરવા પ્રવીણુ તેમ જ છે પૂરો. ૫૬
એના હસ્તી સમો કો હસ્તી નથિ આ પૃથ્વીની માંહે;
શસ્ત્ર અસ્ત્રને ન ગણે એવો તે છે આ અવની માંહે. ૫૭
અગ્નિઆંચ સહેનારો તે છે ઐરાવતના વંશતણો;
માત્ર એકલો તે જ વાળશે પાંડવસેનાઘાણુ ઘણો. ૫૮
માટે ખેડો રથ ત્યાં માધવ, માની મારૂં વેણુ ખરૂં;
કે જેથી ભગદત્ત માનિને ઇંદ્રતણો મેમાન કરૂં! ૫૯
વાળ્યો રથ વનમાળીએ ભગદત્તભણી જાવા એવે;
અચુત મહારથિ ત્રિગર્ત્તના ત્યાં આવ્યા ઉલટીને તેવે. ૬૦
તેમ જ પૂર્વે વાસુદેવગણુ જેહ હતા તે પણુ ત્યારે,—
ચાર હજાર મળ્યા આવીને, ભય દેનારા બહુ ભારે. ૬૧
તે સર્વેએ આવી પાછળ પોકારી પાંડુસુતને,—
ઘેરી લીધો ગર્વ દાખિને નિજ સાથે કરવા યુધને. ૬૨
એથી અર્જુન મનમાં ચોળો પેઠો ચિત્ત ચઢયું દોળે;
નિશ્ચય કીધો સંસપ્તકને પ્રથમ ઘાલવા જમ ખોળે! ૬૩
તેથી તે પાછો વળિને સંસપ્તકગણુ સામે જ ફર્યો,
અરિ-મહારથિયોએ તવ તેપર બાણુ તણો વર્ષાદ કર્યો. ૬૪
એથી અતિ છેડાઈ પાર્થે મૂકીને બ્રહ્માસ્ત્ર તદા,
કર્યો મહાસંહાર શત્રુનો, શમવા રણુ માંહે જ સદા. ૬૫

સંસપ્તકગણુને સંહારી ઉચર્યો અર્જુન એહ સમે,
પ્રાગ્જ્યોતિષનૃપ પ્રત્યે રથ આ, હાંકો હે ગોવિંદ તમે. ૬૬

વલણ.

તમે અમારા છો પ્રભો, રક્ષણુના કરનાર;
તો અમને અરિઓથિ કદિ, છે નહિ કશું થનારરે. ૬૭

---

## કડવું ૮ મું.

### भगदत्त तथा नीलनो वध अने बीजा दिवसनो अवहार.

હરિગીતની દેશી.

ભગદત્તની સામે જવાને ઇચ્છતા અર્જુનતણા—
મનવેગિ અશ્વો માધવે મૂકયા, ન જેમાં કંઇ મણા. ૧
તેવે સુશર્મા યુદ્ધ કરવા ભ્રાતસહ આવ્યો ફરી;
પાર્થે કહ્યુ શ્રીકૃષ્ણુને, કરવું હવે શું કહો હરી ? ! ૨
રે ! એક પાસે આ સુશર્મા ભ્રાતસહ પાછળ થકી,—
સંગ્રામમાટે સાદ દે છે, રોકવા અહિંયાં નકી. ૩
તેમ જ અરે ! મુજ સૈન્યને ભગદત્ત બીજી પાસથી—
પીડે છ તેથી તે બની છે બહાવરી બહુ ત્રાસથી. ૪
માટે શું કરવું તે કહો, રૂડું દિસે હરિ તે કરો;
દાખી સુહિતનો માર્ગ, ચિંતા ભક્તની ભગવન્ ! હરો. ૫
સુણિ પાર્થ કહેલું કેશવે રથ નૃપ સુશર્માની ભણી—
હાંકયો તરત, ચિંતા ચુરણુ કરવા જ આપ સખાતણી. ૬
તવ તે જ ટાણે અર્જુને શર સાતથી તેને તહીં—
વીંધી અને ધ્વજધનુષ ક્ષુર બે બાણુથી કાપ્યાં સહી. ૭
તેમ જ તરત છો બાણુથી હય સારથી સાથે વળી,
યમલોક તેના ભ્રાતને નૃપ મોકલ્યો પાસે પળી. ૮

પછિ આળ કરતા નૃપ સુશર્માને ઘણા બાણે કરી,—
સંમોહ ઉપજાવી વળ્યો પાછો તરત તે નરહરી. ૯
જ્યમ અગ્નિ બાળે ઘાસ ત્યમ કૌરવતણી સેના કરી,
ભગદત્ત સામે ગરુડવેગે તે ધસ્યો કાર્મુક ધરી. ૧૦
ભરતોતણું કલ્યાણ કરનારૂં જ કાર્મુક તે હતું;
ત્યમ શત્રુઓને અશ્રુનું જ વધારનારૂં એ હતું. ૧૧
પણ દ્યૂતના રમનાર તમ પુત્રોનિમિત્તે તે ખરે,
ક્ષય ક્ષત્રિનો કરનારૂં આ ટાણે થયું શું કહું અરે ! ૧૨
અર્જુનતણો અતિ ત્રાસ કૌરવસૈન્યમાં વર્ત્યો યદા,
નિજ હસ્તિસહ ભગદત્ત આવ્યો તેહના સામે તદા. ૧૩
હસ્તીઉપર રહિ બાણનો વર્ષાદ ભગદત્તે કર્યો;
પણ યત્ન તેનો પાર્થના શર છૂટવાથી નવ સર્યો. ૧૪
તવ હસ્તિ નિજનો તેહણે પ્રેર્યો ત્વરાથી તે ઘડી,
જે પાર્થ સામે ઊપડ્યો, ગતિ શીઘ્ર કરિ મૂકી હડી. ૧૫
તે કાળ સરખો આવતો ક્રોધેલ પાકો ભાળિને,
હરિએ તરત રથ તેનિ જમણી પાસ લીધો વાળિને. ૧૬
એથી મળ્યો ઝટ લાગ હસ્તી સહિત નૃપને મારવા,
પણ તેમ ન કર્યું અર્જુને સ્મરિ ધર્મ અરિ સંહારવા. ૧૭
એ સમય કરિએ કેર બહુ ત્યાં કર્યો ગજ રથ હય હણી;
તે જોઈ અર્જુનઅંતરે નૃપ, જ્વાળ ઉઠી અતિઘણી. ૧૮
તેથી તરત રથ આપનો હંકાવિ અર્જુન એ સમે,
ભગદત્તની સામે થયો, નૃપ સાંભળો કહું તે તમે. ૧૯
ભગદત્તપાસે કૃષ્ણઅર્જુન આવતાં સર્વે જને,—
જમદાઢમાં આવ્યા જ એવું માન્યું નિજ કેરે મને. ૨૦
અર્જુન અને ભગદત્તનું શરયુદ્ધ જામ્યું એ સમે;

---

૧૭ ધર્મ—યુદ્ધ કરવાનો ધર્મ. પૂઠેથી કે બાજૂએથી ન દેખે એમ ઘા ન કરવો, છલ કરી હણવું નહિ ઇત્યાદિ સત્યયુદ્ધનો નિયમ છે.

પાડ્યો ભુંડો ભગદત્ત પાર્થે, પણ ન રંચ હઠ્યો કયમે. ૨૧
તવ ચઉદ ભાલા પાર્થપર તેણે પછી મૂક્યા બળે;
કડકા કર્યા અક્કેકના બે તેહના પાર્થે કળે. ૨૨
પછિ બાણ મોટા મારિને ભેદ્યું કવચ હસ્તી તણું;
વિખરાઇ પડ્યું તે પૃથિવપર, કરિ કષ્ટ તવ પામ્યો ઘણું. ૨૩
બાણે કરી અત્યંત પીડિત, રુધિરધારાયુક્ત તે—
ભાસ્યો ગિરિવર હોય નહિ શું ઝરણ ઝરતાયુક્ત એ! ૨૪
મચ્યું યુદ્ધ મોટું એ પછી ભગદત્તને અર્જુનતણું.
ગાંજ્યા ન કોકોના ગયા, હઠિયા ન એકેપણ અણુ. ૨૫
'તું જોઇલે આ લોકને' કહિ અર્જુને શર છોડિને—
ભગદત્ત વીંધ્યો, ભૂપ! કાપી ધનુષ ભાથા તોડિને. ૨૬
કરિ ક્રોધ અંકુશ વૈષ્ણવાસ્ત્રે મંત્રિ ભગદત્તે તહીં,
નાંખી ત્વરાથી પાર્થની છાતી ઉપર હણવા સહી. ૨૭
તવ આવતી તે કૃષ્ણ ભગવાને તરત ઊભા થઈ—
ઝીલી લિધી નિજ છાતિપર, જે વૈજયંતિ થઈ ગઈ! ૨૮
એથી થઇ મનમંદ અર્જુન ઉચ્ચર્યો, શું કર્યું હરી?!
તોડી પ્રતિજ્ઞા ઘાવ કયમ છાતી ઉપર લીધો ધરી! ૨૯
કારણ કહ્યું અવિનાશિયે, એ અસ્ત્ર હું વિણ કો થકી,—
નવ સહન કરવા યોગ્ય હતું, તું માનજે મનમાં નકી. ૩૦
વિસ્તારિ કારણ કહિ કહ્યું પછિ, મારતું અરિને હવે;
સુસવાટ કરતા બાણ છોડ્યા અર્જુને તવ થઇ સવે. ૩૧
નારાચશર હસ્તિના કુંભસ્થળવિષે તાકી ખરૂં—
છોડ્યું, તડાકે તેહ સત્વર જેહ સરિયું સૂંસરૂં ૩૨
હસ્તિને ભગદત્તે તદા ત્યાં પ્રેરણા બહુ બહુ કરી,
પણ દરિદ્રનરની નાર પેઠે માન્યું નહિ તેણે જરી. ૩૩

---

૨૮ વૈજયંતી—ભગવાનને ધારણ કરવાની વિજય માળા. ૨૯ પ્રતિજ્ઞા—અશ્વ હાંકવા સિવાય કશું નહિ કરૂં એની કરેલી પ્રતિજ્ઞા.

પછિ હસ્તિ તે સ્થિર થઇ જઈ પૃથિવમાં દંત અડાડિને,
ઝટ મૃત્યુને વશ થઇ ગયો, ત્યાં ચીશ કારિ પાડિને. ૩૪
તવ પાર્થને કહ્યું કેશવે, આ પલિત નૃપ મહાવીર છે;
નેત્રે લળ્યાં છે પોપચાં, તો પણ અહો રણધીર છે ! ૩૫
નેત્રો ઉઘાડાં રાખવા પાટો ધર્યો છે પોપચે;
મારી તું તેને વીર, આ સંગ્રામમાં અહિં આપજે ! ૩૬
સુણિ મર્મ માધવ વાક્યનો શરથી સપાટે અર્જુને—
પટ નેત્રપરનું કાપ્યું ઝટ, સમજી જઈ સત્વર મને. ૩૭
પાટો કપાયે પોપચાંથી નેત્ર રૂંધાવા થકી,
ભગદત્ત આ અવની તમોમય માનવા લાગ્યો નકી. ૩૮
તવ અર્ધચંદ્રાકૃતિ સુબાણે અર્જુને તે ભૂપનું—
ભેદ્યું હૃદય ભય આપિને, મહાકષ્ટ કેરા કૂપનું, ૩૯
પંચત્વ પામ્યો હૃદય ભેદાથિ પ્રાગ્જ્યોતિષ્પતિ;
અર્જુનપરાક્રમ જોઇ કૌરવ કાંપવા લાગ્યા અતિ, ૪૦
ભગદત્ત હણિ ફરતાં જ અર્જુન આગળે હે ભૂપતી !
આવ્યા વૃષક ને અચલ ધનુષ ચઢાવિ ક્રોધ કરી અતિ. ૪૧
તે સુબલપુત્રો સાથ જામ્યું જુધ બહુ અર્જુન તણું;
જયમ ઇંદ્રને હણવા તડે બલવૃત્ર તેમ થયું ઘણું. ૪૨
પણ પાંચસેં ગાંધારને ઘાલિને યમના દ્વારમાં,
બે ભ્રાત હણિયા એક બાણે અર્જુને ઝટ વારમાં. ૪૩
મામા પ્રબળ બંને હણાયા જોઇ પુત્રો આપના—
નેત્રોથિ જળ વર્ષાવતા'તા, ભોગ થઇ સંતાપના. ૪૪
માયાવિ શકુનિએ તદા શ્રીકૃષ્ણ અર્જુનને સહી,
અતિ મોહ દેવા આપની વિસ્તારિ માયાને તહીં. ૪૫

---

૩૫ પલિત—પળિયાં વાળો, વૃદ્ધ, પ્રેતજેવો, એ પ્રમાણે બે અર્થ થાય છે, માટે એ શબ્દ શ્લિષ્ટ છે. ૩૮ તમોમય—અંધારારૂપ. ૪૦ પંચત્વ—મૃત્યુ. ૪૨ બલવૃત્ર—બલ અને વૃત્ર નામના દૈત્ય. ૪૫ સહી—નક્કી.

પણ આપની માયાવડે સંહારિ તે માયા બધી,
અતિ ત્રાસ દેતો પાર્થ શકુનીપાસ ઝટ આવ્યો વધી. ૪૬
તેથી શરે વીંધાયલો તે ભાગિયો ભય બહુ ધરી;
એ સમય કૌરવસૈન્યપર શરહેલિ પાર્થે બહુ કરી. ૪૭
તવ પહાડને જ્યમ પ્રાપ્ત થઇ ગંગા વહે બે ભાગ થઇ,
ત્યમ આપ સેના દ્રોણુ ને દુર્યોધનની પાછળ ગઇ. ૪૮
ભંગાણુ ભારે પાડિયું પાર્થે બહુ પરાક્રમ કરી;
સ્થિર આપ યોદ્ધા નવ રહ્યા, થરથરી સર્વ ગયા સરી. ૪૯
તવ 'દ્રોણુને ઝાલો હવે' પાંચાલ્યયોદ્ધા ઉચ્ચર્યા;
'મા એમ હો' કહિ આપ પુત્રો દ્રોણુની આડે ફર્યા. ૫૦
એ સમય કૌરવપાંડવોનું દ્રોણુ માટે નરપતી!
મચ્યું યુદ્ધરૂપ જ દ્યૂત, રે! હાની થઈ એમાં અતિ. ૫૧
પાંચાલ્યયોદ્ધા પીડવાને દ્રોણુ બહુ ધસતા હતા,
પણ ધૃષ્ટદ્યુમ્ન ખડો થતાં આચાર્ય ઝટ ખસતા હતા! ૫૨
એ સમય કૌરવસૈન્યને નૃપ નીલ બહુ હણુતો હતો,
દાવાગ્નિસરખો તાપ તેનો સહન નવ કોથી થતો. ૫૩
તવ દ્રૌણિએ તેને કહ્યું, તું આળ આ મૂકી દઈ,
કર યુદ્ધ મારી સાથ, ને લે લા'વ જમપુરમાં જઈ! ૫૪
સુણિ વ્યંગવાણી તાણિને શર નીલ ભૂપે તેહને—
વીંધ્યો ન કરતાં વાર, દેવા આંચ સત્વર એહને. ૫૫
તવ દ્રૌણિએ ત્રણ ભલ્લ બાણે નીલ નૃપનાં ભૂપતી!
ધ્વજ ધનુષ તેમ જ છત્ર છેદ્યાં, આકળો થઇને અતિ. ૫૬
એથી કરીને ક્રોધ બહુ કરવાલ મોટું કર ધરી,
રથમાંથિ કૂદી નીલ નૃપ ધાયો ત્વરા મોટી કરી. ૫૭
પણ આવતાંમાં તેહને ભલ્લાતકી બાણે કરી—
પો'ચાડિયો પરલોકમાં ગુરુઆત્મજે ધીરજ ધરી. ૫૮

---

૫૪ દ્રૌણિએ—અશ્વત્થામાએ. ૫૭ કરવાલ—ખડ્ગ. ૫૮ ગુરુઆ-

એથી વૃકોદર આપ સેનાના થતા પ્રતિઘાતને—
નવ સહન થાવાથી ધસ્યો, કરવા મહાઉત્પાતને. ૫૯
શર સાઠ તેણે દ્રોણપર, દશ કર્ણઊપર નાંખિયાં;
પ્રતિસ્પર્દ્ધિઓએ હે જનેશ્વર ! જે જરા નવ સાંખિયાં. ૬૦
તેથી પછી અન્યોન્યનું અતિ ઘોરયુદ્ધ થયું તહીં,
વર્ણન હું તેનું શું કરૂં, શોણિતની સરિતા વહી ! ૬૧
દ્રોણે ધુંજારો ચલાવવામાં બાકી નવ રાખ્યું કંઈ;
ફરિ આવિ પાર્થે પ્રલય મોટો તવ કર્યો છેડઇ જઈ. ૬૨
ત્યાં વીર, કરુણા, ભયાનક ને રૌદ્ર એ રસ ચારનું—
દર્શન હવું પ્રત્યક્ષ ત્યમ સમજાયું રૂપ સંહારનું ! ૬૩
દેખી દિવાકર શૂરના સંહારને કંપી જઈ,
ઝાંખો પડી પેઠો જ અસ્તાચલ વિષે આકુળ થઈ ! ૬૪

વલણ.

થઈ થકિત તવ સૈન્ય બે, નિજ નિજને વિશ્રામ—
ગયાં રુધિરથી વ્યાપ્ત તે, કહે દ્વિજ ગણપતરામરે. ૬૫

---

## अभिमन्युवधप्रकरण.

### કડવું ૯ મું.

### चक्रव्यूहमां प्रवेशवा अभिमन्युनी प्रतिज्ञा.

ચોપાયાની દેશી.

શત્રુ તણી સરસાઇ દેખિને સળગેલો મન માંહે,—
સવારમાં આવ્યો દુર્યોધન દ્રોણ હતા નૃપ ! ત્યાંહે. ૧
ત્યાં તે સર્વે યોદ્ધ સુણે ત્યમ ઉચર્યો ગુરુની આગે,
હે દ્વિજસત્તમ, આપયુદ્ધ અહિં મુજને વિચિત્ર લાગે ! ૨

---

ત્મજે—ગુરુપુત્રે, અશ્વત્થામાએ. ૬૦ પ્રતિસ્પર્દ્ધિઓએ—સામાવાળાઓએ.

અમો તમારા વધ્યપક્ષમાં જરૂર અત્ર જણાયા;
સહાય કરો છો દેખીતી પણ પાંડવના જ ગણાયા ! ૩
જો કદિ એમ ન હોય અરે ! તો સમીપ પ્રાપ્ત થયેલા,
જતા કર્યા કયમ રાય યુધિષ્ઠિર, લાગે આવિ ગયેલા ?! ૪
કરી પ્રતિજ્ઞા ધર્મગ્રહણની અમને રાજી કરવા,
પણ પ્રત્યક્ષ જ જોવાયું કે, જરૂર દીધા સરવા ! ૫
આપ દૃષ્ટિએ પડેલ અરિને, દેવ સહિત સંગ્રામે,—
પાંડવ રક્ષણ કરિ ન શકે કદિ, પણ પહોંચે જમધામે. ૬
માટે પૂર્વે પ્રસન્ન થઇને, દેઇ મને વરદાન,
પછિથી મિથ્યા કેમ કર્યું તે ? હે મોટા મતિમાન ! ૭
ઘટતું નથિ ગુણવાન આપને, કરવું એમ કદાપી;
આશાભંગ ન કરે ભક્તને, મહાત્મા આશા આપી. ૮
સુણિને દુર્યોધનનું કહેવું મનમાં ઓછું આણી,
ધીરવીર આચાર્ય તે તકે, ઉચર્યા આવી વાણીઃ— ૯
હે દુર્યોધન, તુજ પ્રિય કરવા ઇચ્છાવાળા મુજને—
નથિ ઓળખવાયોગ્ય અરે ! તું, બહુ શું કહું અહિં તુજને ? ૧૦
રે ! હું તો શું, પણ સુર અસુરો યક્ષ અને ગંધર્વ,
તથા રાક્ષસો સર્પ સહિત એવા લોકો મળિ ખર્વ, ૧૧
એ સર્વે પણ હે નૃપ, પાર્થે રક્ષેલાને કયારે—
થઈ શકે ન સમર્થ જીતવા, શું અહિં કહું અત્યારે ? ૧૨
જ્યાં હરિ વિરાજમાન અને અર્જુન સેનાપતિ હોયે,
ત્યાં સમર્થ મહાદેવ વિના કશું કરી શકે નહિ કોયે. ૧૩
તોપણ આજે અતિરથિ રણમાં પાડિશ હું અહિં એવો,
શૂરવીર અતિશ્રેષ્ઠ જાણજે, બીજા અર્જુન જેવો. ૧૪
સત્ય પ્રતિજ્ઞા આ મારી નૃપ, મિથ્યા કદિ નવ થાશે;
વ્યૂહ રચિશ એવો દેવોથી પણ નવ જે ભેદાશે. ૧૫
પણ અર્જુનને દૂર લઇ જશો, તો જ મનોરથ ફળશે;

નહિ તો કોટિ પ્રયત્ન કર્યે પણ, અરે કાંઇ નહિ વળશે ! ૧૬
કાં કે એણે અસાધ્ય તેમ જ નહિ જાણેલું એવું,
સંગ્રામે કંઇપણ છે નહિ નૃપ, બહુ શું અહિંયાં કહેવું ? ૧૭
એવાં દ્રોણવચન સાંભળિને દક્ષિણ દિશમાં જઇને,
ઉગરેલા સંસપ્તકગણ ફરિ ગાજ્યા ગર્વી થઇને. ૧૮
તેથી જવું ત્યાં પડ્યું પાર્થને, દ્રોણે હે નૃપ ત્યારે,
ચક્રવ્યૂહ રચિયો એવો જે, નવ ભેદાયે કયારે. ૧૯
એમાં ઇંદ્રનિ અપાય ઉપમા એવા નૃપ મહાભારે—
રાખ્યા'તા ઊભા તે સ્થળમાં, જે નવ કહિયે હારે. ૨૦
સૂર્યસમા તેજસ્વી તેમાં સર્વે રાજકુમારો—
ઊભા'તા આરાસ્થાને, જે ચલવે અદ્ભુત મારો. ૨૧
જેમાં દૃઢ ધન્વી સ્પર્દ્ધિત બહુ, ને જયઇચ્છાવાળા,
અચુત પુત્ર આપના હતા રત, ધરવાને જયમાળા. ૨૨
હે રાજન્ ! છે શ્વેત છત્ર જેના શિર ઊપર એવો,
દુઃશાસન કૃપ કર્ણ આદિથી વેષ્ટિત વાસવ જેવો, ૨૩
ચામરવ્યજન થતો દુર્યોધન સૈન્ય મધ્યમાં એવે,
શોભિ રહ્યો'તો સૂર્યપેર, તન પ્રફુલ્લ થઇને તેવે. ૨૪
સેનામુખમાં સેનાનાયક દ્રોણ તથા ધીકેલો,
અચલ મેરુશો હતો જયદ્રથ ભીમથિ બહુ વીતેલો. ૨૫
તેની પડખે અશ્વત્થામા ને તમ પુત્રો ત્રીશ—
ઊભા'તા આયુધ ધરિ કર થઇ નિડર જ હે અવનીશ ! ૨૬
શકુનિ, શલ્ય ને ભૂરિશ્રવા સૈંધવની બીજી પાસે—
ઊભા'તા તત્પર થઇને ત્યાં, જય મેળવવા આશે. ૨૭
એ રીતેથી વ્યૂહ રચીને ઉભા રહ્યા પછિ ત્યારે,

---

૨૨ દૃઢ ધન્વી—અચલ ધનુર્ધારી. સ્પર્દ્ધિત—હરીફાઈ કરનારા. રત—આતુર, નિમગ્ન. ૨૫ ભીમથી બહુ વીતેલો—ભીમથી ઘણું સહેવું પડેલું એવો જયદ્રથ. લઘુભારત ભાગ ૨ જો કડવું ૫૦ મું જોવું.

મૃત્યુભય તજી બેય પક્ષનું યુદ્ધ પ્રવર્ત્યું ભારે. ૨૮
ભીમસેન આદિક પાંડવ ત્યમ દ્રુપદ વિરાટ નરેશ,
સાત્યકિ ધૃષ્ટદ્યુમ્ન પરાક્રમિ, કુંતિભોજ બહુ બેશ. ૨૯
ચેકિતાન ને ધૃષ્ટકેતુ ત્યમ યુધામન્યુ મહાવીર,
દ્રૌપદિપુત્રો તથા ઘટોત્કચ નરનાં ઉતારણ નીર, ૩૦
તેમ જ સૃંજય કેકય આદિક નિજગણ સહ તત્કાળ,
દ્રોણવ્યૂહ સામે ધાયા, ધરિ ઉગ્રશસ્ત્ર ભૂપાળ ! ૩૧
પણ મોટો જળઓઘ અદ્રિને ભેદી ન શકે જેમ,
દ્રોણવ્યૂહને હે નૃપ તે સહુ ભેદી ન શક્યા તેમ. ૩૨
ઉલ્લંઘી ન શકયા જ વ્યૂહને, પણ ગુરુના બહુ બાણે—
વિહ્વળ સર્વ થયા ગર્વ ત્યજી, ટેક મૂકિ તે ટાણે. ૩૩
પીડાએલા દ્રોણબાણથી સૃંજય ને પાંચાલ,
સ્થિર રહેવા ન સમર્થ થયા, ગુરુ આગે હે મહીપાલ ! ૩૪
એવે ક્રોધયુક્ત કાળશા ધસતા મહાધનુધારી—
દ્રોણ આવતા દેખી સન્મુખ ધર્મ મહાભય ધારી, ૩૫
ધારી આશા અભિમન્યુપર દ્રોણ વારવા કેરી,
ભાર મૂકિ તે ઊપર ઉચર્યા મહાશોચે મન ઘેરીઃ ૩૬
હે ધનુધારી વીર વત્સ ! અર્જુન આવીને જેમ,
નિંદે નહિ આપણને અહિંયાં, તું કર સત્વર તેમ. ૩૭
ચક્રવ્યૂહ ભેદવા વિષે અહિં અમો છિયે અજ્ઞાત;
અર્જુન, હરિ, પ્રદ્યુમ્ન અને તું છો તેમાં નિષ્ણાત. ૩૮
તમો ચાર વિણ નથી પાંચમો તેને ભેદે તેવો,
માટે હે મહાવીર ! હવે છે તુજથી મારગ લેવો. ૩૯
સૈન્ય, પિતૃઓ, માતુલ એથી હે અભિમન્યો ! આજે—
માગે છે વરતારી પાસે, જય મેળવવા કાજે. ૪૦
માટે સત્વર અસ્ત્ર ગ્રહણ કરિ ફળવા સૌની આશ,

---

૩૨ અદ્રિને—પર્વતને. ૩૮ નિષ્ણાત—પ્રવીણ. ૪૦ માતુલ—મામા.

દ્રોણસૈન્યનો શૂરવીર તું સત્વર કર અહિં નાશ. ૪૧
ધર્મવચન સુણિ તે ઉચર્યો તવ, હે નૃપ ! ધારો ધીર;
ચક્રવ્યૂહ ભેદી તેમાં હું જઇશ જ હે કુરુવીર ! ૪૨
મુજ તાતે આ રીત રચેલો વ્યૂહ ભેદવા માટે—
શિખવ્યું છે મુજને, હું તેથી વર્ત્તિશ તેવે ઘાટે. ૪૩
પણ તે માંહિ પ્રવેશ કર્યા પછિ કોઇક આપદ્ આવે,
નીસરવાનું તેહ વિષેથી મુજને નૃપ ! નહિ ફાવે. ૪૪
વચન સાંભળી એવાં તેનાં ઉચર્યા ધર્મ સુપ્રીતે,
તાત ! અશાત ન રાખિશ તેની, મનમાં કોપણ રીતે. ૪૫
વ્યૂહ ભેદિ તું કરિશ માર્ગ કે, આવી તારી વાંસે,
રક્ષા તારી કરિશું સારી, શત્રુ પડશે સાંસે. ૪૬
ભીમ ઉચ્ચર્યો કે, હે ભ્રાતા ! ભય મા ધરતો ચિત્તે;
મહારથિયો સહ તુજ પૂઠે હું આવિશ ઉરની પ્રીતે. ૪૭
સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન, પ્રભદ્રક, કેકય ને પાંચાલ,
એ સૌ સાથે આવી હું અરિઓનો આણિશ કાળ. ૪૮
સાંભળી કાકાઓનું કહેવું, ઉચર્યો તે રણવીર,
આજ હું રણમાં દાખિશ મારૂં ખરેખરૂં અહિંનીર ! ૪૯
દ્રોણસૈન્ય અતિઉગ્ર વિષે હું આણી ઉર આવેશ,
પતંગ દિપક માંહિ પ્રવેશે તેમ જ કરિશ પ્રવેશ ! ૫૦
હું બાળક એકલો રણ વિષે કરિશ કર્મ અહિં એવું,
પિતા તથા માતુલ હરખે ઉર, જગમાં જોવા જેવું ! ૫૧
મુજ સામે આવી સંગ્રામે કોઇ પુરુષ અહિં આજે,
જીવતો પાછો જાય અરે ! તો જનની મારી લાજે ! ૫૨
જો કદિ એમ કરૂં ન કદી તો, અર્જુનપુત્ર ન ગણજો,
તેમ સુભદ્રાજાયો આ તેના મળ જેવો ભણજો ! ૫૩
એક રથે કરિ સમગ્ર ક્ષત્રીમંડળ આઠ પ્રકારે—
જૂદું ન કરૂં જુદ્ધ વિષે તો શસ્ત્ર ન ધરવું મારે ! ૫૪

વચન સાંભળી વીરપુત્રનાં ઉચર્યા ધર્મ સુપ્રીતે,
હે સૌભદ્ર ! સુભદ્ર તારૂં હો, રણમાં રૂડી રીતે ! ૫૫
તું ઉત્સાહ ધરે છ દ્રોણનું સૈન્ય ભેદવા સારૂ,
તથા કરે છે ભાષણ આ'વું, સૌને લાગે સારૂં; ૫૬
તેથી તુજ બળ વૃદ્ધિ પામજો, એ છે આશિષ મારી;
વિજય વડો વર્ત્તાવિ વીર, તું કીર્તિ વધાર સુ તારી. ૫૭

વલણ.

તારી કીર્તિ કવિગણો, ગાજો યુગપર્યંત;
ગણપતિ યશ તારા ભણે, ત્યમ કરજે યશવંતરે. ૫૮

---

## કડવું ૧૦ મું.

### अभिमन्युनो चक्रव्यूहमां प्रवेश अने पराक्रम.

રાગ રામગ્રી.

પામિ ધર્મનિ આજ્ઞા તેવેજી, અભિમન્યુ વાધ્યો રણ એવેજી;
ચક્રવ્યૂહમાં જાવાને તેણેજી, આજ્ઞા આપિ સારથિને એણેજી. ૧

ઢાળ.

એણે જવાને દ્રોણદળમાં આપિ આજ્ઞા જે સમે,
લઘુવેષ તેને લેખિ સારથિ ઉચ્ચર્યો ત્યાં તે સમે. ૨
સુકુમાર આયુષ્મન્ અહો ! પાંડવોએ આજે ખરે,
અતિ ભાર હે સુઉદાર, તમશિર નાંખિયો છે આ અરે ! ૩
માટે તમે ક્ષણમાત્ર બુદ્ધિથિ કરિ વિચાર હૃદે વિષે,
પછિ યુદ્ધ કરવા યોગ્ય છો, એવું અરે મુજને દિસે. ૪
કાં કે કુશળ બહુ યુદ્ધમાં છે દ્રોણ ભાર્ગવશા તથા
શ્રમ અસ્ત્ર શીખ્યામાં સહ્યો છે એમણે બહુ સર્વથા. ૫

---

૪ ભાર્ગવશા—પરશુરામ સરખા.

છો આપ મુખમાં ઊછરેલા લાડવાયા હું લહું;
નથિ તેમના સરખા વિશારદ યુદ્ધમાં બહુ શું કહું ? । ૬
સુણિ સારથિનું કહેવું હસિને ઉચ્ચર્યો રણવીર તે,
હે સારથે ! આ દ્રોણ છે કૉણમાત્ર અહિંયાં હું છતે ! ૭
ત્યમ સર્વ ક્ષત્રિયવર્ગ પણ છે કોણમાત્ર અહીં ખરે !
હું ઇંદ્ર ને મહાદેવને પૂરો પડું ત્યમ છે ખરે ! ! ૮
છે આમ તો ધર હામ, ને જો કામ મારૂં સારથી,
અરિસૈન્ય મુજ સોળમિ કળાને યોગ્ય આ અહિંયાં નથી. ૯
રે ! વિષ્ણુ માતુલ વિશ્વજિત્ ત્યમ પાર્થ સરખા તાતથી—
ભય પ્રાસ મુજને થાય નહિ સંગ્રામમાં કો વાતથી; ૧૦
માટે તું મનમાં ભય ન ધરતાં દ્રોણસૈન્ય ભણી હવે,
રથ ખેડ સત્વર ત્યાગિ સંશય, શોચ છાંડી થઇ સવે. ૧૧
એવાં વચન તેનાં સુણી સૂતે ધરી ઉર ખેદને,
ગુરુસૈન્ય પ્રત્યે હાંકિયા હય પામિ બહુ નિર્વેદને. ૧૨
શુભ સ્વર્ણસાજ સજેલ હય ત્રણ વર્ષના તે એ સમે,
ગુરુ દ્રોણ પ્રત્યે ઊપડચા, નવ હાથ ઊંચો જે ખમે. ૧૩
તે દેખિ સર્વે કૌરવો દ્રોણાદિ તે સામે થયા;
સજિ શસ્ત્ર અસ્ત્રો પાંડવો તે વીરની પૂઠે ગયા. ૧૪
જ્યમ સિંહ કેરો બાલ થાયે પ્રાસ હસ્તીવૃંદને,
ત્યમ શૂરવીર સુધીર તે ધરિ યુદ્ધના જ સુછંદને, ૧૫
ઝટ પ્રાસ દ્રોણાદિક મહારથિને થયો વેગે કરી;
તવ વ્યૂહરક્ષક યોધ ધસિયા શસ્ત્ર ઊઘાડાં કરી. ૧૬
એવે મુહૂર્તે સમુદ્રગંગાના વમળ પેઠે તહીં,
તે સૈન્ય ફરવા લાગ્યું, હું તમને કહું શું તે અહીં ? । ૧૭
હણતા પરસ્પર, યુદ્ધ કરતા શૂરવીર તણો તદા,
સંગ્રામ દારુણ પ્રવર્ત્યો, જોયો નહીં એવો કદા, ૧૮

૬ વિશારદ—પ્રવીણ. ૧૨ સૂતે—સારથીએ. નિર્વેદ—ઉદ્વેગ.

અતિ ઉગ્ર તે સંગ્રામમાં ત્યાં દ્રોણુ જોતાં એ સમે,
અભિમન્યુ ભેદી વ્યૂહ પેઠો તે વિષે જોયું અમે. ૧૯
પછિ પ્રવિષ્ટ થયલા શત્રુના સમુદાય હણુતા વીરને—
ઘેરી લિધો હય હસ્તિ રથ સૈનિકગણે ધરિ ધીરને. ૨૦
આયુધ ઉચાં કરિ, ભેરિશબ્દ અપાર કરિ કરિ ગર્જના,
પોકારિ મોટેથી 'ઉભો રહે ! રહે ઉભો !' કરિ તર્જના, ૨૧
'જા મા અગાડી, રહે ઉભો, તું આવ સામો !' બોલતા—
ધાયા ધુરંધર ધીર યોધ અપાર મદમાં ડોલતા. ૨૨
તે આવતા અતિ ઉગ્ર અરિઓને ન કરતાં વાર તે,
અતિ ઉગ્ર બાણોથી જ કરવા લાગિયો સંહાર તે. ૨૩
જ્યમ તીડ પામી અગ્નિને થઇ જાય નાશ જ જે રીતે,
ત્યમ પામિ તેને યોધ નાશ થતા હતા ઝટ તે રીતે. ૨૪
તવ વેદિ માંહે દર્ભ હે નૃપ, પાથરે ત્યમ તેમનાં—
અવયવ શરીર સુશોભતાં જોવા સરીખાં જેમનાં, ૨૫
અભિમન્યુએ પાથરિ દિધાં રણુભૂમિમાં વેગે વધી;
અતિ તાપ તેનો લાગવે અરિયોધ નવ શકિયા વધી. ૨૬
કરિસૂંઢ સરખા હસ્ત ચર્ચિત ચંદનેથી શોભતા,
શુભ કમળદળશી હથેળિથી લલનાતણું મન લોભતા, ૨૭
ઘોચર્મના મોજા ધરેલા, વિવિધ આયુધ યુક્તના,
આભરણુ બાજૂબંધ પોંચી આદિથી સંયુક્તના, ૨૮
એવા હજારો હસ્ત આપનિ પક્ષના રણુવીરના,
ત્યાં કાપિ નાંખ્યા તેહણે, રહિ રેશ કોને ધીરના. ૨૯
તે રુધિરયુક્ત સુબાહુઓથી ભૂમિ રણુની ભૂપતી !
ગરુડે હણેલા નાગથી શોભે સુ તેવી શોભતી. ૩૦
નાસિકા મુખને કેશ સુંદર જે વિષે છે તેહવાં,
વ્રણુરહિત નાળ વિના કમળશાં પ્રેમ ઉપજે એહવાં, ૩૧

૩૧. વ્રણુ—ક્ષત, ચાઠું, ઘા.

કુંડળ મુકુટ ને ટોપથી શોભી રહેલાં જે ઘણાં,
ઉત્તમ સુગંધેયુક્ત વાન વિલોકિ રહિયે તે તણાં, ૩૨
શશિસૂર્ય સરખી કાંતિનાં, ક્રોધે ડશેલા હોઠનાં,
ઝરતા રુધિરવાળાં, કહે નહિ કોઈ છે એ ઠોઠનાં, ૩૩
મિત્રોશું પ્રિય વદનાર એવાં મુખથિ શોભિત શિરવડે,
અભિમન્યુએ રણભૂમિ પૂર્ણ ભરી દિધી ન રહી ધડે. ૩૪
રથ ચૂર્ણ કરતો તે હજારો ભેલ પાડી વિણ ભિતે,—
ફરતો હતો ચારે દિશામાં કાળ ચક્રતણી રિતે. ૩૫
અતિતીક્ષ્ણ શર વરસાવિ તે ગજ હય ઘણા હણતો હતો;
સામા થતા મહાશૂરને તૃણતુલ્ય તે ગણતો હતો. ૩૬
અતિ રૌદ્રરસ રેલાવિયો તેણે સમય થોડા વિષે;
ભાશ્યો ભયાનક સ્પષ્ટ તેના પરાક્રમથી દશ દિશે. ૩૭
એથી તમારા પુત્રનાં મુખ શુષ્ક તત્ર થઈ ગયાં,
પરિસ્વેદ પ્રસર્યો અંગમાં રોમાંચ હે રાજા થયાં. ૩૮
નેત્રો થયાં બહેબાકળાં, ઉત્સાહ જીત્યાનો ટળ્યો;
મન થયાં સૌનાં ભાગવાનાં, ગર્વ અંતરનો ગળ્યો. ૩૯
સંગ્રામમાંહિ હણાયલા સુત, પિતૃઓ ત્યમ ભ્રાતને,
સંબંધિ, સ્નેહી, મિત્ર તેમ જ આપના જામાતને,— ૪૦
મૂકી રઝળતા સર્વ જીવ ઉગારવા નિજનો ખરે,
હય હાથિ વાહન મારિ મૂકી ભાગિયા રણથિ અરે ! ૪૧
નિજ સૈન્ય ભાગ્યું જોઈ ક્રોધ અપાર કરિને તે સમે,
ધાયો ન કરતાં વાર દુર્યોધન નહીં રહેતાં ક્રમે. ૪૨
તે જોઇને દ્રોણે કહ્યું અભિમન્યુ આપણ દેખતાં,
વીંધેછ લક્ષ્યે લીધને, છે વીર પાકો પેખતાં. ૪૩
માટે ત્વરાથિ દોડી રક્ષણ રાયનું સત્વર કરો;

૪૦ જામાત—જામાતા, જમાઈ. ૪૩ દ્રોણે કહ્યું—દ્રોણે યોદ્ધાઓને કહ્યું.

વીરો વિજય થાવા અહીં સૌભદ્રને વેગે વરો. ૪૪
સુણિ દ્રોણ કહેવું આમ, ધારી આમ યોદ્ધા ઊપડ્યા;
કૃપ, દ્રોણ, દ્રૌણી, કર્ણ આદિક પણ તદા આવી ચઢ્યા. ૪૫
સૌએ મળી કરિ આમટી શરવૃષ્ટિ ઉર અનુરાગથી,
ઊગારિયો તમ પુત્રને અભિમન્યુરૂપી આગથી. ૪૬
મુખમાંથિ ગ્રાસ પડાવિ લે ત્યમ તેહને મૂકાવતાં,
સૌભદ્ર છેડાયો ઘણો, અરિ લક્ષ્યથી ચૂકાવતાં. ૪૭
તેથી મહાશરઓઘથી તેણે મહારથિ તે સહુ,
હયસારથીસહ વિમુખ કરિને ગર્જના કીધી બહુ. ૪૮
સુણિ સિંહ સરખી ગર્જના તે વીરની ગર્વે ભરી,
દ્રોણાદિ રથિયો એ ન સહેતાં ક્રોધ તે ઊપર કરી, ૪૯
સમુદાય રથનાથિ તરત મહાશૂરને ઘેરી લઈ,
છોડ્યા હજારો બાણ તેપર લક્ષ્યમાં એને લઈ, ૫૦
શર આવતા અદ્ધરથિ કાપી આપ પૌત્રે ભૂપતી !
શરથી વીંધ્યા ત્યાં તેમને આશ્ચર્ય એ દીઠું અતી. ૫૧
ઉદધિને રોકે જેમ તટ તે રીત તેણે એકલે,
નૃપ ! આપ સૈન્યસમુદ્ર રોકયો, કોણ બળ તેનું કળે ? ! ૫૨
પાછા ન હઠતાં રહિ અડ્યા પ્રત્યેક મહારથિયે તહીં,
મૂકી વિવિધ શર વીંધિયો અભિમન્યુને રણની મહીં. ૫૩
તેથી ન પડતાં શાંત, ઝળક્યો તે ઘણો હે ભૂપતી !
હુતદ્રવ્ય અગ્નિ પામિને દેદીપ્ય જયમ થાયે અતિ. ૫૪
આવ્યો અગાડી અશ્મકેશ્વર ' રહે ઉભો ' એને કહી;
પહોંચાડિયો પરલોક સારથિહયસહિત તેને તહીં. ૫૫
શર તીવ્ર છોડ્યો તેહણે પછિ કર્ણપર ક્રોધી થઈ,
તે કવચ કાયા ભેદિ તેનાં પૃથ્વિમાં પેઠો જઈ. ૫૬
વળિ કુંડભેદી, દીર્ઘલોચન ત્યમ સુષેણ સુવીરને—

૪૪ વરો—પકડો, અભિમન્યુને જ મારવાની ઇચ્છા કરો એ ભાવ.

ત્રણ બાણુથિ તત્કાળ પાડયા તેહણે હરિ હીરને. ૫૭
નૃપ શલ્યને પણ એ સમય પાસે ઉભેલો જોઇને,
શરથી વિંધી મૂર્છિત કર્યો, સર્વાંગ ઘાયલ હોઇને. ૫૮
તેથી તમારૂં સૈન્ય સિંહથી જ્યમ મૃગો ત્રાસી જઇ—
ભાગે થઇ ભયભીત ત્યમ ભાગ્યું ઘણું આકુળ થઇ. ૫૯

વલણ.

થઇ પ્રશંસા તે સમે, અભિમન્યુની અપાર;
જનની તારી ધન્ય છે, એવા થયા ઉચ્ચારરે. ૬૦

---

## કડવું ૧૧ મું.

### પાંડવોનો જયદ્રથે કરેલો અવરોધ.

રાગ સિંધુ.

સમરમાં શલ્યને વીંધિ અભિમન્યુએ પીડિયો જોઇને અનુજ તેનો,
ક્રોધ કરિ કારમો બાણુ વર્ષાવતો આવિયો પ્રાણુ હરવા જ એનો. ૧
દશ શરે તેહણે અશ્વસારથિસહિત વીંધિ અભિમન્યુને ત્રાડ પાડી,—
'રે ! અલ્પા રહે ઉભો, રહે ઉભો ભાગમા, નાશમા આળ કરિને અનાડી!' ૨
આમ સુણતાં જ અભિમન્યુએ તેહનું શિર તથા અવયવો બાણુ મારી—
છેદિ નાંખ્યાં તરત સારથિહય સહિત, ધનુષ ધીંગુંય કરિ ક્રોધકારી. ૩
ચૂર્ણુ રથ પૂર્ણુ રીતે કર્યો તૂર્ણુ નૃપ, રક્ષકો ચક્રના કાપિ નાંખી;
કામ અદ્દભુત કર્યું ત્રાસ છૂટે જ ત્યમ, તોય તેને શકયા કો ન ઝાંખી. ૪
નામ નીશાન નિજ ભાખતા વીર બહુ દાખતા ગર્વ ધાયા બરાડી;
વીંધિ વ્યાકુળ કર્યા તેહ પ્રત્યેકને, આવતા અટકિયા એ અગાડી. ૫
વિવિધ સુવિચિત્ર લઘુઅસ્ત્રકેરી ક્રિયા મૃદુપણે મૂળમાં આદરીને,
ઉગ્ર વળતી થયો ગ્રીષ્મરવિરીત તે, ઉગ્ર શર ધનુષ માંહે ધરીને. ૬
અગ્નિના ચક્રરીતે ફરી વીર તે દ્રોણુ, કૃપ, દ્રૌણિ, શલ્યાદિ સામે—

બાણુ બહુ છોડતો આપ આગળ વધ્યો, કારમું યુદ્ધ કરવા જ કામે. ૭
કામ આવી ગયા રાજકુંવરો ઘણા, વીર મોટા પડ્યા પૃથ્વિ માંહી;
કામ એવું કર્યું એકલે એહણે, કૌરવો ઉચ્ચર્યા 'ત્રાહિ! ત્રાહિ!!' ૮
પેખિ વિક્રમ મહાવીરનું દ્રોણુ ગુરુ આપ સુત સાંભળે તે જ રીતે—
ઉચ્ચર્યા સાદ પાડિ કૃપાચાર્યને, હર્ષ ભરિ આંખથી પૂર્ણ પ્રીતેઃ— ૯
પાંડવો માંહિ પ્રખ્યાત સૌભદ્ર આ, ઊગતી મૂછનો વીર એવો,
સર્વ સંબંધિયો તેમ મધ્યસ્થને આપિ આનંદ વિચરેછ કેવો! ૧૦
છે નહીં ધનુર્ધર એહ જેવો અહીં પૂર્ણ તેજસ્વી સંગ્રામમાંહી,
જો કદી એહ ઇચ્છે અરે! તો કરે આપણું સૈન્ય નિર્મૂળ આંહી! ૧૧
પણ અહો! કેમ તે એમ નથિ ઇચ્છતો, મોટું આશ્ચર્ય કૃપ! આંહિ એ છે
માનુંછું આપણા સૈન્યવનનો અરે! દવ ખરે ઊગતો તરુણ તે છે! ૧૨
સાંભળિ ગુરુ કહ્યું ક્રોધથી ઊકળી ગર્વ દાખી ઘણો તે જ ટાણે,
આપ સુત ઉચ્ચર્યો આપ યોદ્ધા પ્રતિ, દ્રોણુ ગુરુ રાય! જે રીત જાણે. ૧૩
આજ આચાર્ય આ પાર્થસુત મૂઢને મારવા ઇચ્છતા નથિ જ આંહી;
એમ નવ હોય તો કાળને પણ પુરા તે પડે સદ્ય સંગ્રામ માંહી. ૧૪
પુત્ર પેઠે જ પ્રિય હોય છે શિષ્ય ત્યમ શિષ્યનો પુત્ર અભિમન્યુ જાણી-
દ્રોણુ રક્ષેછ, તેથી જ ઘૂમેછ તે, ગર્વ અંતર વિષે બહુ જ આણી. ૧૫
તેથી તેને હણો, જોઇ અવ નવ રહો, સિંહટોળા વિષે શશક એ છે;
દર્પ તેનો સહો કેમ નરવ્યાઘ્ર સહુ, તુચ્છ તમ આગળે અત્ર તે છે. ૧૬
સાંભળી આમ તમ પુત્ર કહેવું તદા, ક્રોધ કરિ પાર્થસુત મારવાને,
ધીર મહાવીર ધાયા સજી શસ્ત્રને, અર્થ નિજ રાયનો સારવાને. ૧૭
બાત કહ્યું સાંભળી ત્યાંહિ દુઃશાસને, આમ કહ્યું આપવા હર્ષ એનેઃ—
પાંડવો તેમ પાંચાલ જોતે છતે, પ્રાણુથી મુક્ત હું કરિશ તેને. ૧૮
સુત સુભદ્રાતણો મેં હણ્યો સાંભળી પાર્થ ને કૃષ્ણુ બે પ્રાણુ તજશે;
મરણુ સુણિ તેમનું પાંડવો શબ થશે, ત્યાં પછી શસ્ત્ર કહો કોણુ સજશે? ૧૯

---

૮ કામ આવી ગયા—માર્યા ગયા. ૯ વિક્રમ—શૌર્ય. આપસુત—તમારો પુત્ર, દુર્યોધન. ૧૩ આપયોદ્ધા—પોતાના યોદ્ધા. ૧૬. શશક—સસલો.

એક અભિમન્યુ પડવાથિ અરિ આપના સર્વ ભૂમાં શમ્યા જાણિ લેજો;
માટે હું સદ્ય હણુંછું હવે એહને,ભદ્ર મમ ચિંતવો,જઉંછું જોજો ! ૨૦
એમ કહિ સિંહશી ગર્જના બહુ કરી બાણ વર્ષાવતો ક્રોધ કરિને,—
દોડિયો આપ અભિમન્યુ સામે તહીં,ગર્વ અતિશય જ ઉરમાંહિ ધરિને.
આવતો દેખિ અભિમાનિને ઉગ્ર થઇ,તર્ત અભિમન્યુએ છવીશ બાણે—
વીંધિયો વાર કરતાં ન હે નૃપમણી!પ્રાણ તે ધરિ રહ્યો ત્યાં પરાણે. ૨૨
રથવિષે રહિ ફરી વામદક્ષિણ દિશે, મંડળાકાર વિચરી સુરીતે,
યુદ્ધ તે બેઉ કરતા હતા એવું ત્યાં,પેખતો પુરંદર પણ સુપ્રીતે ! ૨૩
એ સમે તર્જિ અભિમન્યુએ ત્યાં કહ્યું આપના પુત્રને આંચ આપી,
આજ કૃતકર્મનું ફળ તને આ સ્થળે સદ્ય આપીશ હે પૂર્ણપાપી ! ૨૪
ધર્મને પરુષ વાક્યે કરી પીડિને અધર્મ કીધો હતો તેં જ ભારી;
ભીમના ઉર વિષે આગ્ય સળગાવિ'તી તેં અરે મર્મનાં બાણ મારી! ૨૫
મારિ માતા સતી દ્રૌપદીને અરે ! બહુ જ રંજાડિ'તી તેં સભામાં,
આજ એ સર્વનું લેખું હું લઇશ,હે માનિ ! અધિરો હવે અત્ર થા માં ! ૨૬
જોઉંછું હું તને આજ સંગ્રામમાં, પ્રાપ્ત મુજને થયેલો જ તું આ;
એથિ હું ધન્ય માનુંછું મુજને અહીં,થઇશ કૃતકૃત્ય આજે જ હું આ.૨૭
દેખતાં સર્વ આ સૈન્ય બાણે કરી કરિશ શિક્ષા તને આજ જ્યારે,
દ્રૌપદીભીમના કોપઋણથી જ હું મુક્ત પણ થઇશ હે નીચ! ત્યારે. ૨૮
જો કદી ભાગિ નહિ જાય સંગ્રામથી, તો ન ઉગરીશ તું હુ કનેથી;
કાળ તારો જ અભિમન્યુને માનિ! તું માનિ લેજે જ તારે મનેથી.૨૯
એમ કહિ કાળની ચોટશો બાણ ત્યાં પ્રાણ હરવા જ તેનો ઝપાટે,—
અગ્નિવાયૂસમો વાવર્યો નરપતે! જે સર્યો ધનુષમાંથી સપાટે. ૩૦
હાંસડી ભેદિ તમ પુત્રની તે તરત, રાફમાં સર્પ જે રીત પેસે,
પૂંખસહ તેમ પેસી ગયો પૃથ્વિમાં,થઈ ગયો આપસુત વિકળ વેશે.૩૧
કર્ણ પર્યંત વળિ ધનુષ ખેંચી અને બાણ પચ્ચીશ છોડી ત્વરાથી,
વીંધિ મૂર્છિત કર્યો આપસુત એહણે,સારથી સગભગ્યો ભૂપ આથી. ૩૨

૨૫ પરુષ—કઠોર, ખૂંચે એવાં દુર્વાક્ય. ૩૧ હાંસડી—છાતી ઉપરની હાંસડી.

તેથિ તે તેહને હાંકિ રથ સદ્ય નૃપ,લઇ ગયો દૂર રણભોમમાંથી;
જોઇ જય પુત્રના પુત્રનો ઇંદ્ર પણ'વાહ!'એવું વદ્યો વ્યોમમાંથી ! ૩૩
પાંડવોપક્ષના સર્વ રાજા ત્યહાં એ સમે હર્ષમાં બહુ જ આવી,
સિંહનાદે કરી ગર્જના ગરવિ અતિ,ભૂમિ રણ કેરિ મૂકી ગજાવી. ૩૪
આવિ ઊમંગમાં રંગ ધરિ રણતણો પાંડવો પક્ષના ધીરવીરો,
દ્રોણના સૈન્ય સામે ધસ્યા વેગથી,મારતા તીવ્ર અગણીત તીરો. ૩૫
કર્ણ આવ્યો તદા કોપ કરિ કારમો, દર્પ અભિમન્યુનો દેખિ ભારે;
સ્વાદ તેને ચખાડચો સરે તર્ત ત્યમ, લોહિચૂતો કરી ત્યાંહિ ત્યારે. ૩૬
વારિ કો નવ શક્યા વીર અભિમન્યુને,હારિને કર્ણ અતિ કષ્ટ પામ્યો;
એમ ત્યાં જોઇને અનુજ તેનો તડચો,જુદ્ધનો રંગ તવ પૂર્ણ જામ્યો.૩૭
પ્રથમમાં ઉલટવા દઇ ઘણો તેહને, એક બાણે પછી તર્ત તેનું—
પાડચું શિર પૃથ્વીપર ધડથિ જૂદું કરી, માન મોડી મહારાજ એનું.૩૮
અનુજ સ્થિતિ જોઇને તેમ અભિમન્યુનો દર્પ આશ્ચર્યકારી જ દેખી,
ક્લાંત થઇ કર્ણ ભાગ્યો રણસ્થળ થકી,ત્યાગિને આપની સર્વ શેખી. ૩૯
આપનું સૈન્યપણ ભાગ્યું ભયભીત થઇ, એ સમે રાય ! સૌભદ્ર-બાણે;
આંધિ એવી થઈ જલદધારાથિ જ્યમ વ્યોમ વ્યાપી રહ્યું હોય જાણે.૪૦
શુષ્ક તૃણખીડમાં અગ્નિ જ્યમ વિસ્તરે તેમ અરિયો દહી માર્ગ કરતો,-
સૈન્યના મધ્યમાં મહારથી પાર્થસુત પેખિયો પૂર્ણ તેજે વિચરતો. ૪૧
જીવ ઊગારવા આપનો એ સમે વિદ્ધ થાતા ઘણા યોધ એવે,
બહુ દિશે ભાગતા આડમાં આવતા આપનાને જ હણિ તર્ત તેવે. ૪૨
હસ્તિ,હય,રથ તથા યોધનાં ધડવડે ભૂમિ રણ કેરિ ક્ષણ માત્ર માંહી—
કરિ દિધી કારમી અગમ્ય અભિમન્યુએ,શબ્દ થાતો હતો ત્રાહિ ત્રાહી !
એ સમે રાજપુત્રો ઘણા રણ વિષે,પામતા નાશ સૌભદ્ર બાણે;
કરુણપોકાર બહુ તેમનો ત્યાં થતો,વર્ણું શું રાય, હું અત્ર વાણે ! ૪૪
પાંડવો પુત્રની સહાયતા માટ ત્યાં સાથિયો સહિત વેગે કરીને,
એ સમે આવતા દેખિ તમ સૈન્ય નૃપ,વિમુખ થયું ત્રાસ ઉરમાં ધરીને.

૩૯ ક્લાંત—કાયર, થાકીને.

પણ જયદ્રથ મહાદેવ-વરદાનથી, દિવ્યઅસ્ત્રે કરી આવિ એવે,
રોકિ સૌને રહ્યો આપ આગળ થઈ,તાપ આપી ઘણો રાય તેવે. ૪૬
ભારિ ભય આપિ સેનાસહિત પાંડવો વારિ રાખી ત્યહાં રાય તેણે,
ચસકવા નવ દિધા પુત્રરક્ષણ વિષે, આંચ આપી ઘણી સઘ એણે. ૪૭
એવું ત્યાં જોઇને આપના યોધ નૃપ, ઉમગિને સઘ પાછા ફરીને,
ધર્મના સૈન્ય સામે ધસ્યા વેગથી, સિંહશી ગર્જના બહુ કરીને. ૪૮
વીર અભિમન્યુ ધરિ ધીર સાહાય્ય વિણ,તીર વર્ષાવતો તીવ્ર તેવે,
દ્રોણના વ્યૂહમાં દાટ બહુ વાળતો,આપ આગળ વધ્યો ભૂપ એવે.૪૯
પાર્થસુત જે અરિવિભાગને પીડતો, પૂરિ દેતો જ તે સિંધુપતિ ત્યાં;
પાંડવો આકળા એથિ થઇ ઉચરતા,'રે! જવું ક્યાંથિ અભિમન્યુ છે જ્યાં ?'
એ સમે કારમું યુદ્ધ મચ્યું પારવનું જોયું નવ જાય એવું તથાપી—
માર્ગ ન મળ્યો જ પાંડવતણા યોધને,રોકિયા સૈંધવે આંચ આપી.૫૧
વ્યાપિયો ત્રાસ એથી ઘણો ત્યાંહિ નૃપ, શું થશે પુત્રનું એમ પેખી,
પાંડવો શોચ કરતા હતા હાય ભણિ, દીપ કુળનો નિરાધાર દેખી. ૫૨

વલણ.

દેખિ શત્રુના સૈન્યમાં-ઘેરેલો સુકુમાર,
પાંડવ પ્રૌઢ પ્રયત્ન ત્યાં-કરતા હતા અપાર રે. ૫૩

---

## કડવું ૧૨ મું.

### લક્ષ્મણ તથા બૃહદ્બલવધ.

#### રુચિરાછંદની દેશી.

જય ઇચ્છાવાળા પાંડવને જયદ્રથે રોકયા જ્યારે,
જોયું જાય નહિ જનથી એવું જુદ્ધ જામ્યું જબરૂં ત્યારે. ૧
એવે કોથી સહન થાય નહિ એવો અર્જુનસુત પોતે,
સત્યપ્રતિજ્ઞાવાળો શૂરો તેજસ્વી સૂર્યસમો તે, ૨
દ્રોણસૈન્યમાં પ્રવેશ કરિને મહત્તિમિંગિલ જે રીતે,

૩ મહત્તિમિંગિલ—મોટા મગરમચ્છ.

ક્ષોભ પમાડે સમુદ્રને ત્યમ, તેહ પમાડયું નિજ ભીતે. ૩
વીજળિ સરખા શર વરસાવી, વેગ વિષે આવી એણે,—
મહાવીરોને મોહ પમાડયા, તાપ આપિ પૂરો તેણે. ૪
વિહ્વળ કરિ વૃષસેન ભગાડયો, તડતાં તે સામો તેવે;
વસાતિને પાડયો પૃથ્વીમાં, ભેદિ હૃદય ભય દઇ એવે. ૫
શૂરાઓનાં શબમય પૃથ્વી કરિ દીધી તેણે તૂટી;
ભેદ્યા છેદ્યા છત્રધારિ બહુ, કર્કશને નાંખ્યા કૂટી. ૬
સૈન્ય મધ્યમાં સદ્ય પ્રવેશી, વ્યાઘ્ર હરિણને જે રીતે—
ગ્રહણ કરે ત્યમ સત્યશ્રવાને ગ્રહણ કર્યો ત્યાં તે રીતે. ૭
એ સમયે સ્પર્ધા કાર ધાયા ક્ષત્રિ ઘણા એને હણવા,
પણ તેથી લાંચ્યો નવ લવ પણ શિર સહુનાં લાગ્યો લણવા. ૮
જે જે તેનિ સમીપ ગયા તે સમુદ્રમાં નદિયો પેરે—
સદ્ય સમાયા, વળ્યા ન પાછા, સર્યા મરણકેરી સેરે! ૯
સમુદ્રમાં વાયુના વેગથી નષ્ટ થયલિ નૌકારીતે,
લાગિ કંપવા તમ સેના પણ, થઇ ચિંતાવાળિ ચિત્તે. ૧૦
કરી આશ્વાસન તેનું રુકમરથ મદ્રેશ્વરનો સુત બળિયો,
ગર્જિ ઘણો અતિ ગર્વ ધરીને અભિમન્યુ સામે વળિયો. ૧૧
જેણે તેના ડાબા જમણા બાહુ ઉપર ત્રણ ત્રણ તેવે—
નાંખી શર, ત્રણ બાણથિ તેનું વક્ષસ્થળ વીંધ્યું એવે. ૧૨
ફાલ્ગુનપુત્રે કૃત્ય તેનું એ, હે નરવર ત્યાં નવ સાંખ્યું;
કાપિ ધનુષ તેનું ટપ મસ્તક પૃથ્વીપર પાડી નાંખ્યું. ૧૩
શલ્યપુત્ર માનીને માર્યો જોઈને ઝટ તે જેવા,
રાજકુમારો ધાયા દુર્મદ, આંચ પૂર્ણ આપે એવા. ૧૪
તે સર્વેએ ઘેરી એને શર વરસાદ કરી ભારે,
ઢાંકી દીધો વાર ન કરતાં મોટા બાણતણા મારે. ૧૫
સ્વર્ણપૂંખવાળા શર ચોટયે પાર્થપુત્ર નૃપ! એ ટાણે,
શાહુડી સરખો થયો હતો ત્યાં,શર હોય સિસોળિયાં જાણે! ૧૬
અંકુશથી પીડાયેલા હસ્તીની પેઠે એ વારે,

તે અત્યંત વિંધાવાથી નૃપ, કોપ્યો અરિઓપર ભારે. ૧૭
એથી ગંધર્વાસ્ત્ર તેહુણે મૂકી તેઓપર તેવે.
મોહિત કરિ અરિ સર્વ આંચ અતિ આપી ઉગ્ર થઈ એવે. ૧૮
ફ્લાગમે જ્યમ પાંચ વર્ષના આંબાઓ કેરી વાડી—
ઉજાડિ દે ત્યમ રાજકુમારો પાડિ વાટ તેણે પાડી. ૧૯
ફાડી ખાધા હોય જ વાઘે હરિણુ સેંકડો જે રીતે,
રાજકુમારો હણ્યા એકલે અભિમન્યુએ એ રીતે. ૨૦
કેર કારમો કર્યો જોઇને ત્રાસેલો દુર્યોધન ત્યાં,
આવ્યો સત્વર ઉગ્ર થઈને, હરિભાણેજ હતો નૃપ જ્યાં. ૨૧
પણુ તેને લેખી ન લેશપણુ બાણોથી વીંધી નાંખી,
વિમુખ કર્યો જરિવાર કર્યાં વિણુ, શકયો ન જે શરઘા સાંખી. ૨૨
આમ જોઇને હામ હારિ જઇ જોધ ઘણા ભાગ્યા ત્યાંથી;
ઉચર્યા કંઈ આશ્ચર્ય પામિ ' આ કાળરૂપ આવ્યો કયાંથી ! ૨૩
નથિ એ અર્જુનસુત, પણુ તેનું રૂપ ધરી અંતક રણમાં—
અરે ! ફરે છે, ખરે સર્વનો નાશ જ એ કરશે ક્ષણમાં ! ' ૨૪
જોઇ અવદશા આમ સૈન્યની દ્રોણુ, દ્રૌણિ, કૃપ, કર્ણ તથા
શકુનિ, બૃહદ્બલ ને કૃતવર્મા પામીને મનમાંહિ વ્યથા,— ૨૫
ધાયા સત્વર પણુ તે ઘાયા, કરાવિ વિદ્ધ અરે ! કાયા,
વિમુખ થયા નીચે મુખ દુખ ધરિ, તમ પૌત્રે શરથી છાયા. ૨૬
એ ટાણે મોટો તેજસ્વી આપ પૌત્ર લક્ષ્મણુ પોતે,
સુખમાંહે પામેલ વૃદ્ધિ અતિ, શોચમગ્ન શૂરા જોતે, ૨૭
ગર્વથિ નિર્ભય અસ્ત્રપ્રવીણુ સુ, ધાયો અર્જુનસુત સામે;
ચમકયો દુર્યોધન તવ ઉરમાં, રખે જાય સુત જમધામે ! ૨૮
એથી કરવા પુત્રનું રક્ષણુ દોડયો તે ઉર ત્રાસ ધરી;
મહારથિયો પણુ તે પાછળ તવ આવ્યા પાછા સઘ ફરી. ૨૯
ગિરિપર મેઘો જળ વર્ષાવે, ત્યમ તે સર્વે જોર કરી,
પાર્થપુત્રપર શર વરસા'વા—લાગ્યા ધીંગાં ધનુષ ધરી. ૩૦

૧૯ ફ્લાગમે—ફળ આવવાના સમયમાં.

પણ મેઘોને જેમ વિખેરે ઝંઝવાયુ ત્યમ તે સહુને—
મંથન કરી વિખેરી ચોગમ, ભૂભેળા કરિને બહુને, ૩૧
મદોન્મત હસ્તી જ્યમ જાયે મદોન્મત હસ્તી સામે,
આવ્યો તે ત્યમ લક્ષ્મણસામે, તેશું યુધ કરવા કામે. ૩૨
એવે તેના બે બાહુ ત્યમ વક્ષસ્થળમાં બહુ જોરે,
તીક્ષ્ણબાણ માર્યાં તમ પૌત્રે, આગળ આવી બહુ તોરે. ૩૩
તેથિ લાકડીથી મારેલા સર્પપેઠ હે નૃપ ! તેવે,
ક્રોધેલો અત્યંત પાર્થસુત ઉચર્યો ઉગ્ર થઈ એવે: ૩૪
અલ્યા લક્ષ્મણ ! જો તુજને હું તાતભ્રાત તારા જોતાં,
પહોંચાડું છું સંયમનીમાં સહાયક તુજ સબળા હોતાં ! ૩૫
માટે સારી રીતેથી તું જોઈ લે આલોક સહી;
ભલ્લ નામનો બાણ તીક્ષ્ણ બહુ માર્યો એણે એમ કહી. ૩૬
એથી સુંદર મુખવાળું શિર કુંડળ સહિત અરે ! એવે,
આપ પૌત્રનું પડ્યું પૃથ્વિમાં, ત્રાસ ઘણો વર્ત્યો તેવે. ૩૭
જોઇ હણાયો લક્ષ્મણને નૃપ, હાહાકાર થયો ભારે;
દુર્યોધન પ્રિયપુત્ર પડ્યે અતિ ક્રોધ કરી ઉચર્યો ત્યારે: ૩૮
‘ હે મહાવીરો ! મારો આને, કાપો એને ક્રોધ કરી;
ઘેરી લો રથ હસ્તિ પ્રેરિ ઝટ, જો જો જાય નહીં નિસરી ! ’ ૩૯
આમ સુણી પોકાર દ્રોણ, કૃપ, દ્રૌણી, કર્ણ ધસ્યા તેવે;
કૃતવર્મા, હાર્દિકય પણ ત્યહાં આવ્યા ઉલટીને એવે. ૪૦
આવી એ છો મહારથિયોએ પાર્થપુત્ર ઘેરી લીધો;
વિમુખ કરી તેઓને તે ઝટ સૈંધવપર ધાયો સીધો. ૪૧
કલિંગનિષાદ સહિત એવે તવ ક્રાથસુતે સત્વર આવી—
હસ્તિસૈન્યથી રોક્યો એને પણ તે નવ શકિયો ફાવી. ૪૨
કરી કારમું યુદ્ધ હસ્તિનું સૈન્ય નાશ કરિને એણે,
ક્રાથપુત્રનું મુકુટ સહિત શિર પાડ્યું પૃથ્વીમાં તેણે. ૪૩
હારિ હામ તવ શૂરવીર સૌ વિમુખ થયા હે નૃપ જ્યારે,

વધ્યો પાર્થસુત આગળ વેગે, તાપ આપતો બહુ ત્યારે. ૪૪
એવે એને દ્રોણ, બૃહદ્દબલ, કૃપ, દ્રૌણી, હાર્દિક્ય તથા
કૃતવર્માએ રોક્યો બળ કરિ, પણ તે પામ્યો નહિ જ વ્યથા. ૪૫
વ્યથા ન પામી વૃથા કરી શર તે મહારથિયોનાં તેણે—
વર્ષાવી બહુ બાણ કારમાં, આકુળ બહુ કીધા એણે. ૪૬
આપ પુત્ર સઘળા જોતાં નૃપ, તેણે રથ સત્વર ખેડી,
કૌરવ કેરી કીર્તિવધારણ વૃંદારક નાંખ્યો વેઢી! ૪૭
અશ્વત્થામાએ તવ તેપર પચાશ શર નાંખ્યા બળથી,
પણ નવ હઠતાં પાર્થસુતે નૃપ, વીંધ્યો તેને ત્યાં વળથી. ૪૮
પુત્રનું રક્ષણ કરવા દ્રોણે પાર્થપુત્રપર જોર કરી,
સો શર નાંખ્યા વાર ન કરતાં, ધીંગું ધનુષ કરમાંહિ ધરી. ૪૯
કૃતવર્મા, કૃપ, કર્ણ, બૃહદ્દબલ, બળ કરિ બહુ બાણો મારી,
હારિ ગયા સૌભદ્રતણા શર છાતીમાં ચોટ્યે કારી. ૫૦
કોસલઅધિપતિએ અતિ કોપી કર્ણિ બાણથી એ ટાણે,
વીંધ્યો હૃદય વિષે ત્યાં એને, 'જશ લઉં હું આંહિયાં જાણે!' ૫૧
પણ તેમાં તેનું ન વળ્યું જરિ, મિથ્યા ગર્વ ધર્યો તેણે;
નિજ હય, સારથિ, ધનુષ અને ધ્વજ રોળાયા જોયા એણે! ૫૨
ધીકી એથી ઢાલખડ્ગ ધરિ, કોસલઅધિપ બૃહદ્દબલ ત્યાં;
કાપિ નાંખવા શિર મહાશૂરનું-ધાયો તેહ હતો નૃપ! જ્યાં. ૫૩
પણ એવે અર્જુનપુત્રે નૃપ, તીવ્ર બાણ મારી તેને,
વીંધી વક્ષસ્થળ મહાવેગે, પાડ્યો પૃથ્વીમાં એને. ૫૪
જોઈ ઝપાટો પાર્થપુત્રનો, મહાત્મા રાય અચ્યુત એવે,
ભાગ્યા સમરાંગણથી ગણસહ, ત્રાસ ઘણો પામી તેવે. ૫૫

વલણ.

તેવે દેવે પણ કર્યાં, અભિમન્યુનાં વખાણ;
વીરપુરુષ વેગે વધ્યા, વાહ વાહની વાણ રે. ૫૬

# કડવું ૧૩ મું.

## अभिमन्युवध तथा त्रीजा दिवसनो अवहार.

### રાગ ચાલતો.

બાણુરૂપિ જળથી સ્તંભાવી યોદ્ધા આપતણા એવે,
વાધ્યો રણમાં વીર વાંકડો, મારિ બૃહદ્બલને તેવે. ૧
કર્ણિ બાણથી કર્ણ કર્ણનો વીંધિ પછિ હે નૃપ! તેને—
પચાશ શરથી વિદ્ધ કરી કોપાવ્યો પારવનો એને. ૨
રાધાપુત્રે પણ તવ તેને તેટલા જ શરથી ત્યારે—
વીંધ્યો વાર ન કરતાં જરિયે ક્રોધ કરી તેપર ભારે. ૩
હે ભારત! બાણોથિ વ્યાપ્ત છે સર્વ અંગ જેનાં એવો,
પાર્થપુત્ર દીપતો હતો તવ મધ્યાહ્નના સુરજ જેવો. ૪
જે સામે કૌરવના જોદ્ધા જોઇ ન શકતા તત્ર જરી;
સાહસ તેનું જોઇ શૂર પણ હે નૃપ! જાતા તર્ત સરી. ૫
એવે હય, સારથિ, ધ્વજ ને રથસહિત કર્ણના છ પ્રધાનો—
હણિ, વીંધ્યા વળિ દશ દશ બાણે શૂર ઘણા ન રહી છાનો. ૬
માગધસુતને હણી છ બાણે, હયસારથિસહ એ ટાણે—
અશ્વકેતુને પાડી વાધ્યો ભોજ ભણી જયમ સૌ જાણે. ૭
કરિપર તે અરિ બેઠેલાને ક્ષુરપ્ર બાણે વ્યથિત કરી,
વર્ષાવી શરવૃષ્ટિ પારવનિ, સિંહગર્જના સદ્ય કરી. ૮
દુઃશાસનપુત્રે તવ તેના ચાર અશ્વ શર ચાર થકી,—
એકે સારથિ ત્યમ દશ બાણે વીંધ્યો તેને ત્યાં નક્કી. ૯
એથી ક્રોધે લાલ નેત્ર કરિ સાત શરે વીંધી તેને,
અર્જુનપુત્રે પોકારીને આમ કહ્યું હે નૃપ એને:— ૧૦
તુચ્છ તાત તારો રણ છોડી કુત્સિતપુરુષતણી પેઠે,
ભાગિ ગયો તે ઠીક થયું, નહિ તો તે હોત પડ્યો હેઠે! ૧૧

તું પણ યુદ્ધ કરી જાણે છે, માટે રણમાંથી આજે—
જઇશ ન પાછો જવા જ જમઘર તત્પર અવ સત્વર થાજે ! ૧૨
એમ કહી નારાચ બાણ છોડયો તેનાપર જોર કરી;
જે છેદ્યો અશ્વત્થામાએ, ત્રણ બાણે દૃઢ ધનુષ ધરી. ૧૩
અર્જુનપુત્રે તવ તેનો ધ્વજ કાપી નાંખીને એવે,
શલ્ય ભૂપને વીંધ્યો સત્વર, ત્રણ શર મારીને તેવે. ૧૪
એવે જોવા જેવું જુદ્ધ ત્યાં જોડાયું જબરૂં રાજા !
હણ્યા ઘણા યોદ્ધા સૌભદ્રે, શૂરા કો ન રહ્યા સાજા. ૧૫
વિદ્ધ થયેલો શકુની તે તક આવી દુર્યોધન પાસે—
ઉચર્યો, આ અભિમન્યુ કાળ, એકે એકે સૌને ખાશે ! ૧૬
માટે આપણ સર્વ મળીને એને હણિયે તો સારૂં;
સર્વતણું જીવિત ઇચ્છે તો, માન ભ્રાત નિશ્ચે મારૂં. ૧૭
એવે કર્ણે કહ્યું દ્રોણને, આપણ સૌને આ પોતે,
પ્રથમથિ મંથન અરે ! કરે છે, માટે શું કરવું કહો તે ? ૧૮
ઉચર્યા તવ આચાર્ય સર્વપ્રતિ, હે નૃપ ત્યાં આ'વી રીતેઃ-
કુંવર કારમો એ દીસે છે, એને કોપણ નહિ જીતે ! ૧૯
ધનુષમાંહિ શર સાંધી સત્વર બાણ છોડતો સર્વદિશે,
અહો ! વિચરતો જુઓ કુંવર આ, છે ખામી કંઇ એહ વિષે ?! ૨૦
જુઓ શીઘ્રતા પાંડવેયની, અણુપણ છિદ્ર અરે તેનું—
ભાસે છે શું ? ભમેછ ચોગમ, અતુલ પરાક્રમ છે એનું. ૨૧
મહારથિયો પણ છિદ્ર તેનું લવ જોઇ નથી શકતા રણમાં;
પ્રાપ્ત થઈ તેને તીખા બહુ, ક્ષિણ થઇ જાયે છે ક્ષણમાં. ૨૨
આવી અંતકરીતે સામો, પીડિત પ્રાણ કરી મારો,
મોહ પમાડે છે એ મુજને, ચલત્રી બાણતણો મારો ! ૨૩
તોપણ તે આનંદ મને અતિ આપે છે અહિંયાં સાચે !
જોઇ પરાક્રમ લઘુનું ગુરુ ગુણવાન કહો કયમ નવ રાચે ? ૨૪

૨૧ પાંડવેય—પાંડવનો પુત્ર. ૨૪ લઘુનું ગુરુ ઇ૦—લઘુનું એટલે

હસ્તલાઘવીથી સર્વ દિશે બાણુ મૂકતો બાળરથી—
આ અભિમન્યુ અર્જુન કરતાં ઓછા અહિં અણુમાત્ર નથી ! ૨૫
એ રીતે કહેતા ગુરુ પ્રત્યે હણાયલો ફાલ્ગુનિશરથી,
વળી કર્ણ ઉચર્યો, રે ! એ અહિં વિશેષ છે ગાંડિવધરથી !! ૨૬
એના શરથી પીડાયેલો રે ! હું રણમાંહે આજે—
રહેવું જોઇયે તેથિ રહ્યો છું, કૌરવહિત કરવા કાજે. ૨૭
તો પણ તે તેજસ્વીના શર અગ્નિસમા છાતી મારી—
ભેદે છે ભય ઉપજાવી બહુ, રે હું છેક ગયો હારી. ૨૮
કર્ણતણું કહેવું સાંભળીને, દ્રોણુ વદ્યા હે રાય હસી,
કાર્તિકેયશો કુંવર નિહાળ્યો ? છે ઊણુમ એ માંહિ કશી ? ! ૨૯
કવચધારણા મુજ શિખવેલી અર્જુનને સારી રીતે—
જાણે છે એ સમગ્ર જેથી એને કો પણ નહિ જીતે. ૩૦
માટે સાવધ રહિ પ્રત્યંચા, ધનુષ, બાણુ, અશ્વો એના—
છેદન કર સારથિ સાથે ઝટ, ચક્રતણા રક્ષક તેના. ૩૧
જ્યાં સૂધી રથમાંહિ એહ છે ધનુષધરેલ મહાનરથી,
ત્યાં સૂધી દેવો દૈત્યોપણુ, એને જીતે એમ નથી ! ૩૨
સાંભળિ ગુરુ કહેવું કર્ણે ત્યાં ત્વરાવાન થઇને તેવે,—
કાપ્યું ધનુષ તેનું, ભોજે ઝટ હણ્યા અશ્વ સુંદર એવે. ૩૩
ગૌતમ ગુરુએ કરી ગર્જના અનુચરસહ સારથિ માર્યો;
અઘટિત કરી વૃદ્ધોએ એ તક, અર્થ સારવાને ધાર્યો. ૩૪
ધનુષરથરહિત તે બાળકપર યોદ્ધાઓ સાથે એવે,
બાણુતણો વર્ષાદ મહારથિ ત્યાં કરવા લાગ્યા તેવે. ૩૫
તો પણ તે ટાઢો નવ પડતાં, ધનુષ કપાયેલો જ છતાં,

ન્હાનાનું. ગુરુ એટલે મોટું. ન્હાનાનું મોટું પરાક્રમ જોઇને ગુણવાન કહો કેમ ન રાચે ? અથવા લઘુવેશ શિષ્યપુત્રનું પરાક્રમ જોઈ ગુણવાન ગુરુ કેમ ન રાચે ? ૨૬ ફાલ્ગુનિ—અર્જુનનું નામ ફાલ્ગુન પણ હતું, તેથી તેના પુત્રનું નામ ફાલ્ગુનિ.

વિરથવીર ધરિ ઢાલ ખડ્ગ, ઝળકયો ઝાઝો આંખો ન થતાં. ૩૬
ધારિ ધર્મ ક્ષત્રીનો ધસિને અસિ ફેરવતો તે શૂરો—
ઊછળવા લાગ્યો અરિઓપર, પ્રકાશ નિજ દાખી પૂરો. ૩૭
ગરુડપેર ગતિ કરિ આકાશે વિદ્યુત્‌શી તરવાર વડે,
આ કરવા લાગ્યો ગર્જી બહુ, તર્જી તે ન રહી જ ધડે. ૩૮
'પડશે એ તૂટી મુજ ઉપર જ ખડ્ગસહિત' એવું ધારી,
ઊંચે જોતા છિદ્ર શોધતા બાણાવળિ બળિયા ભારી, ૩૯
તાકી તીરો મારી તેને વિંધવા લાગ્યા તહિં તેવે;
મણિમય મૂઠનો ખડ્ગ સુ તેનો, દ્રોણે કટ કાપ્યો એવે. ૪૦
તીક્ષ્ણ બાણથી ઢાલ સુ તેની, કર્ણે ઝટ કાપી નાંખી;
એથી અભિમન્યુને જવાળ ઉર વિશેષ હે રાજા વ્યાપી. ૪૧
તેથી તે આવી પૃથ્વીપર અંતરિક્ષમાંથી એવે,
વિદ્ધ છતાં ઉગામિ ચક્ર ઝટ દોડચો ગુરુ સામે તેવે. ૪૨
રથચક્રોથી ઉડતિ રજે કરી ઉજ્વળ બહુ થયલો એવો,
ઉજ્વળ ચક્રે કરિ હરિકેરૂં અનુકરણ જ કરતો તેવો, ૪૩
સ્રવતા રુધિરે લાલ વસ્રનો સંધ્યાના સૂરજ જેવો,
કરી ગર્જના ધસતો રણમાં મૃગપતિ કો હોય જ તેવો, ૪૪
વાયુવડે ઉડતા કેશે તે ફરફરતા જયધ્વજ જેવો—
શોભિ રહ્યો'તો, અનેક ઉપમાયોગ્ય કહું તેને કેવો ! ૪૫
ચક્ર ઉગામેલો એવો તે અતિરથિ દેખીને એવે,
આપ પક્ષના ભૂપ ખિન્ન અત્યંત થયા હે નૃપ તેવે. ૪૬
તેથિ તેમણે 'મરશું' એમ ગણિ, આંધળિયાં કરિને એવે,
વર્ષાવી શર અર્જુનસુતનું ચક્ર કર્યું ચૂરણ તેવે. ૪૭
ચક્રરહિત થાતાં ચળકી તે, લોહગદા મોટી ધરિને—
ધાયો અશ્વત્થામા પ્રત્યે, હે નૃપ ક્રોધ ઘણો કરિને. ૪૮
જોઇ ગદા જોરાવર કરમાં જમના દંડ સમી ભારે,

૪૪ મૃગપતિ—સિંહ.

અશ્વત્થામા રથસ્થાનક તજિ ભાગ્યો ત્રણુ ડગલાં ત્યારે. ૪૯
તોપણુ તેના અશ્વ સારથિ અનુચર ગદાવડે તેણે—
પાડિ, સુબલસુત કાલિકેયપર કર્યો ધસરો ઝટ એણે. ૫૦
મારી તેને અનુચર તેના સિત્તોતેર કર્યા પૂરા;
એ પછિ વસાતિ વીરરથી દશ માર્યા મહાબળિયા શૂરા. ૫૧
કેકયના રથ સાત તથા દશ હસ્તીને પણુ કરિ પૂરા,
દુઃશાસનસુતનો રથ તેણે અશ્વસહિત કીધો ચૂરા. ૫૨
તેથી તે કોપી બહુ એપર ગદા ઉગામી એ સામે—
દોડી ઉચર્યો, 'અરે! ઉભો રહે, રહે ઊભો, થા મુજ સામે!' ૫૩
બે બળિયા સામા થાતાં તવ, ગદાયુદ્ધ જબરૂં જામ્યું;
જોઇ પરાક્રમ અનન્ય બેનું, સૌકો ત્યાં વિસ્મય પામ્યું. ૫૪
એવે હણુતા એક બિજાને ઘવાઇ તે બે વીર ખરે,
પડ્યા પૃથિવિમાં ઇંદ્રધ્વજશા, મૂર્છિત થઇ મહારાજ અરે! ૫૫
પણુ તેમાંથી દુઃશાસનના પુત્રે તરત ઉઠી તેવે,
ઉઠતા સૌભદ્રતણુા શિરમાં ગદા ઝાપટી ઝટ એવે. ૫૬
તેથી તે ત્યાં ગદાવેગથી, ત્યમ શ્રમથી મોહિત એવો,
પ્રાણુરહિત થઇ પડ્યો પૃથિવમાં, જયંત ઇંદ્રકુંવર જેવો. ૫૭
જેવો થયો નથી નહિ થાશે, એવો કુરુકુળનો દીવો,
રાજ થયો મહારાજ! જંતુઅરિ લાખોના લઇને જીવો! ૫૮
સર્વ સૈન્યને ક્ષોભ પમાડી હણાયલો બહુથી એવો,
કમલિની-ક્ષુભક સુવનકરિ શુભ પારધિયોએ પાડ્યા જેવો, ૫૯
વસંતમાં વનને પરજાળી પાવક શાંત પડ્યા જેવો,
પડ્યો જોઇ રણુમાં રણુરસિયો ન હોય શું અર્જુન એવો! ૬૦
આપ પક્ષના સર્વ યોધ મળિ, રે! તેને વીંટી લીધો,
અને હર્ષમાં આવી અતિશય, સિંહનાદ હે નૃપ કીધો. ૬૧

---

૫૯ કમલિની—કમળોવાળી તલાવડી, કમળસમૂહ. ક્ષુભક—ક્ષોભ પમાડનાર. સુવનકરિ—સુંદર વનહસ્તી.

પર્વતનાં શિખરો મર્દન કરિ પ્રચંડ પવન શમ્યા સરખો,
અસ્તાચલ પ્રત્યે ગયલો રવિ પશ્ચિમમાંહિ નમ્યા સરખો, ૬૨
રાહુગ્રસ્ત રજનીપતિ જેવો, સુકાયલા સાગર સરખો,
લલનાનાં મન લોભનાર બહુ નંદલાલ નાગર સરખો, ૬૩
પૂનમચંદ્રસમા મુખવાળો, રૂપાળો રતિપતિ જેવો,
કાનશિયાના કેશથિ લોચન આચ્છાદિત થયલાં એવો, ૬૪
હણાયલો અર્જુનસુત દેખી આપ પક્ષનાનો એવે—
હર્ષ ઊભર્યો, ને બીજાનાં નેત્રે નીર વહ્યાં તેવે ! ૬૫
દેવે પણ નિઃશ્વાસ નાંખિ કહ્યું અંતરિક્ષમાંથી ત્યારે,
રે ! આ'વો અન્યાય યુદ્ધમાં અમે નથી દીઠો કયારે ! ૬૬
માર્યો છ મહારથિયોએ મળિ કુંવર એકલો પાર્થતણો,
છે ધિઃકાર અરે ! એવાને, રે ! રે ! થયો અનર્થ ઘણો ! ! ૬૭
દેવાદિક આક્રોશ કરીને ઉચર્યા ત્યાં એવી વાણી;
પાંડવયોધ વ્યથા પામ્યા અતિ, અતિરથિ આપ પડ્યો જાણી. ૬૮
નવયૌવનમાં પ્રવેશતો બાળક સરખો હરખો દેખી,
પરાક્રમે પરિપૂર્ણ ઇંદ્રની પણ જે દૂર કરે શેખી ! ૬૯
એવા અભિમન્યુને હણાયો જાણી ધર્મતણી સેના—
ભાગી ભય પામી હે ભૂપતિ ! ત્રાસ ધરી જોતાં તેના. ૭૦
તવ મહારથિયોને કહ્યું ધર્મે, આ અભિમન્યુ અહો ! આજે,
રણમાંથી ક્ષણ વિમુખ થયો નથિ, કીર્ત્તિ અચલ કરવા કાજે; ૭૧
મારિ અનેક મહારથિયોને, લાખો યોધ હણી એણે,
તોડી નાંખી તુંગસમા અરિ, ટેક પૂર્ણ દાખી તેણે, ૭૨
અનિત્યદેહ તજ્યો છે અહિંયાં, અહો ! રહી અરિની સામે,
તેથી તે સ્વર્ગે જ ગયો છે, હે વીરો વાસવધામે ! ૭૩
માટે ભયનો ત્યાગ કરીને, શોક ત્યાગિ આપણિ સેના—
ભાગી જાતી અટકાવો ઝટ, ક્રમમાં તેહ રહી છે ના. ૭૪

૬૮ આપ—પોતાનો. ૭૨ તુંગસમા—પર્વતના શિખર જેવા.

આમ કહી સાંત્વન કરી ધર્મે સ્તંભાવ્યું નિજ સૈન્ય તહીં;
યુદ્ધ આજનું અર્જુનસુતનું વિસરાશે કો કાળ નહીં. ૭૫
કહિ ન શકાયે કર્મ એવું કરિ, હે રાજન્ સૌભદ્ર અરે !
ખપ્યો યુદ્ધમાં ખેલી એવો, અરિપણ 'ધન્ય અહો !' ઉચરે. ૭૬
તેના શરથી પીડિત અમે સૌ રુધિરે વ્યાપ્ત થયેલ ખરે,
સાયંકાળે શિબિરો પ્રત્યે ગયા નરમ થઇ છેક અરે ! ૭૭
પાંડવપક્ષતણા પણ તે તક, વળ્યા આપ સ્થાનક એવે;
રવિ અસ્ત થતાં તિમિર તે સ્થળે વ્યાપ્યું જોતાંમાં તેવે. ૭૮

વલણ.

તેવે તે રાત્રી વિષે, હે નૃપ ત્યાં નિર્ધાર;
પાંડવના શિબિરો વિષે—વ્યાપ્યો ક્લેશ અપારરે. ૭૯

---

## કડવું ૧૪ મું.

### યુધિષ્ઠિરપ્રલાપ અને વ્યાસથી તેમનું સાંત્વન.

રાગ ધનાશ્રી.

રથયૂથપ[1] મહાવીર્યવાન સૌભદ્ર હણાયો જ્યારેજી,
ખિન્ન થઈ પાંડવના યોદ્ધા રથથી ઉતરી ત્યારેજી, ૧
કવચ ધનુષ મૂકીને હેઠાં, રાય યુધિષ્ઠિર પાસેજી—
બેઠા બહુ દુઃખ ધરી સર્વે, હે નૃપ ત્યાં નિઃશ્વાસેજી. ૨
એવે આંખે આસુ આણિને ગદ્‌ગદ સ્વરથી ત્યારેજી,
ઉચર્યા રાજા ધર્મ આમ નૃપ, દુઃખ ધરી ઉર ભારેજી:— ૩
અરે ! યુદ્ધમાં દુર્મદ મોટા ધનુષતણા ધરનારાજી,
શૂરવીર અરિસૈન્યયોધ અદ્‌ભુત કર્મો કરનારાજી, ૪
તેવા પણ જેના આગે સ્થિર રહિ નવ શકતા એવોજી,

---

૧ રથયૂથપ—રથિઓના સમુદાયનો અધિપતિ.

મુજ પ્રિય કરવા ઇચ્છાવાળો, ખરે જ અર્જુન જેવોજી ! ૫
કોઈ બાધ કરિ શકે ન એવા દ્રોણુસૈન્યને ભેદીજી,
ગૌમાં સિંહ પ્રવેશે ત્યમ મહાશૂરતણું શિર છેદીજી, ૬
ચક્રવ્યૂહમાં પ્રવેશિયો ચટ, તીર પેઠ મહાતીખોજી;
દુઃશાસનને ભાસ્યો ભડતાં, જમરાજા જ સરીખોજી ! ૭
શૂરવીર એવો અર્જુનસુત, પ્રિય મારૂં કરનારોજી,
દુસ્તર સાગર દ્રોણુસૈન્યનો નાવવિના તરનારોજી, ૮
પ્રાપ્ત થઈ દુઃશાસનસુતને, સૂતો શવ થઇ આજેજી;
દીવો કુળનો રાજ થયો અહિં, રે ! રે ! મુજ હિત કાજેજી ! ૯
માટે અર્જુન ત્યમ પ્રિયસુતને રે ! નવ જોતી એવીજી,
અરે ! સુભદ્રા ભાગ્યવતી, નથિ જોઇ જનની એ જેવીજી ! ૧૦
કેવી રીતે હું તેઓને મુખ દેખાડિશ હાવેજી !
હરિઅર્જુનને પણ શો ઉત્તર દઈશું તે અહિં આવેજી ! ! ૧૧
મુજ પ્રિય કરવા મેં જ સુભદ્રા, અર્જુન ને હરિ કેરૂંજી—
અપ્રિય અતિશય આજ કર્યું, ચઢવા જયઇચ્છામેરૂજી ! ૧૨
લોભી દોષ ન જુએ કાર્યમાં, તેમ રાજ્યને લોભેજી,
દોષ ન દીઠો મેં નિજ કાર્યે, મૂક્યો સ્વધર્મ મોભેજી ! ૧૩
ભોજન, ભૂષણ, વાહન, શયને યોગ્ય સુ આગળ કરવાજી,
આગળ તેને કીધો મેં અહિં, જુધમાં જૂઝી મરવાજી ! ૧૪
આથી મોહ અરે શો મોટો બહુ ખોટો અહિં કહિયેજી ?
બાળકને નાંખી બળતામાં, દૂર આપણે રહિયેજી ! ! ૧૫
જો કહિ આપણ એની પાછળ, મરી ભલા નહિ થઇશુંજી,
તો અર્જુનની નેત્રજ્વાળથી ભસ્મ સર્વ થઇ જઇશું ! ૧૬
માર્યા જેણે કાલકેય ને નિવાતકવચ અસુરનેજી,
પ્રલય કર્યા પૌલોમ કરી ઉદ્દવસ્ત જ હિરણ્યપુરનેજી; ૧૭
અરિને પણ દે અભય સુ એવા અર્જુનસુતને આપણ—

૧૭ કાલકેય ઇ૦—આ વિષે વનપર્વ કડવું ૩૩ મું પૃષ્ઠ ૧૨૫ માં જોવું.

રક્ષી ન શકયા રે ! રણુમાંહી, ડૂબ્યું સઘળું ડહાપણુજી ! ૧૮
કૌરવમાથે પણ ભય ભારે આ આવ્યું અવિચારજી !
પુત્રવધે ક્રોધેલ પાર્થ અવ કરશે મહાસંહારજી !! ૧૯
જોઈ એને દુર્યોધનનો જીવ જ નીકળિ જાશેજી;
દેખિ કારમો કાળ ભરેલો, કોઇ ન સામો થાશેજી. ૨૦
ગમેતેમ અવ થાઓ તથાપિ પરાક્રમી સુત પડતેજી,
છે મારે મન શૂન્ય સર્વ, અભિમન્યુ નજર નવ પડતેજી ! ૨૧
જેના વીર્ય તથા પૌરુષની ઉપમા કો નવ પામેજી,
એવો સુરપતિના સુતનો સુત-પડયો જોઇ આ ઠામેજી, ૨૨
હવે મને જય, રાજ્ય, અમરપણું કે સુરલોકે વસવુંજી,
વિષ સરખું છે! રે બહુ શું કહું? નથી કર્મ અવ કસવુંજી! ૨૩
આમ મહાસંતાપ વ્યાપ્ત નૃપ ધર્મ થયા’તા જેવેજી,
કૃષ્ણદ્વૈપાયન કરિ કરુણા તત્ર પધાર્યા તેવેજી. ૨૪
આપીને ઉપદેશ તેમણે મૃત્યુમાહાત્મ્યસુ ભાખીજી,
સોળ રાજવી નામાંકિતની કહી કથા ત્યાં આખીજી; ૨૫
સમજાવી સિદ્ધાંત મૃત્યુનો નૃપનો શોક નિવારીજી,
વ્યાસ થયા અંતર્હિત હે નૃપ, બહુ જેની બલિહારીજી. ૨૬

વલણ.

બલિહારી બહુ જેહની, એવો અર્જુન આપ,
આવ્યો સંસપ્તક હણી, સુણજો તે નિષ્પાપરે. ૨૭

# प्रतिज्ञाप्रकरण.

## કડવું ૧૫ મું

### पार्थप्रकोप-पुत्रमरण सांभळी तेनुं मूर्छित थवुं.

રાગ આશાવરી.

સૂર્યાસ્ત થાતાં પાર્થ જય વર્ત્તાવિને ભલિભાતરે,
સંહારિ સંસપ્તકગણો, વર્ત્તાવિ યશ વિખ્યાતરે, ૧
નિજ શિબિર પ્રત્યે આવતા રથમાં વિરાજી આપરે,
વળતાં વધો વનમાળી પ્રત્યે, ધારિ ઉર પરિતાપરેઃ ૨
હે નાથ અચ્યુત ! મારૂં મન પામેછ ત્રાસ અપારરે;
બોલાતું નથિ મુખથી અરે ! ઉરમાં પડે છે શા'રરે ! ૩
અપશકુન અહિંયાં થાય છે, ઉત્પાત દેખું દુષ્ટરે;
કારણ કળાતું કાંઇ નથિ, આવ્યું હશે શું કષ્ટરે ! ૪
રે ! અનિષ્ટસૂચકના બધા ભાસેછ અત્ર પ્રકારરે;
આમાત્યસહ નૃપ ધર્મ કુશલ હશે શું ? જગદાધારરે ! ૫
ગોવિંદ ગંભીર રહિ વધા તવ, ભ્રાત ! મા ધર ભીતરે;
આમાત્યસહ તુજ ભ્રાત કુશલ હશે જ સારી રીતરે. ૬
પણ અનિષ્ટ બીજું કંઇ હશે, હું ધારૂં છું ધીમંતરે;
તું ધીર ધર, નવ શોચ કર, જોઇયે હવે જશવંતરે. ૭
એ રીત કરતા વાત, સંધ્યા વંદિ અર્જુનકૃષ્ણરે—
આવ્યા શિબિર પ્રત્યે પછી, સત્વર જ ત્યાંહિ સતૃષ્ણરે. ૮
ત્યાં દેખિ શૂન્યસમું બધે ચમૂમાંહિ નૃપ ચોપાસરે,
અસ્વસ્થ અર્જુન ઉચ્ચર્યો, ઉરમાં ધરી અતિત્રાસરેઃ ૯
કેશવ ! કળાતું કાંઇ નથિ, છે આમ કાં અહિં આજરે ?
નથિ આ'વું મેં કદિ દીઠું સેનાને વિષે મહારાજરે ! ૧૦
રે ! દુંદુભિના શબ્દ સાથે શંખના જયનાદરે,

ત્યમ તૂર્યના પણ શબ્દ નથિ થાતા ભવા આહ્‌લાદરે, ૧૧
વીણા મધુરિ નથિ વાગતી, ત્યમ તાલનો નથિ તાલરે;
નથિ શ્રવણપુટમાં આવતા સુમૃદંગશબ્દ રસાલરે. ૧૨
સ્તુતિગીત પ્રીતસુ ઊપજે એવાં અરે આ વારે,—
બંદીજનો ગાતા નથી, માંગલ્યસૂચક સારરે. ૧૩
મુખ નીચું કરિને યોધ પણ પાછા વળે છે નાથરે !
નથિ પૂર્વવત્ નિજ કાર્ય કહેતા, હોય જેમ અનાથરે !! ૧૪
માટે કહો માધવ મને મન ખોલિને નિર્ધારરે,
મુજ ભાઇયોનું શિવ હશે શું ? આજ રણ મોઝારરે. ૧૫
આકુળ થયેલા સ્વજન દેખી, આજ મુજ મનભાવરે,
રે ! શુદ્ધ જરિ થાતો નથી, લાગેછ ઘટમાં ઘાવરે ! ૧૬
માટે વિરાટ, દ્રુપદ તથા મમ ભાઇયોની અત્રરે,
સામર્થી ઠીક હશે શું ? કહો વ્યાપક વિભો સર્વત્રરે ! ૧૭
ભાઇયોસહિત સૌભદ્ર હસતો હોય નહિ શું જેમરે,
નથિ આજ સામો આવતો, પ્રકટાવવા ઉર પ્રેમરે. ૧૮
એથી પડે છે છેદ મુજ છાતી વિષે યદુવીરરે !
ચાલો શિબિર પ્રત્યે જ ઝટ, રહેતી નથી અવ ધીરરે. ૧૯
એ રીત કરતો વાત તે શ્રીકૃષ્ણસહ હે રાયરે,
આવ્યો શિબિરમાં શ્વાસ ભરિયો, નાંખતો ઉર હાયરે. ૨૦
તવ ત્યાં દિઠા નિજ ભ્રાતને અસ્વસ્થ ચેતનહીનરે,
નિઃશ્વાસ મોટા નાંખતા જયમ જળવિનાના મીનરે. ૨૧
ઉદ્વિગ્ન ભ્રાતા તેમ પુત્રો ભાળિને ગુણધામરે,
નવ દેખિ ત્યાં અભિમન્યુને, ઉચ્ચર્યો અર્જુન આમરેઃ— ૨૨
કયમ આમ છો અતિખિન્ન સૌ નિસ્તેજ આજ અપારરે ?
નથિ કાં નજર અહિં આવતો અભિમન્યુ કુળશણગારરે ?! ૨૩
તેની ખબર કો કેમ નથિ કહેતા અરે ! આ વારરે ?
શું દ્રોણ ચક્રવ્યૂહમાં રે ! તે મર્યો નિર્ધારરે ?! ૨૪

નિર્માણ ચક્રવ્યૂહ ગુરૂએ જે કર્યો'તો અત્રરે,
મેં જાણ્યું'તું સંસપ્તકોના યુદ્ધમાં રહિ તત્રરે. ૨૫
અભિમન્યુ વિણ તમમાંથિ કો તે વ્યૂહને રણમાંહિરે—
ભેદે જ એવો નવ હતો, હું જાણતો'તો ત્યાંહિરે. ૨૬
પણ મેં અરે ! તે વ્યૂહમાંથી નિસરવાનો ખાસરે—
વિધિ શીખવ્યો ન હતો જ એને, તે હતો ઉર ત્રાસરે. ૨૭
માટે તમે તે વ્યૂહમાં પ્રેરેલ શૂરકુમારરે—
યુધમાં હણાયો તો નથી ? ઉચરો ન કરતાં વારરે ! ૨૮
રે ! રક્તનેત્ર વિશાલ, કેસરીબાલ સરખો તેહરે,
સંગ્રામમાં કહો કાં હણાયો ? ઉપેંદ્ર સરખો એહરે! ૨૯
પ્રિયપુત્ર હરિભગિનીતણો, સંસારનો મુજ સારરે,
અત્યંત પ્રિય પાંચાલિ કેશવ કુંતિનો નિર્ધારરે, ૩૦
મોહેથિ કોણે મારિયો ? જાવા જ જમને દ્વારરે;
મારું કર્યું મરણે જ પ્રેરેલે અરે ! અવધારરે. ૩૧
મહાત્મ્યે કરી કેશવ સમો શ્રુતપરાક્રમમાં પૂરરે,
વહાલો સુભદ્રાનો ઘણો, સંગ્રામમાં મહાશૂરરે, ૩૨
મુજ લાડિલો એ લાલ હું નહિ દેખું તો નિર્ધારરે,
હું જમપુરીમાં જઇશ, એમાં ફેર નથિ જ લગારે ! ૩૩
ગુણ, પરાક્રમ ને રૂપનું વર્ણન કરી બહુ રીતરે,
કલ્પાંત પાર્થે ત્યાં કર્યું, દર્શાવિ પૂરણ પ્રીતરે. ૩૪
ઉપદેશિ કૃષ્ણે તવ કહ્યું, ત્યજ શોક ભ્રાત સુજાણરે;
ગતિ એ જ છે ક્ષત્રિયનિ સંગ્રામે જ તજવો પ્રાણરે. ૩૫
માટે પરમગતિ પુત્ર પામ્યો જાણિને મતિમંતરે,
તું ખેદ ત્યજ, યશ એહનો રહે જ યુગ પર્યંતરે. ૩૬
ગદ્દગદ સ્વરે પછિ પાર્થ ઉચર્યો ભ્રાત પ્રત્યે આમરેઃ—
વૃત્તાંત સુણવા ઇચ્છું છું, કયમ કુંવર આવ્યો કામરે ? ૩૭

શીખેલ અસ્ત્ર સુરીત, શસ્ત્ર ધરી ઊભેલા આપરે—
દેખિને મઘવા પણ ધરે ઉરમાંહિ અતિશે તાપરે, ૩૮
તો તમવડે રક્ષાયલો અભિમન્યુ કેમ મરાયરે ?
આશ્ચર્ય મુજને એ જ મોટું સર્વથા અહિં થાયરે ! ૩૯
મમપુત્ર રક્ષણમાં અરે ! પાંડવ તથા પાંચાલરે—
જાણત અશક્ત જ, તો હું સુતનો થાત આહિં રખવાળરે. ૪૦

રે ! દ્રોણ કૃપ કર્ણાદિએ વીંધ્યો હશે સુકુમારરે,
તવ ધ્યાન મારૂં ધર્યું હશે તેણે ત્યહાં નિર્ધારરે ! ૪૧
રથમાં રહી શર મૂકતાં, ન વળ્યું તમારૂં લેશરે,
તો ભાર શે મિથ્યા વહ્યો ? રણવીરનો ધરી વેશરે ! ૪૨

પૌરુષ પરાક્રમ છે જ નહિ તમ કોઇમાં જોયું અરે !
નહિ તો તમારા દેખતાં સંગ્રામમાં સુત કાં મરે ?! ૪૩
પણ એ વિષે તમને હું કંઇપણ કેહતો નથિ હાયરે !
નિંદુ છું પોતાને જ અહિં, હાથે લગાડિ લા'યરે !! ૪૪

કાં કે તમો અત્યંત દુર્બળ, ભીરુ ત્યમ ગતિહીનરે,
આજ્ઞા હું એવાને કરી બીજે ગયો મતિહીનરે ! ૪૫
શોભા જ માટે છે તમારાં કવચઆયુધ સર્વરે,
વાણી સભામાં બોલવા માટે જ છે ધરિ ગર્વરે ! ૪૬

અત્યંત ક્રોધે તૃપ્ત અર્જુન આમ ઉચર્યો ત્યાંહિરે !
જે સામું હરિ ને ધર્મ વિણ કો જોઇ ન શક્યા જ્યાંહિરે. ૪૭
વૃત્તાંત સૌ માંડી કહ્યો ધર્મે ધિરે રહિ રાયરે;
સૈંધવનિ આડે કોઇનો ચાલ્યો નહીં જ ઉપાયરે. ૪૮

તો પણ પરાક્રમ એકલે અભિમન્યુએ અતિ કીધરે;
જુગજુગ ગવાયે ગીત, જશ એવો જ રણમાં લીધરે ! ૪૯
કૃપ, દ્રોણ, દ્રૌણિ કર્ણ, કૃતવર્મા, બૃહદ્બલ રાયરે—
મળિ કુંવરને વીંધી વિરથ કરિ કર્યો બહુ અન્યાયરે ! ૫૦

દુઃશાસનાત્મજ સાથ ભડતાં એ પછી હે ભ્રાતરે,
શ્રમમોહવ્યાપ્ત સુકુંવરનો રે ! રે ! થયો જ નિપાતરે !! ૫૧

વલણ.

નિપાત આત્મજનો સુણી, 'હા સુત !' કહિ નૃપ એમ;
પાર્થ પડ્યો પૃથ્વી વિષે, પડે ઇંદ્રધ્વજ જેમરે. ૫૨

---

## કડવું ૧૬ મું.

### अर्जुनप्रतिज्ञा.

ચોપાયાની દેશી.

પડ્યો જોઇ પૃથ્વિમાં પાર્થને મૂર્છિત થઇ તે ટાણે,
ખેદયુક્તમન સર્વ દીન થઈ હોય હંસવિણ જાણે, ૧
નિમિષવગરનાં નેત્રે કરિને એક બિજાની સામે—
જોવા લાગ્યા જડવત્ થઇને, હે નૃપતે ! તે ઠામે. ૨
ક્રોધે મૂર્છિત થયલો એવો, ઇંદ્રપુત્ર નૃપ એવે,
સંજ્ઞા પામિ જોવા લાગ્યો, તસ થયેલો તેવે. ૩
જ્વરથી જાણે હોય કંપતો, તેમ કંપતો એવો,
અતિ મોટો નિઃશ્વાસ મૂકતો, ઝેરિ સર્પના જેવો, ૪
નેત્રે આંસૂ વહેતો ઉન્મત પેઠે જોતો પોતે,
પીશિ હાથમાં હાથ ઉચ્ચર્યો, આ રીતે સૌ જોતેઃ— ૫
કરી પ્રતિજ્ઞા સત્ય કહું છું, જો જયદ્રથ વધભયથી,
કૌરવને નહિ છોડિ જાય કહિ કાલે સૂર્યઉદયથી, ૬
તેમ જ હે મહારાજ ! આપ કે હું ત્યમ કેશવશરણે—
તે નહિ આવે તો હું તેને કરિશ જ જમને શરણે ! ૭
વીસારી સૌહાર્દ મારૂં, દુર્યોધન-પ્રિયકરનારો,
અરે ! બાળવધહેતુભૂત અઘઓઘભાર ભરનારો, ૮

એવા સૈંધવને હું કાલે મારિશ નિશ્ચય રણમાં;
રક્ષક તેના રોકી રાખિશ, બાણવૃષ્ટિ કરિ ક્ષણમાં. ૯
દ્રોણકૃપાદિકને પણ ન ગણી શરથી સત્વર ઢાંકી,
પાપીને પૂરો જ કરિશ હું, કાલે રણમાં પાંકી ! ૧૦
જો કદિ કાલે જયદ્રથને હું, રે ! રણમાં નવ મારૂં,
તો ક્ષત્રિય નવ કહેવો મુજને, સુકૃત સર્વે હારૂં ! ૧૧
માતપિતા હત્યા કરનારા, ગુરુસ્ત્રી ભોગવનારા,
ચાડીના કરનાર, પારકી નિંદા બહુ લવનારા, ૧૨
પરધન ઓળનાર સાધુની, ઈર્ષ્યાના કરનારા,
ગૌહત્યા કરનાર, ભાર બહુ પાપતણો ભરનારા, ૧૩
જારતણા સરદાર, પારકી દારતણા હરનારા,
સ્ત્રી બાળક દ્વિજ હણી પાપનો ધોંખો નવ ધરનારા, ૧૪
કન્યાનો વિક્રય કરનારા, કપટ જ આચરનારા,
ગરીબને ગરદન મારી મોટા થઇને ફરનારા, ૧૫
આશ્રિતને આપી અરિ કરમાં, ખડખડાટ હસનારા,
સ્વામીનું સર્વસ્વ હરણ કરિ, દ્વેષ ધરી ડસનારા, ૧૬
પરઘર દવ દેનાર, વહાલ ધરિ પરને વિષ દેનારા,
પરણીને પરહરી લહાવ પરલલનાથી લેનારા, ૧૭
કરનારા વિશ્વાસઘાત ત્યમ ગુરુજનને દમનારા,
વૃદ્ધ તથા બાળકને મૂકી મિષ્ટ અન્ન જમનારા, ૧૮
દેવપિતૃનું ઋણ રાખીને આ ભવમાં ભમનારા,
પામીને નરદેહ જગત્માં પ્રભુને નવ ગમનારા, ૧૯
ઇત્યાદિક પાપીની જે ગતિ થાયે તેવી મારી—
થાજો, જો કાલે જયદ્રથને હું નવ નાંખું મારી ! ૨૦
વળિ આ બીજી ફરી પ્રતિજ્ઞા કરૂં છું હું અત્યારે,
કાલે રવિ અસ્ત થતા પહેલાં જયદ્રથ હણવો મારે. ૨૧
એમાં ફેર પડે તો મારે અહિં જ ચિતા સળગાવી,

પ્રવેશવું પ્રજ્વલિત અગ્નિમાં, અવશ્ય આગળ આવી ! ૨૨
દેવ, દૈત્ય, રાક્ષસ, માનવ ત્યમ ઉરગ, પિતૃ કે પક્ષી,
એ મુજ અરિને આ અવનીમાં કો નવ શકશે રક્ષી. ૨૩
જશે કદી પાતાળમાંહિ કે એથી આઘો સરશે,
કરશે ગતિ આકાશ માંહિ વા વાસવ ઓથે ઠરશે, ૨૪
તો પણ એ મુજ પુત્રશત્રુને આંચ અધિક હું આપી,
કાલ સવારે મસ્તક તેનું અવશ્ય નાંખિશ કાપી ! ૨૫
એમ કહી ટંકાર ધનુષનો પાર્થે હે નૃપ કીધો;
પડઘા તેનો પડ્યો સ્વર્ગમાં, દેવવર્ગ પણ બીધો ! ૨૬
સુણિ પ્રતિજ્ઞા આપ સખાની શ્રીહરિએ એ વારે,
પાંચજન્ય વાહ્યો અરિઓમાં ભય ઉપજાવા ભારે. ૨૭
ક્રોધેલા પાર્થે એવે તવ દેતદત્ત પણ ફૂંક્યો;
જે સુણિ અરિનો વર્ગ રાત્રિમાં ઝબકી જઇને ઝૂક્યો. ૨૮
વાગ્યાં યુધવાદિત્ર વેગમાં સેનામાં એ વારે.
સિંહનાદ પાંડવના મોટા સંભળાયા નૃપ ત્યારે. ૨૯

વલણ.

ત્યારે કૌરવસૈન્યમાં—ઉપજ્યો અતિશય ત્રાસ;
જાણિ પ્રતિજ્ઞા પાર્થની, જયદ્રથ થયો નિરાશરે. ૩૦

---

## કડવું ૧૭ મું.

### जयद्रथआश्वासन तथा कृष्णअर्जुन संवाद.

રાગ સામેરી.

સુણિ પ્રતિજ્ઞા પાર્થની ચારોથિ જયદ્રથ આપ,
મહાશોકસાગરમાંહિ ડૂબ્યો, પામિ બહુ પરિતાપ. ૧
અતિ મૂઢથયલો વિકળ તે આવી નૃપોની પાસ,
ઉચ્ચર્યો અતિ ઉદ્વેગથી, નાંખિને ત્યાં નિઃશ્વાસઃ ૨
અર્જુને હું હણવાતણિ કરિ છે પ્રતિજ્ઞા નેટ,

મિથ્યા નહીં તે થાય, થઇશ હું પાર્થનો આખેટ ! ૩
માટે જઇશ મુજ ઘેર હું અહિંથી હવે આવાર;
રહેતાં અહીં નહિ સાર દેખું, પણ મરિશ નિર્ધાર ! ૪
અર્જુનપ્રતિજ્ઞા તોડવાને નથી કોઇ સમર્થ;
એ આગળે વાસવતણું પણ છે પરાક્રમ વ્યર્થ ! ૫
માટે મને આજ્ઞા જ દો, મારૂં ચહિ કલ્યાણ;
હું જઇશ ગુપ્ત જ આંહિથી, હો આપનું કલ્યાણ ! ૬
દુર્યોધન તે તક ઉચ્ચર્યો, તેને દઈ મસ ધીર;
નરવ્યાઘ્ર ! ભય મા રંચ ધર, કહેવાઇ કુશળ સુવીર. ૭
રાખીશું તુજને શૂરવીર સુક્ષત્રિયોની મધ્ય;
અતિરથી મોટા માંહિ તું શોભીશ અત્ર અવધ્ય. ૮
કૃપ, દ્રોણ, કર્ણ, સુશલ્ય, શલ, શકુનિ અને કાંબોજ,
દ્રૌણિ તથા વૃષસેન, દુઃશાસન અને નૃપ ભોજ, ૯
એ આદિ તારી સહાયતામાં આવશે અવધાર;
માટે ધિરજ ધર, જા ન ઘર, ડર અત્ર નથિ જ લગાર. ૧૦
દુર્યોધનસહ પછિ રાય સૈંધવ ગયો ગુરુની પાસ;
પ્રણમી ચરણમાં તેમને, ભય કર્યો તત્ર પ્રકાશ. ૧૧
તવ દ્રોણગુરુએ તેહને આશ્વાસિ કહ્યું પછિ આમઃ—
છો એક ગુરુના શિષ્ય તું ને પાર્થ બે અભિરામ; ૧૨
તો પણ અધિક તે કદિ હશે અભ્યાસ લીધે વીર,
તો સહાય તારી કરિશ હું, તું ધાર હૈયે ધીર. ૧૩
મુજ બાહુથી રક્ષાયલો એવો તું રણમોઝાર,
દેવોથિ પણ જીતાય નહિ, છે પાર્થનો શો ભાર ! ૧૪
તે તરી ન શકે તેહવો હું વ્યૂહ રચિશ વિશાળ;
માટે ન મન ખંડિત કરિશ, આવવા કુળમાં આળ. ૧૫
તેં વિધિથિ વેદાધ્યયન કરિ અગ્નિમાં સારી રીત,—

૩ આખેટ—શિકાર.

હોમ્યું છે બહુ હુતદ્રવ્ય, યજ્ઞ કર્યાં છે બહુ ધરિ પ્રીત, ૧૬
તેથિ ભય તારે મૃત્યુનો અવ રાખવો નથિ યોગ્ય;
પણ પરમગતિ શુભ પામવાને યુદ્ધ છે તુજ યોગ્ય. ૧૭
આચાર્યનો સુણિ બોધ ભયનો ત્યાગ કરિ ભૂપાળ !
મન કર્યું યુધની યોજનામાં સૈંધવે તત્કાળ. ૧૮
એથી તમારા સૈન્યમાં નૃપ, હવો હર્ષ અપાર;
સિંહનાદ સાથે વાગિયાં રણવાદ્ય વિવિધ પ્રકાર. ૧૯
શું થયું પાંડવ સૈન્યમાં તે કહું હવે હે રાય,
અર્જુનપ્રતિજ્ઞા જાણિને ઉચ્ચર્યાં યાદવરાયઃ ૨૦
સાહસ અરે તેં શું કર્યું ! કરિને પ્રતિજ્ઞા આમ;
નથિ સરલ સૈંધવ મારવાનું—કામ હે ગુણગ્રામ ! ૨૧
મત ભ્રાતનો જાણ્યા વિના, ત્યમ મુજશું ન કરિ વિચાર,
હે ધનંજય ! તેં નિજ શિરે કાં ધર્યો મોટો ભાર ! ૨૨
તેં કરિ પ્રતિજ્ઞા તે સમે, દુર્યોધન શિબિરે ભ્રાત,
મેં ચાર પાઠવિયા હતા, કહિ તેમણે સહુ વાત. ૨૩
તુજ પ્રતિજ્ઞા સુણિ કૌરવોમાં ઊપજ્યો બહુ ત્રાસ;
નિજ મૃત્યુ જાણિ જયદ્રથ થઇ ગયો છેક નિરાશ. ૨૪
પછિ દ્રોણ ગુરુએ તેહને કરવા અભય કહ્યું આમઃ—
ત્યજ મૃત્યુભય હે તાત ! ભય નવ રાણ હૈયે નામ. ૨૫
ભૂરિશ્રવા, વૃષસેન, કૃપ, મદ્રેશ, કર્ણ સુવીર,
ત્યમ દ્રોણપુત્ર પરાક્રમી નરનાં ઉતારણ નીર, ૨૬
રહેશે જ સૈંધવ આગળે, છે એમ ત્યાં સંકેત;
ત્રણ વ્યૂહ રચવાનો કર્યો છે દ્રોણ ગુરુએ વેત. ૨૭
પૂર્વાર્ધમાં અતિ વિકટ શકટાકાર વ્યૂહ સુરીત,
ઉત્તરાર્ધે કરશે જ પદ્માકાર વ્યૂહ અજીત. ૨૮
મધ્યમાં સૂચીનામનો, રે ! વ્યૂહ રચશે તેહ,
ભેદાય નહિ કોથી કદી એવો જ થાશે એહ. ૨૯
તે વ્યૂહ વચ્ચે શૂરવીરોએ વિંટેલો આપ—

રહેશે જયદ્રથ જાણજે, તું શું કરિશ ? નિષ્પાપ ! ૩૦
જીત્યા વિના કર્ણાદિ ષડ્રથી પ્રાપ્ત તે નહિ થાય;
અક્કેક છે વિજયી વડા, છ મળ્યે જ કેમ જીતાય ? ૩૧
ઉચર્યો ધનંજય ત્યાં તદા, હે નાથ ! છ રથી એહ,
મારા પરાક્રમ અર્ધથી પણ છે ઉતરતા તેહ. ૩૨
હું જયદ્રથવધ ઇચ્છતો, અસ્ત્રે કરી હે નાથ !
નિષ્ફળ કરિશ તે સર્વનાં અસ્ત્રો બતાવી હાથ. ૩૩
ત્યમ ગણસહિત ગુરુ દેખતાં, સૌવીરશિર રણમાંય—
પાડીશ પૃથ્વીને વિષે સંશય નથી એ માંય. ૩૪
આયુધ ધરી આ હાથમાં ખાઈ શપથ આ વાર,
હું સત્ય કહું છું તેહ કેશવ, માનજો નિર્ધાર. ૩૫
જે પાપિ દુર્મતિના અરે ! મોટું ધનુષ ધરનાર,
ગુરુ દ્રોણ છે રણમાંહિ રક્ષણ સર્વથા કરનાર; ૩૬
માટે પ્રથમ હું તેમની સામે જ જઇશ જરુર;
જેના સહાયે અંધસુત પુલકી રહ્યો છે પૂર. ૩૭
ભેદિ હું સેના અગ્ર ભાગનિ તેમની તે માટ,
સૈંધવની પાસે જઇ ઝપાટે, ઘડિશ તેનો ઘાટ ! ૩૮
મહારથી મોટા મારિને, ઉપજાવિ બહુ ઉચ્ચાટ,
અતિ દાટ વાળી જયદ્રથનો ઘડિશ નિશ્ચે ઘાટ ! ૩૯
પણ સત્ય મારૂં માનજો, માધવ કહું છું એમ,
શશિમાં શિતળતા, ઉષ્ણતા રવિમાં રહિ છે જેમ. ૪૦
કહિ એમ પછિ કહ્યું કૃષ્ણને પાર્થે કરી સુપ્રણામ,
સાંત્વન કરો તમ ભગિનીનું, અહિંથી જઈ ગુણગ્રામ ! ૪૧

વલણ.

ગુણગ્રામ ! કરો આશ્વાસના, નિજ ભગિનીની આપ;
અરે ! ઉત્તરાનોય પણ, ટાળો ઉરનો તાપરે. ૪૨

---

૩૪ સૌવીર—સુવીર રાજાનો પુત્ર જયદ્રથ.

# કડવું ૧૮ મું.

## સુભદ્રાનું આશ્વાસન તથા તેનો વિલાપ.

### રાગ વેળાવર.

શાતા કરવાને ઉચ્ચર્યા, આવી શ્રીવનમાળી;
પુત્રવિયોગે પ્રજળતી, ભગિની નિજ ભાળી. શાતા૦ ૧
હે વાર્ષ્ણેયિ સુલક્ષણી ! ગત કુંવરના ભારે—
શોક મા કર સમજૂ થઈ, વધુ શું કહેવું મારે ? શાતા૦ ૨
મરવું અવશ્ય જ પ્રાણિને, કાળનિયમ જ એ છે;
ફેર એમાં કદિ ના પડે, નિર્માણ જ તે છે. શાતા૦ ૩
કુળમાં ક્ષત્રિય ઉપજ્યા સમું, તુજ કુંવરનું એ'ની,
ધન્ય મરણ માન્યું બધે, સ્તુતિ થઈ બહુ તેની. શાતા૦ ૪
માટે તું શોચ ન તેહને, મંદ પડિને નકામી;
ઇચ્છિત ગતિએ પામિયો, વેદના નાંખ વામી. શાતા૦ ૫
મહારથિ ધીર પરાક્રમી, તાત સરખો સુવીર,
શૂરાને પંથે પરવર્યો, દાખિને નિજ નીર. શાતા૦ ૬
પાડિ હજારો શત્રુને, ઘાલી જમપુરમાં,
એ પડિ વૈમાને ચઢી, પહોંચ્યો સુરપુરમાં ! શાતા૦ ૭
જપ તપ બ્રહ્મચર્યે કરી, ગતિ સિદ્ધ જે ઇચ્છે,
તે તારો સુત પામિયો, મનથી કદિ પ્રીછે. શાતા૦ ૮
માટે હે જનની વીરની, વીરસ્ત્રી વીરકન્યા,
શોચ ન કર ગત પુત્રનો, વીરભગિની સુધન્યા ! શાતા૦ ૯
આવતિ કાલે હે શુભે, સૈંધવનું નક્કી,
શિર તુજ સ્વામી છેદશે, પ્રતીતિ ધર પક્કી. શાતા૦ ૧૦
તુજ પુત્રશત્રુ જશે કદી, વાસવ તણે શરણે,

૨ વાર્ષ્ણેયિ—વૃષ્ણિકુળમાં જન્મેલી.

તો પણ અર્જુન મારશે, વાત સુણિશ તું કરણે. શાતા૦ ૧૧
ઉચરી સુભદ્રા વિલપતી, સુણિ કેશવ કહેવું,
કાળની છાતી પીગળે, રાક્ષસ પણ રડે તેવું ! ઉચરી૦ ૧૨
હા પુત્ર ! હા તાત ! આવિને, મંદભાગિની ઘેર,
કેમ અકાળે ગયો અરે ! જીવિત કરિ ઝેર ! ઉચરી૦ ૧૩
તાતશા પૂર્ણ પરાક્રમી, જઇને રણમાંહી,
ત્યાં જ રહ્યો કાં કોડિલા, આવિયો નહિ આંહી. ઉચરી૦ ૧૪
નીલકમળ સરખું ખરે, શ્યામ સુંદર સારૂં,
દાડમકળિશા દંતથી, બહુ પ્રિય લાગનારૂં, ઉચરી૦ ૧૫
નેત્રો રસિકવાળું અરે ! રણરજથી ભરેલું,
એવું મુખ કયાં દેખવું, તારૂં રણને વરેલું ! ઉચરી૦ ૧૬
શસ્ત્રોથી ક્ષત થયલા અરે ! સુંદર અંગવાળા,
નેત્ર રૂડાંથી રાજતા, મુજ સુત રઢિયાળા ! ઉચરી૦ ૧૭
ઉદિત ચંદ્ર સરખા અહો ! દર્શન શુભ તારૂં—
કરતા હશે લોકો ઘણા, મંદ છે ભાગ્ય મારૂં ! ઉચરી૦ ૧૮
સુમનશય્યામાં સુનારરે, સુખભોગ્ય સુહાગી,
કર્કશપૃથ્વિમાં કાં સુતો, વિદ્ધ થઈ બડભાગી ! ઉચરી૦ ૧૯
શ્રેષ્ઠસ્રિયો જેને સેવતી, પૂર્વે પ્રીતિ ધરિને,
આજ શિયાળિયો તેહને, સેવે છે ક્ષત કરિને ! ઉચરી૦ ૨૦
માગધ સૂત બંદીજનો, સ્તુતિ ગાતા સુ જેની,
ક્રવ્યાદ સાદ પાડી રહ્યા, શ્વાપદ પાસ તેની ! ઉચરી૦ ૨૧
મલકતું મુખ શુભ તાહરૂં, છબિ છેલસુ તારી,—
દેખિશ કયાં ફરિ દીકરા, હાય જન્મ હું હારી ! ઉચરી૦ ૨૨
તુજ દર્શનથિ અતૃપ્ત હું—મંદભાગિની માતા,
જઇશ જરૂર જમપુર વિષે, ઉપજ્યાથિ અશાતા. ઉચરી૦ ૨૩

---

૧૯ કર્કશ—કઠણ, સ્પર્શ થાય નહિ એવી. ૨૧ ક્રવ્યાદ—માંસભક્ષક. શ્વાપદ—શિકારી પ્રાણી.

ધિક્ બળ ભીમતણું અને પાર્થ અસ્ત્રપ્રવીણતા,
ધિક્કાર વૃષ્ણિના વીર્યને, દાખિ રણમાંહિ ક્ષિણતા ! ઉચરી૦ ૨૪
આ બધિ સૃષ્ટિ તારા વિના, શૂન્ય દેખું છું વીરા,
સહન વિયોગ થતો નથી, કાળજું થાય ચીરા ! ઉચરી૦ ૨૫
હે વત્સ ! તૃષિત થયો હશે, માટે સત્વર આવી,
બેસી ઉછંગે માહરે, શાંત થા સુત ધાવી ! ઉચરી૦ ૨૬
સ્વપ્નામાં ધન જયમ દેખિયે, તે પાછું ટળિ જાય,
તેમ અરે તું જતો રહ્યો, હું કરતી રહિ હાય ! ઉચરી૦ ૨૭
હે પુત્ર ! તારા વિયોગના—આધિથી વ્યાપ્ત એવી,
જોબનમાં ઝૂકી રહી, દોડાળી કેળ જેવી; ઉચરી૦ ૨૮
રે ! તેવી તારી સુંદરી, વચ્છવનિ ગાય જેવી,
કેવી રીતે હું સાચવી—રાખિશ દુઃખ સેવી ! ઉચરી૦ ૨૯
જોઇ શકિશ વહુ કેમ તે, ભરજોબનવાળી,
પત્રવની પીંપરસમી, કેશરહિત રસાળી ! ! ઉચરી૦ ૩૦
કાળની ગતિ પ્રાજ્ઞોથકી, નથી સમજાતિ નામે;
કેશવ નાથ તારા છતે, નાશ કેમ તું પામે ? ! ઉચરી૦ ૩૧
માટે હે સુત ! પુણ્યસ્વિયો ગતિ પરમ જે પામે,
પામજે તે તું સુલક્ષણા, જઈ અક્ષરધામે. ઉચરી૦ ૩૨

દોહરા.

શોકે હિન થયેલિ બહુ, હરિભગિની તે ઠામ,
આશીર્વાદ સુપુત્રને—દેતી હતિ નૃપ આમ. ૩૩
એવે ત્યાં લઇ ઉત્તરા, દ્રૌપદી આવી રાય,
તવ વિલાપ જે ત્યાં થયો, તે વર્ણ્યો નવ જાય ! ૩૪
રુદન કરિ અતિ કારમું, ત્રણ જણિયો તે ઠાર,
પૃથ્વીપર તૂટી પડી, મૂર્છિત થઈ એ વાર. ૩૫

૨૪ વૃષ્ણિ—વૃષ્ણિકુળના યાદવ. ૨૮ દોડાળી—દોડાવાળી.

તવ સિંચન કરી તેમને—જળથી જગદાધાર,
આશ્વાસન કરિ ઉચ્ચર્યા, આ રીતે સુખકાર:— ૩૬
અરે ! સુભદ્રા દ્રૌપદી, કરો ન ગાંડું આમ;
આશ્વાસો વહુને અહીં, ત્યાગી શોક તમામ. ૩૭
કાં કે શૂર સુક્ષત્રિમાં, સુત અભિમન્યુ સુ જેહ,
ગતિ પામ્યો છે તન તજી, અતિ દુર્લભ છે એહ. ૩૮
અહો આપણા કુળમાં, અન્ય પુરુષ છે જેહ,
કહું છું કે અભિમન્યુની, પ્રાપ્ત કરો ગતિ તેહ. ૩૯
આજ એકલા અતિરથી, તમ પુત્રે જે કર્મ—
કર્યું પરમપદ પામવા, ધરી ક્ષત્રીનો ધર્મ, ૪૦
તેવું અમો ને આપણા—સંબંધી પણ સર્વ—
કરિયે એવું સાંપડો, શુભગતિદાયક પર્વ ! ૪૧
એ રીતે અરિદમન હરિ, આશ્વાસન કરિ સાર,
અર્જુન પાસ પધારિયા, ગોવિંદ ગુણઆગાર. ૪૨
ત્યાં આવીને સર્વને, દઇ આજ્ઞા સુખકાર,
અંતઃપુરમાં પરવર્યા, આપ જગત આધાર. ૪૩

---

## કડવું ૧૯ મું

## સાત્યકિને ધર્મરક્ષણમાટે અર્જુનનો બોધ.

### રાગ સામેરી.

તે રાત્રિમાં સ્વપ્ન વિષે શિવને કરી સુપ્રસન્ન,
વિસ્મૃત થયેલો પાશુપતનો મંત્ર શુભ પ્રછન્ન, ૧
જાણી લીધો પાર્થે, સુજય કરવા જયદ્રથ માટ;
કેશવકૃપાથી પાર્થના ઉરનો શમ્યો ઉચ્ચાટ. ૨

૧ પાશુપત—શિવે આપેલું પાશુપતાસ્ત્ર. પ્રછન્ન—ગુહ્ય, છાનું.

પ્રાતર્ વિષે પુણ્યસ્વી નૃપ સુણિ બંદિજનનાં ગાન,
ઊઠયા શયનથી ધર્મ, ભજતા ભાવથી ભગવાન. ૩
શૌચાદિથી પરવારિને કરિ દંતધાવન તેહ,
કરિ સ્નાન શુદ્ધોદક વડે, બેઠા સુઆસન એહ. ૪
પૂર્વાભિમુખ બેસી કર્યું આહ્નિક નરેશ ઉદાર;
આહુતિ આપી અગ્નિને, તોષ્યા સુવિપ્ર અપાર. ૫
પહેરી સુપટભૂષણ પછી આવ્યા સભામાં આપ;
દીપ્યા ત્યહાં દિવ્યાસને પોતે સુપ્રૌઢપ્રતાપ. ૬
છે દાંડિ જેની સ્વર્ણની બે બાજુ એવાં સાર,—
ઢળિ રહ્યાં ચામર ચારુ, ચંદ્રકિરણસમાં એ વાર. ૭
સ્તુતિ ગાન ગાવા લાગિયા બંદીજનો બહુ પેર;
ગંધર્વ ગાવા લાગિયા, સુખની વહી ત્યાં સેર. ૮
એવે મુહૂર્ત પછી રથો, રથચક્રનો તે ઠામ,
ત્યમ અશ્વખરિનો શબ્દ થાવા લાગિયો અભિરામ. ૯
તે શબ્દસહ ગજઘંટનો રવ, શંખઘોષસુ એમ,
ત્યમ મનુષ્યપગપડઘાથિ પૃથ્વી ભાસિ કંપતિ જેમ. ૧૦
તવ તરુણ કુંડળકવચવાળો દ્વારપાલ સુવેશ,
કરવાળ કટિએ બાંધ્યું હતું એવો બનેલો બેશ, ૧૧
ત્યાં ધર્મ પાસે આવિને પડિ ઘૂંટણે નમિ તેહ—
ઉચ્ચર્યો આજ્ઞા માગવા, કરજોડિ હે નૃપ એહ: ૧૨
મહારાજ શ્રીહૃષીકેશ આવે છે અહીં આ વાર;
'આવે ભલે' નૃપ ઉચ્ચર્યા, 'દ્યો અર્ઘ્ય આસન સાર.' ૧૩
વિધિયુક્ત પૂજી કૃષ્ણને પૂછ્યું કુશલ કુરુવીર;
દઇ યુક્ત ઉત્તર ધર્મનું પૂછ્યું કુશલ યદુવીર. ૧૪
એવે સભામાં આવિયા સૌ અંગભૂત નરેશ;
દીપી રહ્યું દરબાર, બાંધવસ્નેહિથી બહુ બેશ. ૧૫

૩ પ્રાતર્—પ્રાતઃકાળ. ૧૩ શ્રીહૃષીકેશ—શ્રીકૃષ્ણ ભગવાન.

પછિ કૃષ્ણને ધર્મે કહ્યું, માની પરમ ઉપકાર,
પ્રભુ ! આપના આશ્રયવડે જય થશે યુધ મોઝાર. ૧૬
રે ! દુઃખરૂપ સમુદ્રથી તારો અમોને નાથ !
થઇ નાવરૂપ ઇચ્છિત કિનારે ઉતારો ગ્રહિ હાથ. ૧૭
કરિ પ્રાર્થના બહુ પેર ધર્મે કર્યાં કૃષ્ણવખાણ;
તવ મહાચતુર મોરારિ ઉચર્યા આમ મીઠી વાણઃ— ૧૮
હે રાય ! દેવો સહિત સર્વે લોકમાં આ વાર,
અર્જુનસમો નથિ ધનુષનો ધરનાર કો નિર્ધાર. ૧૯
માટે મનોરથ સફળ એ કરશે તમારા રાય !
હણશે તમારા દ્વેષિને, મિથ્યા નહીં તે થાય. ૨૦
અભિમન્યુને હણનાર સૈંધવને ન કરતાં વાર,
બાણોથિ કો જાણે ન ત્યમ પહોંચાડશે જમદ્વાર. ૨૧
એ રીત પાર્થવખાણ હરિ કરતા હતા જે વાર,
તવ આવિયો ત્યાં સુહૃદ્‌ગણસહ તે સુગુણઆગાર. ૨૨
ભેટી સુભાવે તેહને ધર્મે તદા હે ભૂપ !
સુંઘી સુમસ્તક મલકતેમુખ ઉચ્ચર્યા સુખ રૂપઃ ૨૩
હે ભ્રાત ! શોભા આજ તારી છે બની બહુબેશ,
ત્યમ છે પ્રસન્ન જ પૂર્ણ આજે જનાર્દન હૃષીકેશ; ૨૪
એથી અવશ્ય થશે જ જય તારો રણે નિર્ધાર;
માનું છું મનથી એમ હું, મિથ્યા નથિ જ થનાર. ૨૫
સુણિ ધર્મ-આશીર્વાદ, કેશવની કૃપાથી જેહ—
જોયું હતું સ્વપ્ન વિષે, કહ્યું અર્જુને સૌ તેહ. ૨૬
આશ્ચર્ય એથી પામિયા નૃપ સર્વ તેણી વાર;
મુખ 'સાધુ સાધુ' ઉચ્ચરી શિવને નમ્યા નિર્ધાર. ૨૭
પછિ ધર્મની આજ્ઞાથિ સૌ સંબંધિયો ધરિ હર્ષ,
તત્પર થઈને નીસર્યા, દાખવા નિજ ઉત્કર્ષ. ૨૮
નમિ ધર્મને યુયુધાન, કેશવ, પાર્થ રૂડી રીત—

નિસર્યાં શિબિરથી હર્ષ ધરી, પામિને પૂરણ પ્રીત. ૨૯
એક જ રથે ત્રણ બેશિ તે, હે રાય પછિ ધરિ મોદ,
આવ્યા નિવાસે પાર્થને, કરતા સુવારુવિનોદ. ૩૦
હરિએ પછી કપિચિહ્નનો રથ ધનંજયનો સાર,
સંગ્રામ માટે સજ કર્યો, જોડી સુઅશ્વો ચાર. ૩૧
સંગ્રામિકમંત્રે કરિ અભિમંત્રણ કરેલે રથ પાર્થ—
આરૂઢ હે નૃપ ત્યાં થયો, સાધવા સત્વર સ્વાર્થ. ૩૨
શ્રીકૃષ્ણસાત્યકિ તે રથે બેઠા થઈ તૈયાર;
રથ ખેડિયો રાશો ગ્રહી, કૃષ્ણે ન કરતાં વાર. ૩૩
વાદિત્ર તવ વાગી રહ્યાં, માગધ ધરી અતિ મોદ,—
સ્તુતિગાન ગાવા લાગિયા, આપવા પૂર્ણ પ્રમોદ. ૩૪
પુણ્યાહવાચનશબ્દ આશીર્વાદસહ હે રાય,
ઊંચે સ્વરેથી ઉચ્ચર્યા વિપ્રો તદા સુખદાય. ૩૫
પાંડવતણો જય, કૌરવોનો પરાજય જ્યમ હોય,
ત્યાં ચિહ્ન ભાશ્યાં તેહવાં, સંશય ન એમાં હોય. ૩૬
શુભ શકુન દેખી પાર્થ ઉચર્યો સાત્યકિ પ્રતિ આમઃ—
જય જરૂર થાશે આપણો, તું કર કહું તે કામ. ૩૭
જમલોક જાવા જયદ્રથ જ્યાં જુએ છે મુજ વાટ,
હું જઇશ ત્યાં હે સાત્યકી ! તું કરિશ નહિ ઉચ્ચાટ. ૩૮
પણ સિંધુનૃપનો જેમ વધ છે પરમકૃત્યસુ મારે,
ત્યમ ધર્મરક્ષણ કૃત્ય પણ છે પરમકૃત્યસુ તારે; ૩૯
માટે તું નૃપનું આજ પરિપાલન જ કર ભલિભાત;
મુજથી બને તેવું જ કરવા તું જ છે પ્રખ્યાત. ૪૦
સાક્ષાત્ વાસવ પણ પરાભવ તાહરો દૃઢધીર,
કરવા સમર્થ નથી જ એમ હું માનું છું, હે વીર ! ૪૧
શ્રીકૃષ્ણ ને હું જ્યાં છિયે, ત્યાં કષ્ટ કોઇ પ્રકાર—
છે નહિ જ એમ તું માનજે, વધુ શું વદું આ વાર ? ૪૨

સુણિ પાર્થ કહેવું સાત્યકિ રાજા યુધિષ્ઠિર પાસ,
'હું કરિશ તેમ' કહી ગયો, તેમનો હરવા ત્રાસ. ૪૩

વલણ.

ત્રાસ ટાળવા દ્રોણગુરુ, સૈંધવનો નિર્ધાર;
સૈન્યવ્યૂહ રચતા હતા, હે નૃપ ફરિ એ વાર. ૪૪

# जयद्रथवधप्रकरण.

## કડવું ૨૦ મું.

### द्रोणने आतिक्रमण करी अर्जुननुं युद्धमां वधवुं.

રાગ વેરાડી.

નિજ સેનાનો વ્યૂહ દ્રોણગુરુ રચવા લાગ્યા જ્યારે,
ગર્વ ભરેલા યોધ ગર્જના કરવા લાગ્યા ત્યારે. ૧
ક્રોધે રક્ત થયેલાં લોચન, ઉષ્ણશ્વાસ ભરેલા,
તાણિ ધનુષ તે માંહે બાણો બહુવિધ તીક્ષ્ણ ધરેલા, ૨
શૂરવીર એવા ધસિ આગળ, 'ક્યાં છે અર્જુન ?' કહેતા,—
કરતા'તા આક્રોશ, ઉદધિના વારિરીતે વહેતા. ૩
વિદ્યુતુરી તરવારો કાઢી કેટલાક એ વારે,
દંત પીસતા ઊભા'તા નૃપ, અરિ હણવા ઉદ્ગારે. ૪
મન જેનું સંગ્રામ વિષે છે, એવા વીર હજારો,—
શિક્ષાને અનુસાર વિચરતા, ધરી વિવિધ હથિયારો. ૫
ગદા ઉગામી કંઇક પૂછતા, શણગરાયલા શૂરા,—
'ક્યાં છે અર્જુન ભીમ કૃષ્ણ ? કરિયે તેઓને પૂરા !' ૬
ગર્વ વિષે છકિ આમ યોધ હલમલી રહ્યા'તા જ્યારે,
શંખનાદ કરિ આવી દ્રોણે સ્થિર કીધા સહુ ત્યારે. ૭
પછિ સંબોધી જયદ્રથને ગુરુ ઉચર્યાં ત્યાં સૌ જોતે,

સોમદત્તિ, અશ્વત્થામા, વૃષસેન અને તું પોતે, ૮
તેમ કર્ણ, કૃપ, શલ્ય સાત જણુ એક લાખ હયસાથે,
સાઠ હજાર સુરથ હે રાજા ! રાખી નિજ સંગાથે, ૯
ચઉદ હજાર ગયંદ, એકવિશ હજાર પેદલ લઇને,
છ કોશ ઉપર રહો અહીંથી દૂર હવે ઝટ જઇને. ૧૦
ગુરુઆદેશ પ્રમાણે સૈંધવ સાથી સાથ સિધાવ્યો;
પંદરસેં ગજ લઇ દુર્મર્ષણ સમરાંગણમાં આવ્યો. ૧૧
વિકર્ણ દુઃશાસન પણ એવે સૈંધવનું હિત કરવા,
ઊભા આવી સૈન્ય અગ્રમાં, હરકત સઘળી હરવા. ૧૨
જેના ગર્ભે ચક્રવ્યૂહ છે, શકટવ્યૂહ ત્યાં એવો,
રચિ રાખ્યો'તો દ્રોણે હે નૃપ, સુણ્યો ન જોયો તેવો. ૧૩
હતી દીર્ઘતા તેની ચોવિશ કોશ સુધીની જેમ,
પહોળો તે દશ કોશ હતો પશ્ચાર્દ્ધભાગમાં તેમ. ૧૪
તે વ્યૂહતણા પશ્ચાર્દ્ધ વિષે પદ્મવ્યૂહ મહાભારી—
રચ્યો હતો દ્રોણે હે નૃપ ! જ્યાં અજીત જાય જ હારી. ૧૫
તેના ગર્ભે સૂચિવ્યૂહ અતિ ગૂઢ કર્યો'તો કારી,
જેની ઓથે રહેલને કહિ ઇંદ્ર શકે નહિ મારી ! ૧૬
સૂચીમૂખમાં કૃતવર્મા, કાંબોજ અને જલસંધ,
દુર્યોધન ને કર્ણ ક્રમે કરિ ઊભા'તા દૃઢસ્કંધ. ૧૭
મહાસૈન્યથી વીંટાયેલો સૈંધવ હે નૃપ ત્યારે,
સૂચિવ્યૂહ પાસે જ રહ્યો'તો, અભય થઇ એ વારે. ૧૮
રક્ષક યોદ્ધા શકટવ્યૂહના એક લક્ષ ત્યાં રાખી,
શકટવ્યૂહમુખમાંહિ ઉભા'તા દ્રોણ સુયશ અભિલાખી. ૧૯
ભાળીને અતિ ભવ્યવ્યૂહ ત્યમ રક્ષણ તેનું કર્ત્તા,
ધનુષ ધરેલા દ્રોણ યમસમા સંકટના સંહર્ત્તા, ૨૦
રથે વિરાજિત જોઇ કૌરવો પુલક્યા પારાવાર;

૧૦ ગયંદ—હાથી ૧૧ આદેશ—આજ્ઞા.

દુર્યોધન આનંદ-ઉદધિ નૃપ, ઉલટચો એણીવાર. ૨૧
તવ ત્યાં ઊભેલા સૈનિક સૌ કરિ મોટા પોકાર,
યુધ કરવા લાગ્યા હે નૃપતે, કરી ધનુષટંકાર. ૨૨
ભેરીશબ્દ થયા મહાભારે, શંખઘોષ પણ તેમ;
પ્રહાર કરવા પડચા ઊછળી, રણરસિયા ધરિ પ્રેમ. ૨૩
એ રીતે થયું પ્રાપ્ત ત્યહાં નૃપ, રૌદ્રમુહૂર્ત જ જ્યારે,
પ્રલયસમયના રુદ્રસમો અર્જુન દેખાયો ત્યારે. ૨૪
જેની આગળ કાગ અને બગ ક્રીડા કરતા એવે—
ભાસ્યા, ત્યમ બહુ ઉલ્કાપાત થતો દીઠો ત્યાં તેવે. ૨૫
ઘોરયુદ્ધ એવે જ પ્રવર્ત્યું પ્રલયકાળના જેવું;
ચલાયમાન થઈ અચલા નૃપ, ત્યાં શું ઝાઝું કહેવું ? ૨૬
યુદ્ધ કરવા ઉગમેલ આપસુત દુર્મર્ષણની સામે—
હંકાર્યો રથ પ્રથમ જ પાર્થે, જય કરવાને કામે. ૨૭
સંપ્રહાર તવ બહુ જ પ્રવર્ત્યો, ગજ રથ હય માનવનો;
ભાસ્યો જોગ મહાક્ષય કૌરવ—સૈન્યતણા સંભવનો. ૨૮
જળની હેલી કરી મેઘ પર્વતને ઢાંકે જેમ,
ઢાંકચા શર હેલીથી પાર્થે નિજ અરિઓને તેમ. ૨૯
અરિઓએ પણ તે જ રીતથી હસ્તલાઘવી દાખી,—
બાણોથી છાયા હરિઅર્જુન, કસર ન કંઇપણ રાખી. ૩૦
તવ પાર્થે ત્યાં ક્રોધ કરીને ઉગ્ર બાણ બહુ મૂકી,
રથિયોનાં શિર પડચાં ધડથી, ચિતથી લેશ ન ચૂકી. ૩૧
રુધિરવાહિની વહી તે તકે, વૈતરણીના સરખી;
ખપરભરણનો જોગ જોઇને જોગણિયો બહુ હરખી. ૩૨
ધડના ઢગલા થયા અને શિર કોઠાં રીત રખડતાં,—
જોવા લાગ્યા જોધ તોય ભાસ્યા હે ભૂપત ! ભડતાં. ૩૩
તવ તૂટી તેઓપર પાર્થે તીવ્રબાણ વરસાવી—

૩૨ રુધિરવાહિની—લોહીની નદી.

ભૂભેળા કીધા તેઓને, બહુ આવેશે આવી. ૩૪
બહુ ગજ રજભેગા કરિ દીધા, રજ શંકા નવ આણી;
રથહયનો લય કર્યો પારવિણુ, શર મૂકી બહુ તાણી. ૩૫
તાપ ન સહેવાયે અર્જુનનો, આપ સૈન્ય એ વારે,—
વ્યાકુળ થઇ ભાગ્યું ચારે દિશ, ભય પામીને ભારે. ૩૬
આમ જોઇ દુઃશાસન આવ્યો હસ્તીસૈન્ય લઈને;
ઘેરી લીધો અર્જુન તેણે, સત્વર પાસ જઈને. ૩૭
સિંહરૂપ અર્જુન તવ રાજા ! સિંહનાદ ત્યાં કરિને,—
હસ્તિવિદારણ કરવા લાગ્યો, બાણો બહુ વાવરિને. ૩૮
પ્રલયવાયુથી બહુ જ ઉછળતા મહાસાગરમાં જેમ,
મહત્તિમિંગિલ પેસે તેમ જ અર્જુન પણ નૃપ એમ, ૩૯
હસ્તિસૈન્યમાં પેઠો પોતે લેશ ન શંકા રાખી;
જોઇ ઝપાટો તેનો ત્રાસી હસ્તીસેના આખી. ૪૦
કરિ ગાંડિવટંકાર કારમા બાણો બહુ વિધ છોડી,
મારી મદઝર હસ્તિ ઘણા, ગજહાર અર્જુને તોડી. ૪૧
પાંખો કાપેલા પર્વતની પેરે અર્જુન બાણે—
પડવા લાગ્યા ગજ પૃથ્વીમાં, ચીશ પાડિ તે ટાણે. ૪૨
ભલ્લબાણથી હાથિ ઉપરના યોદ્ધાનાં શિર એવે,
પાર્થ પાડવા લાગ્યો સત્વર, તપ્ત થઈને તેવે. ૪૩
અર્જુનરૂપી અનલવડે જયમ હોય સૈન્યવન લાગ્યું,
દળ ત્યમ દુઃશાસનનું તેસહ રણભોમીથી ભાગ્યું. ૪૪
તવ સૈંધવની પાસ જવાને દ્રોણસૈન્યની સામે—
ધાયો અર્જુન ઉમગી અતિશય, જય કરવાને કામે. ૪૫
આવી ગુરુ આગળ કરજોડી ઉચર્યો તે આ રીતેઃ—
મુજ કલ્યાણ ચહો ત્યમ ત કહો, અહો વિપ્રવર પ્રીતે. ૪૬
કાં કે આપ પ્રસાદવડે હું આપ સૈન્યમાં આજે—
પ્રવેશવા ઇચ્છું છું હે પ્રભુ ! સૈંધવના વધ કાજે. ૪૭
માટે અશ્વત્થામા જેવો માની મુજને પ્રીતે,

મુજ રક્ષણને યોગ્ય આપ છો, તીર્થરૂપની રીતે. ૪૮
ગુરુ તવ ઉચર્યા, અરે ઘાતકી ! હું જીત્યા વિણ તુજથી—
સૈંધવ જીતાવો નથિ સહેલો, આવ યુદ્ધ કર મુજથી ! ૪૯
એમ કહીને અટ્ટહાસ્ય કરિ અર્જુનપ્રત્યે એવે,
ઉગ્રબાણ મૂક્યાં બહુ બળ કરિ, ત્રાસ આપવા તેવે. ૫૦
પાર્થે નિજ બાણોથી ગુરુનો બાણસમૂહ નિવારી,
માન આપિ ગુરુચરણ વીંધિ પછિ ધર્યો ધનુષશર ધારી. ૫૧
ઉગ્રયુદ્ધ આશ્ચર્યસરીખું જામ્યું તેણી વાર;
એના યુદ્ધ વિષે બહુ નૃપનો થતો હતો સંહાર. ૫૨
વાસુદેવ હરિ ઉચર્યા એવે અર્જુન પ્રત્યે આમઃ—
રોકાવું નથિ ઠીક અત્ર, હજી છે બહુ કરવું કામ. ૫૩
માટે ગુરુને મૂકી પડતા સત્વર આગળ વાધો;
સમય વ્યર્થ નવ ખોતાં અર્જુન, અર્થ આપણો સાધો. ૫૪
સાંભળિ એવું કેશવ કહેવું પાર્થે માન્ય કરીને,
પ્રદાક્ષણા ગુરુની કરિ નિજ રથ પ્રભુનું નામ સ્મરીને— ૫૫
હંકાર્યો બીજે સ્થળ, તવ ગુરુ ઉચર્યા ત્યાં પોકારી,
'અરિથી નવ હઠનાર અરે ! શું ગયો અલ્પમાં હારી ? !' ૫૬
ઉચર્યો તવ અર્જુન આ રીતે, 'ગુરુ છો મારા પોતે,
પણ અરિ નથિ માટે જ ખસું છું, શિષ્ટપુરુષ સૌ જોતે !' ૫૭
આમ કહી અરિદમન વીર જયદ્રથના વધને ઇચ્છી,
આપ સૈન્ય પ્રત્યે વાધ્યો ઝટ, નિજ પણ તર્ત જ પ્રીછી. ૫૮
કૃતવર્મા કાંબોજ શ્રુતાયુ તે વેળા નૃપ તેને—
વારિ રાખવા લાગ્યા બળ કરિ, આંચ આપવા એને. ૫૯
આંચ તેથિ અર્જુન નવ ખાતાં, બહુ અરિઆડ વિદારી,
પેઠો કૌરવસૈન્ય વિષે ઝટ, ભય વર્ત્તાવી ભારી. ૬૦

વલણ.

ભારી યુદ્ધ થયું તદા, તે વર્ણ્યું નવ જાય;
અતુલ પરાક્રમ પાર્થનું, શું કહું તમને રાયરે ! ૬૧

# કડવું ૨૧ મું.

## सात्यकिद्रोणनुं युद्ध.

### રુચિરાછંદની દેશી.

રોકયો અર્જુનને બહુએ મળિ રણસંગ્રામ વિષે જેવે,
રોષ ભરેલા દ્રોણ રૌદ્ર થઇ આવ્યા તે સામે તેવે. ૧
એવે યુદ્ધ મચ્યું મહાભારે, છૂટયા શર ચારે પાસે;
સમજાયું નહિ શૂરથકી પણ, કોણ હવે કોને ખાશે ! ૨
ગુરુનો મારો મૂકી ભોજનો ભોગ પછી લેવા માટે,—
ખેડાવ્યો રથ પૂરપાટથી પાર્થે નૃપ આડી વાટે. ૩
થયું ભયંકર યુદ્ધ ભોજશું, વર્ણું શું નૃપ આ ટાણે !
વીંધાયા અન્યોન્ય બાણથી ભોજપાર્થ, જયમ સૌ જાણે. ૪
કૃતવર્માને મોહ પમાડી, નૃપ કાંબોજ ભણી વળતી,
ઉદધિરીત ઉલટયો ઝટ અર્જુન, તે પીડા કરવા ટળતી. ૫
તવ તેના રથચક્રરક્ષકો યુધામન્યુ મહાવીર તથા
ધીર ઉત્તમૌજાને ભોજે વીંધી આપી પૂર્ણ વ્યથા; ૬
તો પણ તે બે તેજસ્વીએ ઝાંખા નવ પડતાં જરિયે,
ધનુષ તથા ધ્વજ છેદ્યાં એનાં, વખાણ શાં તેનાં કરિયે ! ૭
આવેલો અર્જુનને દેખી શ્રુતાયુધે તેની સામે,
ધનુષ ફેરવી કર્યો ધસારો, નીચો નવ પડતાં નામે. ૮
ભડ્યો ભય તજી એ અર્જુન શું, થયો વિરથ ઝટ તે ઠામે;
ગદા ઉગામી ધાયો તે તવ, હે નૃપતે ! અર્જુન સામે. ૯
પર્ણાશાનો પુત્ર હતો તે, વરુણ થકી ઉપજેલ બલી;
તાતપ્રસાદિ દિવ્યગદાએ પામ્યો'તો હે ભૂપ ! ભલી. ૧૦

---

૩ ભોજનો—કૃતવર્માનો. કૃતવર્મા ભોજ કુળનો હતો, માટે એ નામે પણ ઓળખાતો. ૧૦ પર્ણાશા—એ નામની નદી.

યુધ નવ કરનારાપર મૂકયે, મૂકનારપર તે તેવી—
પડે જ આવી, અને પ્રાણુ લે, ગદા હતી હે નૃપ ! એવી. ૧૧
શ્રુતાયુધે યુધમાંહિ તે ગદા કાળે પ્રેર્યાથી તેવે,
ફેંકી કૃષ્ણુ ઉપર હે રાજા, વિવેકને વિસરી એવે. ૧૨
તેથી તે ભટકાઈ કૃષ્ણુના સ્કંધ ઉપર તર્ત જ ત્યાંહે,
અને ઊછળી વાગિ વેગમાં ઝટ તેના મસ્તક માંહે. ૧૩
હે નૃપ ! એથી તે શબ થઇને પડયો પૃથ્વીમાંહે પળમાં;
કોપી તવ કાંબોજ સુદક્ષિણુ આવ્યો ક્રોધ કરી વળમાં. ૧૪
તેશું યુદ્ધ કરીને તેને પાડી રણુમાં પાર્થ તદા,—
વાધ્યો વેગે વાર ન કરતાં, કોઇ થકી અટકી ન કદા. ૧૫
શ્રુતાયુ તેમ ચ્યુતાયુષ્ તેવે થયા સદ્ય તેની સામે;
થયું યુદ્ધ એવે ત્યાં એવું, વાસવ પણુ વિસ્મય પામે ! ૧૬
તે બે જણુને મહાપ્રયત્ને પાર કરી પારથ વાધ્યો,
અંબષ્ટે અતિશય બળ દાખી, અર્જુનને એવે બાધ્યો. ૧૭
તવ તેના બે હસ્ત તથા શિર છેદીને હે નૃપ ! તેણુ—
પ્રવેશ કીધો શત્રુસૈન્યમાં, અગણિત યોધ હણી એણે. ૧૮
ત્રાસ તેથિ દુર્યોધન પામી દ્રોણુ સમીપ જઈ તેવે,
બહુ મોટા નિઃશ્વાસ નાંખતો ઉચર્યો આ રીતે એવેઃ— ૧૯
જુઓ ગુરુ! આ અર્જુન આપણિ મોટી સેનાને ભેદી,
ગયો અગાડી હાક પડાવી, શૂર ઘણુાનાં શિર છેદી. ૨૦
માટે જયદ્રથ મરે નહીં ત્યમ કરો હવે કળવાન તમે;
કોપેલો કાળસમો અર્જુન કોથી નથિ હઠતો જ કયમે. ૨૧
ભેદિ સૈન્ય અતિક્રમણુ કરે છે અતિરથિયોને તે આંહી;
એથી જયદ્રથના રક્ષક પણુ પડયા છે મહાસંશય માંહી. ૨૨
સૌ નૃપનો નિશ્ચય જ હતો કે, ગુરુને અર્જુન અહિં કયારે—

૧૪ કાંબોજ સુદક્ષિણુ—કાંબોજ દેશનો સુદક્ષિણુ રાજા. ૧૭ બાધ્યો—અટકાવ્યો.

કરશે નહિ અતિક્રમણ, પણ અરે! થયું જ ત્યમ જોયું જ્યારે! ૨૩
જાણ્યા હોત તમોને આ'વા, તો સૈંધવને હું ક્યારે,—
રોકત નહિ ઘર જાતો, રે! અહિં જાવાને જમને દ્વારે! ૨૪
ઉત્તમ વેતન પામી મારૂં, પાંડવનું સારૂં કરવા—
ઇચ્છો છો તે જોયું આજે, દો છો અહિં અમને મરવા! ૨૫
ઘટતું નથિ ગુણવાન તમોને કરવું આમ અરે આંહી;
ઊગારો સૈંધવને અર્જુન-દવમાંથી રણની માંહી. ૨૬
મુજ બોલ્યું મનમાં ન લાવતાં શરણ તમારે હું જાણી,
કાર્ય કરો સૈંધવરક્ષણનું, કરજોડી કહું છું વાણી. ૨૭
દુર્યોધનનાં વચન સાંભળી દ્રોણ વદ્યા વળતી એવું,
કહ્યું અને વળિ કહે મુજને તું, કહેવું હોય જે કંઇ કહેવું. ૨૮
હું નથિ તારાં વાક્ય નિંદતો, ધોખો નવ ધરવો તારે;
છે તું અશ્વત્થામાસમ નૃપ, પુત્રતુલ્ય મનમાં મારે. ૨૯
તો પણ સત્ય કહું છું તુજને, જ્યાં છે અર્જુન શ્રેષ્ઠરથી,
તેમ જ મહાદ્યુતિમાન્ કૃષ્ણ છે સારથિ પણ તેના ઘરથી; ૩૦
અલ્પ છિદ્ર કરિને એ પોતે પ્રવેશવા સત્વર તેમાં—
સમર્થ છે અર્થમાં ચતુર અતિ અતુલ પરાક્રમ છે એમાં; ૩૧
જુવાન તે છે જોરભરેલો, અને વૃદ્ધ છું હું હાવે,
પહોંચી શકવું તેને રાજા! કહે કેમ મુજને ફાવે? ૩૨
માટે સેનામુખમાં દળ આ પાંડવનું છે હું તેને,—
રમણભ્રમણ કરિ પણ મુજ પળવા આંચ અધિક આપી એને,- ૩૩
પાર્થવિનાના ધર્મરાજને ગ્રહણ કરિશ માટે તારે—
જવું ઘટે છે અર્જુનપ્રત્યે, રહેવું ઉચિત અહિં છે મારે. ૩૪
અગ્ર જાણુ છે તું અતિ બળિયો, જુવાન પણ તેના જેવો,
માટે જા સહાયક સારા લઇ, જાય ઇંદ્ર જયમ લઇ દેવો. ૩૫
સંશય મનમાં તને થાય છે, અર્જુન ક્યમ જીતિશ એવો,
ઇંદ્રથકી જીતાય નહીં એ જીત્યો છે સૌને એવો; ૩૬

તો આ સ્વર્ણકવચ હું તુજને પહેરાવુંછું બહુ પ્રીતે,
અભેદ્ય તે છે તેથી તુજને રણમાં કો પણ નહિ જીતે. ૩૭
એમ કહીને કવચ સજાવી આશિષ દ્રોણે બહુ આપી,—
વિદાય કીધો દુર્યોધનને, વહાલપમાં પૂરા વ્યાપી. ૩૮
એવે મધ્યાહ્નસમે કૌરવપાંડવકેરૂં મહાભારે,
મચ્યું યુદ્ધ ત્યાં વ્યૂહઅગ્રમાં, દેવો પણ હિંમત હારે. ૩૯
ધૃષ્ટદ્યુમ્નને અગ્ર કરી પાંડવો સર્વ તેણી વારે,
દ્રોણસૈન્ય ઢાંકી દેતા'તા મોટાં બાણતણે મારે. ૪૦
અમો સર્વ પણ તેમ દ્રોણને આગળ કરિને એ વારે,
ધૃષ્ટદ્યુમ્નાદિકપર શર વરસાદ જ કરતા'તા ભારે. ૪૧
વર્ષાઋતુમાં ગંગાયમુના વેગ કરે ત્યમ બે સેના—
કરવા લાગી વેગ મહારથિ મોજા મોટા છે જેના. ૪૨
હઠતા નવ અન્યોન્ય થકી બે સેનાના વીરો વંકા;
કરી પરાજય એક બિજાનો, દેવડાવતા મસ ડંકા. ૪૩
પ્રયત્ન નિષ્ફળ કરી દ્રોણનો ધૃષ્ટદ્યુમ્ને તે વારે,
ત્રણ પ્રકારથી ભેદ પમાડયું આપ સૈન્ય નૃપ એ વારે. ૪૪
ઊડયાં શિર આકાશ એ તકે, ધડોતણા વળિયા ઢગલા;
ખપરજોગ જામ્યો અતિખાસો, હરખ્યા કાગ અને બગલા ! ૪૫
સમીપ આવેલા ગુરુ દેખી, ઢાલખડ્ગ કરમાં ધારી—
તળપ્યો ધૃષ્ટદ્યુમ્ન દ્રોણને હણવાને ઉરમાં ધારી. ૪૬
ઝાલી રથનો દંડ ચઢી રથ સમર્થને હણવા માટે—
સરવા લાગ્યો સજજ ખડ્ગ કરિ, ગુરુનું શિર લણવા માટે. ૪૭
એવે તે પડતાં ગુરુદષ્ટે, શતચંદ્રાકૃતિ સો બાણે,—
ઢાલ તથા દશ શરથી એનું ખડ્ગ છેદ્યું જ્યમ સૌ જાણે. ૪૮
ચોસઠ બાણે હણ્યા અશ્વ, ધ્વજ છત્ર સારથી પણ તેવે—
ભલ્લ નામના બે બે બાણે ભૂભેળા કીધા એવે. ૪૯
પછી કર્ણપર્યંત ખેંચીને ઉગ્રબાણ સત્વર ત્યારે—

છોડયો તેનો પ્રાણ જ લેવા, તેપર ક્રોધ કરી ભારે. ૫૦
સૂસવતો શર તેહ આવતો સાત્યકિએ દશ શર મૂકી,—
છેદ્યો તર્ત જ વાર કર્યા વિણ, ચોટ ન આપતણી ચૂકી. ૫૧
છેડાઈ અતિ ક્રોધે દ્રોણગુરુ શૂર સાત્યકીપર ભારે,
વળ્યા યુધ કરવા થઇ તાતા, રાતાચોળ થઈ ત્યારે. ૫૨
ધૃષ્ટદ્યુમ્નને પાંચાલ્યે તવ લેઇ ગયા ત્યાંથી આઘે;
વિદારિ નાંખ્યો હોત જ જેને દ્રોણરૂપ વસમા વાઘે! ૫૩
અવની ઊથલપાથલ થાયે એવું યુધ નૃપ એ વારે,
સાત્યકિદ્રોણતણું ત્યાં જામ્યું, વર્ણું શું વાણીદ્વારે! ૫૪
દાખ્યું બેએ દિવ્ય પરાક્રમ, હે નૃપ એકબિજા સામે;
વીંધાયા અન્યોન્ય અતીશય, પણ નવ નરમ પડયા નામે. ૫૫
પામે વિસ્મય વાસવ એવું બેનું યુદ્ધ થયું ભારે;
જોવા લાગ્યા જોધ સ્તબ્ધ થઇ, પણ લડવા ન પડયા હારે. ૫૬
વારે કોણ મહાવીરોને? રણમાં ત્યાં ભડતા ભારે;
પ્રલયાગ્નિસમા પેખી બેને, ધીરજ કોણ નવ ધારે. ૫૭
પેખિ પરાક્રમ સાત્યકિનું ત્યાં, મનમાંહે દ્રોણે એવે—
કરી પ્રશંસા તેની ભારે, તુષ્ટ થઇ તેપર તેવે. ૫૮

વલણ.

તેવે હે નૃપ અર્જુને—જતાં કર્યું જે કામ,
તે અહિં કહું સંક્ષેપમાં, સુણો હવે ગુણધામ રે. ૫૯

---

## કડવું ૨૨ મું.

### દુર્યોધનનો પરાજય કરી અર્જુનનું આગળ વધવું.

હરિગીતછંદની દેશી.

સૌવીર પ્રત્યે વાધતાં પાર્થે પ્રલય મોટો કરી,
માર્યા હજારો યોધ, બાણ અનેક બહુ વિધ વાવરી. ૧

વિંદાનુવિંદે તેહને રોકયો ધિરજ પાકી ધરી,
પણ તેમને ગણુતાં ન, વાધ્યો વેગમાં પૂરા કરી. ૨
વીંટઇ વળ્યું દળ કૌરવોનું તેહને ઉલટી ફરી,
પણ તાપ તેનો લાગવે, સામે શકયું નવ તે સરી. ૩
મત લેઇ માધવનું તદા, અતિ શ્રમિત અશ્વો એ સમે—
છોડાવિયા પાર્થે પછી, તાજા સુ કરવા તે સમે— ૪
અસ્રોથિ ખોદી પૃથ્વિ પછિ નિર્માણ સર કીધું તહીં;
જોયું સુજળ અમૃતસમું સૌએ જરાવાર જ મહીં. ૫
બાણોથિ રક્ષા કરિ રહ્યો અશ્વોનિ અર્જુન ભૂપ ત્યાં;
વ્રણ ટાળિ કાઢયાં શલ્ય હયનાં કેશવે જ હતાં જ જ્યાં. ૬
લોટાવિ કરિને સ્વચ્છ શ્રમગ્લાગ્નિ હરી હયની બધી;
જળ પાઈ દઇ જોગાણુ કીધા સજજ ઝટ શકવા વધી. ૭
દેખી અમાનુષ કર્મ તેનું, દિંગ કંઇક થઈ ગયા;
ઉચર્યા કંઈ મુખ એમ હે નૃપ ! ઉર વિષે ઉપજે દયા. ૮
જોડાવિ રથમાં અશ્વ પછિ અર્જુન વધ્યો વેગે કરી;
જાણ્યું જ સૌએ એમ સૈંધવ સદ્ય અવ જાશે મરી ! ૯
જે જે ધરી અતિ રોષ, કરતા ઘોષ તે પ્રત્યે ગયા,
તે ઉદધિમાં નદિયો ગયા સરખા જ હે નૃપતે ! થયા. ૧૦
દેખિ જયદ્રથ દૃષ્ટિગોચર કૃષ્ણ ને અર્જુન તદા,
અતિ શીઘ્રતા કરતા હતા, આવે ન કળવામાં કદા. ૧૧
એવે અભેદ્યકવચ ધરેલો આપ સુત વેગે કરી,
ખેડાવતો રથ શીઘ્ર આવ્યો, ધનુષ મોટું કર ધરી. ૧૨
ઉચર્યા તદા શ્રીકૃષ્ણ, દુર્યોધન અહીં દૃઢતા ધરી,
અતિક્રમણ રથ કરિ આપણો આવ્યો મહાવેગે કરી; ૧૩
આશ્ચર્ય મોટું એ જ હું માનું છું આ રણમાં અહીં,
યુધમાંહિ દુર્મદ અસ્રવિદ એ વીર છે સાચો સહી. ૧૪

૭ જોગાણુ—ચંદી.

દ્વેષી જ પાંડવનો સદા, મહાપાપનું તે મૂળ છે;
સંબંધિમાં સાચે જ મહાસંકટતણું તે શૂળ છે. ૧૫
તેને અહીં જમલોક મોકલવાતણો તારે સહી,
ઇચ્છિતસમય આવ્યો દિસે છે, ફેર એમાં છે નહીં. ૧૬
માટે ધરી રાખેલું વિષ અતિક્રોધનું તારૂં અહીં,
તેના ઉપર ઝટ મૂકિ જીવિત તેનું હર આવધ રહી. ૧૭
તારૂં પરાક્રમ મૂઢ એ નથિ જાણુતો સુખમાં વહી,
દેખાડિ આપ પ્રતાપ તેને, નાંખ આ રણમાં દહી! ૧૮
કહ્યું આમ બહુ કૃષ્ણે તદા ઉચર્યો ધનંજય ધીર ત્યાં,
'ઠિક કરિશ તેમ' તમે હવે રથ જાવ લઇ એ છે જ જ્યાં. ૧૯
હાંકો તમે રથ ત્યાં જ દ્રૌપદિશત્રુનું શિર કાપવા;
ઉર ક્લેશ તેનો ટાળવા ત્યમ હર્ષ એને આપવા. ૨૦
અન્યોન્ય વદતા આમ શ્રીઘનશ્યામપાર્થે હર્ષથી,—
ખેડયા સુઅશ્વો આપસુતને મારવા ઉરતર્ષથી. ૨૧
આવ્યા સમીપ મહાભયંકર ઉગ્ર તે નર કેસરી,
તો પણ તમારો પુત્ર ભય નવ પામિયો મનમાં જરી. ૨૨
ઉદ્યુક્ત કેશવપાર્થને રોકયા જ એણે તે ઘડી,
એથી પ્રશંશા ક્ષત્રિમાં સુત આપનાની થઇ વડી. ૨૩
તેથી થઈ અતિ ઉગ્ર માધવઅર્જુને પોતાતણા—
બહુ બળથિ શંખ વગાડિને અતિઘોરશબ્દ કર્યા ઘણા. ૨૪
તવ ત્રાસિ યોદ્ધા આપના અતિશોર કરવા લાગિયા;
'રાજા પડયો! રાજા પડયો!' કહિ ભય ધરીને ભાગિયા. ૨૫
આપી ધીરજ તવ તેમને, દઇ સાદ અર્જુનને તહીં,
દુર્યોધને હે ભૂપ! વાણી વિષમ આ રીતે કહીઃ— ૨૬
હે પાર્થ! તું સુત પાંડુનો જો હોય તો અહિં તાહરી—
દિવ્યાસ્રવિદ્યા દાખ, શર તુજ શ્રેષ્ઠ ભુજપર વાવરી! ૨૭
ત્યમ. બળ પરાક્રમ તારૂં કેશવનું અહીં દેખાડ તું;

હું જોઉં રણમાં આજ તુજ અભિલાષ પૂરો પાડતું ! ૨૮
કહિ એમ ત્રણ શર મર્મભેદી મૂકિ વીંધ્યો પાર્થને;
શર ચાર મૂકી અશ્વ વીંધ્યા, સાધવા નિજ સ્વાર્થને. ૨૯
દશ બાણથી સ્તન મધ્યમાં હરિને વિંધી ઝટ એહણે—
ભલ્લેથિ કાપી ચાબખો પાડ્યો તરત નૃપ તેહણે. ૩૦
અપમાન તે સહેતાં ન લવ, શર તીક્ષ્ણ મૂક્યાં અર્જુને;
નિષ્ફળ થયાં તે કવચથી, જઈ રાય દુર્યોધન કને. ૩૧
તવ તેટલાં અતિ તીક્ષ્ણ મૂક્યાં અર્જુને પાછાં ફરી;
જે ભ્રષ્ટ કવચ થકી થયાં, ભેદી ન શકિયાં તે જરી. ૩૨
આશ્ચર્ય પામી એથિ અતિ, કહ્યું પાર્થને લક્ષ્મીવરે,
પૂર્વે ન જોયેલું કદી, જોવાય છે આ શું અરે ! ૩૩
ગાંડીવનું, મુષ્ટિનું, ભુજનું બળ હતું શું તેમ છે ?
કે અંતનો આવ્યો સમય આ, પાર્થ આ તે કેમ છે ? ! ૩૪
પાર્થે કહ્યું દ્રોણે કવચ ધારણ કરાવી તેહને,—
અહિં મોકલ્યો છે વારવા મુજને, અભય કરિ એહને; ૩૫
એથી જ શર મારા થયા નિષ્ફળ અરે ! કવચે કરી,
વાસવતણું રે ! વજ્ર પણ એને ન ભેદિ શકે જરી. ૩૬
જરિ વાત તે તમથી અજાણી છે જ નહિ, સર્વજ્ઞ છો;
પૂછોછ શું મુજને પરાત્પર ! આપ મોટા પ્રજ્ઞ છો. ૩૭
એ કવચવિદ્યા માત્ર દ્રોણ જ એક જાણે છે સહી,
ત્યમ તેમના સુપ્રસાદથી મેં પણ બધી તે છે લહી. ૩૮
ધરિ કવચ દુર્યોધન ઉભો છે અત્ર સ્ત્રી પેઠે સહી;
ધરિ કવચ એ કરવું શું, તેની ગમ નથી એને અહીં; ૩૯
માટે પરાક્રમ ધનુષ મારાનું જુઓ અહીં શ્રીહરી !
કહિ એમ જોયું આપ સુત સામે શરો ધનુષે ધરી. ૪૦
સર્વાસ્ત્રઘાતી શરથિ તે શર તર્ત દ્રૌણીએ તહીં—
કાપ્યા ન કરતાં વાર, જાણ્યામાંહિ જ્યમ આવે નહીં. ૪૧

નવ નવ શરો એવે જ મૂકી સર્પશા દુર્યોધને,—
શ્રીકૃષ્ણઅર્જુન વીંધિયા, અતિ ગર્વ ધરિને નિજ મને. ૪૨
એથી થઈ અતિઉગ્ર પાર્થે જોયું તે સામે ફરી,
તો કવચની રક્ષાવનું કો અંગ નવ જોયું જરી. ૪૩
તવ યુદ્ધમાં અતિ ચતુર એવા અર્જુને બાણે કરી,
અનુચરસહિત હયસારથી એના હણ્યા ધીરજ ધરી. ૪૪
પછિ તર્ત તોડી ધનુષ, મોજા હાથના કાપી અને
કડકા કર્યો રથ, પણ ન કો આવી શક્યું એની કને. ૪૫
બે શરથી તવ બે હાથનાં તળ વીંધિ પછી હે નૃપમણી !
નખમાંહિ પણ વીંધ્યો જ એને, વેદના થાવા ઘણી. ૪૬
એથી થઈ ઉદ્વિગ્ન પીડા પારવનિ થાવા થકી,
તત્પર થયો ઝટ ભાગવા, અહિં મરિશ એમ ગણી નકી. ૪૭
એ સમય કષ્ટ વિષે કળેલો જોઇ તેને ભૂપતી !
આવ્યા હજારો યોધ, કરિને ક્રોધ શીઘ્ર કરી ગતી. ૪૮
હય હાથિ રથ ભાથી તણા ઘેરા વિષે એને લઈ,
વર્ષાવવા શર લાગિયા, મહાવીર તત્પ ઘણા થઈ. ૪૯
તે સર્વશું દારુણ કરી યુધ, દાટ વાળી અર્જુને,—
એડાવિયો રથ આપનો, અતિ વેગમાં સૈંધવ કને. ૫૦

## વલણ.

કને ગયો સૈંધવતણી, અર્જુન કરિ સંગ્રામ;
વર્ણવિ તે અહિં નવ શકે, આ દ્વિજ ગણપતરામ રે. ૫૧

---

## કડવું ૨૩ મું.

### अर्जुनसाहाय्ये जवा सात्यकिने धर्मनुं कहेवुं.

**ચોપાયાની દેશી.**

સૈંધવના રક્ષકશું અર્જુન યુધ કરતો'તો જ્યારે,
પાંડવસહ પાંચાલો ગુરુશું યુધ કરતા'તા ત્યારે. ૧
અપરાહ્ને એ સમય કારમું, કૌરવપાંડવ કેરૂં—
યુદ્ધ થયું જોવા જેવું નૃપ, ખપ્યા યોધ થઇ બેરૂ. ૨
દ્વંદ્વયુદ્ધમાં નમ્યું ન આપ્યું એકબિજાને કોયે;
મચ્યા મહારથિ અન્યોન્યશું, જયમ ભૂત ભરાયું હોયે. ૩
ધનુષ ધર્મનું કાપી દ્રોણે છોડચા બાણ હજારો;
'પડચા યુધિષ્ઠિર! પડચા યુધિષ્ઠિર!' એમ પડચા પોકારો. ૪
પણ ધર્મે નવ નમ્યું આપતાં, દિવ્યધનુષ કર ધારી,
છોડી શર અતિઉગ્ર હજારો, કાપ્યા તે શર કારી. ૫
અતિ વિસ્મય ઉપજે એવું યુધ, દ્રોણધર્મનું એવે—
મચ્યું મહારાજા! શું કહું મુખથી! ત્રાસ્યા સઉ જન તેવે. ૬
વિફરી છેલ્લે દ્રોણ ધર્મપર, વિરથ તેમને કરિને,
કાપિ ધનુષ વિદ્ધ કરી ધાયા, ઉગ્રક્રોધ અતિ ધરિને. ૭
મૃગ સામે સિંહ ધસે તેમ જ ધર્મ ઉપર તે ધાયા;
સમજાયું તવ સદ્ય ધર્મ ગુરુહાથે હવે હણાયા. ૮
એથી પાંડવની સેનામાં ઉપજ્યો હાહાકાર;
ધર્મ બેસિ સહદેવરથે ભાગ્યા નવ કરતાં વાર. ૯
ક્ષેમમૂર્તિશું બૃહત્ક્ષત્ર ત્યાં ભડયો ધર્મને માટે;
માર્યો તેણે ક્ષેમમૂર્તિને, હે નૃપ એક સપાટે. ૧૦
ધસ્યો વીરધન્વા તવ સામો વીર્ય દાખતો એવે,
તેને પણ તોડી નાંખીને, પ્રાણ તજાવ્યો તેવે. ૧૧

આપ પુત્ર દુર્મુખને હે નૃપ, સહદેવે નિજ બાણે—
વિદ્ધ કરીને કર્યો વિરથ, સામો થાતાં તે ટાણે. ૧૨
નાશી તે નિરમિત્રરથે બેઠો તવ કોપી તેને—
હણ્યો ન કરતાં વાર, આંચ અતિ આપી રણમાં એને. ૧૩
રાજપુત્ર નિરમિત્ર મરાતાં ત્રિગર્ત્ત સર્વે તેવે,
હાહાકાર જ કરવા લાગ્યા, આકુળ થઇને એવે. ૧૪
નકુળે મુહૂર્તમાત્ર માંહિ ઝટ વિકર્ણ જીત્યો જ્યારે,
અતિ મોટું આશ્ચર્ય લોકમાં ઉપજ્યું હે નૃપ ત્યારે. ૧૫
વ્યાઘ્રદત્તને સાત્યકિએ માર્યો તવ રણ મોઝાર,
ઉલટ્યા માગધ વિવિધ શસ્ત્ર ધરિ, કરતા બહુ પોકાર. ૧૬
હસતો નહિ શું હોય તેમ તે સર્વેને ઝટ તેણે—
જીતી લીધા કષ્ટ સહ્યા વિણ, આંચ આપિ અતિ એણે. ૧૭
ભાગ્યું એથી સૈન્ય આપનું, ભય ધરિ ઉરમાં ભારે,
સાત્યકિ સામે દ્રોણ ક્રોધ કરિ ધાયા હે નૃપ ત્યારે. ૧૮
દ્રૌપદિના પુત્રોએ તે તક, સૌમદત્તિશું ભીડી,
પૂરો તેને કર્યો રણવિષે, પારવિનાનો પીડી. ૧૯
ભીમસેન સાથે હે નૃપતે ! અલંબુષે એ વારે,
ભ્રાત બકાસુર-વૈર વાળવા યુદ્ધ મચાવ્યું ભારે. ૨૦
તેને હૈડંબે નૃપ તેવે તાતતાપને ટળવા,—
મારીને સત્વર મોકલિયો નિજ બાંધવને મળવા ! ૨૧
મુખ્ય સાત્યકી છે જેમાં નૃપ, એવા પાંડવ સાથે—
થયો મહાસંગ્રામ દ્રોણનો, રણમાં સૌને માથે. ૨૨
વર્ષાવિ શર વીંધિ સાત્યકી પીડ્યો અતિશય દ્રોણે;
કંપાવ્યો મહાવીર પરાક્રમી, સહન ન થાય જ કોણે. ૨૩
રવિને રાહુ ગળે ત્યમ દ્રોણે ગળતો દેખી તેને,
આવ્યા પાંડવયોધ ઊલટી, ઉગારવા ઝટ એને. ૨૪
પાંચાલો, કેકય, સૃંજય, ત્યમ મત્સ્યો હે નૃપ એવે,

દ્રોણરૂપ દવમાંહિ તીડપેઠે જ પડ્યા ત્યાં તેવે. ૨૫
વ્યૂહતણા છીડામાં થાતો પાંચજન્યનો ત્યારે—
શબ્દ સુણ્યો ધર્મે, જ્યાં અર્જુન યુધ કરતો'તો ભારે. ૨૬
સૈંધવના રક્ષકયોદ્ધા ત્યમ કૌરવનો અતિ ભારે—
શોર સુણ્યો ધર્મે, પણ ગાંડિવશબ્દ સુણ્યો નવ ત્યારે. ૨૭
તેથી ચિંતાતુર બહુ થઇને સાત્યકિ પ્રત્યે તેવે,
ગદ્ગદ સ્વરથી ધર્મ ઉચ્ચર્યા, આ રીતેથી એવેઃ— ૨૮
આપત્સમયે સન્મિત્રતણો ધર્મ કહેલો જે છે,
હે શિનિપુંગવ ! તે જ સમય આ આવ્યો અત્ર દિસે છે. ૨૯
વિચાર કરતાં સર્વ યોધમાં તુંથી વધતો કોયે,—
સ્નેહી હું નથિ જોતો અહિંયાં, છે મનમાન્યા તોયે. ૩૦
કેશવસરખો પરમ સુઆશ્રય છે તું અત્ર અમારે;
મૂકું છું જે ભાર તું વિષે, તે છે યોગ્ય જ તારે. ૩૧
માટે મુજ કહ્યું માન્ય કરી તું તુજ ગુરુ અર્જુન કેરી—
સહાયતા કર, અરિઓએ લીધો છે એને ઘેરી. ૩૨
મિત્ર માટ જે મરે યુદ્ધમાં, તે જ ધરે પગ સ્વર્ગે,
સમગ્ર પૃથ્વી દાન કર્યાનું ફળ પામે અપવર્ગે. ૩૩
સ્વર્ણકવચ ધરિ દુર્યોધન દોડ્યો છે અર્જુન વાંસે,
વાધ્યા છે કૌરવ બહુ વેગે, લેવા એને ફાંસે. ૩૪
પાંચજન્યનો શબ્દ થાય છે, ને કૌરવ હોકાર;
કેમ હશે કે રે ! ગાંડિવનો નથિ થાતો ટંકાર ? ! ૩૫
સંશય એથી મને થાય છે અર્જુનના જીવિતનો;
જીવી હું કદિ નહિ જ શકું, રે અહિંયાં એ ભ્રાતવનો ! ૩૬
માટે તું ત્યાં જઈ શંખ નિજ ફૂંકી જયની મુજને—
આપ ખબર અરિઓ હણિ સત્વર, કરગરિ કહું છું તુજને. ૩૭
આમ બહુ કહ્યું અજાતઅરિએ, સાત્યકિને સમજાવી;

૨૯ શિનિપુંગવ—શિનિકુળમાં શ્રેષ્ઠ. ૩૩ અપવર્ગે—મોક્ષ વિષે.

તવ તે ઉચર્યો ઉરના પ્રેમે, વાણી વિમળ સુ આ'વીઃ— ૩૮
અર્જુનને માટે આ મારો પ્રાણ અર્પવા સારૂ—
સદૈવ તત્પર છું હું હે નૃપ, અધિક શું અત્ર ઉચારૂં ? ૩૯
આપતણી આજ્ઞા થાતાં હું, શું ન કરૂં સંગ્રામે ?
ડોલાવું ત્રણ લોક યુદ્ધમાં, વાસવ વિસ્મય પામે ! ૪૦
તો આ દુર્બળ કૌરવદળશું યુદ્ધ કરૂં હું તેમાં,
શી છે મોટી વાત નરાધિપ, અધિક કશું નથિ એમાં. ૪૧
હે રાજન્ ! હું કુશળ છું જેવો, તેવો અર્જુન ભેટી,—
આવિશ સૈંધવ પાર પડ્યા પછિ, વાત નથી તે છેટી. ૪૨
પણ પાર્થે મુજ ઉપર ભાર નૃપ, આપતણા રક્ષણનો—
મૂકયો છે અહિંથી જાતાં રે ! ધરતાં રસ્તો રણનો; ૪૩
તો હું ગયા પછી તમ રક્ષણ-ભાર વહે કો તેવો—
છે કહો કોણ ? મને દેખાડો, વારે ગુરુને એવો. ૪૪
આપ ગયા આચાર્ય હાથમાં, તો નૃપ વિજય અમારો,
અરે ! પરાજય જેવો થાય જ, આવે મરવા વારો ! ૪૫
માટે અર્જુન કોપાવા હું કેમ વહુ એ વાટે ?
કેમ કરૂં આજ્ઞા ઉલ્લંઘન, આપતણી શિર સાટે ? ૪૬
જ્યાં યોગીશ્વર કૃષ્ણ તથા છે પાર્થ ધનુર્ધર જ્યાંહે,
ત્યાં નથિ વિઘ્ન કશુંય, સદા છે વિજય અવશ્ય જ ત્યાંહે. ૪૭
માટે દીર્ઘ વિચાર કરી પછિ આજ્ઞા મુજને આપો;
છો મારે મન માન્ય આપ, ઉર કરશો નહીં ઉતાપો. ૪૮
સાત્યકિ કહેવું સુણિ ધર્મે કહ્યુ, ભ્રાત ! કહ્યું તેં સાચું;
તો પણ જા તું પાર્થ પાસ, તુજ પાસ એ જ હું યાચું. ૪૯
રણમાં મુજ રક્ષણ કરતાં પણ તુજ જવું અર્જુન સારૂ—
રૂચે છે મુજને, માટે તું જા પ્રિય કરવા મારૂં. ૫૦
ભાઈયોસહ ધૃષ્ટદ્યુમ્ન તથા ભીમ નકુળ સહદેવ,
દ્રૌપદિપુત્રો તથા ઘટોત્કચ આદિક અવશ્યમેવ, ૫૧

રક્ષણ મારૂં રૂડી રીતે કરશે માટે તારે—
ચિંતા દ્રોણ વિષેની મારી કરવી નહીં લગારે. ૫૨
દ્રોણનાશ માટે નિપજ્યો છે ધૃષ્ટદ્યુમ્ન સુવીર,
માટે જા તું અર્જુન પ્રત્યે ધારી મનમાં ધીર. ૫૩

વલણ.

ધીરવીર યુયુધાન પછિ, કરતો અરિસંહાર,
અર્જુન પ્રત્યે પરવર્યો, હે નૃપ તેણી વારરે. ૫૪

---

## કડવું ૧૮ મું.

### भारती सेनामां सात्यकिनो प्रवेश.

રુચિરાછંદની દેશી.

સજ્જ થઈ સાત્યકિ પાર્થની પાસ જવા નિસર્યો જેવે,
વીર વૃકોદર તેસહ જાવા તત્પર તરત થયો તેવે. ૧
ઉચર્યો તવ યુયુધાન આમ—હે મહાવીર કહું તે માનો;
પ્રયત્ન ગુરુનો જાણો છો, જે તમથી છેક નથી છાનો. ૨
માટે નૃપરક્ષણ કરવાનો ભાર હવે તમ શિર ધારી,
રહો અહીં જ તમે દ્રઢતા ધરિ, ચિંતા નવ કરતાં મારી. ૩
ભેદી હું અરિસૈન્ય તડાકે, જઇશ જરૂર અર્જુન પાસે.
છે જે ત્રણ જોજન આઘે પણ, જાણું છું જે છે પાસે. ૪
આમ કહી કૌરવદળ પ્રત્યે ખેડાવ્યો રથ નૃપ જ્યારે,
વારિ રાખવા દ્રોણે તેને, ત્વરા કરી અતિશય ત્યારે. ૫
ધર્મ સૈન્યસહ સાત્યકિ પૂઠે તેના રક્ષણને માટે—
ધસ્યા દ્રોણ પ્રત્યે હે રાજા, રણકેરી વસમી વાટે. ૬
અર્જુન જે વાટેથિ વહ્યો'તો, તે વાટે સાત્યકિ શૂરો,—
ભેદી સેના જાવા ઉમગ્યો, અરિનો વર્ગ કરી પૂરો. ૭

તવ તે સામે થયા દ્રોણ ગુરુ, રોકિ રાખવાને તેને;
જોવા જેવું જુદ્ધ જામ્યું ત્યાં, દ્રોણ સાત્યકી એ બેને. ૮
ઉચર્યા એવે દ્રોણ, અરે ! તુજ ગુરુ અર્જુન કાયર પેઠે—
ભડવું મુજશું મૂકી ભાગ્યો, માન મમત મૂકી હેઠે ! ૯
તું પણ તેમ જ નહિ ભાગે તો, જિવતો આજે જઇશ નહીં;
મારિશ નિશ્ચે અહિં હું તુજને, માની લેજે સત્ય સહી. ૧૦
દ્રોણવચન સુણિ સાત્યકિ ઉચર્યો ધર્માજ્ઞાથી હું આજે—
જાઊંછું અર્જુન પ્રત્યે ગુરુ, નૃપનું પ્રિય કરવા કાજે. ૧૧
માટે કહેવું હોય તે કહો, પણ ક્ષણ વ્યર્થ નહીં ખોતાં—
જઇશ જ, નહિ તો દેખાડત હું તમને અત્ર બધા જોતાં ! ૧૨
ગુરુનો માર્ગ ગ્રહણ કરવામાં ન્હાનમ મન હું નહિ માનું;
માટે જેમ ગયા ગુરુ ત્યમ હું જઊંછું, નવ રાખું છાનું. ૧૩
આમ કહી આચાર્ય દ્રોણને વહેતા મૂકી વીર વડો,
હુંકાવી રથ અન્ય મારગે—વાધ્યો, નવ રહેતાં જ અડ્યો. ૧૪
જતો જોઇ જવાળા સરખો તે દવરૂપે કૌરવદળમાં,
વાધ્યા ગુરુ તેની વાંસે નૃપ, આવીને પૂરા વળમાં. ૧૫
દહી કર્ણદળ અનળરૂપ ધરિ, વિપળ ન વ્યર્થ જવા દેતાં,—
પેઠો તે ભારતિસેનામાં, રોક્યો નવ કોનો રહેતાં. ૧૬
ભાગ્યા કૌરવયોધ ભય ધરી જોઇ સાત્યકીને જ્યારે,
કૃતવર્માએ આવિ વેગમાં અટકાવ્યો તેને ત્યારે. ૧૭
સાત્યકિકૃતવર્માનું તેવે, કંપે ઉર એવું કારી—
થયું યુદ્ધ શૂરા પણ થથરે, ધીર શકે ન ધિરજ ધારી. ૧૮
મારી એકબિજાને બાણો, વિદ્ધ કર્યા વક્ષસ્થળમાં;
તોપણ પગ પાછો નવ મૂક્યો, આવીને પૂરા વળમાં. ૧૯
સાત્યકિએ શર બહુ વર્ષાવી કૃતવર્મા ઢાંક્યો તેવે;
તેમ જ તેના સારથિનું શિર પાડ્યું ભલ્લવડે એવે. ૨૦
તેવે તેનો ત્યાગ કરીને સાત્યકિ સત્વર હે રાજા !

વાળ્યો કાંબોજ ભણી વેગે, જ્યાં અરિજોધ હતા ઝાઝા. ૨૧
ભીમસેન સામે કૃતવર્મા, સાત્યકિ જાતાં તર્ત થયો;
તડયો ભીમ તેના સામે, પણ ગાંજ્યો એનો નહિ જ ગયો. ૨૨
સેનારક્ષણભાર ભોજશિર મૂકીને દ્રોણે એવે,
સાત્યકિને અટકાવા નિજ રથ ખેડાવ્યો સત્વર તેવે. ૨૩
વારિ રાખવા શૂર દ્રોણને ભીમાદિક મથિયા ભારે,
પણ રણમાં વધવા નવ દીધા, કૃતવર્માએ ત્યાં ત્યારે. ૨૪
ભીમ શિખંડી ધૃષ્ટદ્યુમ્નને પીડયા પારવના જ્યારે,
ભાગતું દેખી દળ પાંડવનું, સાત્યકિ સદ્ય ફર્યો ત્યારે. ૨૫
કૃતવર્મા સામે થઇ તેણે હયસારથિ હણિયા એના;
પૃષ્ઠરક્ષકો શર વરસાવી પૂરા તરત કર્યા તેના. ૨૬
ભલ્લ બાણથી ધનુષ તોડિને આપ્યું ભય એને ભારે;
પછી પીડવા લાગ્યો તેની સેના તપ્ત થઈ ત્યારે. ૨૭
પાડી બહુ ભંગાણ સૈન્યમાં, ઘાણ ઘણો તે તક વાળી,
હંકાવ્યો રથ રુકમરથ ભણી, દ્રોણતણી સેના ટાળી. ૨૮
ત્રિગર્ત્ત સૌમાં મુખ્ય તેહ લઇ હસ્તીસૈન્ય મહાભારે,
ઊભો'તો અતિ ગર્વ ભરેલો, સાત્યકિશું લડવા ત્યારે. ૨૯
ત્યાં જઇ કેસરીરૂપ તે થઈ, હસ્તિ સર્વ હણવા લાગ્યો;
ભય ધરિ મળમૂત્ર કરી દઇ તવ કરિસમૂહ સત્વર ભાગ્યો. ૩૦
આવ્યો જલસંધ ચઢીને ત્યાં, મોટા હસ્તીપર બેસી;
થયો સાત્યકિ સામે તે જયમ કૃષ્ણ ઉપર આવે કેશી. ૩૧
વીંધ્યો વક્ષસ્થળમાં તેણે સાત્યકિને નૃપ ! નિજ બાણે;
તોડયું ધનુષ તપ્ત થઈ એવો, જીવ જરૂર લેશે જાણે ! ૩૨
પણ ક્ષણ કંપ્યાવિણ સાત્યકિએ ધનુષ બિજું કરમાં ધારી,
વીંધ્યો તેને વાર કર્યાવિણ, સાઠ બાણ તીખા મારી. ૩૩
જામ્યું જુધ જોવા જેવું તવ, કળાય નહિ ઓછો કો છે ?

૩૧ કેશી—કેશી નામનો દૈત્ય.

હઠે ન એક બિજાથિ હવાતે, ચમત્કાર આતે શો છે ! ! ૩૪
શૂર શોચતા હતા આમ તવ, ક્ષુરપ્ર નામે ત્રણ બાણે,—
સાત્યકિએ જલસંધ હણ્યો, કરશિર કાપી નૃપ તે ટાણે. ૩૫
હાહાકાર હવો તવ ભારે, ભારે દવ ઊઠ્યા જેવો;
વા'રે ઝટ ધાયા દ્રોણાદિક, અતિ ઉત્પાત સુણી એવો. ૩૬
કોલાહલ કરિ કૌરવ ધાયા, સાત્યકિ સામે બહુ ગરજી;
અટકાવ્યો આગળ જાતો ઝટ, તીખાં વેણ ભણી તરજી. ૩૭
ઘોરયુદ્ધ તે સમે પ્રવર્ત્યું, જાય ન અત્ર જરા ભાખ્યું;
દ્રોણ તથા તમ પુત્રોએ બળ સાત્યકિ ઊપર બહુ દાખ્યું. ૩૮
દુર્યોધન અતિ રીશ કરીને અડ્યો રહ્યો એની સામે;
વિદ્ધ થયો સાત્યકિથી તે અતિ, પણ નવ નરમ પડ્યો નામે. ૩૯
તવ તેના હયસારથિ મારી, સંહારીને રથ તેનો,
તોડિ ધનુષ તેને વીંધી અતિ, ભૂંડા હાલ કર્યો એનો. ૪૦
તાપ ન સાત્યકિનો સહેવાયે દુર્યોધન રણથી ભાગી,—
ચિત્રસેન ભ્રાતરથે બેઠો, નિજનો ગર્વ બધો ત્યાગી. ૪૧
વીરહાક વાગી રહિ તે તક, તે સુણિ કૃતવર્મા એવે,
આવ્યો સત્વર રથ ખેડાવી, સાત્યકિના સામે તેવે. ૪૨
એથી પાછું તે બેનું ત્યાં મચ્યું યુદ્ધ હે નૃપ ! ભારે;
કૃતવર્માને વીંધી મૂર્છિત કીધો સાત્યકિએ ત્યારે. ૪૩
વધતાં આગળ વળિ સાત્યકિને દ્રોણ નડ્યા રાહુ રીતે;
પણ તેશું કરિ પૂર્ણ પરાક્રમ, વાધ્યો તે પછિ વિણ ભીતે. ૪૪
જાવા તેની વાંસે ગુરુ ત્યાં વિચારવા લાગ્યા જ્યારે,
પાંડવપાંચાલોએ ગુરુનો વ્યૂહ તોડિ નાંખ્યો ત્યારે. ૪૫
એથી પાછા વ્યૂહદ્વારમાં સત્વર તે ઊભા આવી;
વાધ્યો સાત્યકિ વેગે આગળ, અતિ દૃઢતા ઉરમાં લાવી. ૪૬
રાય સુદર્શન આવ્યો સામો, વારિ રાખવાને એને;
જુદ્ધ કરી તે સાથે જબરૂં, જમપુર પહોંચાડ્યો તેને. ૪૭

શક, બર્બર, યવનો, મ્લેચ્છો ત્યમ કિરાત, દરદ મહાબળિયા,
જોતાં સાત્યકિને આગળ શર વરસાવી વીંટી વળિયા. ૪૮
પણ તે સૌને પાર કરી, કીચડ કરિ માંસરુધિર કેરો—
વાધ્યો સાત્યકિ વાર ન કરતાં, વિખેરિ અરિઓનો ઘેરો. ૪૯
દુર્યોધન દુઃશાસન આદિક આપ પુત્ર હે નૃપ એવે,
હોકારા કરતા આવ્યા ત્યાં, સાત્યકિના સામે તેવે. ૫૦
તે સૌ સાથે ભડી અભય થઈ, નઠી સર્વને બહુ રીતે,
જીતી લીધા જેમ ઇંદ્ર અસુરોને જે રીતે જીતે. ૫૧
દુઃશાસનના પ્રેર્યાથી પર્વતવાસી યોદ્ધા ત્યારે,
સાત્યકિ ઊપર પથરાની વૃષ્ટિ કરવા લાગ્યા ભારે. ૫૨
પણ નારાચ સુબાણવડે તે વૃષ્ટિ નિષ્ફળ કરિ તેણે,—
પત્થરના કડકા ઊડાડી પાડ્યા યોધ ઘણા એણે. ૫૩
કાટ ઘણો વાળ્યો સાત્યકિએ તસ થઈ બહુ તે વારે;
હાહાકાર ઘણો ઉપજાવ્યો, કરિ સંહાર અતી ભારે. ૫૪
ભાગ્યો એથી દુઃશાસન ઝટ, ત્રાસ ધરી ઉરમાં ત્યારે;
ત્યાગિ સાત્યકિ દ્રોણભણી ભાગ્યા યોદ્ધા ભય ધરિ ભારે. ૫૫
દુઃશાસનને દેખિ વિકળ અતિ, પૂછ્યું આમ તહીં દ્રોણેઃ—
ભાગ્યો કાં આ સૌ રથિસાથે, કાયર આમ કર્યો કોણે ? ૫૬
કહે અગ્રજ તાહરો કુશળ છે ? સૈંધવ હજિ જીવે છ કહે !
ભાગે છે કાં ભૂપભ્રાત થઈ ? લાજ કાંઇપણ કયમ ન લહે ?! ૫૭
પામીને યુવરાજનિ પદવી, મહારથિ તું કહેવાઇ અરે !
ભાગે છે કાં ભય ધરિ રણથી ? ભાગ્યે અર્થ નહીં જ સરે. ૫૮
દાસી દ્રૌપદિને કહિને તેં પાંડવ પંઢ કહી પૂર્વે,—
મૂછે કર ધરિ ફર્યો હતો તું, ગાજીને પૂરા ગર્વે; ૫૯
તે તારૂં બળ ગયું અરે કયાં, કે સાત્યકિથી તું આજે—
ભાગે છે ભીરૂ થઇ રણથી, અરે ન કાં અહિંયાં લાજે ! ૬૦

૫૭ અગ્રજ—મોટોભાઈ દુર્યોધન. ૬૦ ભીરુ—બીકણુ.

વૈર કરી પાંડવપાંચાલશું અર્થ નહીં સરસે ભાગ્યે;
ઘૂતઅક્ષ ઝેરી સર્પોશા બાણ થશે તારા આગે ! ૬૧
અરે પાંડવોને કટુવચનો પણ કહેનારો તું જ હતો;
કૃષ્ણાકેરૂં ક્લેશમૂળ પણ શૂળ સરીખો તું જ હતો ! ૬૨
ગર્વ પરાક્રમ માન અરે ! તે તારાં ક્યાંહ ગયાં આજે ?
ગર્યું ગર્જવાનું ક્યાં તારૂં, ભાગે છે તું શે કાજે ? ૬૩
આશીવિષ સર્પસમા પાંડવ કોપાવી તું જઇશ ક્યહાં ?
ઝેરિ ડંખ દેશે તે તુજને આવીને તું જઇશ ત્યહાં ! ૬૪
રે ! આ રાજ્ય, ભારતીસેના ત્યમ દુર્યોધન પણ આજે—
શોચ યોગ્ય છે તુજથી, કે તું કાયર થાતાં નવ લાજે ! ૬૫
ભૂપતણો ભડભ્રાત થઈ ભીરુક થઇ પૂઠ દઈ ભાગ્યો,
અરે ! દાગ મોટો એથી અહિં દુર્યોધનને છે લાગ્યો ! ૬૬
સાત્યકિની શે'થી ભાગ્યો, તો ભીમપાર્થ ભાળી તારો—
હાલ થશે શો અરે મંદ ! આવશે જરૂર મરવા વારો ! ૬૭
પળવાનું મન થતું હોય કહિ પાંડવથી બચવા સારૂ,
તો સત્વર ગાંધારીઉદરે–પ્રવેશ કર માની મારૂં ! ૬૮
કાં કે તેમ વિના પાંડવથી બચવાનો હાવે તારે—
માર્ગ મહીતલમાં નથિ એકે, વિશેષ શું કહેવું મારે ? ૬૯
બચવું હોય બીજી રીતે તો મેળ કરી પાંડવ સાથે,
આપિ ધર્મને રાજ્ય વરદકર ધરાવ ઝટ તારે માથે. ૭૦
અરે ! તેમ કરવું ન હોય, તો ભ્રાત ટેક ઉરમાં ધારી,
સાત્યકિ સામે જા તું સત્વર, માનીને શિક્ષા મારી. ૭૧
વચન દ્રોણનાં સાંભળિ તમ સુત, કંઇપણ બોલ્યાવિણ એવે—
ગયો સાત્યકી-મારગ પ્રત્યે, તાપ ઘણો પામી તેવે. ૭૨
દ્રોણે પછિ પાંડવ સેનાશું યુદ્ધ મચાવીને ભારે,

૬૧ ઘૂતઅક્ષ—દ્યૂતનાપાસા. ૬૪ આશીવિષ—અતિઝેરી. ૬૬ ભીરુક—બીકણ. ૭૦ વરદકર—વરદાન આપનારો હાથ.

વીરકેતુ પાંચાલપુત્રને માર્યો રણમાંહે ત્યારે. ૭૩
ધૃષ્ટદ્યુમ્ન સાથે ભારે યુધ કરિ સારથિ તેનો માર્યો,
વીર્ય પ્રકાશી પૂર્ણ આપનું, મહાવીર રણમાં વાર્યો. ૭૪
સાત્યકીએ દુઃશાશનને અતિ આંચ આપિ એવે વાર્યો,
ભીમપ્રતિજ્ઞા પળવા માટે મહેર કરીને નવ માર્યો. ૭૫
હાર્યો તે સાત્યકિથી તેવે, એવે રથ આગળ ખસતો—
કરાવિ સાત્યકિ અર્જુન પ્રત્યે વાધ્યો હે નૃપતે! ધસતો. ૭૬
અર્જુનસાત્યકિ જાવાથિ નૃપ, વ્યૂહ અંતરમાંહે ત્યારે,
ભારે યુદ્ધ મચ્યું'તું શું કહું, કિલૂકારી થતિ હતિ ભારે. ૭૭
વ્યૂહતણા મુખમાંહિ તેમ પાંડવને દ્રોણતણું તેવું,
યુદ્ધ મચ્યું'તું હે નૃપ! પૂર્વે કદી નહીં જોયું એવું. ૭૮
દ્રોણે યુદ્ધ વિષે એવે નૃપ, ઉગ્રરૂપ ધરિ રુદ્રસમું,
હણ્યા વીર રણધીર અટંકા, કરી સંભ્રમિત સર્વ ચમૂ. ૭૯

વલણ.

ચમૂ ચતુર્ધાને વિષે પાડી બહુ ભંગાણ,—
અર્જુન પ્રત્યે પરવર્યો, સાત્યકિ શિનિકુળભાણ રે. ૮૦

---

## કડવું ૨૫ મું.

### ભારતીસેનામાં ભીમનો પ્રવેશ.

રાગ સિંધુ.

પાંડવોપક્ષના વીર રણધીર રથિ દ્રોણસહ ભીડતાં રાય! એવે,
નૃપ બૃહત્ક્ષત્રને ધૃષ્ટકેતુ પડ્યા, ત્રાસ વરતાઈ રહ્યો તેથિ તેવે. ૧
ઉગ્ર ચિંતા હવી ધર્મને એ સમે, શરણ મહાશૂરનું કો ન દેખી;

---

૭૫ ભીમપ્રતિજ્ઞા—દુઃશાસનને મારવા ભીમની પ્રતિજ્ઞા હતી. ૭૯ ચમૂ—સેના.

પાર્થનો પંથ નૃપ ન્યાળવા લાગિયા, સબળ આશ્રયના આશ લેખી. ૨
પણ ન નજરે પડ્યા પાર્થ કે સાત્યકિ, તેમ ગાંડિવનો શબ્દ તેવે—
સાંભળ્યો નહિ જ ધર્મે તદા ભૂપ તે અધિક અધિરા થયા રાય ! એવે. ૩
તેથિ તે ભીમની પાસ જઇ ઉચ્ચર્યા, કુપિત કેશવ તણો ભ્રાત ! જોને,
શંખ ફૂંકાય છે જોરમાં આ સમે, દુ:ખ કહું ઉરતણું અત્ર કોને ? ૪
રે ! પડ્યો ત્યાં હશે પાર્થ તેથી જ હરિ યુદ્ધ કરતા હશે એમ લાગે;
જાણતું નહિ સાત્યકીનું થયું શું હશે, એથિ મુજ કાળજે બાણ વાગે ! ૫
તેથિ તું જા ત્યહાં વાર કરતાં ન જરિ, જીવવું મારૂં જો ફિર વિચારે;
પાર્થ કરતાં અધિક છે જ શૈનેયનું જાણવું યોગ્ય હે ભ્રાત તારે. ૬
કેમકે તે અરે ! મારૂં ગમતું થવા, મરણમુખમાંહિ વેગે વહ્યો છે;
પાર્થપ્રત્યે જવા માર્ગ તેનો અરે ! મૃત્યુમારગ સમો મેં લહ્યો છે ! ૭
તેથિ તું જઇ ત્યહાં કૃષ્ણ અર્જુન તથા સાત્યકી કુશલ દેખી સુભ્રાતા !
સિંહનાદે કરી જાણ કરજે મને, જીવમાં ઉપજવા સદ્ય શાતા. ૮
ભ્રાત કહ્યું સાંભળી ભીમ ઉચર્યો તદા, ભય નથી પાર્થને કોઈ રીતે;
દિવ્યરથ સારથી કૃષ્ણ છે જેહને, તેહને ભ્રાત કહો કોણ જીતે ? ૯
તોયપણ આપના મનનિ તૃપ્તિ થવા, જાઉં છું હું હવે તત્ર ભ્રાતા !
શોચ કરશો ન વડવીર ! કો રીતથી, જાણ કરિ સદ્ય આપીશ શાતા. ૧૦
એમ કહિ ધૃષ્ટદ્યુમ્નાદિ સંબંધિને ભાળવી ધર્મને ભીમ એવે,
સદ્ય તત્પર થયો પાર્થ પ્રતિ વાધવા, તેજિ તોખાર જોડાવિ તેવે. ૧૧
જાય ગુરુ હાથ નવ રાય કદિયે અહીં, પૃષત્કુળભાનુ હે ભ્રાત જોજે !
ધૃષ્ટદ્યુમ્ને કહ્યું લવ ન ચિંતા કરો, ધરિશ હું ધર્મ મારો ખરો જે. ૧૨
એ પછી ધર્મને ભીમ અભિવંદિને, દાન દઇ વિપ્રને પૂર્ણપ્રીતે,
પામિ આશિષ મધુપાન કરિ રથ ચઢ્યો, રાજતા મોટ રણવીર રીતે. ૧૩
કાળ જ્યમ જાય અતિ રક્ત થઇ તેમ તે, મદ્યથી રાતિ અતિ આંખવાળો,
કાળસરખો બની કૌરવો સૈન્યપ્રતિ વાધિયો કેર કરવા જ કાળો. ૧૪
આવતો દેખિ અંતકસમો એહને, ઘોર સંહાર હે ભૂપ કરતો,

૧૨ પૃષત્કુલભાનુ—હે પૃષત્કુલના સૂર્ય ધૃષ્ટદ્યુમ્ન.

ભાગ્યું તમસૈન્યભયભીત થઇ શું કહું! શૂરગણ પણ દીઠો સધ સરતો.૧૫
દેખિ નિજ સૈન્યની દુર્દશા દ્રોણ તવ,આવિ સત્વર ત્યહાં રાય ! એવે,
વારિયો તેહને મારિ નારાચશર, ભાલમાં વીંધિ તત્કાળ તેવે. ૧૬
પાર્થની પેર પૂજા થવા આપની ધારિ ગુરુ ઉચ્ચર્યા આમ ત્યાંહીઃ—
શત્રુ સંગ્રામમાં છું હું તારો અરે ! હું જિત્યાવિણ તું જાશે ન ક્યાંહી.૧૭
અનુજ તારો ગયો જેમ અનુમત લઈ, માન આપી મને તેમ તુંથી-
સૈન્યમાં આંહિથી નહિ જવાશે ખરે,આંચ તું સહિશ હે વીર!હુંથી. ૧૮
વાક્ય એવાં સુણી દ્રોણગુરુનાં તહીં, તપ્ત થયલો અભય ભીમ તેવે,
ઉચ્ચર્યો આમ આચાર્ય પ્રત્યે અધિપ, નમ્રતા મૂકિને છેક નેવેઃ- ૧૯
બ્રહ્મબંધો ! બડાઈ ન બહુ હાંકશો, પાર્થનું પાણિ હું સર્વ જો કે—
જાણુંછું, જેહને ઇંદ્ર નિજ સૈન્યમાં—પેસતો કોઇ રીતે ન રોકે ! ૨૦
તો અરે ! તેહ અનુમત લઈ આપનું સૈન્યમાંહે ગયો એમ કહેવું,-
માનું કયમ હું અરે! અબુધ હું છેક નથિ,છે જ એ બાળ છળવાજ જેવું!૨૧
માન રાખ્યું હશે પૂજ્ય ગણિ તેહણે, ગુરુ ગણી આપને એમ જાણું;
તોયપણ શું થયું! તેથિ જે કંઇ થયું, ભીમથી તેવું જોશો ન ટાણું ! ૨૨
હું દયાવાન એવો નથી જાણજો, જાણજો ભીમ અરિ આ તમારો;
હુંથિ સન્માનઆશા ન જરિ રાખશો,સાર તમમાંહિ દીઠો ન સારો!૨૩
આપને તાત, ગુરુ, બંધુ ગણિને અમે નમ્રતા રાખિને રોજ નમિયા;
પુત્રપણું દાખિ અદ્યાપિસુધિ રાજિ કરિ,ગમતું કરિ આપને પૂર્ણ ગમિયા.
પણ અરે ! આજ વિપરીતપણું આપમાં અમવિષે સ્પષ્ટ રીતે જણાયું,
તેથિ છો શત્રુ પાંડવતણા આપ અવ, ભીમમનમાંહિ એવું ગણાયું. ૨૫
' આપઅરિ ભીમનું કર્મ અવ જોઇ લ્યો!' એમ કહિ હોઠ પીશી અતીશે,
કાળના દંડશી ફેરવીને ગદા, દ્રોણપર ફેંકિ હે રાય ! રીશે. ૨૬
દ્રોણગુરુ તે જ ટાણે કુદી રથથકી, પડતું મૂકી ખરેખાત ભાગ્યા;
ચૂર્ણ રથ સારથી અશ્વ ધ્વજ સૌ થયું, ટેક સૌએ ત્યહાં તુર્ત ત્યાગ્યા. ૨૭

---

૨૦ બ્રહ્મબંધો—તિરસ્કાર વાચક સંબોધન. દ્રોણનો તિરસ્કાર દર્શાવનારૂં વિશેષણ. ૨૧ છળવા જ જેવું—છેતરવા જેવું, બીવરાવવા જેવું. (શ્લેષાલંકાર)

તે તકે વાયુ વૃક્ષોનું મર્દન કરે, તેમ તમ યોધ બહુ ભીમ ઘૂમી,
વાધિ વેગેથિ મર્દન જ કરતો હતો, રુદ્રરીતે રણે આપ રૂમી. ૨૮
આપપુત્રો તદા વીંટિ વળિ તેહને—તાપ બહુ આપવા તત્ર લાગ્યા;
દ્રોણ બીજે રથે બેસિને તે સમે વ્યૂહના દ્વાર પ્રત્યે જ ભાગ્યા. ૨૯
બાણવર્ષાદ ભીમે કરી રાય તવ, આપરથિ આવી ઊભેલ માર્યા;
દુર્વિમોચન તથા રૌદ્રકર્માદિ સુત આપના ક્રૂર થઇને વિદાર્યા. ૩૦
કેર કાળો કરિ કૌરવો મારિ બહુ, દ્રોણપ્રત્યે વધ્યો ભીમ એવે;
વારવા તેહને ગર્જિ ગુરુ આવિયા, બાણ વર્ષાદ કરતા જ તેવે. ૩૧
પાન તે બાણનું કરિ જતો હોય ત્યમ ભીમ ભાસ્યો ખરેખાત ત્યારે;
ઘાણ બહુ વાળતી'તી ગદા જેહની, તેહને આવતો કોણ વારે ? ૩૨
સેંકડો બાણ વર્ષાવિને દ્રોણ તવ શત્રુના યોધ મારી હજારો,
પાણિ દર્શાવતા ત્યાં હતા આપનું, અફળ કરિ ધર્મદળનો વધારો. ૩૩
એથિ ભડ ભીમ ઝટ રથથકી ઊતરી નેત્ર મીંચી ખભે શિર નમાવી,
છાતિએ હાથ બે રાખિ મન સ્થિર કરિ, વાધિયો મરણશંકા ન લાવી. ૩૪
દ્રોણ સામે જઈ વિંધ્યપર્વતરિતે અડગ રહિને સહી બાણવૃષ્ટિ,
કરથિ રથ તેમનો દૂર ફેંકી દિધો, પામે આશ્ચર્ય જયમ સર્વ સૃષ્ટિ. ૩૫
બેસિ આચાર્ય તવ તર્ત બીજે રથે, આવિયા તૂર્ણ તે વીર સામે;
ઊધ ઝાલી ઊંશેટચો તદા તેહ રથ, વિબુધ પણ જેમ વિસ્મય જ પામે. ૩૬
આઠ રથ એમ ફેંકી દિધા તેહણે, રમત રમતો શું નહિ હોય જાણે !
ભગ્ન ગુરુનો મનોરથ કરી એ રિતે, યોધ બહુને હણ્યા તે જ ટાણે. ૩૭
મહારથી મોટ હણિ નવ ગણી કોઇને ભારતીસૈન્યમાં તે પ્રવેશ્યો;
આવતા શત્રુ સામે હસી ઉચ્ચર્યો, 'મોતવિણ લાવ નહિ અન્ય લેશો!' ૩૮
રાજિ રથમાંહિ ગાજિ ઘણો વાયુસુત, ભાજિ અરિપાળ ધરિ આશ તાજી,
સાત્યકિ પાર્થને ભેટવા ઊપડચો, પાડિ રણમાંહિ બહુ હસ્તિવાજી. ૩૯
તવ દિઠો તેહણે સાત્યકિને તહીં, ભોજ મ્લેચ્છાદિ સેનાશું ભડતો;
પાર્થને પણ દીઠો દૂર સૌવીરને મારવા વીર મોટાશું લડતો. ૪૦
તેથિ બહુ રાજિ થઇ મેઘ જેવી કરી ગર્જના તેહણે ભૂપ ! ભારે;

સાંભળી ભીમધ્વનિ પાર્થ ને કૃષ્ણ પણ ગાજિયા એવરીતે જ ત્યારે.૪૧
ભીમઅર્જુનતણો શંખધ્વનિ સાંભળી ધર્મ હરખી વદ્યા આમ એવેઃ-
પાર્થનું કુશલ જાણ્યું ખરૂં ભીમ તેં,પાળિ ગુરુવચન ન રહ્યો જ હેવે.૪૨
જેમનો હેવિ છે ભ્રાત તું તેમનો જય થવાનો નથી અત્ર હાવે;
સાત્યકિપાર્થ જીવેછ એ જાણિને હર્ષઊર્મિ મને બહુ જ આવે. ૪૩
પાર્થ સૂર્યાસ્ત પહેલાં જ સૈંધવ હણી પાળિને નિજ પ્રતિજ્ઞા સુપ્રીતે,
આમ થાશે મને મોહ અતિ આપવા,જેહને કોઈપણ નહિ જ જીતે. ૪૪
શૂર સૈંધવ ખરો સહાયિ પડતે જ દુર્યોધને ધાર્યું સૌ ધૂળ મળશે;
તેથિ તે શાંતિ કરશે અમો સાથ, ને ગર્વ તેનો બધો સદ્ય ગળશે.૪૫

વલણ.

ગળશે ગર્વ સૌ ગર્વિનો, મરશે સૈંધવ રાય;
ગણપત કહે સંક્ષેપમાં-કહિશ હું તેહ કથાયરે. ૪૬

---

## કડવું ૨૬ મું.

## भीमकर्णनुं युद्ध.

### હરિગીતની દેશી.

ઘનગર્જના કરતો પવનસુત, શૂર બહુ સંહારતો—
વધતો હતો ત્યમ સૈન્યમાં, નવ કોઇને ગણકારતો. ૧
તે જોઇને અતિક્રોધિ કર્ણે ત્રાડ પાડી તેહને,—
ઝટ આવિ આગળ રોકિયો, આગળ ન વધવા એહને. ૨
તે સમય તે બે તણું યુધ નૃપ, અતિ ભયંકર ત્યાં થયું;
સુણિ તાલશબ્દો તેમના સૌ કોઇ ત્યાં કંપી ગયું. ૩
ભારે ભયાનક ભીમની સુણિ ગર્જના નૃપ ! તે સમે,
હય હાથિ ભાથી આદિ કોપણ નવ રહ્યા રણમાં ક્રમે. ૪
શસ્ત્રો સર્યાં સૌ શૂર કરથી, ધનુષ પણ પૃથ્વી પડયાં;

જોર કંઈકના નિકળી ગયા, શવ તેમનાં નજરે પડયાં. ૫
લઘુલાઘવી દાખી પરસ્પર, યુદ્ધ બેએ બહુ કર્યું;
શર મૂકિ વિવિધ પ્રકાર સાહસ પારવનું નૃપ ! આદર્યું. ૬
વીંધી પરસ્પરને પરાક્રમ દાખિ બેએ ત્યાં ઘણું,—
તે ગેરુપર્વતશા થયા સ્રવતા રુધિરથી, શું ભણું ? ! ૭
પછિ કર્ણના હય સારથી ભીમે હણ્યા કોપી અતિ,
તવ ભાગિ તે નિજ સુતરથે બેઠો કરી ગરવી ગતિ. ૮
કરી કર્ણનો ભીમે પરાજય ગર્જના કીધી ઘણી;
તે સાંભળિ હરખ્યા યુધિષ્ઠિર મોદ પામી નૃપમણી ! ૯
કંપ્યું તમારૂં સૈન્ય તવ અર્જુન ગયો સૈંધવ ભણી;
યુયુધાન તેમ જ ભીમ પણ વાધ્યા, ન વાર કરી ઘણી. ૧૦
તે જોઇને અત્યંત વ્યાકુળ આપસુત દુર્યોધને—
દોડાવિ રથ ગુરુ પાસ જઇ કહ્યુ આમ ખેદ ધરી મનેઃ—૧૧
અનિવાર્ય અર્જુન ભીમ સાત્વત સર્વને જીતિ કરી,—
પહોંચ્યા જ સૈંધવ પાસ, તેનો પ્રાણ ઝટ લેવા હરી ! ૧૨
અતિક્રમણ તમને કરિ કદી વધિ શકે અર્જુન મહાબળી,
પણ ભીમસાત્યકિ કરિ શકયા, પરિસીમા એથી તો વળી ! ૧૩
રે ! સમુદ્રશોષણ જેવું થયું આ, આપ ઉલ્લંઘ્યા થકી;
તમને પરાજય સંભવે નહિ, એમ સૌ કહે છે નકી. ૧૪
દુર્ભાગ્ય મારાથી થયું અવળું અરે ! ધાર્યા થકી,
તો નાશ મમ આવ્યો સમીપ જ, એમ જાણુંછું નકી ! ૧૫
ઘટતું કરો ગુણવાન અવ, સુવિચાર કરિને આ સમે;
સૈંધવનું શું કરવું કહો ? જરિ વાર નવ કરતાં તમે. ૧૬
દ્રોણે કહ્યું, હે તાત ! વાત વિષમ દિસે છે શું કહું !
આગળ અને પાછળ અરે ! ભય છે જ નિશ્ચે હું લહું. ૧૭
તો પણ જયદ્રથ રક્ષવાનું કૃત્ય હું મોટું ગણું;

૧૨ સાત્વત—સાત્યકિ.

ત્રણ વીર તેને મારવા જ ગયા, હઠે નવ જે અણુ. ૧૮
હે તાત ! શકુનીબુદ્ધિએ જે દ્યૂત ખેલાયું હતું,
પરિણામ તેનું આ અરે ! જો આજ અત્ર થયું છતું ! ૧૯
રે ! દ્યૂત કેરિ સભા વિષેનો જયપરાજય પૂરવે—
સાચો નહોતો, પણ ખરો રણદ્યૂતનો તે છે હવે ! ૨૦
પાસા અરે ! જયના જ શકુની માનતો નૃપ જે હતો,
તે બાણરૂપે છે થયા રણમાંહિ, વ્યાકુળ ના થતો ! ૨૧
વ્યાકુળ થવું છે વ્યર્થ માટે અર્થ સત્વર સાધવા,—
મામાસહિત જા જયેદ્રથ ઊગારવા, અરિ બાધવા ! ૨૨
હું અહિં જ રહિ રોકીશ પાંડવના પરાક્રમિ યોદ્ધને,
તું ત્યાં જ જા જયકાજ, માની સત્ય મારા બોધને. ૨૩
સુણિ દ્રોણ કહેવું સદ્ય દુર્યોધન મહાવેગે કરી,
તત્કાળ ત્યાંથિ વાધિયો, ધીંગુ ધનુષ કરમાં ધરી. ૨૪
એવે યુધામન્યુ તથા દઢ ઉત્તમૌજાને તહીં—
જોયા ધનંજય પાસ જાતા, આપની સેના મહીં. ૨૫
અર્જુનતણા રથચક્રરક્ષક તે હતા નૃપ તેમને,
રોકયા હતા ભોજે અતીશે આંચ આપી એમને; ૨૬
તે પાર્શ્વભાગનું સૈન્ય ભેદિ પ્રવિષ્ટ થયલા પેખિને,
વાધ્યો ન કરતાં વાર દુર્યોધન મહાભય લેખિને. ૨૭
કર્યું યુદ્ધ એવું કારમું પણ નવ જરા તેમાં વર્ચ્યું;
ગાંજી ગયા બે પાર્થપાસે, ફળ અરે એવું ફળ્યું ! ૨૮
અતિક્રમણ કરિને કર્ણનું શ્રીકૃષ્ણઅર્જુનની કને—
જાતો હતો ભીડ ભીમ મોહ ધરી ઘણો નિજને મને. ૨૯
તવ બાણ બહુ વર્ષાવિ તેપર કર્ણ ગર્જી ઉચ્ચર્યો,
હે ભીમ ! મળવા પાર્થને કાં પીઠ આપીને ફર્યો ! ૩૦
કહિ આમ તેનું હાસ્ય કરિ બહુ, છેડિ અતિશય એહને,

૨૭ પાર્શ્વભાગ—પાસેનો અથવા બાજુ ઉપરનો ભાગ.

નિજ સાથ ફરિ ભડવા જ કર્ણે વળ ચઢાવ્યો તેહને. ૩૧
તેથી થયું યુધ તેમનું ફરિ અતિ ભયંકર ભૂપતી !
સહેતાં પરસ્પર ઘાવ બહુ, નવ ઊતર્યા ઓછા રતી. ૩૨
કીધો વિરથ ઝટ કર્ણને ભીમે ન વાર જરી કરી;
વીંધ્યો છતાં બેસી બિજે રથ આવિયો તે ત્યાં ફરી. ૩૩
દાખ્યું પરાક્રમ બહુ ફરી પણ સારથીહય મારિને,
ભીમે વિરથ તેને કર્યો, દૃઢ ધનુષ કરમાં ધારિને. ૩૪
તવ દેખિ તેની દુર્દશા દુર્યોધને દુર્જય ભણી—
જોઈ કહ્યુ જા ભ્રાત ! ઘાત ઉગારવા સુસખાતણી. ૩૫
દોડાવતો રથ આવિયો દુર્જય વૃકોદરના ભણી,
જેને ઝપાટે અશ્વસારથિસહ લિધો ભીમે લણી. ૩૬
તે જોઈ આંસૂ કર્ણઆંખે આવિયાં હે નૃપમણી !
બેસી બિજે રથ તે તડચો, ઉરમાંહિ રીશ કરી ઘણી. ૩૭
સાહસ કર્યું નૃપ પારવિણ તેણે તથાપિ ના સર્યું;
કીધો વિરથ ભીમે વળી, તો પણ ધનુષ કરમાં ધર્યું. ૩૮
તવ દેખિ તેનું પાણિ વાણી 'ધન્ય !' એવી સૌ વધા;
બે વીર બહુ ઘાયા તથાપિ ન એક બિજાને બધા. ૩૯
રાધેયને દેખિ વિરથ દુર્યોધને દુર્મુખ પ્રતિ—
કહ્યું, કર્ણને તુજ રથ વિષે બેસાડ શીઘ્ર કરી ગતિ. ૪૦
સુણિ ભ્રાતઆજ્ઞા ભીમને બાણોવડે તે વારતો—
તત્કાળ પહોંચ્યો કર્ણ પાસે, ધીર મનમાં ધારતો. ૪૧
પણ કર્ણને વારી વૃકોદર, વાર નવ કરતાં જરી,
જમલોક તેને મોકલ્યો, નવ બાણ વસમાં વાવરી. ૪૨
સંમોહ એથી પામિયો રાધેય દુઃખ ઘણું ધરી;
પછિ ભીમ કર્ણતણું થયું યુધ કારમું ત્યાંહે ફરી. ૪૩
દુર્યોધને તવ કર્ણરક્ષા કારણે હે ભૂપતી !
શત્રુંજયાદિક સાત ભ્રાતા મોકલ્યા શૂરા અતી. ૪૪

પણ તેમને પૂરા કરી ભીમે સુવાડ્યા રણ મહીં;
મરતાં વિકર્ણ વૃકોદરે મૂકયા નિસાસો બહુ તહીં. ૪૫
મૂકી નિસાસો ભીમ ઉચર્યો, હે વિકર્ણ ! તને અહીં,
મેં મારિયો પળવા પ્રતિજ્ઞા, ખિન્ન છું એથી સહી ! ૪૬
હે વીર ! ક્ષત્રીધર્મ સ્મરિ તું આવિયો વાર્યો છતે,
તો મોત વિણ માર્યો ગયો રે ! રે ! અહિં મારા વતે ! ! ૪૭
છે યુદ્ધધર્મ કઠિણ જ તેમાં, છે કઠિણ નૃપને ઘણો;
પાડ્યા પિતામહ યુદ્ધમાં, શો શોક કરૂં હું તુજતણો?! ૪૮
અતિ શોક દાખી આમ, પછિ રાધેય સામે તે તડ્યો;
ભય આપિ વારંવાર, ભીતિ ધર્યાવિના તે શું ભડ્યો. ૪૯
કાપ્યાં ધનુષ ભીમે અઢાર સુ કર્ણનાં કોપી ઘણો,
ત્યમ ઘાણ વાળ્યો સૈન્યનો, વિસ્તાર કરૂં શું તે તણો ? ! ૫૦
છેડાઇ બહુ કર્ણે પછી આયુધવનો એને કર્યો,
મૃત હસ્તિ, હય ત્યમ ચક્ર ફેંકિ બચાવ તવ તેણે કર્યો. ૫૧
દૃઢમુષ્ટિ પછિ ઊગામિ ભીમે કર્ણમરણ ચહ્યું તહીં,
પણ પાર્થની પળવા પ્રતિજ્ઞા તેહને માર્યો નહીં. ૫૨
કુંતીવચન સંભારિ તેમ જ કર્ણ પણ હે નૃપ તહીં,
આયુધરહિત અરિ ભીમને હણતો હતો નહિ રણમહીં. ૫૩
પણ ધનુષઅણિ ઘોચી શરીરમાં ભીમને કોપાવતો;
જે ઝૂંટિ લઈને ભીમ કર્ણશિરે જ ઝટ ફટકાવતો. ૫૪
તે સમય હસતો હોય ત્યમ ત્યાં ભીમને કોપાવવા,
વદતો હતો તે આમ, નિજ સામે વૃકોદરને થવાઃ- ૫૫
હે મૂઢ ! બહુ ખાનાર, મૂછરહિત, રણભીરૂ અરે !
તું યુદ્ધ મા કર, પણ રસોઇ કર જઇ ઘરમાં ખરે ! ! ૫૬

---

પર પાર્થની પળવા પ્રતિજ્ઞા-કર્ણને મારવા અર્જુનની પ્રતિજ્ઞા હતી.
૫૩ કુંતીવચન-કુંતી કર્ણપાસે કરગરવાથી કર્ણે કહ્યું હતું કે,—અર્જુન વગરના ચાર તમારા પુત્રોને હું મારીશ નહિ. (ઉદ્યોગપર્વ કડવું ૪૩ મું જોવું.)

હે અધમમાં અજ્ઞાત ! ઘાત થશે જ રે ! તારી અહીં;
વન વસવું તારે યોગ્ય છે, જા ક્ષેમ માટે તું તહીં ! ૫૭
કહિ આમ બહુ કટુવેણ નરમ પડેલ પવનકુમારને-
ઘોંચી ધનુષ ફરિ ઉચ્ચર્યો રાધેય હેવા ધારનેઃ ૫૮
હે બાળ ! આળ ન હુંશું કર, કર યુદ્ધ બીજા સાથ તું;
તું યોગ્ય નથિ આ કર્ણને ! મા ભીડ આલે બાથ તું ! ૫૯
જા કૃષ્ણઅર્જુન પાસ ઝટ, રક્ષા થશે ત્યાં તાહરી;
'જોયું ! થયું આ હુંથિ તે,' મુજ પાસ તું જાશે મરી ! ૬૦
સુણિ કર્ણનાં કટુ વાકય હસિને ઉચ્ચર્યો રણવીર તે,-
વહમા વડાઇ વિશેષ, મેં જાણ્યું છેં તારૂં નીર તે ! ૬૧
હાર્યો છેં વારંવાર, માર અપાર તેં ખાધો છતે,
શાને બકે છે, ભાગિને ઉગર્યો છેં મરણમુખે જતે ! ! ૬૨
મેં મલ્લયુદ્ધ કરી મહાબળવાન કીચક જે રીતે—
માર્યો હતો હે કર્ણ ! તારો ઘડિશ ઘાટ જ તે રીતે. ૬૩
કહિ એમ તાલસુ ઠોકિને, હે ભૂપ તત્પર તે થયો;
મત જાણી તેનો કર્ણ તેની પાસથી છેટે ગયો. ૬૪
છેટે પળીને તેહ કૃષ્ણાર્જુન સમીપ જઈ કરી,
તિરસ્કાર કરવા લાગિયો, પણ તે શકયો નવ ત્યાં ઠરી. ૬૫
કાં કે કરી અતિક્રોધ પાર્થે તાપ તેને દઇ ઘણો,
અતિ દૂર તર્ત ભગાડિયો, ટપ તોર તોડી તે તણો. ૬૬
પછિ ભીમ પણ શૈનેયહયપર બેસિ પાર્થ કને ગયો;
રોકયો ન રહેતાં કોઇનો સ્થિર ભ્રાતપાસ જઈ થયો. ૬૭

વલણ.

થયો ભીમ ને કર્ણનો, ભારે જે સંગ્રામ;
તે અહિં ભાખ્યો સારમાં, ગણપત વિપ્રે આમરે. ૬૮

---

## કડવું ૨૭ મું.

### જયદ્રથવધ.

### ચોપાયાની દેશી.

હે નૃપ ! કર્ણે અતિ પીડેલો ભીમસેનને દેખી,—
સાત્વત તે પૂઠે જ વહ્યો, અરિઓ મોટા ઊવેખી. ૧
મારિ હજારો બાણુ શત્રુનો ઘાણુ વાળતો પોતે,
પ્રલયાગ્નિતણી પેર પરવર્યો સેનામાં સૌ જોતે. ૨
એવે સ્વર્ણકવચવાળા નૃપ અલંબુશે ઝટ એને—
રોકયો રીશ કરીને ભારે, તાપ આપિ અતિ તેને. ૩
તવ તે સાથે યુદ્ધ કરીને સાત્યકિએ તે વારે,
હણી અશ્વ એના એને પણ ઘાલ્યો જમને દ્વારે. ૪
એ પછિ સૈન્યસમુદ્ર વિષે તે–પેઠો ધીર ધરીને;
ત્રિગર્ત્તયોદ્ધાઓએ તેને રોકયો ક્રોધ કરીને. ૫
તવ તેમાંના વીર પાંચસેં રાજકુમારો જીતી,—
હણ્યા હજારો યોધ ક્રોધ કરિ, વાર ન એમાં વીતી. ૬
શૂરસેન-જનપદના શૂરા, કલિંગના પણ તેવા,
જમસરખા જોરાવર જીત્યા, હઠે ન કોથી એવા. ૭
ઉદધિ તરી આવતો હોય ત્યમ દેખી કૃષ્ણે તેને,
અર્જુન પ્રત્યે કહ્યું, સાત્યકી આવે છે જો એને ! ૮
પ્રાણુસખા તુજ, તુજ અનુરાગી, સાહસ કરિ અતિ ભારે—
આવે છે હે પાર્થ ! વહાલ ધરિ, રણમાં તારી વા'રે. ૯
કેશવ કહેવું સુણિને ઉચર્યો અર્જુન આકુળ થઇને,
રાખ્યો'તો મેં રાયરક્ષણે એને શિક્ષા દઇને; ૧૦
માટે આવવું એનું અહિંયાં, પ્રિય નથિ મુજને નાથ !
જશે જ નિશ્ચે એ આવ્યે નૃપ રે ! રે ! ગુરુને હાથ !! ૧૧

સૈંધવને માર્યો હજિ નથિ મેં, એવામાં આ ટાણે—
સાત્યકિ પ્રત્યે સોમદત્તિ આવે છે કાળ પ્રમાણે ! ૧૨
આવી એણે અત્ર ઘૂંચવણ ઘાલી હે હરિ ભારે;
સમય રહ્યો છે સ્વલ્પ અરે ! અવ શું કરવું કહો મારે ? ૧૩
ધર્મે મોટી ભૂલ કરી રે ! એને અહિંયાં પ્રેર્યો;
એને પણ નિશ્ચે હે માધવ, છે અહિં કાળે ઘેર્યો ! ૧૪
કાં કે એ છે બહુ થાકેલો, ને અતિમંદ પડેલો;
ભૂરિશ્રવા છે તાજો હે હરિ, તે સામે જ તડેલો. ૧૫
શોચ આમ અર્જુન કરતો'તો, આકુળ થઈને જોવે,
સોમદત્તિ સાત્યકિની સામે વાધ્યો સત્વર તેવે. ૧૬
દાખિ દર્પ બહુ સોમદત્તિએ સાત્યકિને કોપાવ્યો,
ભાખિ ગર્વનાં વેણ વિષમ અતિ,અનશ્રને ઓપાવ્યો. ૧૭
બાણોથી બે જણ બહુ રીતે વીંધી એકબિજાને,—
થયા વિરથ તોપણ તે તડિયા, આવી અતિશય તાને. ૧૮
ધનુષ તૂટવે એકબિજાનાં, ખડ્ગવડે તે ખેલ્યા;
આવિ અતિઆવેશમાંહિ, મહાનદ રેલે ત્યમ રેલ્યા. ૧૯
મારી ઝટકા કારી અતિશય, એકબિજાપર ભારે,
કાપી ઢાલો અન્યોન્યતણી, તમ થઈ તે વારે. ૨૦
મલ્લયુદ્ધ માંડયું પછિ બેએ, હે નૃપ જોવા જેવું;
સ્તબ્ધ થયા સૌ તે દેખીને અચરજ જોયું એવું. ૨૧
શ્રમિત સાત્યકી બહુ જ થયો'તો, બહુ સાથે ભડવાથી,
નરમ પડયો તે આ સમયે, તાજો અરિ આંહિ નડવાથી. ૨૨
ભૂરિશ્રવાએ હે નૃપ એશું મલ્લયુદ્ધ કરિ ભારે,
પટકયો પૃથ્વીમાંહિ તેહને, વાર ન કરતાં ત્યારે. ૨૩
ઝાલી ઝટ પછિ કેશ તેહના પાટુ છાતિમાં મારી,—
કાપિ નાંખવા મસ્તક તેનું, કરિ હે નૃપ તૈયારી. ૨૪
તવ કુલાલના ચક્ર રીત સાત્યકિએ નિજ શિર તેવે,.

ફેરવવા માંડયું હે ભૂપતિ, ભય પામીને એવે. ૨૫
જોઇ દુર્દશા સાત્યકિની શ્રીહરિએ હે નૃપ એવે,
કહ્યું પાર્થને સાત્વતનું રક્ષણ કરવાને તેવે. ૨૬
તેથી તેણે ગાંડિવમાંહે ક્ષુરપ્ર શરને સ્થાપી,
મહાબાહુનો બાહુ ખડ્ગસહ નાંખ્યો તર્ત જ કાપી. ૨૭
બાહુ કપાતાં સોમદત્તિએ નિષ્ફળ નિજને લેખી,
સાત્યકિને મૂકી દઇ કહ્યું ત્યાં અર્જુન પ્રત્યે પેખીઃ ૨૮
અરે પાર્થ ! નિજ સ્વાર્થ સાધવા તેં જે કર્યું આ કર્મ,
વખાણશે શું તેને રાજા ધર્મધુરંધર ધર્મ ? ! ૨૯
ધર્મ કયો ક્ષત્રીનો સાધી, કર્યું આ રૂડું કર્મ !
ધન્ય થવાને અરે ધનંજય ! સાધ્યો સારો ધર્મ !! ૩૦
યુદ્ધ વિષે આસક્ત જ એવો, જે હું તેનો આજે,—
બાહુ કાપિયો જોઉં નહિ ત્યમ, કેમ ન ઉરમાં લાજે ! ૩૧
અરે ! અસ્ત્રવિદ્યા આ ઇંદ્રે, રુદ્રે, દ્રોણે તુજને—
શીખવિ'તી શું શરદ્વાનના પુત્રે તે કહે મુજને ? ! ૩૨
કુલીન આ'વું કર્મ કરે નહિ, નીચ કરે આ જેવું;
નીચ કૃષ્ણમતથી જ કર્યું તેં, કુરુકુળ લાજે તેવું ! ૩૩
ઉચર્યો અર્જુન હે નૃપ એવે, વ્યર્થ ન વેણ ઉચારો;
સાત્યકિનું રક્ષણ કરવું તે ધર્મ હતો અહિં મારો. ૩૪
અરિઓ સામે રણે ક્ષત્રિયો સગાસ્નેહિઆશ્રયથી—
યુદ્ધ કરે છે, ઉગારે છે આશ્રિતને અરિભયથી. ૩૫
તે ધર્મે વરતી મેં અહિંયાં, અમમાટે યુધ કરતો,
સાત્યકિ શિષ્ય ઉગાર્યો મારો, મમતા મુજપર ધરતો. ૩૬
અરે ! હાથનો શોક કરીને શાને આકુળ થાઓ ?
શૂર-દેહ રણમાં જ પડે છે, ના અવ બહુ અકળાઓ. ૩૭
આમ કહ્યું બહુ સવ્યસાચિયે તવ તેણે મન મારી,
બાણ પાથરી દેહ ત્યાગવા તર્ત ધારણા ધારી. ૩૮

અનશનવ્રત ધારણ કરિ ઉરની સર્વ વૃત્તિઓ વારી,
પ્રાણ પ્રાણમાં હોમ્યો હે નૃપ, મુનિવ્રત અતિદૃઢ ધારી. ૩૯
તવ સેનામાં રહેલ સહુએ કૃષ્ણપાર્થ ધિક્કારી,—
પ્રસન્ન થઇને સોમદત્તિની કરી પ્રશંસા સારી. ૪૦
ભૂરિશ્રવાની તેમ આપના પુત્રોની તે વારે,
નિંદાવાણિ સુણિ પાર્થ ઉચ્ચર્યો આમ જ સ્પષ્ટ ઉચ્ચારેઃ— ૪૧
મુજ વ્રત સૌ જાણે છે કે, મુજ શર જ્યાં સુધિમાં જાય,
મુજ આશ્રિતને ત્યાં સુધિમાં બીજાથી કદિ ન મરાય; ૪૨
માટે સાત્યકિ દેખિ હણાતો મારા બાણપ્રદેશે,
કાપ્યો કર મેં સોમદત્તિનો, તે નથિ ખોટું લેશે. ૪૩
કવચ શસ્ત્ર રથરહિત રણવિષે અભિમન્યુને માર્યો,
તે શું ક્ષત્રિય ધર્મ હતો ? કે મુજને અહિં ધિક્કાર્યો ! ૪૪
આમ પાર્થ કહેતો'તો તેવે સાત્યકિ વૈર વિચારી,
ઊઠ્યો ભૂરિશ્રવાને હણવા, ખડ્ગ મોટું કરધારી. ૪૫
હરિ, અર્જુન, ભીમે ત્યમ તેને કૃપકર્ણે બીજાએ—
વાર્યો પણ ન વળ્યો હે નૃપ તે પૂર્ણ ભરાયો વાએ ! ૪૬
દોટ દઈ જઇ સોમદત્તિની પાસે તેણે તેવે,—
કાપ્યું મસ્તક તેનું તર્ત જ, વાર ન કરતાં એવે. ૪૭
મળ્યો એથિ ધિક્કાર જ તેને કૌરવથી નૃપ જ્યારે,
'વાત વિચારો પાર્થપુત્રની !' તે ત્યાં ઉચર્યો ત્યારે. ૪૮
પરના દોષ જુઓ છો પણ નિજ જોવામાં છો અંધ;
આપી ઉત્તર યથાર્થ સાત્યકિ, અરિ-મુખ કીધાં બંધ. ૪૯
અસ્તસમય સૂર્યતણો દેખી દુર્યોધન એ વારે,
સંબોધી નિજ કર્ણ સખાને, ઉચર્યો ઉર ઉદ્ગારેઃ ૫૦
સજ્જ હવે ઝટ થા અટકા'વા અર્જુનને તું હાવે;
અર્થ સાધવાની તક આ'વી હાથ વિષે નહિ આવે. ૫૧

૩૯ અનશનવ્રત—અન્નપાણીની આખડી. ઉપવાસ, લાંઘણ.

જો સૂર્યાસ્ત પ્રથમ સૈંધવ અહિં અર્જુનથી નહિ મરશે,
તો તે બળિ મરશે જ ચિતામાં, ને ધાર્યું સૌ સરશે. ૫૨
સૈંધવરક્ષણ શલ્યકૃપાદિક ને હું પણ આ વારે,—
કરિયે છિયે તથાપિ પાર્થશું દાખ પરાક્રમ ભારે. ૫૩
હે નૃપતે ! સૂર્યાસ્ત સમય જાણીને તેણી વારે,
પાર્થે દાખી પૂર્ણ પરાક્રમ, માંડયું યુધ મહાભારે. ૫૪
થયો કર્ણ તેના સામે તવ અડગ થઈ એ વારે;
સારથિહય તેના હણિ પાર્થે દિઙ્મૂઢ કર્યો ત્યારે. ૫૫
કરિ ગાંડિવટંકાર કારમા, દશદિશ શર વર્ષાવી,
વાળી મહાસંહાર અર્જુને નિજ શક્તિ દર્શાવી. ૫૬
સૈંધવરક્ષક મહારથી ષટ્ સવ્યસાચિયે તેવે—
પાડયા સંશય પૂર્ણ વિષે, અતિ આકુળ કરિને એવે. ૫૭
જયદ્રથે ત્રણ શરથી હરિને, છએ કરી અર્જુનને,
તેમ આઠથી વીંધ્યા અશ્વો, સ્થિર રાખી નિજ મનને. ૫૮
પણ પાર્થે તવ બે બાણે કરિ એ જ સમે નૃપ એનો—
છેદી ધ્વજ, શિર રહિત સારથી—કીધો સત્વર તેનો. ૫૯
રક્ષક તેના ષટ્ મહારથિયો જીત્યા વિણ એ કયારે,—
મરાય તેમ ન દીઠું, દીઠો સૂર્યાસ્તસમો ત્યારે. ૬૦
તેથી તેને વ્યૂહથિ જૂદો કરવા કૃષ્ણે તેવે,
માયાઅંધારે રવિ છાયો આતુર થઇને એવે. ૬૧
કરી સૂચના એ જ સમે હરિ ઉચર્યા તેણી વારે,
મહારથિયોથી છૂટો પડતાં સૈંધવ હણવો તારે. ૬૨
પણ તેનું શિર પડે ન ભૂપર, તેમ વીર તું કરજે;
કહ્યું તેમ કરવાનું અર્જુન, કદી ન તું વીસરજે. ૬૩
કાં કે શિર એનું પૃથ્વીપર પાડે જે કો તેનું—
શિર સો કડકા થાય સદ્ય, વૃત્તાંત એમ છે એનું. ૬૪
વૃદ્ધક્ષત્ર તેના તાતતણું, અરે ! વચન છે એવું,

એને વર આપ્યા સરખું, શત્રુને શાપ જ જેવું. ૬૫
માટે શરથી છેદી મસ્તક, અદ્ધર બીજાં બાણે—
પડે જ તેના તાત ઉછંગે, ત્યમ કરજે આ ટાણે. ૬૬
માયાતીતતણી માયાથી સૂર્ય ન જવ દેખાયો,
તવ સૈંધવ ઉમગી ફરતો ત્યાં પાર્થથકી પેખાયો. ૬૭
તેથી તેણે દિવ્યમંત્રથો સિદ્ધ કરેલો એવો,
છોડચો શર ગાંડિવમાં યોજી, તાકયું પાડે તેવો. ૬૮
તે શરથી સૈંધવશિર છેદી, હે નૃપ બીજાં બાણે—
ઉડાડયું શિર અંતરિક્ષમાં, જેમ ને કો જન જાણે. ૬૯
સમંતપંચક સ્થાન પાસ નૃપ વૃદ્ધક્ષત્ર એ વારે,
સંધ્યોપાસન કરતો'તો, પ્રાણાયામ કરી ત્યારે. ૭૦
તેના ખોળામાં જ અર્જુને સૈંધવનું શિર નાંખ્યું;
પ્રાણાયામ વિષે હોવાથી નૃપે ન તે જરિ ઝાંખ્યું. ૭૧
પછી ઊઠવા જતાં જ મસ્તક પડયું ભૂપર તે સ્થળમાં;
વૃદ્ધક્ષત્રનું શિર સો કડકા તવ થઇ પડયું તે પળમાં. ૭૨
એ સમયે સૈન્યોમાં અચરજ ઉપજયું હે નૃપ ભારે;
કૃષ્ણ તથા અર્જુનકીર્તન સૌ કરવા લાગ્યા ત્યારે. ૭૩
સૈંધવને માર્યા પછી હરિએ માયાતિમિર નિવાર્યું;
કારણ તેનું કૃષ્ણ હતા એવું સૌએ ઉર ધાર્યું. ૭૪
સૈંધવનો વધ જોઇ આપ સુત સર્વે રડવા લાગ્યા;
ભીમ સાત્યકી કૃષ્ણ પાર્થના શંખ વેગમાં વાગ્યા. ૭૫
તે શંખોના શબ્દ સુણીને ધર્મ ઘણા અનુરાગ્યા;
આવિ વેગમાં પ્રબળયુદ્ધ ગુરુ સાથે કરવા લાગ્યા. ૭૬
કૃપાચાર્ય ને કર્ણ તથા અશ્વત્થામાએ એવે,
જોડયું જુધ અર્જુન સામે પણ ન વળ્યું તેમાં તેવે. ૭૭
સાત્યકિ સામે કર્ણ આથડયો, પણ નવ લીધી લા'ણ;
પાર્થે વચનપ્રહારે પીડયો, ઉચરી ક્રોધનિ વાણ. ૭૮

ભીમ ભ્રાતની વાત સાંભળી, ધનંજયે ધિઃકારી,—
કહ્યું કર્ણને 'તુજ સુતને હું નાંખિશ રણમાં મારી'. ૭૯
મારી પ્રતિજ્ઞા સત્ય માનજે, કહું છું અહિં પોકારી;
મુજ સુતઘાતી ! તુજ વૃષસેન હું હણિશ જ નજરે તારી ! ૮૦
પછિ સૂર્યાસ્ત થતાં હરિ અર્જુન ગયા યુધિષ્ઠિર પાસે;
મળ્યા માન પામી અતિ મોટું, ઉરને શુભ ઉલ્લાસે. ૮૧

વલણ.

ઉલ્લાસે પાંડવ ઘણા, ત્રાસે કૌરવ તેમ,
આજે દિવસે છે થયું, હે મહારાજા એમરે. ૮૨

## घटोत्कचवधप्रकरण.

### કડવું ૨૮ મું.

### रात्रियुद्ध तथा घटोत्कच वध.

રુચિરાછંદની દેશી.

જયકરિ હરિઅર્જુન આવીને ધર્મરાજને જવ મળિયા,
તવ ઉપજ્યો અતિ હર્ષ તેમને, તનમનતાપ બધા ટળિયા. ૧
એવે સાત્યકિ ભીમ આહિં પણ અજાતઅરિ આગે આવ્યા;
ભેટ્યા બહુ ભાવથી યુધિષ્ઠિર, ભીતરમાં બહુ તે ભાવ્યા. ૨
દુર્યોધન દુખ પામ્યો અતિશય, સૈંધવ પડતે હે રાજા !
આંસૂભર્યો આવી ગુરુ પ્રત્યે, સુણાવ્યા શબ્દ ગરમ ઝાઝા. ૩
મૂર્ધાભિષિક્ત નૃપનો મોટો અરે ! નાશ આચાર્ય તમે—
જુઓ થયો જે ત્રાસજનક અતિ સ્વપ્ને નવ કલ્પ્યો જ અમે. ૪
શિખંડિ ભીષ્મપિતાને પાડી આવિ અગાડી સૈન્ય વિષે—
ઘૂમે છે, ત્યમ મારી સૈંધવ સવ્યસાચી પણ તેમ દિસે. ૫

૪ મૂર્ધાભિષિક્ત—જેને માથે રાજ્યનો અભિષેક થયેલો એવા.

અરે ! અમારા જયેચ્છુ રૂડા ઉપકારી ભારી એવા,
રણે આપિને પ્રાણ પરવર્યા, જે નહોતા જેવાતેવા. ૬
ઋણ તેઓનું વાળિ આપવા યમુના પ્રત્યે હું જઈને,
કરીશ તર્પણ તેઓનું ગુરુ ! જલાંજલિ આજે દઈને. ૭
કરી પ્રતિજ્ઞા આજ કહું છું, પુત્રોના સમખાઇ અહીં,
પાંડવ સહિત બધા પાંચાલો-હણિશ હું આજે યુદ્ધ મહીં ! ૮
અરે ! તેમ કદિ નહિ થાશે તો, મુજ માટે મરિ જેહ ગયા,—
ત્યાંજ જઇશ હું, જે અર્જુનથી મરી અમર સાચે જ થયા ! ૯
રે ! મેં નવ ઠપકો આપેલા મુજ સહાયક અહિં શે કાજે,
નથિ ઇચ્છતા મુજને પણ ઇચ્છે છે પાંડવને આજે ! ૧૦
સાચા સહાયક ભીષ્મ થઈને મૃત્યુમાર્ગ નિજનો પોતે—
બતાવિ પાંડવને જ પરવર્યા, સેનાપતિ જો કે હોતે ! ૧૧
અરે ! આપ પણ શિષ્ય પાર્થને જાણી પોતાનો સાચો,
કરોછ અત્ર ઉપેક્ષા મારી, છે પાયો મારો કાચો ! ૧૨
કાચે પાયે કામ આદરી ખોયા નર ખાસા ખપના;
હિતકર આપ સમા કરિ અગ્રણી, નિર્મૂળ વંશ કર્યા નૃપના ! ૧૩
જયેચ્છુ મારો કર્ણ વિના હું કોને અવ જોતો જ નથી;
મિત્રપરીક્ષા મેં નવ કીધી, ખિન્ન ઘણો છું હું મનથી ! ૧૪
માટે આજ્ઞા આપો મુજને, આપથિ મારૂં નહિ જ વળે;
"બળ નથિ આપસમાન,સ્વર્ગ નવ આપ મુઆવિણ અત્ર મળે!"૧૫
દુર્યોધનનાં વચન સાંભળી મુહૂર્તમાત્ર વિચાર કરિ,—
વ્યથિત થઈ અતિ દ્રોણ ઉચ્ચર્યા, પરમદુઃખ ઉરમાંહિ ધરીઃ ૧૬
પાર્થ જીતવો શકય નથી હું સદૈવ કહેતો'તો તુજને,
તથાપિ વાગ્બાણે કરિ રે તું, પીડે છે શાને મુજને ! ૧૭
પાર્થે પાડ્યા ભીષ્મપિતામહ શિખંડિને રાખી પાસે,
ત્યારથિ મેં જાણ્યું જ હતું, જય હવે ન કદિ તારો થાશે. ૧૮
દેવ દાનવે મરાય નહિ કદિ એવા શાંતનુસુત જયારે—.

પડ્યા પાર્થથી, જાણ્યું'તું મેં સૈન્ય તારૂં શૂન્ય જ ત્યારે. ૧૯
દ્યૂત વિષે તું વિદુરવચન નવ સાંભળતો'તો આ તેનું—
ફળ છે પ્રાપ્ત થયું દુર્યોધન, ઝેર અરે બહુ છે એનું ! ૨૦
પુત્રો પેઠે સદૈવ ધર્મસુ આચરતા પાંડવ કેરો—
હું વિણુ દ્રોહ કરે કો બ્રાહ્મણુ ? થવા અફળ ભવનો ફેરો ! ૨૧
તું ત્યમ કર્ણ, શલ્ય, કૃપ, દ્રૌણી રક્ષક સજ્જ છતાં આજે—
સૈંધવ કેમ હણાયો તે કહે ? મુજ સામે શાને ગાજે ! ૨૨
પાર્થથિ નિજ રક્ષણુનો પાકો સૈંધવને હે રાય અહીં,
હું તું પર વિશ્વાસ હતો, પણુ માર્યો તે પાર્થે જ સહી. ૨૩
માટે હું કોઈપણુ જીવિતસ્થાન અરે આત્મા કેરૂં—
જોતો નથી હવે હે રાજા ! થઇશ હવે અહિંયાં ખેરૂં ! ૨૪
શિખંડિસહ પાંચાલ નૃપોને હણ્યા વિના હે રાય ખરે,
હણાયલો ધૃષ્ટદ્યુમ્ન થકી નિજને હું નિરખું છું અરે ! ૨૫
માટે સૈંધવરક્ષણુમાં તું અશક્ત હોઇ મને આજે,
નિજમાં દોષ ન દેખિ અરે ! તું પ્રહાર કરે છે શે કાજે ? ૨૬
હે દુર્યોધન ! પાંચાલો સૌ હણ્યા વિના ન કવચ મારૂં—
ઊતારિશ હું, સત્ય કહું છું, નિશ્ચે હિત કરવા તારૂં. ૨૭
કહેજે તું અશ્વત્થામાને સોમક સર્વે તું હણુજે;
આજ્ઞા એવી છે જ પિતાની, તે શિરસાટાની ગણુજે. ૨૮
હે નૃપ ! આ સેના સાચવજે, જઇશ હું અરિઓની સામે;
સૃંજય પાંડવ જીતિશ કે પછિ આવિશ ત્યાં રણુમાં કામે ! ૨૯
એમ કહી નક્ષત્ર-તેજ હરનારા રવિ પેઠે એવે,
હરતા ક્ષત્રિય-તેજ દ્રોણુ પાંડવ પ્રત્યે વાધ્યા તેવે. ૩૦
એ પછિ ક્રોધેલો દુર્યોધન જઇને કર્ણતણી પાસે,
ભૂંડું ગુરુનું ભણુવા લાગ્યો, તેજહીન થયલો ત્રાસે. ૩૧
અભેદ્ય ગુરુનો વ્યૂહ ભેદિને પાર્થે સૈંધવને માર્યો,
તે તક આપી દ્રોણે રે અહિં, શિષ્યઅર્થ પોતે સાર્યો ! ૩૨

મારું છું હું એમ કર્ણ, કાં કે જો એમ ન હોય અરે !
તો સૈંધવ એ રીત હતો કે, મધવાથી પણ તે ન મરે !! ૩૩
આપી ગુરુએ માર્ગ પાર્થને વણસાડયું સૌ કાર્ય ખરે,
ફૂટેલા અગ્રણીઓથી સારૂં થાવાની શી આશ અરે ! ૩૪
સાંભળિ દુર્યોધનનું કહેવું ઉચર્યો કર્ણ પછી એવું,
ગુરુને દોષ દઈ મા નિંદો, છે એ નરક પડયા જેવું. ૩૫
જીવિતની નવ સ્પૃહા રાખતાં એ બ્રાહ્મણ ઉત્સાહ ધરી—
યુદ્ધ કરે છે શક્તિપ્રમાણે, પાછો પગ ધરતાં ન જરી. ૩૬
અરે ! ઉલંઘન કરી તેમનું પેઠો અર્જુન વ્યૂહ વિષે,
એમાં નથિ આશ્ચર્ય, દ્રોણનો દોષ ન તેમાં રંચ દિસે. ૩૭
એમ કહી અર્જુનનિ મહત્તા ભાખી કર્ણે ત્યાં તેવે;
દૈવ પાંશરૂં પાંડવનું કહિ સંભળાવ્યું અથઇતિ એવે. ૩૮
હે નૃપ, એવામાં પાંડવનાં સૈન્ય જણાયાં તે ટાણે;
હસ્તિસમૂહનું સૈન્ય આપનું ઉલટયું લય કરવા જાણે ! ૩૯
રાત્રીયુદ્ધ મચ્યું બહુ એવે કૌરવ ને પાંચાલતણું;
હાની બહુ એમાં ઉપજી નૃપ, ભય વરત્યું રણમાંહિ ઘણું. ૪૦
નામ ગોત્ર કુળ સાંભળવાથી ઓળખતા અન્યોન્ય તહીં;
થઈ મરણિયો દુર્યોધન પેઠો પાંડવના સૈન્ય મહીં. ૪૧
વર્ત્તાવ્યો બહુ ત્રાસ તેહણે પાંચાલોમાં હે નૃપતી !
ધસ્યો ભીમ તેના સામે તવ, ગરુડસમી કરિ સદ્ય ગતિ. ૪૨
તો પણ તેને નવ ગાંઠીને આપ સુતે પાંડવ પાંચે,
સહાયક સાથે વીંધી સત્વર, નાંખ્યા નૃપ ! પૂરણ આંચે. ૪૩
યુધિષ્ઠિરે તવ તેજ દાખિ નિજ, વીંધીને સત્વર તેને,
મોહ પમાડયો હે મહારાજા ! અકળાવી અતિશય એને. ૪૪
'ઊભો રહે !' કહિ દ્રોણ ધસ્યા તવ રાજા ધર્મતણી સામે;
સાત્યકિ સહાયક થયો ધર્મનો, ટંકાર કરી તે ઠામે. ૪૫
ભીમ કૌરવોના યોદ્ધાને મુષ્ટિપ્રહારે એ વારે,—

પ્રહાર કરવા લાગ્યો, ભાગ્યો સાથ કૌરવોનો ત્યારે. ૪૬
ચાટૂથી જ આપ પુત્રોને જમપુરમાં ઘાલ્યા તેણે;
દ્રોણુતણે ડાબે પાસે અતિ ઘાણુ અરે વાળ્યો એણે ! ૪૭
ગુરુને જમણે પડખે એવે, પાર્થે હાનિ કરી ભારી;
શૂરપૂર સંગ્રામજીત નૃપ નામાંકિત નાંખ્યા મારી. ૪૮
ધૃષ્ટદ્યુમ્ન તથા સાત્યકિએ ભીમ સહાયે ત્યાં આવી,
નાશ કર્યો અતિ ત્રાસજનક નૃપ, શી હું વાત કહું ચાવી ! ૪૯
સોમદત્તિનું વૈર વાળવા સાત્યકિ પ્રત્યે ક્રોધ કરી,—
અશ્વત્થામા ધાયો હે નૃપ, ધનુષબાણુ કરમાંહિ ધરી. ૫૦
પર્વત જેવું રૂપ ધરીને ઘટોત્કચ હે નૃપ એવે,
અશ્વત્થામા આગે આવ્યો, ભારે ભય વર્ત્યું તેવે. ૫૧
અદ્ભુત દાખી રૂપ એહણે સિંહનાદ કીધો એવો,
તૂટિ પડ્યું બ્રહ્માંડ હોય નૃપ, શબ્દ થયો તેનો તેવો. ૫૨
ઘોરશબ્દ કરનારા રાક્ષસ અક્ષૌહિણી હૈડિંબતણા,—
હાની અતિ ઉપજા'વા લાગ્યા, વર્ષાવી પાષાણુ ઘણા. ૫૩
ચક્રો, પ્રાસ, ભુશુંડી, તોમર, શતઘ્ની, શૂલ તથા ફરશી,
રાક્ષસ કેરાં શસ્ત્ર અસ્ત્ર કૌરવદળમાંહિ રહ્યાં વરશી. ૫૪
ઘટોત્કચઅશ્વત્થામાનું મહાભયંકર જુધ જામ્યું;
પેખિ પરાક્રમ તે બેનું નૃપ, સૈન્ય સકળ વિસ્મય પામ્યું. ૫૫
ઘટોત્કચનો સુત બહુ બળિયો અંજનપર્વ મહાશૂરો,
ભીડ્યો ભય દાખી ભારે પણ દ્રૌણીએ કીધો પૂરો. ૫૬
પુત્ર પડેથી હૈડિંબે પછિ અશ્વત્થામાને એવે,
પોકારી કીધું યુધ તેશું, તર્જીને પૂરો તેવે. ૫૭
એવે તે બેનું અવર્ણ્ય મહાયુદ્ધ મચ્યું આશ્ચર્ય સમું;
હાની બહુ ઉપજી એથી નૃપ, ચાક ચઢી ત્યાં સર્વ ચમૂ. ૫૮
રાક્ષસનો મોટો ક્ષય કીધો અશ્વત્થામાએ એવે;
સુરથાદિક સુત આઠ દ્રુપદના હણ્યા તપ્ત થઇને તેવે.' ૫૯

શ્રુતાહ્વય નૃપ, નૃપ ચંદ્રસેન ત્યમ પ્રવઘ્નને પાડચા તેણે;
કુંતિભોજના દશ પુત્રોને જમપુરમાં ઘાલ્યા એણે. ૬૦
મારિ ભયંકર ઉગ્ર બાણુ હૈડિંબતણી વીંધી છાતી;
ધસ્યો ભીમ તવ દ્રૌણી સામે, ક્રોધે આંખ કરી રાતી. ૬૧
ભેટો ભારે થયો સુભટનો તે તક ત્યાં જોવા જેવો;
પડચા વીર રણધીર પરાક્રમી, સમર જોઇ કંપ્યા દેવો ! ૬૨
દાખ્યું પરાક્રમપૂર્ણ પાંડવે, કૌરવ કાયર છેક થયા;
પાડચું બહુ ભંગાણુ જ ભીમે, દેખીને ઉપજે જ દયા. ૬૩
ધીર દઈ તવ દુર્યોધનને ઉચર્યો કર્ણ ત્યહાં એવું,
મારિ પાર્થને હું રણમાં અહિં કરિશ કર્મ જોવા જેવું ! ૬૪
જાતે ઇંદ્ર આવિને અહિંયાં, રક્ષણ કદિ તેનું કરશે,
તો પણ અર્જુનને મારિશ હું, નિશ્ચે એ મુજથી મરશે ! ૬૫
અમોઘ શક્તિ ઇંદ્રતણી મેં રાખી છે એને સારૂ,
કરિ તેનો ઉપયોગ આજ હું, ટાળિશ ભય સઘળું તારૂં. ૬૬
શક્તિવડે જયશેખર પાંડવસૈન્યતણો અર્જુન મારી,
શસ્ત્ર બિજાંથી અન્ય શૂર હણિ ચઢતી સદ્ય કરિશ તારી. ૬૭
ગર્વબોલ કર્ણના સાંભળી, કૃપાચાર્ય ઉચર્યા એવું,
બકવામાં બળ અરે કર્ણ ! નથિ અર્જુનનું તારા જેવું ! ૬૮
માત્ર વચનથી સિદ્ધ કાર્ય કદિ થતું હોત તો તું જ વડે—
સનાથ છે દુર્યોધન સાચે, નડતર એને નહિ જ નડે ! ૬૯
ધનુષવડે છે શૂર ધનંજય, મનોરથોથી રે તું છે !
કરવામાં છે કોટિ વિઘ્ન, પણ કહેવામાં નડતર શું છે ? ! ૭૦
વિવાદ કૃપકર્ણનો હુવો તવ અતિતીખો ત્યાં હે રાજા !
ટાઢા પાડચા આપસુતે પછિ સમજાવી બેને ઝાઝા. ૭૧
પાંડવયોદ્ધા એ સમયે ત્યાં કર્ણ ઉપર ઉલટી આવ્યા;
મથ્યા વીર આપના ધીર અતિ, તોપણ તે લવનવ ફાવ્યા. ૭૨
પાર્થે વીંધી હાથ કર્ણનો પાડચું ધનુષ પૃથ્વી માંહે,

પણ ઉપાડિ તે તર્ત જ તેણે સજ્જ કર્યું પળમાં ત્યાંહે. ૭૩
એ પછિ પાર્થ-પરાભવ કરવા ઉલટયો કર્ણ થઈ રાતો;
પેખિ પરાક્રમ તેનું અર્જુન તેપર બહુ જ થયો તાતો. ૭૪
કાપિ ધનુષ પછિ કર્ણતણું, હયસારથિ પણ નાંખ્યા મારી;
ત્રાસી તે કૃપરથમાં બેઠો, રણમાં છેક જઈ હારી. ૭૫
એ પછિ કૌરવપાંડવ કેરૂં કારમું યુદ્ધ હવું એવું,
જાણ્યું નહિ જોયું નહિ તેવું, તો પછિ અત્ર કથું કેવું! ૭૬
રાત્રીના ગાઢા અંધારા માંહિ હણાતા યોધ ઘણા;
વરતાતા નહિ તે રણમાંહે, છે પરના કે આપતણા. ૭૭
એથિ મશાલો પ્રકટાવીને માંડયું યુદ્ધ મહાભારે;
પાંડવદળમાં કેર કારમો વર્ત્તાવ્યો કર્ણે ત્યારે. ૭૮
પાર્થે કહ્યું તવ ચક્રપાણિને, ચાલો પ્રભુ ઝટ કર્ણ ભણી;
હાનિ એ ઉપજાવે છે બહુ, નાંખુ એને સદ્ય હણી. ૭૯
કૃષ્ણે કહ્યું તવ હે અર્જુન! હું આજ કર્ણને ઇંદ્ર સમો,—
શક્તિસહિત દેખું છું સાચે, માટે ગુણ નવ ધાર તમો. ૮૦
તુજ માટે રાખી છે તેણે અરે! શક્તિ એ આ રણમાં,
માટે જવું ત્યાં ઉચિત ન ધારૂં, તે તુજને હણશે ક્ષણમાં. ૮૧
તું જેવો છે અતુલ પરાક્રમિ ઘટોત્કચ એના બરનો;
વ્યાકુળ અતિ કરનારો એને, તોડનાર તેના છરનો. ૮૨
માટે તેને મોકલવાથી સરશે અર્થ અહીં સારો;
રાધાસુતને એહ જીતશે, દૃઢ મત એવો છે મારો. ૮૩
બોલાવ્યો પછિ મહાબાહુને, જે ક્ષણમાં આવ્યો એવે;
પ્રશંસિ કૃષ્ણે તેને અતિશે, કર્ણપાસ પ્રેર્યો તેવે. ૮૪
જતાં કર્ણની પાસે એને અલંબુષે રોકયો આવી;
આવ્યો'તો તે હોઠ પીશિને તાતવૈર ઉરમાં લાવી. ૮૫
ભીમે તાત જટાસુર તેનો માર્યો'તો બદરીવનમાં,

---

૮૦ તમો—તમોગુણ.

માટે તે આવ્યો'તો અહિયાં, તાતવૈર સ્મરિને મનમાં. ૮૬
હૈડિંબે તે સાથ યુદ્ધ કરિ કાપીને મસ્તક તેનું—
ફેંક્યું દુર્યોધન રથમાંહે, જબરૂં જોર હતું જેનું. ૮૭
રુધિરયુક્ત મસ્તક ફેંકી તે ઉચર્યો ત્યાં ગર્જી એવું,
કર્ણતણી પણ આમ ભેટ હું આપિશ નવ પડશે કહેવું ! ૮૮
ધર્મ, અર્થ ને કામતણી ઇચ્છાવાળાએ હે નૃપતી !
ઠાલે હાથે નૃપ દ્વિજ સ્ત્રીને જોવાં નહિ એ છે નીતિ. ૮૯
માટે અલંબુષશિરની ભેટ હું અર્પું છું હમણા તુજને;
ખમજે, લાવિશ કર્ણતણી પણ, વાર નહીં લાગે મુજને ! ૯૦
ઘટોત્કચ રાક્ષસે રોળ બહુ વર્ત્તાવ્યો નૃપ તે રાતે;
આવ્યો કર્ણ ઉપર તે ઉલટી, ખડ ખડ ખડ હસતો જાતે. ૯૧
દાખિ માયા વિચિત્ર તેણે કૌરવદળ દિઙ્મૂઢ કર્યું;
વિકળ કર્ણને કરવા તેણે વિવિધરૂપ રણમાંહિ ધર્યું. ૯૨
બકનો બાંધવ હણ્યો અલાયુધ એવામાં એણે કોપી;
વિસ્મિત કીધા ધીરવીરને, કર્ણ ઉપર અદકો ઓપી. ૯૩
કૌરવયોદ્ધા કહેવા લાગ્યા, હે રાધેય ! તમે હાવે,
ઇંદ્ર-સાંગથી હણો એહને, એ નહિ દાવ વિષે આવે. ૯૪
પૂરા એ કરશે સૌને તમસહિત અરે રણમાં આજે !
સંઘરેલિ આ સાંગ વ્યર્થ રાખી મૂકી છે શે કાજે ? ૯૫
અર્જુનને મારવા રાખિ છે, પણ અહિં પ્રથમ તમે મરશો,
તો નિષ્ફળ તે રાખી પાસે પ્રાણ ગયે પછિ શું કરશો ? ૯૬
ઘટોત્કચથી બહુ ઘવાયલા કર્ણે કૌરવશબ્દ સુણી,
તેમ જ આપતણી સેનાને દીઠી ત્રાસેલી જ ઘણી; ૯૭
એથિ ઉપાય ન દેખી બીજો પ્રદીપ્ત અંતકજીભ સમી,
શક્તિ ઇંદ્રની ઘટોત્કચપર નાંખી વેગે સદ્ય નમી. ૯૮
જવાળા સરખી જોઇ શક્તિ તે, હૈડિંબે હે નૃપ એવે,

---

૯૦ ખમજે—સબુર ખમજે, ધીરજ રાખજે. ૯૮ નમી—વાંકો વળીને.

વિંધ્યાચલશો દેહ વધારી ભાગ્યો તે રણથી તેવે. ૯૯
પણ તેથી નૃપ કાંઇ વર્જ્યું નહિ, વક્ષસ્થળ ભેદી શક્તિ—
પ્રાણ લેઇ પરવરિ આકાશે, વિસ્મિત કરિ સઘળી વ્યક્તિ. ૧૦૦
મરતાં માયાવી હૈડિંબે પર્વત સરખો દેહ કરી,
પડી આપના સૈન્યવિષે ત્યાં અક્ષૌહિણી સેના કચરી! ૧૦૧
રાક્ષસનો ભય ભાગ્યે કૌરવ સિંહનાદ કરવા લાગ્યા;
પડચે પરાક્રમિ પુત્ર પાંડવો પરમ દુઃખ ધરવા લાગ્યા. ૧૦૨

વલણ.

લાગ્યા શા ઉદ્યોગમાં, એ પછિ સૌ તે ઠામ;
કહિશ હવે તે સારમાં, કહે દ્વિજ ગણપતરામરે. ૧૦૩

---

## કડવું ૨૯ મું.

### घटोत्कचमृत्युशोकनिवारण.

રાગ ધનાશ્રી.

હણાયલો હૈડિંબ દેખિને પાંડવ સર્વે એવેજી,
અશ્રુવડે આકુલનેત્રે કરિ, દીઠા દુખમય તેવેજી. ૧
પણ પુરુષોત્તમ કૃષ્ણ પુલકિ બહુ અતિ આનંદે ત્યારેજી,
સિંહનાદ કરવા લાગ્યા અંતરને બહુ ઉદ્દગારેજી. ૨
ભેટિ પાર્થને ભવભયહારી, છોડિ અશ્વની રાશોજી,—
કરવા લાગ્યા નૃત્ય નરહરિ, ખેલ કરી ત્યાં ખાસોજી. ૩
જોઇ અજુકતું અર્જુન ઉચર્યો, શોક સમયમાં આપજી—
ખેલો છો કાં ખુશિ બહુ થઇને? હે પ્રભુ પૂર્ણપ્રતાપજી! ૪
ઉચર્યા તવ હસતે મુખ માધવ, ગઇ તારી અહિ ઘાતજી,
સફળ યુક્તિ મારી થઇ અર્જુન, તેથી છું રળિયાતજી. ૫

---

૧૦૦ વ્યક્તિ—માણસજાત, અહિં બધા મનુષ્યોને એવો અર્થ જાણવો.

કર્ણતણું કર શક્તિ હતી ત્યાંસુધિ હું તુજને ભ્રાતજી,
જમના જડબામાં જોતો'તો, ટળિ તે તારી ઘાતજી. ૬
ગાંડિવ તારૂં, મારૂં સુદર્શન ઇંદ્રસાંગની આગેજી,—
વ્યર્થ હતાં વધુ શું કહું વીરા ! તું હતોં તેથી લાગેજી. ૭
લાગ ચુકા'વા કર્ણતણો મેં રાખી અળગો તુજનેજી,—
પ્રેર્યો'તો રાક્ષસને પ્રશંસી, એ જ ગમતું હતું મુજનેજી. ૮
ગૌબ્રાહ્મણનો દ્વેષિ હતો તે પાપભાર ભરનારોજી,
યજ્ઞોમાં અતિ વિઘ્નરૂપ એ ધર્મલોપ કરનારોજી. ૯
કર્ણ ન મારત તો હું મારત એને વહેલો મોડોજી;
હિડિંબ બક કિર્મીરાદિકનો અરે ! એ હતો જોડોજી. ૧૦
ધર્મતણા સંરક્ષણ માટે સંભવ છે અહિં મારોજી,
માટે પાપીને શોચી જીવ ખાટો મા કર તારોજી. ૧૧
શક્તિ જતે રાધેય હવે છે મુઆસરીખો એવોજી,
દાઢાનખ ખરિ ગયેલ દુર્બળ કેસરિ કો હોય તેવોજી. ૧૨
આમ બહુ કહી હરિએ અર્જુન કેરો શોક શમાવ્યોજી,
પાંડવદળ હણતા ગુરુ પ્રત્યે જવા વિચાર જણાવ્યોજી. ૧૩
હૈડિંબનો અતિ શોક ધરી ઉર રાય યુધિષ્ઠિર એવેજી,
આંસુ પાડતા આકુળ થઇને મોહ પામિયા તેવેજી. ૧૪
સાંત્વન કરિને સાવધ કીધા શ્રીહરિએ કહિ એવુંજી,
ઘટે ન તમને આમ હે ગુણી ! બહુ શું મારે કહેવુંજી ? ૧૫
વિહ્વળપણું આપને ન છાજે, હલકા પુરુષો જેવુંજી;
ઊઠો યુદ્ધ કરો ધરિ ધીરજ, બહુ શું તમને કહેવુંજી ? ! ૧૬
વિહ્વલતાથી વિજય વિષે અહિં સંશય થાશે સાચેજી,
આરે આવ્યું નાવ ડૂબશે, સ્નેહી કો નહિ રાચેજી. ૧૭
નેત્ર લૂછિ તવ ધર્મ ઉચ્ચર્યા, રાક્ષસગુણ સંભારીજીઃ—
આ બાળક હૈડિંબે અમારી સેવા કરિ'તી સારીજી. ૧૮
અસ્ત્ર કારણે ઇંદ્રલોકમાં પાર્થ ગયો'તો જ્યારેજી,

ગંધમાદનમાં દુઃખથકી તાર્યા'તા એણે ત્યારેજી. ૧૯
થાકેલી અતિશ્રમિત દ્રૌપદી પીઠ ઉપર વહિ એણેજી,
સંતાપ સર્વ અમારો શ્રીહરિ, હર્યો હતો ત્યાં તેણેજી. ૨૦
અહિં પણ એણે ઓછું કર્યું નથિ સુહિત અમારા સારૂજી,
આરંભ યુદ્ધતણાથી તેણે પ્રિય કીધું છે અમારૂંજી. ૨૧
દુષ્કર કર્મ કરીને એણે અમ અર્થે રણમાંહેજી,
દેહ તજ્યો ઝૂઝી બહુ જુદ્ધે, જોઇશ હું એને કયાંહેજી ?! ૨૨
સ્વભાવથી છે પ્રીતિ મારી સહદેવ વિષે જેવીજી,
પરમપ્રીતિ હૈડિંબવિષે પણ હતી જ મારી એવીજી. ૨૩
મહાબાહુ એ ભક્ત સુ મારો હતો પરમ ઉપકારીજી;
બદલો તેનો હુંથિ વળ્યો નહિ, શોચું છું સંભારીજી ! ૨૪
ભીમપાર્થનો ભય નવ ગણતાં પરાક્રમી એ પડતેજી,
ગાજે છે આજે સૌ કૌરવ, હોય પૂર જયમ ચઢતેજી ! ૨૫
અર્જુન ન હતો અને સૈંધવે રોકી રાખ્યા અમનેજી,
અર્જુનસુત એથી જ હણાયો, વિદિત જ છે તે તમનેજી. ૨૬
પણ આજે સૌ છતાં ભીમસુત કેમ હણાયો ભાખોજી !
જાણ્યું બળ પાર્થાદિકનું પ્રભુ, ઢાંકયું સઘળું રાખોજી ! ૨૭
થોડા કારણ માટે સૈંધવ પાર્થે માર્યો એથીજી—
પ્રસન્ન હું નથિ, હે પુરુષોત્તમ ! તૃપ્તિ મને નથિ તેથીજી. ૨૮
મોટા કારણરૂપ દ્રોણ ને કર્ણ મારવા મૂકીજી,
સૈંધવ હણવા ઇચ્છયું પાર્થે, કરી નજર બહુ ટૂંકીજી; ૨૯
માટે દુર્યોધનના ગર્વનું કારણ તે બે હણવાજી—
જઇશ એકલો હું જ, દુઃખનું મૂળ જ તે છે ગણવાજી. ૩૦
સૂતપુત્ર છે શોકનું કારણ સર્વ પ્રકારે મારેજી;
માટે મરિશ કે મારિશ તેને, હઠિશ ન પાછો કયારેજી. ૩૧
આમ કહી ટંકાર ધનુષનો કરિને શંખ વગાડીજી,—
હંકાવ્યો રથ ધર્મે ત્યાંથી, આવી સર્વ અગાડીજી. ૩૨

પ્રભદ્રકો પાંચાલ આદિ નૃપ વહ્યા તેમની પૂઠેજી;
કૃષ્ણે કહ્યું અર્જુનને તવ, નવ વળશે નૃપને રૂઠેજી. ૩૩
માટે ઉપેક્ષા ત્યાગિ તેમની ઉપડો એમનિ આગેજી;
જોર જણવતાં જશે જીવથી, કર્ણ ભર્યો છે આગેજી. ૩૪
એમ કહી સત્વર રથ ખેડી, નૃપને તે અનુસરિયાજી;
એવે ત્યાં મુનિવ્યાસ જણાયા, ભલપણ પૂરણ ભરિયાજી. ૩૫
ઉચર્યા તેહ યુધિષ્ઠિર આગે, હે નૃપ ! શું ઉચ્ચારૂંજી !
પામિ કર્ણને પાર્થ જિવે છે, થયું એ અહિં બહુ સારૂંજી. ૩૬
કર્ણે શકિત રાખિ હતિ નૃપ, અર્જુનના વધ સારૂજી;
માટે તે ન ગયો એ પાસે, એ થયું અતિશય સારૂંજી. ૩૭
ઇંદ્રે આપેલી શક્તિવડે કર્ણે રાક્ષસ માર્યોજી,
એ હરિસંકેતે અર્જુનને આ રણમાંહિ ઉગાર્યોજી. ૩૮
કાળે કરિ ઇંદ્રની શક્તિને નિમિત્ત રાક્ષસ આજેજી—
અત્ર હણાયો સંગ્રામે નૃપ, આપતણા સુખ કાજેજી. ૩૯
માટે દુઃખ ધરો મા તેનું, ને ઉર ક્રોધ શમાવોજી;
વિધિએ વાંકું ન થવા આપનું, જોગ સૂજ્યો'તો આ'વોજી. ૪૦
આલોક વિષે સર્વ પ્રાણિની, છે જ અવસ્થા એમજી;
જન્મ્યું તે જાય છે અવશ્ય જ, શોચ કરોછો કેમજી ? ! ૪૧
ત્યાગિ શોક ભ્રાતા ત્યમ બીજા નૃપો સહિત હે રાયજી,
કરો યુદ્ધ કૌરવો સાથ, પાછો નવ ધરતાં પાયજી. ૪૨
હે રાજન્, હે તાત ! આજથી દિવસ પાંચમે જોજેજી,
પૃથ્વી તારી થશે ખરૂં કહું છું, શોકમોહને ખોજેજી. ૪૩
હે નરવ્યાઘ્ર ! નિરંતર ધર્મનું સેવન કરજે સારૂંજી;
'ધર્મ ત્યાં જ જય છે' એ સુવચન સત્ય માનજે મારૂંજી. ૪૪

વલણ.

મારૂં વચન સંભારજે, વ્યાસ કહી એ રીત,
અંતર્હિત ત્યાંથી હવા, પ્રૌઢી ધરિને પ્રીતરે. ૪૫

# द्रोणवधप्रकरण.

## કડવું ૩૦ મું.

## दुर्योधनद्रोणनो संवाद.

### હરિગીતછંદની દેશી.

વ્યાસે પ્રબોધેલા યુધિષ્ઠિર કર્ણવધ કરવા જતા—
સ્તંભ્યા ત્યહાં હે રાય ! આકુળ ઉર વિષે ઝાઝા થતા. ૧
પણ આપ સેના સાથ ભડતો ભીમ દેખિ મહામતિ—
ઉચ્ચર્યા ધૃષ્ટદ્યુમ્ન પ્રતિ, ગુરુ દ્રોણુની હરવા ગતિઃ ૨
હે વીર ! ગુરુવધ માટ તું પ્રગટ્યો છે અગ્નિથકી અહીં,
ભય તેથિ તિલભર તેમનું રણુમાંહિ તુજને છે નહીં. ૩
કહિ આમ પૂર્ણ વકારિ પ્રેર્યો દ્રોણુ પ્રત્યે તે તદા,
પ્રેર્યા બીજા પણુ શૂર સંગ્રામે ન હઠનારા કદા. ૪
તવ આવતા તે પ્રબળયોદ્ધા દેખિ પાંડવના તહીં,
ગુરુદ્રોણુ શોણુરિતે વહ્યા, ત્યાં નાંખવા સૌને વહી. ૫
દુર્યોધન પણ દળ લેઇ તવ ગુરુ સહાયમાં સત્વર વહ્યો,
એવે સમર જે ત્યાં થયો, તે જાય નવ જીભે કહ્યો. ૬
ઘેરાયલા ઊંઘે ઘણા બે બાજુના યોદ્ધાતણો,—
અંધારિ રાતે આથડેથી ઘાણુ નિસરી ગયો ઘણો. ૭
વર્ત્યા ન તાતે પુત્ર, પુત્રે તાતને પ્રીછ્યા નહીં,
મિત્રે ન જાણ્યા મિત્રને અતિ કીલ અંધારા મહીં. ૮
એથી કરી અરિ સાથ, સાથ સગા અને સ્નેહીતણો—
રણુમાં હણાયો, રાય ! એમ અનર્થ વ્યર્થ થયો ઘણો. ૯
અતિ શ્રમિત સૂતેલા ઘણા, સૂતા જ રણુમાંહે રહ્યા;
સ્વપ્ના વિષે કરતા વિહાર સુ, સ્વર્ગમાં સીધા વહ્યા ! ૧૦

---

૨. આપસેના—તમારી સેના. ૫ શોણુરીતે—શોણુ નામના નદરીતે.

નિદ્રા અને થાકેથિ બહુમોહિત મરાતા વીરને—
દેખી દયા પ્રગટી ત્યહાં ઉરમાં ધનંજય ધીરને. ૧૧
તેથી કહ્યું પોકારિ તેણે દિશા સર્વ ગજાવિને,
હે સૈનિકો ! સાહસ કરો મા, લોભ બહુ ઉર લાવિને. ૧૨
નિજ વાહનો સહુ સર્વ અંધારે રજે ભરિયા તમે,
થાકયા જ છો જો એમ મનમાં માનતા હો આ સમે, ૧૩
તો વિરમિ બે ઘડિ ઊંઘિ અહિં પછિ ચંદ્ર ઉગે ઊઠજો;
નિદ્રા અને શ્રમ રહિત થઇ પછિ પરસ્પર પર રૂઠજો. ૧૪
સુણિ પાર્થનાં એવાં વચન ધર્મજ્ઞ પુરુષોએ તહીં,
કીધાં વખાણ ઘણાં જ તેનાં, 'ધન્ય છે !' એવું કહી. ૧૫
જંપ્યાં પછી બે સૈન્ય, જોદ્ધા ઊંઘ ભરિયા એ સમે,—
જ્યમ ફાવ્યું તેમ સુતા, ન દીઠા કોઇ પણ રૂડે ક્રમે. ૧૬
કો અશ્વપર ઝૂકી ગયા, કો હસ્તિને કુંભસ્થળે,
કો સારથીને સ્થાનકે, કો કર્કરી પૃથ્વીતળે. ૧૭
આયુધ સહિત આડા થયા કંઇ ટેકરા ખાડા વિષે;
સૌ પડયા અસ્તોવ્યસ્ત, શુધ કે શાન કોમાં ના દિસે. ૧૮
રજ ભર્યા ગજ નિદ્રા ભર્યા, સૂંઢોતણા નિઃશ્વાસથી,—
રણભૂમિ શીતળ કરિ રહેલા ભાસતા ચોપાસથી. ૧૯
પર્વત પડ્યા જ્યમ હોય ત્યમ તે ભાસતા રણની મહીં;
નિઃશ્વાસ લેતા સર્પ સૂંઢો હોય ત્યમ ભાસ્યું તહીં. ૨૦
અશ્વો ખરીથી સરખિ કરિ પૃથ્વી સૂતા રથ જોતર્યા;
શબવત્ થઈ સૂતા સહૂ નિદ્રા અને શ્રમથી ભર્યા. ૨૧
પછિ ચંદ્ર ઉદય થયેથિ જાગ્યા જોધ બે સેના તણા;
સજિ શસ્ત્ર અસ્ત્રો ઊઠિને આવેશમાં આવ્યા ઘણા. ૨૨
તે સમય દુર્યોધન અમર્ષ ભરેલ ગુરુ પાસે જઈ,
ઉત્પન્ન કરવા હર્ષતેજ સુ ઉચ્ચર્યાં ઠપકો દઈઃ— ૨૩

૨૩ અમર્ષ—આમળો, આવેશ. હર્ષતેજ—હર્ષ તથા તેજ.

સંગ્રામમાં વિશ્રામ લેતા શ્રમિત અરિઓ આ સમે,—
નથિ સહુન કરવા યોગ્ય, તક નિષ્ફળ કરો મા આ તમે. ૨૪
પ્રિય આપનું કરનારિ ઇચ્છાથી સહુન કર્યું સૌ અમે,
તો પાંડવો વિશ્રામ પામ્યા, જે ન ઉગરત અંહિ ક્યમે. ૨૫
તે સર્વ રીતે તેજ ને બળહીન દીસે છે ખરે,
પણ આપના પાલનવડે વધતા દિસે છે તે અરે! ૨૬
બ્રહ્માસ્ત્ર આદિક દિવ્ય અસ્ત્રો આપમાં જ બધાં દિસે,
નથિ તમ સમોવડ પાંડવો ત્યમ અન્ય કો રણને વિષે. ૨૭
નિજ શક્તિથી દિવ્યાસ્ત્રયોગે આપ સુરગંધર્વને—
ત્યમ અસુરકિન્નરને હણો, તોડો જ યમના ગર્વને! ૨૮
પણ આપથી ભય પામનારા પાંડવોને આ સમે,
સહો છો અરે ગણિ શિષ્ય વા મુજ મંદદૈવથકી તમે! ૨૯
તવ દ્રોણ ઉચર્યા શોક ધરિ ઉર, રે! હું વૃદ્ધ છતાં ખરે,
જે જે કરૂં છું પરમશક્તિથકી ન કો એવું કરે! ૩૦
અસ્ત્રજ્ઞ એવો હું અરે! તેણે શું યુદ્ધ વિષે કહે,
અકૃતાસ્ત્રને હણવા ખરે, એવું અરે શું તું ચહે?! ૩૧
હે રાય! શુભ વા અશુભ તું જે માનતો મનમાં હશે,
હું તેજ તારાં વચનથી અંહિં કરિશ, જીવ ભલે જશે! ૩૨
યુધમાંહિ સૌ પાંચાલ હણિ, કરિને પરાક્રમ આજ હું—
આ કવચ ઊતારીશ, પાંકેલું કરીને કાજ હું. ૩૩
થાકી ગયેલો પાર્થને માનેછ રે મતિમંદ તું!
જાણ્યા છતાં તેને અરે! મરવા કરે છે ફંદ તું. ૩૪
તેનું પરાક્રમ મેં તને કહ્યું છે, અને જાણેછ તું;
રે! ત્યમ છતાં છળનાભર્યા, ઇચ્છેછ શું કરવા છતું? ૩૫
પછિ પાર્થને સુપ્રશંસતા ગુરુ ઉપર કોપેલો ઘણો,
તમ પુત્ર ફરિને ઉચ્ચર્યો ઉદ્‌ગાર કાઢી ઉરતણો. ૩૬
હું, કર્ણ, દુઃશાસન, શકુનિ એ ચાર જણ રણને વિષે,

આજે જ હણુશુ પાર્થને, ઉદ્યોત નવ તમથી થશે ! ૩૭
હસિ ઉચ્ચર્યા આચાર્ય તવ, ગાંડીવધરને આ સમે—
રણમાં હણે છે કોણ, તે અહિં દેખશું દષ્ટે અમે ! ૩૮
યમ, વરુણ, ઇંદ્ર, કુબેર આયુધ સહિત પણ કદિ એહને—
મારી શકે ન તથાપિ તું હણવા ચહે છે તેહને. ૩૯
રે ! મૂઢ વિણ તું જેવું કોણ બકે કઠોર અહીં ખરે,
પામી સમરમાં પાર્થને કહે કોણ ઘરપ્રત્યે ફરે ? ૪૦
શંકિતપણાથી કઠોરભાષણ પાપિમનવાળા અરે !
તુજવિણ હિતેચ્છુ સમીપ કહે કોને મુખેથી નીસરે ? ૪૧
માટે ન કરતાં વાર અહિં ધાર્યું જ કરવાને હવે,
તું વાધ ઝટ અર્જુન સમીપ જ, દાઝ ના ઉરના દવે ! ૪૨
તેં ભોગ બહુવિધ ભોગવ્યા છે, દાન દીધું છે ઘણું;
ઊણું રહ્યુ નથિ કાંઇ, હે નૃપ એક પણ પાસાતણું. ૪૩
તેથી હવે થઇને સવે, કર યુદ્ધ અર્જુનશું ઘણું;
ભાખ્યુંછ ત્યમ તું દાખ નીર ' સુધન્ય ' હું તુજને ભણું ! ૪૪
કહિ એમ દ્રોણાચાર્ય સેનાના વિભાગસુ બે કરી,—
વાધ્યા ન કરતાં વાર, ધીરજ ધરાધર સરખી ધરી. ૪૫

વલણ.

ધરી ધિરજ નૃપ સાંભળો, સંજય ઉચર્યો એમ;
શ્રોતા અવ સુણજો તમે, પૂર્ણ ધરીને પ્રેમ રે. ૪૬

---

## કડવું ૩૧ મું.

### દ્રોણવધ.

રુચિરાની દેશી.

ત્રિભાગની શેષ રહી રાત્રી કૌરવપાંડવનું તેવે,
પ્રલયકાળશું યુદ્ધ પ્રવર્ત્યું, અતિ આશ્ચર્યસમું એવે. ૧

અરુણોદય થાતાં પછિ હે નૃપ, કુરુપાંડવયોદ્ધા સર્વે—
સંધ્યાવંદન કરી સૂર્યને ગાજ્યા પછિ ત્યાં મહાગર્વે. ૨
દ્વિભાગ કીધેલા સૈન્ય વિષે દુર્યોધન દીપ્યો એવે;
પાંચાલોપાંડવ પ્રત્યે ગુરુ વાધ્યા ગર્જીને તેવે. ૩
ઉચર્યા હરિ અર્જુન પ્રત્યે તવ, અરિઓ ડાબે પાસ કરી,—
જમણે પાસે કર ઝટ ગુરુને, ધીરજ મનમાં પૂર્ણ ધરી. ૪
'કરો તેમ કેશવ' કહ્યું પાર્થે, દ્રોણ હે નૃપતે! એવે,
ડાબે પાસે આવિ તાપ અતિ–દેવા ત્યાં માંડચો તેવે. ૫
અભિપ્રાય એ સમય કૃષ્ણનો જાણીને ભીમે ત્યારે,
કહ્યું પાર્થને પડકારી અતિ, તું નથિ અહિં હાર્યો કયારે. ૬
વીરજનની જે માટ જણે છે વીરપુત્ર હે વીર અહીં,
તે તક આવી છે તુજ માટે, જે તું વ્યર્થ કરીશ નહીં. ૭
સોળો અત્ર પડિશ જો આ તક, તો જશ તારો સર્વ જશે;
હસશે અરિ, સરશે ન અર્થ, ને ચોળો ચિતમાં બહુ જ થશે. ૮
માટે ભેદી સૈન્ય શત્રુનું, દ્રોણકર્ણને હે ભ્રાતા!
જમણે પાસે કર સત્વર તું, જે આવે છે બહુ ધાતા. ૯
ભીમસેનકેશવ પ્રેરેલો અર્જુન હે નૃપતે એવે,
કર્ણદ્રોણને ઉલ્લંઘીને, સામો તર્ત ધસ્યો તેવે. ૧૦
દવપેઠે પછિ દહન જ કરતો હોય શત્રુદળને પોતે,
ભાસ્યો તે અતિ ઉગ્ર ગ્રીષ્મના સૂર્યસમો નૃપ સૌ જોતે. ૧૧
વારી તેને કોઇ શકયા નહિ, પણ ત્યાં સર્વ ગયા હારી;
શકુનિ કર્ણ દુઃશાસન થાકયા, તે પર શર અગણિત મારી. ૧૨
પાડયું બહુ ભંગાણ અર્જુને આંધી એથી બહુ જ થઈ;
ભાસ્યું નહિ કંઇ સૈન્યમાંહિ નૃપ, મુઆ જોધ અટવાઇ જઈ. ૧૩
વનમાં દવ લાગ્યો હોયે ત્યમ ભાસ્યું રણમાં એહ સમે;
ધૂમ રહિત અગ્નિશા દ્રોણ ભાસ્યા ઉત્તરમાં તેહ સમે. ૧૪
એથી પાંડવનાં સૈન્યો ભય પામીને મનમાં ભારે,

પત્ર પેઠ રણમાંહિ કાંપવા લાગ્યાં, હે નૃપતે ! ત્યારે. ૧૫.
ત્રાસ પામવા લાગ્યા અરિ કંઈ, પામ્યાં કંઈ ગ્લાનિ ભારે,
ફરવા લાગ્યા કંઈ ફડફડતા, તાપ ન સહેવાયે ત્યારે. ૧૬
ઇંદ્ર દાનવોને બોલાવે ત્યમ દ્રુપદતણા યોધ તહીં,—
બોલા'વા લાગ્યા બળવંતા, 'આવો, આવો' એમ કહી. ૧૭
નિરુત્સાહ તવ થયા કંઇક, કંઈ ક્રોધયુક્ત ભાસ્યા ત્યારે,
વિસ્મય પામ્યા કંઈક, કંઈકને ચઢયો આમળો બહુ ભારે. ૧૮
આંધળિયાં કરિ કંઇક ઊલટ્યા તીડપેઠ મરવા તેવે,
દ્રુપદતણા પૌત્રો ત્રણ દ્રોણે પાડયા પૃથ્વીમાં એવે. ૧૯
ચેદી, કેકય, સૃંજય ને સૌ મત્સ્યયોધ પણ ક્રોધ કરી—
જીત્યા દ્રોણે ઝડપ કરીને, હંસ ઘણાના સદ્ય હરી. ૨૦
દ્રુપદવિરાટ ધસ્યા તવ હે નૃપ, દ્રોણ ઉપર કોપી ભારે;
જણ્યું જોર ઝૂઝી બહુ રણમાં, જોયું નહિ એવું ત્યારે. ૨૧
શસ્ત્ર, અસ્ત્ર ને સાંગ આદિ આયુધ તેઓનાં અફળ કરી,
દ્રોણે પાડયા તે બે નૃપને, ધીરજ મનમાં પૂર્ણ ધરી. ૨૨
ધૃષ્ટદ્યુમ્ને ઉગ્ર થઈ તવ, સર્વ ક્ષત્રિયો મધ્ય રહી,—
સમ ખાધા કે, આજ દ્રોણને, મારિશ હું રણની જ મહીં. ૨૩
આજ ન મારૂં એ અરિને તો પ્રતીતિ ઉર ધરજો પક્કી,
ક્ષત્રિયધર્મ અને બ્રાહ્મણ્યથિ થાઉં રહિત કહુંછું નક્કી. ૨૪
કરી પ્રતિજ્ઞા એમ સૈન્યસહ આવ્યો તે ગુરુની આગે;
પાંડવ સહ પાંચાલયોધ તવ ઊલટ્યા બહુ ઉરની આગે. ૨૫
દુર્યોધન, રાધેય કર્ણ, શકુની, દુઃશાસન, નૃપ ! તેવે,—
ગુરુનું રક્ષણ કરવા લાગ્યા, જીવ ઉપર આવી એવે. ૨૬
એથિ પ્રયત્ન ઘણો કરતાં પણ પાંચાલો ગુરુની સામે—
જોવા શક્તિ ધરાવી ન શકયા, ટકયા ન કોપણ ત્યાં નામે. ૨૭
એ સમયે ધૃષ્ટદ્યુમ્ન ઉપર, કોપી ભીમ વધ્યો ગાજી,
તાત તથા સુતઘાતકને સહેતાં નથિ શે મરતો લાજી ! ૨૮

આજી કરી પ્રતિજ્ઞા અરિને માર્યા વિણુ તું વિણુ બીજો—
કોણુ ક્ષત્રિકુળદીપ જુએ કહિ ? તેં આ માર્ગ ધર્યો ત્રીજો ! ૨૯
છે બે માર્ગ ખરા ક્ષત્રીને, મારવું મરવું રણુમાંહી,
પણુ તેં અરિ જોયા કરવાનો ત્રીજો દર્શાવ્યો આંહી ! ૩૦
ઊભા રહો સૌ જોયા કરજો ! જઉં છું હું ગુરુને હણુવા,
જેઓ પાંડવની સેનાને લાગ્યા છે હમણુાં લણુવા. ૩૧
એમ કહીને ભીમસેન ગુરુ સામે વાધ્યો વેગ કરી;
ધૃષ્ટદ્યુમ્ન વધ્યો તે પૂઠે, પૂર્ણુ આગ ઉરમાંહિ ધરી. ૩૨
મચ્યું યુદ્ધ એવે નૃપ મોટું, શોણિતની સરિતા રેલી;
વર્ણવું શું વિસ્તાર કરી હું, બાણુતણી બહુ થઇ હેલી. ૩૩
ભેટો ભારે થયો તે તકે, અરિ અરિહાથે હણુાઇ ગયા;
તેમ જ પોતાના પણુ તેવે, પોતાથી જ વણાઇ ગયા. ૩૪
દ્વંદ્વયુદ્ધમાં મંદ પડ્યા નહિ, સંકુલયુદ્ધ મચ્યું તેથી;
વાહન વાહન સાથ આથડ્યાં, હાની બહુ ઉપજી એથી. ૩૫
દ્રોણે શિવ, ત્વષ્ટા, વાસવ ત્યમ વાયુ વરુણુનાં અસ્ત્ર તહીં—
વર્ષાવ્યાં પણુ પાર્થે તે સૌ વ્યર્થ કર્યાં રણુમધ્ય રહી. ૩૬
એથી અર્જુન તથા દ્રોણુની સ્તુતિ કરવા લાગ્યા દેવો;
ઉચર્યા ‘ જોયો ત્યમ નથિ સુણિયો સમર અમે કહિ આ જેવો !’ ૩૭
એવામાં બ્રહ્માસ્ત્રપ્રયોગ કર્યો દ્રોણે ત્યાં હે રાજા !
એથી અચળા ચળિત થઈ, ઉત્પાત ભૂપ ! ભારયા આઝા. ૩૮
પાંડવસેના માંહિ મોટું ભય સર્વ પ્રાણિયોમાં પેઠું;
મોહિત કંઇક થયા ગણિ એમ જ આભ તૂટિ પડશે હેઠું. ૩૯
સંભ્રમ રહિત સુસવ્યસાચિયે બ્રહ્માસ્ત્રે કરિને એવે,
દ્રોણુતણું બ્રહ્માસ્ત્ર શાંત ટપ કીધું સૌ જોતાં તેવે. ૪૦
એવે પાંચાલો, મત્સ્યો નૃપ, ધૃષ્ટદ્યુમ્ન કરી આગે,
વાધ્યા ગુરુ પ્રત્યે મહાવેગે, લેવા તેઓને લાગે. ૪૧
પણુ આગે જ ભર્યા તે સૌને દ્રોણે ઊંચાં અસ્ત્રવડે—

હોમ્યા યમના કુંડવિષે નૃપ, છેડાઈ ન રહી જ ખડે. ૪૨
ત્રાસ તેથિ પાંડવ સૌ પામ્યા, ફેર ઘણો ગુરુથી વરતે;
ઉચર્યા મુખ 'હા ! હા !' કહિને, નથિ વળતું સાહસ બહુ કરતે ! ૪૩
જોવાતું નથિ જ્વાળાયુક્ત અરે ! આ દ્રોણતણી સામે;
અર્જુન યુધ એશું નથિ કરતો, જાશે સૌ જમને ધામે ! ૪૪
વિહ્વળ આમ વિલોકિ પાંડવો, યુક્તિ દ્રોણ હણવા શોધી,—
કૃષ્ણ ઉચ્ચર્યા તે તક હે નૃપ, તેઓને ત્યાંહે બોધીઃ ૪૫
સંગ્રામે આ દ્રોણ ધનુર્ધર, ઇંદ્રાદિકથી પણ કહિયે,
હારે યુદ્ધવડે એમ નથી, વિશેષ શું અહિંયાં વહિયે ? ! ૪૬
જો એ ત્યાગે અસ્ત્ર તો જ તે માનવથી રણમાંહિ મરે,
માટે ધર્મ તજી જય કરવા ઇચ્છો, કે સર્વે ઉગરે. ૪૭
અશ્વત્થામા મુઓ સાંભળી દ્રોણ શસ્ત્ર કરથી તજશે;
ઉપાય એ છે ગુરુ જીત્યાનો, ભડકું તે કહિ નહિ ભજશે. ૪૮
માટે કો જઇ કહો દ્રોણને, પડયો રણે અશ્વત્થામા;
એમ કર્યાવિણ અરે કોઇ મા જશો શૂર ગુરુની સામા. ૪૯
રૂચી નહિ એ વાત પાર્થને, પણ સૌને રૂચી ઝાઝી;
યુધિષ્ઠિરે હા કહિ અણચાલે, પણ ઉરમાં ન થયા રાજી. ૫૦
પછી ઇંદ્રવર્મા નૃપકેરો કરિ અશ્વત્થામા નામે,
ભીમે માર્યો ગદા મારિને, હે નૃપ નવ હઠતાં નામે. ૫૧
પછિ ગુરુપાસે જઇ હોકારી તાળી પાડી તેહ ભણ્યો,—
'અશ્વત્થામા હણ્યો' એમ ઉચ્ચરતાં દોષ કશો ન ગણ્યો. ૫૨
અશ્વત્થામા હણ્યો સાંભળી, ગુરુનું ચિત્ત હણાઇ ગયું;
જળમાં વેળુસમૂહપેર વપુ શિથિળ તેમનું તર્ત થયું. ૫૩
તો પણ તે નિજ પુત્રપરાક્રમ જાણનાર જાગ્રત્ થઇને,
માની મિથ્યાવાક્ય ભીમનું, ગાજ્યા અરિ સામા જઇને. ૫૪
પ્રગટી કરિ બ્રહ્માસ્ત્ર તેમણે વીશ હજાર રથી શૂરા—
પાંચાલોના માર્યા રણમાં, સૃંજય અયુત કર્યા પૂરા. ૫૫

મહાવીર મત્સ્યો અદસહસ્રસુ શૂરા પણ હણિયા એવે,
ભલ્લવડે વસુદાનભૂપશિર પાડયું પૃથ્વીમાં તેવે. ૫૬
હવ્યવાહ અગ્રેસર કરિ તવ ભરદ્વાજ, ગૌતમ, અત્રી,
વિશ્વામિત્ર, વસિષ્ઠ આદિ મુનિ ઉગારવા મરતા ક્ષત્રી— ૫૭
આવી ઉચર્યા આમ,–અધર્મે યુદ્ધ તમે કીધું તેથી—
મરવાના છો આજ દ્રોણ અવ, આયુધને ત્યાગો એથી. ૫૮
ક્રૂર કર્મ કરશો ન વધારે, શ્રુતિવિદ ! શું કહિયે તમને ?
મોક્ષ ચહો તો હે મહાબાહો ! માનો અહિં સાચા અમને. ૫૯
સુણિ મુનિઓનાં સત્ય વાક્ય, સ્મરિ ભીમતણું કહેવું તેવે,
ધૃષ્ટદ્યુમ્ન સમીપ દેખિ ગુરુ વ્યાકુળ ચિત્ત હવા એવે. ૬૦
તેથી પુત્ર પડયાનો નિશ્ચય કરવાનું ધારી એવે,
પૂછી જોવા ધર્મરાજને નિર્ધાર્યું દ્રોણે તેવે. ૬૧
એવે કૃષ્ણે કહ્યું ધર્મને, દયાળુ નૃપ ! સાવધ રહેજો;
ઉગારવા સૌને ઉત્તર ગુરુ પૂછે તો દૃઢ રહિ દેજો. ૬૨
અર્ધદિવસ અવ તે યુધ કરશે તો તમ સેના સર્વ અરે !
નાશ પામશે સત્ય માનજો, કહું છું તેમ થશે જ ખરે. ૬૩
માટે અમને ઉગારવાને સત્યથિ ખોટું શ્રેષ્ઠ ગણી,
દેજો ઉત્તર ગુરુને, નહિ તો જોશો ઘાત થતી જ ઘણી. ૬૪
જીવિત અર્થે જૂઠું વદવું, દોષ નથી તેમાં જાણો;
ભીમે કહ્યું હરિ સત્ય કહે છે, સંશય મા એમાં આણો. ૬૫
કૃષ્ણતણો સંકેત સુણી મેં માલવભૂપ તણો મોટો—
અશ્વત્થામા હાથિ હણ્યો છે, તેથિ ન બોલ થશે ખોટો. ૬૬
માટે માધવનું માનીને સૌનું હિત કરવા સારૂ,
'અશ્વત્થામા હણ્યો' ઉચરજો, સૌનું જો ઇચ્છો સારૂં. ૬૭
એવે ગુરુએ આવી પૂછ્યું તવ તે જૂઠતણા ભયથી—
અસ્પષ્ટ ઉચર્યા આમ—" નરો વા કુંજર " લોભાઇ જયથી. ૬૮

૫૭ હવ્યવાહ—અગ્નિદેવ.

અશ્વત્થામા હણ્યો એમ સુણ્યું, પણ બીજું ન સુણ્યું એથી,
નિશ્ચય પુત્ર હણાયો જાણી, દ્રોણ પડ્યા ઢીલા તેથી. ૬૯
ધૃષ્ટદ્યુમ્ને સાધિ લાગ તે દિવ્યબાણ અગ્નિ સરખો,
સાંધ્યો ધનુષે દ્રોણ મારવા, પ્રલયરૂપ જેને પરખો. ૭૦
દેખિ તે સાંધેલા શરને દ્રોણે મરણ ગણ્યું પાસે,
પણ પ્રયત્ન કરવા લાગ્યા શર નિવારવા ભરિયા શ્વાસે. ૭૧
ગુરુને ચાર દિવસ એક રાત્રી શર વર્ષાવ્યામાં જ વહી,
દિવસ પાંચમે ત્રીજે પ્રહરે શરની છત પાસે ન રહી. ૭૨
વિષમવેળ વરતી એ ગુરુની ધૃષ્ટદ્યુમ્ને નૃપ ત્યારે,
કર્યો ધસારો તેઓ ઊપર, ક્રોધ કરી કારી ભારે. ૭૩
પણ દિવ્યાસ્ત્રપ્રયોગે કરિને ટકાવ ત્યાં દ્રોણે તેવે,—
કરિને ધૃષ્ટદ્યુમ્ન સાથ યુધ આદર્યું પારવનું એવે. ૭૪
ભીમે તેવે કહ્યું પોકારી, રે ! જેના પાલન માટે—
કસાઈકર્મ કરોછો હે દ્વિજ, તે જ વહ્યો જમપુરવાટે. ! ૭૫
તો કોને સારૂ ચહિ સારૂં કર્મ કરો છો આ કૂડું ?
એમ કહીને ભીમ દ્રોણનું ભણવા બહુ લાગ્યો ભૂંડું. ૭૬
ભીમતણાં અપ્રિય વચનો સુણિ ધનુષ તજી હે નૃપ એવે,
સર્વ અસ્ત્ર છોડવા ઇચ્છતા મહાત્મા દ્રોણ વદ્યા તેવેઃ ૭૭
રે હો કર્ણ ધનુર્ધર ! રે હો દુર્યોધન ! સંગ્રામ વિષે—
કરજો યત્ન ફરી ફરિ કહું છું, ખંડિતમન થાશો ન કશે. ૭૮
'આ હું અસ્ત્ર તજું છું' એમ કહિ, અશ્વત્થામાને એવે,
બોલા'વા લાગ્યા સારથિના સ્થાનક પ્રત્યે જઇ તવે. ૭૯
પછી યોગ પામ સમાધ કરી, ભળ્યા બ્રહ્મમાંહે જેવે,
ધૃષ્ટદ્યુમ્ને આલિ કેશ ગુરુશિર કાપી નાંખ્યું તેવે. ૮૦
ફેંક્યું તે પછિ આપ સૈન્યમાં સિંહનાદ કરિને ભારે;
અર્જુન કહ્યું કાને ન ધરી કર્યું ક્રૂર કર્મ તળપી ત્યારે. ૮૧

વલણ.

ત્યારે તમસેનાવિષે, વરત્યો હાહાકાર;
પાંડવસેનાને વિષે, ઉછળ્યો હર્ષ અપારરે. ૮૨

# नारायणास्त्रमोक्षप्रकरण.

## કડવું ૩૨ મું.

### अश्वत्थामानो क्रोध अने सात्यकि धृष्टद्युम्ननो झगडो.

#### સવૈયા એકત્રીશા.

દ્રોણ પડયે કૌરવસેનામાં પારવનું પડિયું ભંગાણ,
શુષ્ક થયાં મુખ મહારથિયોનાં, 'હા હા' એમ વધ્યા સૌ વાણ;
દૂર પ્રદેશે અશ્વત્થામા એવે યુધ કરતો'તો રાય !
ભાગતું સૈન્ય તમારૂં સત્વર પહોંચ્યું ત્યાં મેળવા સહાય. ૧
દુર્યોધનને દેખી વિહ્વળ દ્રૌણીએ એવે નિર્ધાર,
પાસે જઇ પૂછયું, કાં સેના ભાગે છે હે નૃપ ! આવાર ?
દુર્યોધન દુખદૂમો ચઢવે, ઉચરી નવ શકિયો ઉચ્ચાર,
અપ્રિય કહેવા ઉર નવ ચાલે, છોડયાં આંસુ ત્યહાં ચોધાર. ૨
કર્યો ઇસારો કૃપને તેણે, કહેવાને સઘળું અવિધાર,
ઉચર્યા તે નિસાસો નાંખી, હે નૃપ ! થોડામાં સૌ સાર;
કેશ ગ્રહી શિર કાપ્યું તાતનું, ધૃષ્ટદ્યુમ્ને કરી અધર્મ,
અર્જુન કહ્યું કાને ન ધરીને કર્યું કૂર બહુ અઘટિતકર્મ. ૩
જાણ્યું આમ જવાળા ઊઠી ઉર અશ્વત્થામાને એ વાર,
ક્રોધે તપ્ત થયો તે ત્યાં અતિ, રોષે રક્ત થયો જ અપાર;
અશ્રુ આંખનાં લૂછી ઉચર્યો, હાય નાંખિ વળતી તે આમઃ—
ધર્મધ્વજ ધરનારા ધર્મે બોલ્યું જૂઠ વદી નિજ નામ ! ૪
મમ મરણ સુણી ગુણીપિતા મમ શસ્ત્ર તજેલા ને હે રાય,
હણ્યા અધર્મી ધૃષ્ટદ્યુમ્ને, કેશ ગ્રહી કાપી શિર હાય !
ન્યાયયુક્ત ધર્મે કરિ અરિએ પાડયા હોત પરમપ્રખ્યાત,
તો મુજને આ'વું દુખ રાજા ! અંતરમાં કહિયે નવ થાત ! ૫
વીરલોક મહાવીર સિધાવ્યા તેનું દુઃખ નથી તલમાત્ર,

પણ હું જિવતે કેશ ગ્રહાયા, એથી આજ બળે છે ગાત્ર !
માટે ધૃષ્ટદ્યુમ્ન દુષ્ટતા—ફળ દારુણ જોશે નિર્ધાર,
જોશે અધર્મી ધર્મ આપનું રુધિર પડતું પૃથ્વી મોઝાર ! ૬
ઇષ્ટાપૂર્તવડે સમ ખાઈ કહું છું હે દુર્યોધન રાય !
પાંચાલો સર્વે માર્યાવિણ કદિયે હું ન ધરિશ આ કાય !!
કાચું ન રાખી કોઈ ઉપાયે, હણિશ જ હું પાપીચાંડાળ,
અધમપુત્ર પાંચાલરાયનો, ધૃષ્ટદ્યુમ્ન મહા મછરાળ. ૭
અરે ! મનુષ્યો પુત્રોને તે માટે ઇચ્છે છે અવધાર,
કે જે અહિંયાં ને પરલોકે ભયથી ઊગારે નિર્ધાર;
પણ હું પર્વતતુલ્ય પુત્ર ને શિષ્ય જીવતાં રે ! આ વાર,
બંધુરહિતજન જેવિ અવસ્થા થઇ પિતુની છે મુજ ધિક્કાર ! ૮
અરે દિવ્યઅસ્ત્રો મારાંને, બાહુવીર્યને છે ધિક્કાર !
પુત્ર પામિ મુજ તાત પામિયા અરિથી કેશગ્રહણસંસ્કાર !!
માટે તે અપમાનવૈર હું વાળિ આપવા પિતુને આજ,
ભસ્મ કરિશ નારાયણઅસ્ત્રે અરિસેના સઘળી ધરિ દાઝ ! ૯
એમ વદી જળ લેઇ આચમન કરિને મંત્ર ભણી એ વાર,
દિવ્યઅસ્ત્ર નારાયણ નામે પ્રગટ કર્યું નવ કરતાં વાર;
પ્રગટ થતાં તે દિવ્યઅસ્ત્ર ભય ભાસ્યું ભૂતળમાં ચોપાસ,
થયા કાટકા આભ વિષે અતિ, વર્ત્તાયો અવનીમાં ત્રાસ. ૧૦
નદિયો ઉલટી વહેવા લાગી, ભાગિ પડ્યાં પર્વતનાં શૃંગ,
પૃથ્વી લાગી બહુ જ કંપવા, ડાહ્યાપણ બનિયા બહુ દંગ;
અંધારૂં અવરાયું ચોગમ, ઝાંખો સૂર્ય પડ્યો તત્કાળ,
ભૂત પ્રેત રાક્ષસ હરખ્યા બહુ, સહુ પ્રાણીપેટ પડી ફાળ. ૧૧
ભાગી જાતા કૌરવયોદ્ધા પાછા ફરિ કરતા કિલકાર—
ઉલટ્યા દેખી પૂછ્યું ધર્મે અર્જુનને, હે નૃપ એ વારઃ
કોણે પાછું વાળ્યું વીરા ! અરિનું ભાગેલું સૌ સૈન્ય ?
ભાગ્યું'તું જે ભાર ખોઇ નિજ, દોદળું છેક થઈ ધરિ દૈન્ય. ૧૨

હરિણુપેર ભડકી ભાગેલા, સિંહનાદ કરતા અરિયોધ—
આવે છે કાં પાછા અર્જુન ! કાળ પેર કરતા બહુ ક્રોધ ?
મહાસાગરભરતી પેઠે જો, અરિસેના ઊછળતી વીર,
આવે છે કાં અતિ ઘૂઘવતી ? કહે કારણુ રહેતી નથિ ધીર ! ૧૩
દ્રોણાચાર્ય હણુવાથી શું ઇંદ્ર થઈ કૌરવનો સહાય—
આવે છે અહિં વજ્ર ધરીને ? મુજને તો એવું સમજાય !
કાં કે તેવણુ મહાભયંકર–સ્વરવાળો હોયે નવ નાદ,
ભાસે છે ભય મુજને ભારે, કહે કારણુ વીરા અવિવાદ. ૧૪
અર્જુન ઉચર્યો હે રાજન્ ! શું કહું તમને મૂકી મર્યાદ,
અનૃત વદિ ગુરુઘાત કરાવ્યો, છે તેના નંદનનો નાદ !
પ્રેરે છે તે પરમપરાક્રમિ, કૌરવયોદ્ધાને કરિ ક્રોધ,
આવે છે જે ઉગ્ર થઈ અતિ, ત્રિભુવનમાં તેવો નથિ જોધ. ૧૫
અનાથ એવા શસ્ત્ર તજેલા, જેને ઘાતકિ કર્મથિ રાય,
ધૃષ્ટદ્યુમ્ને હણ્યા દબાવી, અરે કરી મોટો અન્યાય !
તેનો નાથ થયો છે ઊભો, જે પિતુકેશગ્રહણુઅપરાધ,—
સહેશે નહિ પણુ ધૃષ્ટદ્યુમ્નને હણુશે હરિણુ હણે જયમ વ્યાધ ! ૧૬
રાજ્યકારણે જૂઠું વદિને ગુરુને આપીને વિશ્વાસ,
ઉપચાર વિના કીધા આપે, ઉપજાવી અંતરમાં ત્રાસ;
એથી આચાર્ય હણુવાથી, વાલીવધથી રામનિ જેમ,—
અપકીર્તિ રહિ છે આ વિશ્વે, આપતણી પણુ રહેશે તેમ ! ૧૭
ધર્મમૂર્તિ નિજ શિષ્ય તમે છો, મિથ્યા કહિયે નવ વદનાર,
હતો જ બહુ વિશ્વાસ દ્રોણુને, આપ કહેવું ગણ્યું'તું સદનાર;
સત્યતણો વાગો ધરનારા, આપે તે ગુરુને હે રાય !
અસત્ય વદિ સંભ્રમમાં નાંખ્યા, એ કદિ સારૂં નહિ કહેવાય ! ૧૮

---

૧૪ સહાય–મદદગાર, આશ્રયદાતા. ૧૫ અનૃત–અસત્ય. નંદન–પુત્ર. ૧૬ વ્યાધ—પારધી. ૧૭ ઉપચારવિના—સાધન વગરના, નકામા. ૧૮ સદનાર–માફક આવે એવું.

આયુ આપણું ઘણું વહિ ગયું, અતિ ઓછું રહ્યું છે અવશેષ,
તેનો વિકારરૂપ અરે ! આ અધર્મ હમણા કર્યો નરેશ !
સ્નેહ અને ધર્મથી નિરંતર પિતાતુલ્ય જે હતા ઉદાર,
અલ્પ સમયના રાજ્ય કારણે, તે ગુરુ હાય કરાવ્યા પાર !! ૧૯
અરિએ આપિ મોટિ જીવિકા, કીધો'તો ગુરુનો સત્કાર,
તો પણ પુત્ર થકી વધતો તે મને જ ગણતા'તા નિર્ધાર;
શસ્ત્ર તજેલા તે તમને ત્યમ મુજને જોતા શુભ કરનાર,
એવા ગુરુ યુદ્ધમાં હણાવ્યા, રે ! આ જીવવું છે ધિક્કાર ! ! ૨૦
પુત્રો, પિતુઓ, ભ્રાતા, તેમ જ સ્ત્રિયો અને જીવિત એ સર્વ,
મુજ માટે ત્યાગે અર્જુન એવો જ હતો ગુરુઉરમાં ગર્વ;
અરે ! તેમની કરી ઉપેક્ષા મરવા મેં દીધા હે ભૂપ !
માટે નીચું મસ્તક કરિ હું પડચોછું મહારૌરવને કૂપ ! ! ! ૨૧
પ્રલયાનલશો પુત્ર દ્રોણનો તાતવૈરિ હણવા જ જરૂર—
આવે છે, આવતું હોય જ્યમ ઉષ્ણધાતુરસ કેરૂં પૂર !
માટે સમર્થ જો કહિ હો, તો ધૃષ્ટદ્યુમ્નને નૃપ આ વાર,
અશ્વત્થામા થકી ઉગારો, અમથી કશું કહિ નથિ જ થનાર ! ૨૨
અર્જુનનાં એવાં વચનો સુણિ મહારથિયો કંઇ પણ તે ઠામ,-
પ્રિયઅપ્રિય ઉચર્યા નહિ, પણ કુંતીસુત ભીમ વદ્યો ત્યાં આમઃ-
હે અર્જુન ! વનસેવન કરતો વ્રતધારી બ્રાહ્મણ કો હોય,
તેમ વદવું તારૂં છે આ અહિં, ન વદે ક્ષત્રાણીસુત કોય ! ૨૩
નાશથિ રક્ષણહાર, ઘાવથી જીવનાર, કાયર નવ નામ,
ક્ષમાવાન સત્પુરુષ સ્ત્રિયોમાં, મરણાંતે મૂકે નવ મામ,
ક્ષત્રી એવો હોય તે જ ઝટ ધરા, ધર્મ, ધન, યશ નિર્ધાર-
પામે છે નિસંશય અર્જુન, કહું છું તે ઉરમાં ઊતાર. ૨૪
ક્ષત્રિયગુણોવડે યુક્ત જ તું સત્કુળનો દીપક થઇ સાર,
અવિદ્વાનની રીત વદે છે, તેથિ નથિ શોભતો લગાર;

૨૪ રક્ષણહાર—રક્ષા કરનાર.

તેર વર્ષ દુખઅમર્ષ મૂકી ધર્મ જ ઇચ્છો છો અવધાર,
અહો ! ધન્ય છે એવા તમને નવ પ્રશંસશે કો આવાર ? ! ૨૫
બાલપણુના ભંડાર, ધર્મમાં પ્રવૃત્ત એવા હે ગુણિભ્રાત !
અધર્મથી શત્રુએ રાજ્યને હર્યાતણી વિસર્યા શું વાત ? !
સભામાંહિ આણી દ્રૌપદિને લીધી તે લલનાની લાજ,
વલ્કલ આપીને વન કાઢ્યા, એ સૌ શાંત પડી શું હાઝ ? ! ૨૬
વળ નથિ ખળ અરિનાં કૃત્યોનો તને અરે ! ઉરમાંહિ લગાર,
પણ ક્ષત્રિયધર્મે આસક્ત હું ટેક નથી મારો તજનાર;
પણ આજે અરિઅધર્મને હું સંભારી કારી કરિ ક્રોધ,
સગા સ્નેહિ સાથે સંહારિશ, તું કર મુનિધર્મતણો શોધ ! ૨૭
તેં જ પ્રથમ કહ્યું હતું મને કે, શક્તિ પ્રમાણે રણમોઝાર,
યુદ્ધ માટ ઉદ્યોગ આપણે કરશું નવ હઠતાં નિર્ધાર;
આમ વદી અવ આજ ધર્મનો હાંડો ઝાલીને અવધાર,
નિંદે છે અમને તું મિથ્યા, કટુવચનો વદિને આવાર. ૨૮
વ્રણવાળા પુરુષોના વ્રણમાં ક્ષાર નાંખનારા નર પેઠ,
વાગ્બાણે કરિ પીડે છે કાં, અંતરમાં અમને તું ઠેઠ ? !
ધર્મતણો નવ મર્મ વિચારી અધર્મનો શિરપર લઇ ભાર,
નિજને અમને નિંદે છે કાં ! વીરા નવ કરતાં જ વિચાર ! ૨૯
હરિ ઊભા છે અત્ર છતાં તું અશ્વત્થામાને આ વાર,
અરે ! પ્રશંસે છે કાં ? જે છે તુજથી ઊતરતો અવધાર;
તારી પૂરી કળા સોળમી પણ તેમાં નથિ, છે આહિં એમ,
છતાં આત્મદોષો ભણતાં નથિ લાજ પામતો રે તું કેમ ? ! ૩૦
ભલે ઉભા રહો નીચું શિર કરિ, આ હું અહિંયાંથી આવાર,
સુવર્ણમાળાવાળિ ગદા ધરિ જઉં છું જય કરવા નિર્ધાર;
ગદા લેઇને ઉલટેલો હું અવની ઉલટાવું અવધાર,
ઇંદ્ર સહિત દેવો ડોલાવું, રાક્ષસ ઉરગ કરૂં સહુ પાર ! ૩૧

૨૮ વ્રણવાળા—ઘા પડ્યો હોય એવા. ૩૧ ઉરગ—સર્પ, નાગ.

એવે ધૃષ્ટદ્યુમ્ન ઉચ્ચર્યો, તેવે તક સાધી તે હામ,
હિરણ્યકશિપુ કહે વિષ્ણુને તેમ જિષ્ણુ પ્રત્યે તે આમ:—
હે અર્જુન ! ષટ્કર્મ વિપ્રનાં જાણો છો પોતે અવદાત,
તેમાંના કહો કયા ધર્મમાં દ્રોણ હતા, ને કરિ મેં ઘાત ? ૩૨
નિજ ધર્મથિ ખશિ ધરી ક્ષત્રિનો, તે ધર્મ થકી પણ થઇ ભ્રષ્ટ,
અનુચિત કરિ અતિ યુદ્ધવિષે આપણને ઉપજાવ્યું બહુ કષ્ટ,
તેવા ઘાતકિ બ્રાહ્મણનો મેં ઘાત કર્યો તેમાં હે વીર !
નિંદો છો કાં સ્તુતિ નવ કરતાં ? લક્ષ વિષે લહેતાં ન લગીર. ૩૩
બહુ અનર્થ કરનાર દ્રોણને રથ વિષે જ માર્યા મેં તત્ર,
એવો અનિંદ્ય જે હું તેને પ્રશંસતા કેમ નથી અત્ર ? !
કાળાગ્નિસમા ક્રૂર દ્રોણનું માથું મેં કાપ્યું ધરિ ધીર,
સાહસ એવું કરનારાને, વખાણતા કેમ નથી વીર ? ! ૩૪
યુદ્ધવિષે મારા જ બાંધવો હણતા હતા અરે તે હાય !
મસ્તક તેનું કાપીને પણ નથિ હું ટાઢો પડ્યો જરાય;
પણ સૈંધવશિર રાજસદેશે ફેંક્યું'તું જે રીતે વીર !
તેમ ન ફેંક્યું દ્રોણતણું મેં એથી સળગે છે જ શરીર ! ! ૩૫
આમ બહુ કહ્યું ધૃષ્ટદ્યુમ્ને, જે સાંભળિ સર્વે નૃપ રાય,
મૂગા રહ્યા તથાપિ ઇંદ્રસુત- પાર્થ નાંખિ મનમાં અતિ હાય,-
કટાક્ષથી પાર્ષત પ્રત્યે વાંકું જોઇ નાંખીને નિઃશ્વાસ,
'ધિક્ છો ધિક્ છો !' એમ ઉચ્ચર્યો, આંસુ ભર્યો થઇ છેક ઉદાસ. ૩૬
બળ કરિ સાત્યકિ બોલ્યો એવે, રે ! અહિં નથિ કો પણ નરવીર ?
કે જે અશુભ ઉચરનારા આ પાપીનું છેદે ઝટ શીર !
નિંદે છે ચાંડાલ પાપિને વિપ્રો તેમ તને આવાર,—
નિંદે છે આ સર્વ પાંડવો ઇચ્છાથી હે કુળ અંગાર ! ૩૭

---

૩૨ જિષ્ણુ—અર્જુન. ષટ્કર્મ યાજન, અધ્યાપન, દાન, યજ્ઞ, પ્રતિગ્રહ અને અધ્યયન એ ૭ કર્મ. અવદાત—નિર્મળ, ઉજ્વળ. ૩૬ પાર્ષત—પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલો ધૃષ્ટદ્યુમ્ન.

ગુરુ હત્યા કરનાર ઘાતકી! ગુરુ પ્રત્યે મિથ્યા બકનાર,
સત્પુરુષોએ નિંદેલા! અહિં લવતાં કયમ લાજે ન લગાર ? !
રે ! જિહ્વા ત્યમ મસ્તક તારૂં, ગુરુની નિંદાના કરનાર,
સહસ્ર કડકા થઈ પૃથ્વિમાં કેમ નથી પડતાં આવાર ? ! ૩૮
સાત પેઢિ પૂર્વની પછીની બોળી તેં ગુરુના ગ્રહિ કેશ,
કુળમાં નીચો નીપજિને તેં ચોળી તેઓને મુખ મેશ !
અરે ! દ્રુપદકુળકજ્જલ અહિં અવ હું સમીપ ઉચરિશ જો આમ,
તો ભાગી નાંખિશ તુજ મસ્તક, ગદાવડે અહિંયાં આ ઠામ! ૩૯
આમ કઠણુ અતિ વાક્ય ઘણું નૃપ,સાત્યકિએ થઈ ઉગ્ર અપાર-
કહ્યાં દ્રુપદસુતને તર્જીને, ગર્જી ક્ષોભ થવા તે વાર;
તવ તે ક્રોધેલો હસતો જ્યમ હોય તેમ ઉચર્યો ત્યાં આમઃ-
હે માધવ ! મા સિદ્ધ થાઓ તપિ, સંભારો નિજનું શુભ કામ!૪૦
ભુજ કપાયલા મરણોન્મુખ રે ! સોમદત્તિનું શિર તેં વીર,
કાપ્યું તે કરતાં આ પાતક, શું વિશેષ છે ? કહે ધરિ ધીર !
નિંદા કરવા યોગ્ય તું છતાં, નિંદે છે મુજને આ વાર;
માટે વહિશ હવે વધતું તો દેખાડિશ તુજને જમદ્વાર ! ૪૧
પાપિ કૌરવોએ અધર્મથી ધર્મતણું મેળવિયું રાજ,
અધર્મથી પાંચાલી કેરી લીધી ભરી સભામાં લાજ;
અધર્મથી દ્રૌપદિસહ પાંડવ પ્રેર્યા આપીને મૃગચર્મ,
લીધો પક્ષે શલ્ય, સુભદ્રાસુત માર્યો કરિને જ અધર્મ ! ૪૨
એથી પણ કરિ અધર્મ હણિયા તુજ ગુરુએ શંતનુસુત સાર,
ધર્મજાણુ ! તેં સોમદત્તિને અધર્મથી જ હણ્યો ઉર ધાર !
માટે ધર્મ અધર્મ તોલ કરિ, યુધ કર કૌરવથી નિર્ધાર,
મા જા મુજ શું જોડી ઝઘડો, પિતાસ્થાન પ્રત્યે આવાર ! ૪૩
સુણિ કટુવચનો ધૃષ્ટદ્યુમ્નનાં, સાત્યકિ ગદા ગ્રહી એ વાર,
ઉલટયો અતિશે ઉગ્ર થઈને, અંતકની પેઠે અવધાર;

૪૩ તુજ ગુરુએ—તારા ગુરુ અર્જુને.

કૃષ્ણ કહ્યાથી ભીમે તેને રોકયો ભુજ બીડી હે ભૂપ !
સાંત્વન કરવા લાગ્યો શબ્દો સુણવી અમૃતશા અનુરૂપ. ૪૪
તવ તાતા અગ્નિમાં આજ્ય જયમ હોમે તેમ પદસુત ધીર-
ઉચ્ચર્યો, છોડી દો, છોડી દો મહાંધને સત્વર, મહાવીર !
એરી ઝઘડો જોઇ બેયનો, શ્રીકૃષ્ણે ધર્મે એ વાર,
સમજાવી બહુ શાંત પાડિને કીધા યુધ કરવા તૈયાર. ૪૫

વલણ.

તૈયાર થઈ સર્વે પછી, અરિઓ પ્રત્યે રાય !
સંચરિયા સંગ્રામમાં, સ્નેહીને સુખદાય રે, ૪૬

---

## કડવું ૩૩ મું.

## नारायणास्त्रमोक्ष अने द्रोणिनुं नासवुं.

ઉપજાતિ વૃત્ત.

નારાયણાસ્ત્રે કરિને હજારો—શસ્ત્રોતણો ચાલિ રહ્યો જ મારો;
આકાશ ને સૈન્ય વિષે જ એવે, શરો જણાયાં અતિ તીવ્ર તેવે. ૧
ગદા શતઘ્ની બહુ ચક્ર ફર્શી, ત્રિશૂલ ને શક્તિ રહ્યાં જ વર્ષી;
એથી કરી પાંડવસૈન્યમાંહી, થઈ રહ્યું હે નૃપ ત્રાહિ ત્રાહી ! ! ૨
લાગ્યા સુયોદ્ધા જયમ યુદ્ધ કામે, સંહાર ભાળ્યો તવ સર્વ સામે;
ખપી જતા કૈંક જતા અગાડી, નારાયણાસ્ત્રે બહુ ભેલ પાડી. ૩
યુધિષ્ઠિરે અર્જુન ત્યાંહિ તેવે, મધ્યસ્થ જેવો જ નિહાળિ એવે,
કહ્યું સુસેનાપતિ પાસ આવી, વૈરાગ્ય પૂરો ઉરમાંહિ લાવી: ૪
પાંચાલયોદ્ધા લઇ ભાગિ જા તું, ન યુદ્ધમાં ઉત્સુક વીર ! થા તું;
હે સાત્યકી ! તું પણ યોધ તારા-લઈ જતો રૂહે નહિ ભાગનારા. ૫
આ કૃષ્ણ સૂઝે નિજ યોગ્ય તેવું-કરે ભલે ? કાંઈ નથી જ કે'વું;
કાં કે કહે એ જન શ્રેય સારો, આત્માતણો કાં ન કરે ? વિચારો. ૬

---

૪૫ આજ્ય—ઘી. ૪ સેનાપતિ—ધૃષ્ટદ્યુમ્ન. ૬ વિચારો-વિચાર કરો.

વળી કહું છું સહુ સૈનિકોને, ભડો ન કો આળિ સમીપ લોને;
હું આત મારાસહ અગ્નિમાંહે—પ્રવેશિને ભસ્મ થઈશ આંહે ! ૭
રે ! ભીષ્મ ને દ્રોણસમુદ્ર ભારે, તરે ન બીજુંજન કોઇ કયારે,
તે હું તરીને અવ ના તડીશ, દ્રૌણી રૂપી ગોષ્પદમાં બુડીશ ! ૮

સવૈયા એકત્રીશા.

મુજ પ્રત્યે પાર્થનો મનોરથ સિદ્ધ થાઓ સત્વર ભલિભાત,
કાં કે શુભ કલ્યાણ ઇચ્છતા મુજથી દ્રોણ મુઆ અવદાત !
જે ધર્માત્માએ યુદ્ધવિષે યુદ્ધજ્ઞાન વિષે અજ્ઞાત,
બાળક અભિમન્યુનો ઘણાની સાથે રહિ કીધો'તો ઘાત ! ! ૯
પુત્ર સહિત જેણે ન પ્રશ્નનો ઉત્તર આપિ સભા મોઝાર,
દ્રૌપદિની કીધી'તિ ઉપેક્ષા, થઇને ધર્મતણા ધરનાર !
જેણે અર્જુનહય થાકયા'તા, તેવે કવચ સજાવી સાર,
પ્રર્યો'તો દુર્યોધનને યુદ્ધ કરવા નડવાને નિર્ધાર ! ! ૧૦
જેણે અનુચિત કરી યુદ્ધમાં દિવ્યઓનો કરી પ્રયોગ,
અસ્ત્રવિષે અજ્ઞાત હજારો ભૂપોનો લીધો'તો ભોગ !
જેણે વન જાતાં ન અમારી સહાયતા કરિ ગુરુને યોગ્ય,
તે ગુરુ મેં જ મરાવ્યા હા ! એ થયું અરે મોટું જ અયોગ્ય ! ! ૧૧
જબ અધર્મથી રાજ્યથિ અમને કાઢયા'તા તેવે સુખરૂપ,
વારેલા અનુસરવા અમને ઇચ્છયું'તું જેણે અનુરૂપ;
તે અતિ પ્રેમી પાર પડયા માટે હું બાંધવસહ થઇ ચૂપ,—
મરીશ નિશ્ચે આજ, મુઆ મુજ ભુજ જેવા ભારે બહુ ભૂપ !!! ૧૨

ઝૂલણા છંદ.

ધર્મ જબ આમ કહેતા હતા ત્યાં તકા ઉચ્ચર્યા કૃષ્ણ સેના નિવારી,
બીડશો રે ! ન કો અવ અહીં રણવિષે, અસ્ત્ર છે આ અરે દિવ્ય ભારી;
સઘ શસ્ત્રો તજો, ભડવું મન નવ ભજો, ઊતરો શીઘ્ર સૌ વાહનેથી,
એ જ ઊપાય છે એહથી ઉગરવા, કવચ પણ તૂર્ણ ત્યાગો તનેથી. ૧૩

---

૮ ગોષ્પદ—ગાયનું પગલું. ૧૧ હા !—હાય ! ૧૩ તૂર્ણ—જલદી.

ભીમ તવ ઉચ્ચર્યો લાલ નેત્રો કરી, વીરો નવ ત્યાગશો શસ્ત્ર કોપે;
ઉતરશો કો ન નિજ વાહનોથી અહીં, ઇંદ્ર આવી કહે અત્ર તોયે !
બાણ મારાવડે દ્રૌણિના અસ્ત્રને વારિ રાખીશ હું એમ જાણો,
મેહ પાડીશ મોટી ગદા વાવરી, શૂર ! શંકા ન ઉરમાંહિ આણો. ૧૪
હર્ષ અતિ આપવા તે વધો ત્યાં વળી, સ્વર્ગમાં શ્રેષ્ઠ છે ઇંદ્ર જેવો,
તેમ આ લોકમાં અયુતનાગેંદ્રબળ ભીમ પણ છે જ પ્રખ્યાત તેવો !
દ્રૌણિના અસ્ત્રને વારવા માંહિ આ દીસ છું અત્ર હું આજ વીરો !
તેહના સ્થૂળ દૃઢ સ્કંધ બે બાહુનું બળ જુઓ લેશ ન પડીશ ધીરો.૧૫
એમ કહિ પાર્થપ્રતિ જોઇને ઉચ્ચર્યો, ભ્રાત ! ભડકી ન ગાંડીવ તજતો,
નરમ નારાયણાસ્ત્રે પડીને રખે, ભીરુનો માર્ગ મનમાંહિ ભજતો !
એમ કીધાથિ સુખ ઊજળું નહિ રહે, બેસશે ડાઘ ન મટે જ એવો,
નાક જાશે અરે ધાક ઉરમાં ધરે, રાખિ શિર શો પછી લાભ લેવો ? ! ૧૬
ઉચ્ચર્યો પાર્થ તવ, ગાય બ્રાહ્મણ વિષે વર્જ્ય ગાંડીવ છે ભ્રાત ! મારે,
તેમ નારાયણાસ્ત્રેય પણ છે જ તે, માટ મુખ શું વહું આહિં વધારે ?
આમ સુણતાં જ તે તપ્ત થઇ વાધિયો દ્રૌણિ પ્રત્યે કરી ક્રોધ ભારે,
બાણ હેલી કરી નિમિષમાં તેહને-ઢાંકિયો ઢીલ કરતાં ન ત્યારે. ૧૭
હાસ્ય કરિ દ્રૌણિએ એ સમે ભીમને સાદ દઇ બાણ સુપ્રદીપ્ત પ્રેરી,
વીંટિ લીધો જરા વાર કરતાં ન, શર આંચમાં સદ્ય લીધો જ ઘેરી;
યુદ્ધમાં તે સમે ભીમનું રૂપ નૃપ, જયમ પતંગોથિ દિવસાંત માંહે—
હોય વીંટચો સુપર્વત વડો કોઇ ત્યમ, દીસતું 'તું ખરેખાત ત્યાંહે. ૧૮
વાયુથી વૃદ્ધિ જયમ અગ્નિની થાય ત્યમ યુદ્ધમાં વાધતા ભીમ સામે,
દ્રૌણિનું અસ્ત્ર અતિ વૃદ્ધિ ત્યાં પામતું, નરમ નવ લેશ પડતાં જ નામે;
એથિ ભય પામિ પાંડવતણા યોધ સહુ શસ્ત્ર નાંખી દઈ પૃથ્વિ તળમાં,
ઊતર્યા હાથિ હય રથથિ હેઠે તરત, પણ ન ભીમે કર્યું તેમ વળમાં. ૧૯
તેથિ તે અસ્ત્રનું બળ બધું ભીમ શિર આવિ પડયું પલકમાં પ્રાણ હરવા,

૧૫ અયુતનાગેંદ્રબળ—દશ હજાર હાથીના બળવાળો. ૧૭ વર્જ્ય —તજવા યોગ્ય. ૧૮ પતંગો-તીડો. ૧૯ વળમાં-કૌરવો ઉપરના વળમાં રહીને.

હવવિષે તે પડ્યો હોય ત્યમ દેખિ સૌ પ્રાણિ લાગ્યા જ 'હા! હા!' ઉચરવા
ભય વિષે ભાળિ નિજ ભ્રાતને અર્જુને વારુણાસ્ત્રે કરી તર્ત તેવે,
ઢાંકિયો અસ્ત્રજવાળાથિ ભિગારવા, આવિ આવેશમાં સધ એવે. ૨૦
પણ ન તેથિ વળ્યું, પણ ઘણાં ઉગ્ર બે અસ્ત્ર ભેગાં થયે ભૂપ ત્યાંહે,
અગ્નિમાં સૂર્ય પેઠા સમો ભીમ રથ—પેખિયો આંચ અતિ ઉગ્રમાંહે;
અગ્નિમાં આજ્ય હોમ્યા સમી દ્રૌણિના અસ્ત્રની આંચ વધવા જ લાગી,
તેમ ભડકો થઈ ભીમસેને ત્યહાં ક્રોધેજ્વાળા જરા ના જ ત્યાગી. ૨૧
દેખિ દુર્ઘટસમો પાર્થકૃષ્ણે તહીં, દોડિને ભીમની પાસ જઇને,
સર્વ શસ્ત્રો અને આયુધો તેહનાં ખેંચવા લાગિયા શીઘ્ર થઇને;
પણ ન તે આપ હઠ મૂકતાં તેમને ખેંચિને ગર્જતો સિંહ પેઠે—
વાધતો ત્યાં હતો ઝંઝવાયુરીતે, નવ ઉતરતાં તહીં રથથિ હેઠે. ૨૨
દ્રૌણિનું અસ્ત્ર અતિ વૃદ્ધિ એથી કરી પામતું ત્યાં હતું રાય ! એવે,
આપિ ઠપકો શિખામણ શ્રીકૃષ્ણે તદા આમ કહ્યું ભીમને સાહિ તેવે:-
શૂર ! આ શું કરોછો ? ન વાર્યા રહી, યુદ્ધથી સરતું જો હોય આંહી,
તો અમો પણ અરે! યુદ્ધ કરિયે ન કયમ? બેસિ રથમાંહિ કર શસ્ત્ર સાહી.
એમ કહિ ઉષ્ણ નિઃશ્વાસ અતિ નાંખતો, રોષથી રાતિ આંખો થયેલો,
ભુજગશો ભીમ ઊતારિયો રથ થકી, હઠ ધરી હાથથી જે ગયેલો;
રથથિ ઊતારિ આયુધ વૃકોદરતણાં ઊતરાવ્યાં જદુવીર જેવે,
દ્રૌણિનું અસ્ત્ર અતિ તાપ દેનારૂં ટપ શાંત પડ્યું સર્વ જોતાં જ તેવે. ૨૪

વસંતતિલકા વૃત્ત.

નારાયણાસ્ત્ર પડ્યું શાંત નરેશ જેવે,
વાયો સુવાયુ સુખદાયક ત્યાંહિ તેવે;
એવે સુપ્રાતર વિષે રવિરાજ જેવો—
શોભે સુ તેમ વિલસ્યો વર ભીમ તેવો. ૨૫
સેના સુ પાંડવતણી પણ રાય ! ત્યારે,

૨૪ ભુજગશો—મોટા સર્પ સરખો. ૨૫ પ્રાતર—પ્રાતર્—પ્રાતઃકાલ. વર—શ્રેષ્ઠ.

ધારી સુશસ્ત્ર સ્થિર થૈ ધરિ હર્ષ ભારે;
દુર્યોધને કહ્યું તદા ગુરુપુત્ર આગે,
મૂકો સુઅસ્ત્ર ફરિને અરિ જેમ લાગે. ૨૬
નિ:શ્વાસ નાંખિ ઉચર્યો તવ તેહ આમ:-
એ અસ્ત્ર પાછું વળતું નથિ મૂક મામ;
બે વાર તેમ નથિ પ્રાપ્ત થતું જ એમ,
બાળી પ્રયોજક શમે કરતાં જ તેમ. ૨૭

ચોપાયા છંદ.

આમ ઉચ્ચર્યો અશ્વત્થામા, તમ સુત નૃપતે ! ત્યારે,—
ઉચર્યો હે મહાવીર ! શોચ મા ધર ઉરમાં અત્યારે;
છે તુજ પાસ હજી દિવ્યાસ્ત્રો હણે ઇંદ્રને એવાં,
હણ તેથી ગુરુ હણનારાને, જે નથિ જેવાં તેવાં. ૨૮
આમ સુણી દ્રૌણી અતિ ગાજી ભય તજિ ભડવા એવે—
દોડચો ધૃષ્ટદ્યુમ્ન જ પ્રત્યે, તપ્ત થઈને તેવે;
મચ્યું યુદ્ધ એ સમે ભયંકર તે બેનું અતિ ભારી,
વીંધ્યા બેએ એક બિજાને, તીવ્ર બાણ બહુ મારી. ૨૯
વિરથ કરિ એવે દ્રૌણીએ પિડિત દ્રુપદસુત કીધો,
સાત્યકિ તવ દ્રૌણી પ્રત્યે ત્યાં આવ્યો સત્વર સીધો;
આવી તેણે આઠ બાણથી પીડચો તેને ત્યાંહે,
કાપી ધ્વજ ભાગી નાંખી રથ, વિરથ કર્યો રણમાંહે. ૩૦
પછિ ઉલટી મહાવીરો સામે, દાટ સૈન્યમાં વાળ્યો,
મથ્યા શૂર સંગ્રામજીત પણ ન રહ્યો કોનો ખાળ્યો;
પામિ ચેતના દ્રૌણી તેવે બીજે રથે બિરાજી—
આવ્યો બહુ નિ:શ્વાસ નાંખતો, ઉચર્યો તે ત્યાં ગાજી: ૩૧
રાજી થા મા, હે સાત્યકિ તું જોતાં હું આ રણમાં,—
પાંચાલો સહ હણિશ દ્રુપદસુત, ધરજે વાત સ્મરણમાં !

૨૬ લાગે—બળે. ૨૭ પ્રયોજક—યોજનાર, મૂકનારને.

એમ કહી અતિ તીક્ષ્ણ બાણથી ભેદી તેની છાતી,
વીંધ્યો ધૃષ્ટદ્યુમ્ન ભ્રમરવિચ, આંખ કરી અતિ રાતી. ૩૨
બે બળિયા અસ્વસ્થ જોઈ પીડા પામેલા એવા,
ભીડયા અર્જુન ભીમ આદિ તોડે પર્વતને તેવા;
થયું જુદ્ધ જમને થથરાવે તેવું તેવે કારી,
રાય સુદર્શન ઇંદ્રસમો દ્રૌણીએ નાંખ્યો મારી. ૩૩
વૃદ્ધક્ષત્ર આદિક મહાવીરો—ને પણ તેણે તેવે,—
પાર કર્યા પાછા નવ હઠતાં, આંચ આપિને એવે;
ભીમે તવ ભીડી તે સામે, જત્રુદેશમાં તેને—
વીંધ્યો વાર ન કરતાં અતિશે ઉગ્ર થઈને એને. ૩૪
એથી અશ્વત્થામાએ અતિ છેડાઈ નિર્વાણ,
દાખિ પરાક્રમ પારવનું, પાડયું મોટું ભંગાણ;
તેથી પાર્થે આવી આગળ સત્વર તેને વાર્યો,
કઠણ વચન કહિ મર્મ વદી, દ્રૌણીને સઘ વકાર્યો. ૩૫
પ્રીતિ પરમ હતી ગુરુસુતપર તોપણ તે ત્યાં તેવે,
મર્મતણાં અતિ ઉગ્ર વાકય સુણિ ઉચર્યો અપ્રિય એવે;
એથી પ્રજળીને દ્રૌણીએ અગ્ન્યસ્ત્રનો પ્રયોગ—
કીધો ક્રોધ કરીને ભારે, લેવા અરિનો ભોગ. ૩૬
પણ બ્રહ્માસ્ત્રે કરિને પાર્થે અગ્ન્યસ્ત્રને નિવાર્યું;
'હા ! હા ! આ શું !' દ્રૌણીએ નૃપ, એવે ત્યાંહિ ઉચાર્યું;
ધિક્ છે, ધિક્ છે, અરે ધનુષ આ ! કામ કશું નવ સાર્યું,
મિથ્યા સર્વે થયું રે આ અહિં, તાતનામ નવ તાર્યું ! ! ૩૭
આમ કહી બહુ હાય નાંખતો અશ્વત્થામા ભાગ્યો,
જે જોઇ કૌરવસૈન્ય વિષે અતિ શોક સર્વમાં જાગ્યો;
દ્રોણ પડયાની પીડા ન શમી, પણ પામી દુખ ભારે,
કૌરવ બહુ કળકળતા હે નૃપ ! આવ્યા આપ ઉતારે. ૩૮

૩૪ જત્રુદેશમાં—ગળાની હાંસડીના ભાગમાં.

પાંડવ પણ એ સમય સૂર્યનો અસ્ત થવાથી એવે,
આવ્યા નિજ શિબિરો પ્રત્યે સેના વાળી લઇ તેવે;
દ્રોણપર્વ આ પૂર્ણ થયું, રાજાત્મજ એમ ઉચ્ચારે,
ઉત્તેજક માધવસુતને પ્રભુ, દ્યો સુખ સર્વ પ્રકારે. ૩૯

વલણ—ગીતિ.

સર્વ પ્રકારે સહુને સુખિ રાખી હે વિભો જગત્કર્ત્તા,
પૂર્વ શૌર્ય દેશીમાં, પ્રીતે થકિ પ્રેરજો વિપદહર્ત્તા। ૪૦

इति श्री अहमदाबाद निवासी रैकज्ञातीय विप्र राजारामसूनु भट्ट गणपतराम विरचिते लघुभारते द्रोणपर्व समाप्तम् ॥ ७ ॥



# ઉદ્‌ગાર.

હરિગીત છંદ.

વાસવસભામાં શોભતા મણિભાઈ ઇચ્છા આપની,
ગુર્જરગિરાસાહિત્યના અભિલાષની જ અમાપની,
કરવા સુતૃપ્ત અતૃપ્તપ્રેમામૃત તમારાનો અહીં,
ગણપત્ત યત્ન કરેછ તમને તૃપ્ત કરવાને તહીં. ૧
રચિ પર્વ ભીષ્મદ્રોણનાં તે આપના ઉદ્દેશને—
અનુરૂપ રહિ સહિ શ્રમ સુગમવાને જ મતિઉજ્જેશને,
આગળ વધી કર્ણાદિ પર્વો ગુર્જરીવાણી વિષે-
રચવા ચહે છે દેખિ તમને શુદ્ધ સ્વર્ગતણી દિશે. ૨
આહા ! તરી મમ દૃષ્ટિએ પરિતોષ પરમ ધરી અને
રણછોડલાલસમીપ કહો છો મોદ બહુજ ધરી મને.
પૌત્રે તમારે કામના મમ પૂર્ણ કરવા હે ગુણી !
આપ્યું છે ઉત્તેજન ભલું, હર્ષેથિ લઘુભારત સુણી. ૩
તેથી સુ તેમનિ નામના પરિક્ષિતતનુજ જેવી થશે,
ભગિરથસમી શુભ આપનીમાં વૃદ્ધિ આ થાતી દિસે !
રણછોડલાલ કહે છે તવ મણિભાઇ નથિ શું તમે કર્યું ?
કર્યું એવું જેથી ભોજનું અભિધાન આપે છે ધર્યું ! ૪
હું વાત કરતા આમ નામાંકિત નરો બે જોઉં છું,
તેથિ જ મારા કામમાં આનંદથી મન પ્રોઉં છું;
જશ લઇ ગયા જીતી ગયા જગ તેમના શુભ નામની—
કીર્તિ-સુગંધ પ્રસારવા છે વાણિ ગણપતરામની. ૫

---

૧ તહીં—દેવલોકમાં. ૩ મને—મનમાં.

॥ श्रीजगदीश्वरोजयति ॥

# लघुभारत.

## कर्णपर्व.

### कर्णसैनापत्यप्रकरण.

### કડવું ૧ લું.

#### कर्णने सेनापतिपणानो अभिषेक.

રાગ રામગ્રી.

સુખદાયક અશરણુશરણુજી, વંદિ વિશ્વેશ્વર તુજ ચરણુજી;
ગાળિ વ્યાસ આગે મમ ગર્વજી, કથું રવિસુત કર્ણનું પર્વજી ૧

ઢાળ.

આ પર્વ ભારતશૂરને સુણુવા સરીખું અત્ર,
કથું સારમાં વિસ્તારવાળું, પ્રશસ્ત બહુ સર્વત્ર. ૨
કહ્યું વ્યાસશિષ્યે કરિ કૃપા પરિક્ષિતતનુજને તેહ,
કહ્યું સંજયે ધૃતરાષ્ટ્રને વિસ્તારિ સઘળું જેહ. ૩
તે સારમાં સંજય કહેતો હોય નૃપને તેમ—
કથું અત્ર હું સંક્ષેપમાં, સુણજો ધરી સૌ પ્રેમ. ૪
ઉચ્ચર્યો સંજય, હે નરેશ ! પડ્યા સુદ્રોણ ઉદાર,
ત્યમ દ્રૌણિનો સંકલ્પ મિથ્યા થયો પામ્યો હાર. ૫

---

૨ પ્રશસ્ત—વખાણુવા યોગ્ય. ૪ નૃપને—ધૃતરાષ્ટ્ર રાજાને.

એ પછિ અતિઉદ્વિગ્ન થયલા કૌરવો કુરુભૂપ !
સૌ રાયસહ રાત્રિ વિષે બેઠા થઈને ચૂપ. ૬
તવ ઉચ્ચર્યો તમપુત્ર દુર્યોધન સમયઅનુસાર,
શું કરવું અવ ? શું યોગ્ય છે ? તે ઉચ્ચરો આવાર. ૭
એ સમય ચેષ્ટા સર્વ નૃપની જોઇ ભાળી ભાવ,
ઉચ્ચર્યો ત્યાં આચાર્યસુત લેવા ફરી રણલા'વ. ૮
હે ધીર ભૂપો ! પ્રીતિ, યુક્તિ, શક્તિ, નીતિ સહાય,
ધીમાન પુરુષોએ કહ્યા છે અર્થસિદ્ધિઉપાય. ૯
પણ તે અરે ! છે દૈવને આધીન શું કહું અત્ર ?
સાહાય્ય હોય જ દૈવનું તો તે ફળે સર્વત્ર. ૧૦
રે ! એ ગુણોએ યુક્ત મહારથિયો ધુરંધર ધીર,
પક્ષે હતા અહિં આપણે વાસવસરીખા વીર. ૧૧
પણ રણ વિષે તેઓ હણાયા, ને સર્યું નહિ કામ,
તો પણ નિરાશ થવું ન જય માટે ધરી મન મામ. ૧૨
ક્યાં કે ઉપાયો યુક્તિથી કરવા વડે સર્વત્ર,
અનુકૂળ દૈવ કરાય છે, બહુ શું કહું હું અત્ર ? ૧૩
માટે મહાન્ પરાક્રમી, જયશીલ ને મહાશૂર,
અસ્રો વિષે વ્યુત્પન્ન, ગુણસંપન્ન ને બળપૂર, ૧૪
છે કર્ણ દુઃસહ શત્રુને તેને જ અહિં આ વાર,
અભિષેક સેનાપતિપણાનો કરશું આપણ સાર. ૧૫
યુધમાંહિ દુર્મદ એ જ આપ અસહ્ય યમશો રાય !
જીતશે શત્રુ સમસ્ત કોથી સામું નહિ જોવાય. ૧૬
આચાર્યસુત કહેલું સુણી ધરિ કર્ણની ઉર આશ,
નૃપ ! આપસુત ત્યાં તેહ પ્રત્યે ઉચ્ચર્યો તજિ ત્રાસ. ૧૭
હે કર્ણ ! તારૂં પરાક્રમ ને મુજ ઉપરનો સ્નેહ,
હું જાણું છું સારી રીતે, એમાં નથી સંદેહ. ૧૮
તો પણ તને હિતવચન કહું તે સાંભળીને વીર,

ઇચ્છા પ્રમાણે કર ગમેત્યમ, હે ધુરંધર ધીર ! ૧૯
તું છે વડો ધીમાન શુભ મારી પરમગતિરૂપ,
નથિ તું સમોવડ ભારનો વહેનાર કોપણ ભૂપ. ૨૦
માટે મહારથિ ભીષ્મદ્રોણ પડ્યાથિ તેથી શ્રેષ્ઠ—
બળવાન તું સેનાધિપતિ મમ થા હવે સુયથેષ્ઠ. ૨૧
હે કર્ણ ! તે બે વૃદ્ધની અર્જુન ઉપર હતિ પ્રીત,
તો પણ કહ્યું તુજ માનિ મેં માન્યા હતા જ ખચીત. ૨૨
ફળ તેનું કડવું ચાખ્યું મેં, તેં પણ દિઠું તે અત્ર,
જોતાં ખરૂં તે બે હતા પાંડવતણા શિરછત્ર ! ૨૩
ભીષ્મે ગણી નિજ પૌત્ર, દ્રોણે શિષ્ય ગણિને સાર,
રક્ષિને પાંડુપુત્ર નિજનો કરાવ્યો સંહાર! ૨૪
નવ સાર એથી પેખિયો મેં, પામિયો હું હાર;
મુજ શ્રેયનો હે કર્ણ ! તુજપર હવે છે આધાર. ૨૫
માટે તું નિજ આત્માવડે આત્માતણો હે શૂર !
અભિષેક સૈનાપત્યમાં કર, આજ અત્ર જરૂર. ૨૬
કહ્યું આમ બહુ દુર્યોધને તવ ઉચ્ચર્યો તે ધીર,
નૃપ ! શાંત થા, ઉરભ્રાંત તજ, તું ધાર હૈયે ધીર. ૨૭
મેં તુજ સમીપ કહ્યું'તું પૂર્વે, તે કહ્યું સંભાર,
શ્રીકૃષ્ણ સહિત હું પાંડવો જીતીશ રણમોઝાર. ૨૮
તે વચન સત્ય કરીશ અવ, માટે ન સંશય આણ;
હું થઈશ તુજ સેનાધિપતિ, જીત્યા જ પાંડવ જાણ ! ૨૯
સુણિ આમ કર્ણતણું કહેવું આપસુત એ વારે,
દેવો સહિત વાસવ ઉઠે હે ભૂપ! તે જ પ્રકારે,— ૩૦
ભૂપો સહિત ઊભો થયો કરવા કરણસત્કાર,
સેનાધિપતિનો આપવા એને ભલો અધિકાર. ૩૧
વિધિયુક્ત કનકકલશ અને મૃતિકાતણા ઘટમાંહિ—
જળ પૂરિ હસ્તીદંત આદિક પાત્રમાં નૃપ ત્યાંહિ, ૩૨

સેનાધિપતિપણુનો કર્યો શુભ કર્ણને અભિષેક;
કર્યું સ્વસ્તિવાચન વાડવોએ પામિ દાન વિશેક. ૩૩
આજ્ઞા કરી પછિ સૈન્યને થઇ સૈન્યપતિ રાધેય,
થાજો પ્રભાતે સજ્જ સૌ, જય આપણો અત્ર છેય ! ૩૪

વલણ.

છેય ન કંઇ સંશય હવે, રહેજો સર્વ અભીત;
આવતો કાલે આપણી, અવશ્ય થાશે જીતરે. ૩૫

---

## કડવું ૨ જું

## प्रथम दिवसनुं युद्ध.

### રાગ વેરાડી.

પ્રભાતમાં રણતુર્યશબ્દ સુણતાં સેનામાં તેવે,
આપ પુત્ર આદેશ યોગનો[1] કરવા લાગ્યા એવે. ૧
સજ્જ થઈ રણવીર વાંકડા, હય હસ્તી રથ સાથે—
આવ્યા સત્વર ભાતભાતના બાણ ભરીને ભાથે. ૨
સાદ પાડતા શૂરવીર નિજ સાથીને હોકારી,
વિરાજતા વાહન ઊપર આવ્યા કરતા કિલકારી. ૩
સંકુલશબ્દ સુયોધતણો તવ આભ ધ્રુજાવે એવો—
થાવા લાગ્યો, સ્થિર ન રહે મન મઘવાનું પણ તેવો ! ૪
એવે શ્વેતપતાકાવાળે સુંદર રથે વિરાજી,
બગલા સરખા વર્ણતણા જોડાવી શુભ્ર સુવાજી, ૫
વિવિધ શસ્ત્રઅસ્ત્રો ભરિ ભાથે શંખઘોષ ત્યાં કરતો,
કર્ણ આવિયો કાર્તિકેયશો, હર્ષ યોધમન ભરતો. ૬
વાસવશો જ વિલોકી તેને, ભીષ્મદ્રોણને સર્વે—
ભયા વીસરી ગર્વ ધરીને, ગાજ્યા અતિશય ગર્વે. ૭

---

૧. આદેશ—આજ્ઞા. યોગનો—ભેગા થવાનો. ( સૈન્ય ભેગું થવાનો હુકમ. )

શંખ વાહિ સર્વને પ્રેરતો, મકરવ્યૂહ રચિ તેહ—
વાધ્યો પાંડવ પ્રત્યે હે નૃપ, ધરિ જયઇચ્છા એહ. ૮
ધર્માજ્ઞાથી અર્જુન એવે અર્ધચંદ્ર આકારે,—
વ્યૂહ રચી વાધ્યો તે સામે, હર્ષ ધરી ઉર ભારે. ૯
યુદ્ધ પ્રવર્ત્યું ભારે એવે, યમપુર વાસે એવું;
અવની ઉજ્જડ કરે, તાપ અતિ આપે સૌને તેવું. ૧૦
પર્વતશા હસ્તી ઊપર બેઠેલો બળિયો એવે,
ભીમસેન કૌરવસેનામાં પેઠો તર્ત જ તેવે. ૧૧
બપોરના સૂરજ જેવો તે નિજ તેજ થકી ત્યારે,
અરિએને હણતો જ હતો નૃપ, ભય ઉપજાવી ભારે. ૧૨
એ સમયે એને અટકા'વા ક્ષેમમૂર્તિ મહાવીર—
આવ્યો સત્વર એક સપાટે, ધરિ મનમાં બહુ ધીર. ૧૩
વિચિત્ર યુદ્ધ હવું એ વેળા તે બેનું અતિ ભારી,
ગદા ઝાપટી ભીમે અંતે અરિને નાંખ્યો મારી. ૧૪
ક્ષેમમૂર્તિ પડતાં તમ સેના ક્ષોભ પામિને ભાગી;
દ્વંદ્વયુદ્ધની આગ એ પછી, પાછી હે નૃપ લાગી. ૧૫
કર્ણતણો ત્યાં જોઇ કેર અતિ, નકુળ થયો તે સામે;
ભીમ ધસ્યો દ્રૌણી પ્રત્યે ત્યાં, તાપ ન ધરતાં નામે. ૧૬
સાત્યકિ વિંદાનુવિંદ સામે વાધ્યો અંતકરીતે;
શ્રુતકર્માશું ચિત્રસેન ભીડ્યો ત્યાં તર્ત અભીતે. ૧૭
ધર્મપુત્ર પ્રતિવિંધ્ય ચિત્રને, દુર્યોધનને ધર્મ—
વારિ રાખવા લાગ્યા હે નૃપ, કરિને અદ્દભુતકર્મ. ૧૮
સંસપ્તકયોદ્ધાને હણવા—લાગ્યો અર્જુન એવે;
ધૃષ્ટદ્યુમ્ન થયો કૃપ સામે, તપ્ત થઈને તેવે. ૧૯
શિખંડિને કૃતવર્મા તેમ જ શલ્ય અને શ્રુતકીર્તિ,
દુઃશાસન સહદેવ આથડ્યા, કરવા અચલ સુકીર્તિ. ૨૦
અતિ આશ્ચર્યસમું હે રાજા, યુદ્ધ મચ્યું તે ટાણે;

વીરરસે જ સુવીર વિલસિયા, વાસવ જેમ વખાણે ! ૨૧
સાત્યકિએ વિંદાનુવિંદને પાડ્યા રણમાં જેવે,
શ્રુતકર્માએ ચિત્રસેનનને પણ પાડ્યો નૃપ ! તેવે. ૨૨
પ્રતિવિંધ્યે કરિ પ્રકોપ એવે ચિત્ર ભૂપને ત્યારે,
તોમર ફેંકી એક તડાકે ઘાલ્યો જમને દ્વારે. ૨૩
ભીમ અને અશ્વત્થામાનું યુદ્ધ મચ્યું અતિ ભારે;
વીંધી બેએ એક બિજાને મૂર્છિત કીધા મારે. ૨૪
ત્યારે સારથિઓ તેઓના તે બેને નૃપ તેવે,—
રથ દોડાવી દૂર લઈ ગયા ઊતાવળ કરિ એવે. ૨૫
અર્જુન અનલરીતે સંસપ્તક—યોદ્ધાને દઇ તાપ,—
મૃત્યુતણા મુખમાંહિ હોમતો, તાણી નિજનું ચાપ. ૨૬
હય ગજ રથ યોદ્ધાનો તે ત્યાં કરતો'તો સંહાર;
વખાણ વાસવ સહ દેવો કરતા'તા વારંવાર ! ૨૭
જોઇ આમ અસહનતાથી અશ્વત્થામાએ તેને—
બોલાવી કરસંજ્ઞાથી ત્યાં, કહ્યું આ રીતે એને:— ૨૮
હે અર્જુન ! જો પૂજ્ય મને તુજ અતિથિ માનતો હોયે,
તો દે યુધઆતિથ્ય આજ, જશ તારો સહુ જન જોયે. ૨૯
ધનંજયે ગુરુપુત્ર કહ્યું સુણિ, ધન્ય આપને માની,—
કહ્યું કૃષ્ણને કરવું કેમ ? તે કહો મને, હે જ્ઞાની ! ૩૦
સંસપ્તકને હજિ હણવા છે, ને ગુરુસુત આ ઠામે,
બોલાવે છે યુદ્ધ આપવા, શું કરૂં કે જશ જામે ? ૩૧
પ્રથમ કરવું જે યોગ્ય હોય તે ભાખો ભગવન્ ! પ્રીતે;
સખા કહ્યું સુણિ શ્રીકૃષ્ણે હાંક્યો રથ તર્ત અભીતે. ૩૨
વાયુવેગથી વાસુદેવ હરિ અર્જુનને નૃપ એવે,
અશ્વત્થામા પાસે લાવી, ઉચર્યા તર્ત જ તેવે. ૩૩
હે અશ્વત્થામન્ ! મન સ્થિર કરિ પ્રહાર કર ને ઝીલ;
સ્વામિઅન્ન લેખે લગાડ ઝટ, મા કર એમાં ઢીલ. ૩૪

ઉપજીવિજનોએ સ્વામીની સેવાનો આ સારો—
સમય આજ છે, સાધ અરે તે, સફળ થવા જન્મારો ! ૩૫
અર્જુન અહિં સત્કારસુ તારો કરે જ તે તું હાવે,
સ્વીકારજે સારી રીતેથી, ભય નવ ધરતાં ભાવે ! ૩૬
'તેમ કરિશ હું' એમ કહીને દ્રૌણીએ નૃપ એવે,
બાણ મારિ શ્રીકૃષ્ણપાર્થને તૂર્ણ વીંધિયા તેવે. ૩૭
તેથી કોપી સવ્યસાચિએ શરથી ધનુષસુ તેનું—
તોડી નાંખ્યું એક તડાકે, અઘટિત કૃત જોઇ એનું. ૩૮
પણ તેથી પાછો નવ હઠતાં, બીજું દૃઢ ધરિ તેણે—
અર્જુનકેશવને અતિ વીંધ્યા, હોઠ પીશિને એણે. ૩૯
ઉગ્રકર્મ કરતો, મદ ધરતો, સિંહનાદ બહુ કરતો,
જોઇ આમ દ્રૌણીને અર્જુન ઉચર્યો શર કર ધરતો:— ૪૦
હે માધવ ! આચાર્યપુત્રનું મુજ પ્રત્યે આ ટાણે,
જુઓ દુરાત્માપણું આંહિ, જમરૂપ બન્યો છે જાણે ! ૪૧
બાણરૂપિ ઘરમાંહિ ઘાલિને આપણને એ આજે,
માને છે વધ પામેલા અહિં, એથી તે અતિ ગાજે ! ૪૨
પણ પ્રભુ ! અવ સંકલ્પ હું એનો મિથ્યા સદ્ય કરૂં છું;
કરી પરાજય તેનો સંસપ્તક પ્રત્યે જ ફરૂં છું. ૪૩
એમ કહી નિજ શરથી તેના શર પ્રત્યેક સુ તેણે—
કાપી નાંખ્યા ત્રણ ત્રણ કડકા કરિને હે નૃપ એણે. ૪૪
ભૂંડો પાડી આમ દ્રૌણિને, સંસપ્તકમાં તેવે,
ત્રાસ પૂર્ણ વર્ત્તાવ્યો રાજા, નાશ કરી બહુ એવે. ૪૫
સંસપ્તકની વહાર કરી વળિ હે નૃપ ! દ્રૌણી આવ્યો;
મથ્યો મહાન પરાક્રમ કરિને, પણ તે ત્યાં નવ ફાવ્યો. ૪૬
પામિ પરાભવ પૂર્ણ પાર્થથી, કર્ણસૈન્યમાં તેણે—
કર્યું પલાયન નયન મીંચિને અંજાઈ અતિ એણે. ૪૭
દંડધાર નૃપ ખડ્ગધારની રીતે તવ સંહાર—

કરતો દેખી ધર્મસૈન્યમાં કાળ પેઠ અવધાર, ૪૮
ખેડી રથ તે પ્રત્યે માધવ ઉચર્યા અર્જુન આગે,
મગધભૂપ એ માર પ્રથમ તું, છે એ ભરિયો આગે. ૪૯
છે એ ભગદત્ત સમો ભારે, નાશ અહિં કરનારો;
માટે પ્રથમ હણીને એને, સંસપ્તક પછિ મારો. ૫૦
આજ્ઞા અવિનાશીની થાતાં, પાર્થે હે નૃપ ત્યારે,
ભારે યુદ્ધ કરીને તેને પહોંચાડ્યો જમપારે. ૫૧
એ પછિ પાછો પાર્થ ઊલટ્યો સંસપ્તકગણુ સામે;
સંકુલયુદ્ધ હવું એ વેળા, ગયા ઘણા યમધામે. ૫૨
પાંડ્યનરેશે કરી પરાક્રમ આપસૈન્યમાં એવે,
રોળ ઘણો વર્ત્તાવ્યો રાજા, રુદ્રરૂપ થઇ તેવે. ૫૩
અશ્વત્થામાએ તે સામે કરી પરાક્રમ પૂર,
પૂરપેઠ ઉલટેલાને નૃપ, કર્યો જગતથી દૂર. ૫૪
સાત્યકિ સહદેવે દ્રૌપદીના પુત્રોએ પણ તેવે,
તેમ જ ધૃષ્ટદ્યુમ્ને પણ ત્યાં હણ્યા ભૂપ બહુ એવે. ૫૫
નકુલે દુઃશાસનને નડિને મૂર્છિત ભારે કીધો;
કોપ કરી તવ કર્ણ વારવા આવ્યો સત્વર સીધો. ૫૬
એવે હસતો હોય તેમ ત્યાં નકુલ ઉચ્ચર્યો એવું,
ઠીક થયું તું પ્રાપ્ત થયો અહિં, જો ફળ જોવા જેવું ! ૫૭
દેવોએ બહુ લાંબે સમયે શાંત નેત્રથી તુજને—
જોયો એ છે હર્ષવાત બહુ, જો દેખાડું તુજને ! ૫૮
અરે ! કલહના મૂળ, વૈરના કારણરૂપ, હું તારો—
કાંટો કાઢી નાંખિશ, રે અતિ અનર્થનો કરનારો ! ૫૯
તુજ દોષે સંબંધી કુરુઓ એક બિજાની સામે,—
અરે ! થઈને ક્ષીણ થયા બહુ, ગયા ઘણા જમધામે ! ૬૦
માટે આજ તને મારી કૃતકૃત્ય થઈ હું રણમાં,

મ૧ જમપારે—જમના સ્થાનકે.

તાપ રહિત અહિં થઇશ ખરે, તું ધરજે વાત સ્મરણમાં. ૬૧
નકુલ કહ્યું સુણિ કર્ણ ઉચ્ચર્યો, હે નૃપતે ! ત્યાં એવું,
ગાજે છે તું જેમ વીર ! અહિં દાખ પરાક્રમ તેવું ! ૬૨
પ્રહાર કર હે શૂર ! પરાક્રમ જોઉં ખરૂં અહિં તારૂં;
રણમાં કર્મ કરી વદ વળતી, કે હું બળિયો ધારૂં ! ૬૩
બોલ્યાવિણુ શૂરાઓ રણમાં શક્તિથકી યુદ્ધ કરે છે;
તુજ સરખા શક્તિની ગમવના, મિથ્યા ગર્વ ધરે છે ! ૬૪
માટે મુજશું શક્તિ પ્રમાણે દાખ વીર્ય તું તારૂં,
કે હું, હે બકનાર ! હાર તુજ સૌ જોતાં જ ઉતારૂં ! ૬૫
આમ કહીને કર્ણે તેનું ધનુષ તોડિને તેને—
વીંધ્યો વાર ન કરતાં હે નૃપ, આંચ આપિને એને. ૬૬
પણ તેથી પાછો નવ પડતાં, બીજું ધનુષ ધરીને,
નકુળે વીંધ્યો કર્ણ ઉગ્રશર મૂકી ઝડપ કરીને. ૬૭
વળી ક્ષુરપ્રે કરિને તેણે કર્ણ-ધનુષને કાપ્યું;
છંછેડાયા બેય શૂર અતિ વિષમ વૈર ઉર વ્યાપ્યું. ૬૮
કાપી એક બિજાનાં ધનુષો અનેક વાર સુવીરો—
વીંધાયા અન્યોન્ય શરોથી, ધન્ય વદ્યા સૌ ધીરો. ૬૯
અંતે કર્ણે નકુળતણું નૃપ, કાર્મુક કાપી એવે,
પાડી સારથિ, મારી હય, રથ ચૂર્ણ કર્યો ત્યાં તેવે. ૭૦
વળી પતાકા, ચક્રરક્ષકો, ગદા, ખડ્ગ ને ઢાલ,
એ સૌ સાધન નાશ કરી ઝટ, ઝળકાવી નિજ જ્વાળ. ૭૧
તવ તે સામો થયો નકુળ ત્યાં ભારે ભોગળ ધારી;
તે પણ કર્ણે વ્યર્થ કરી નૃપ, તીક્ષ્ણ બાણ બહુ મારી. ૭૨
હારી એથી જઇ ગભરાઈ, નકુળ ત્યાંહિથી નાઠો;
બહુ બળિષ્ટ અરિ જોઇ આપનો, હાલ જોઇ નિજ માઠો. ૭૩
તવ હસતો દોડી તે પૂઠે, રાધાપુત્રે તેને,—
પ્રત્યંચાસહ ધનુષ કંઠમાં પહેરાવ્યું પટ એને. ૭૪

ઉન્મત વાછરડાને ડેરો ઘાલે તેવી રીતે,
ઘાલિ ધનુષ માદ્રીસુત-કંઠે વધો કર્ણ આ રીતેઃ— ૭૫
બોલ્યો'તો ત્યમ બોલ પાંડુસુત, વ્યર્થ ગયું બોલેલું !
સરખાશું યુધ કર, વા જા ઘર, આ હું છોડી મેલું !! ૭૬
કુંતીવચન સ્મરણ કરિ કર્ણે વધને પ્રાપ્ત થયેલો,
છોડી દીધો નકુળ તે તકે, લાગે આવિ ગયેલો. ૭૭
છોડિ નકુળને પાંચાલો પ્રતિ ગતિ કરિ કર્ણે તેવે,
ત્રાસ ઘણો વર્ત્તા'વા માંડયો, નાશ કરી બહુ એવે. ૭૮
કૃપાચાર્યધૃષ્ટદ્યુમ્નતણું યુદ્ધ પ્રવર્ત્યું ભારે,
ધૃષ્ટદ્યુમ્ન થયો મૂર્છિત નૃપ, કૃપના મોટા મારે. ૭૯
થઈ પરાજિત તે ભાગ્યો એવે ભોજે પણ ત્યારે,
શિખંડિને જીતી જશ જુધમાં વર્ત્તાવ્યો'તો ભારે. ૮૦
યુધિષ્ઠિરે દુર્યોધન સામે પૂર્ણ પરાક્રમ દાખી,
હાર ઉતાર્યો રણમાં એનો, કસર ન કંઇપણ રાખી. ૮૧
મારિ શકિત કારી અતિશે, ધર્મે દુર્યોધનને—
પાડયો રથમાં હે નૃપ એવો, પામ્યો હોય નિધનને ! ૮૨
પણ ભીમે વાર્યાથી એને પૂરો તવ નવ કીધો;
અનુજતણું પણ પળવા તેને ત્યાંહિ જીવવા દીધો. ૮૩
નિર્મર્યાદ થયું યુધ આજે મધ્યાહ્ન પછી એવું;
વળિ વળિ વળગ્યા વીર ફરી ફરિ, તાગ ન આવે તેવું. ૮૪
કર્ણે કેર ઘણો વર્ત્તાવ્યો પાંડવ માંહિ પ્રકોપી;
પાર્થે પ્રલય કર્યો આપ વિષે અધિક એથિ પણ ઓપી. ૮૫
થતો જોઇ સૂર્યાસ્ત આપ દળ રાત્રિયુદ્ધની ભીતે,—
પળ્યું પડાવ હતો ત્યાં હે નૃપ, કાયર કેરી રીતે. ૮૬

---

૮૦ ભોજે—કૃતવર્માએ. ૮૨ નિધનને—મૃત્યુને. જાણે મરણ પામ્યો હોય એવી રીતે પાડયો. ૮૩ અનુજ—ન્હાનો ભાઈ, ભીમ. પણ—પ્રતિજ્ઞા. દુર્યોધનને મારવા ભીમની પ્રતિજ્ઞા હતી તે પળવા માટે તેને જીવતો રાખ્યો.

પાંડવદળ તવ પ્રસન્ન થઇને અર્જુનના ગુણ ગાતું,
જયના ઘોષ ઉચરતું શિબિરો પ્રત્યે ગયું સુહાતું. ૮૭

વલણ.

સુહાતું ન હતું એ સમે, કૌરવને હે રાય !
અંતર્બાહ્યર દુઃખથી, ઉચ્ચરતા'તા હાયરે. ૮૮

---

## કડવું ૩ જું.

### શલ્યે કર્ણના સારથિપણાનો કરેલો સ્વીકાર.

રાગ ધનાશ્રી.

સવાર થાતાં કર્ણ આવિ નૃપ, દુર્યોધનની પાસેજી—
ઉચર્યો ભલું મનવી આ રીતે, જય મેળવવા આશેજીઃ— ૧
હે ભારત રાજન્ ! ગઇ કાલે અર્જુન સાથે મારેજી—
યોગ્ય સમાગમ યોગ બન્યો નહિ, બહુ કાર્યોને ભારેજી; ૨
પણ હું આજે મળીશ તેને, અને હણિશ નૃપ ! એનેજી,
અથવા તે હણશે મુજને, બાઝેલા જોશો બેનેજી. ૩
પાર્થ હણ્યા વિણ પાછો ન ફરિશ, માની લેજો મનમાંજી;
ધારી ધીરજ રહેજો દૃઢ નૃપ, તાપ ન ધરશો તનમાંજી. ૪
મહારથિ મોટા નાશ પામિયા એવી આ સેનામાંજી,
ઇંદ્રસાંગ વિણ દેખી મુજને, ભય નહિ રહે એનામાંજી; ૫
તેથી તે આવશે તડીને, મુજ પ્રત્યે મલકાતોજી;
પણ કહું છું તે સાંભળજે નૃપ, રખે રંક મન થાતોજી ! ૬
આયુધ મારાં ને અર્જુનનાં છે બળમાંહિ સમાનજી,
પણ અર્જુનનું પરાક્રમ હે નૃપ, નથિ આ કર્ણસમાન ! ૭
છે ગાંડિવ ધનુ પાર્થ પાસ, ત્યમ તેથિ અધિક મુજ પાસેજી—
વિજય ધનુષ છે પરશુરામનું, ન રહે ઊંચે શ્વાસેજી. ૮

---

૮૭ સુહાતું—શોભતું. ૮૮ સુહાતું—ગમતું.

એ ધનુષે કરિ ઇંદ્રે પરાજય દૈત્યોનો કીધો'તોજી;
તેમ ભાર્ગવે ક્ષત્રિવર્ગનો ભોગ ઘણો લીધો'તોજી. ૯
ઇંદ્ર તણું પ્રિય કરવા એને રચ્યું'તું વિશ્વકર્માએજી;
ઇંદ્રે આપ્યું'તું પરશુરામને, વ્યર્થ ન જે કદિ થાએજી. ૧૦
પરશુધરે તે ઘોરધનુષ નૃપ, આપેલું છે મુજનેજી;
પાંડવનાશ કરિશ હું તેણે, સાચું કહું છું તુજનેજી. ૧૧
અસ્ત્રકળામાં અને શૌર્યમાં પાર્થ નથિ મુજ જેવોજી,
તેમ ધનુષમાં પણ છે તેવો, ઊતરતો અતિ એવોજી. ૧૨
પણ સારથિ શ્રીકૃષ્ણ અરે ! તેના નથિ જેવાતેવાજી,
પ્રવીણ જે છે નીતિ વિષે, સર્વેને નમવા જેવાજી. ૧૩
વળિ અભેદ્ય રથ અગ્નિતણો આપેલો છે શુભ એનેજી;
મનવેગી છે અશ્વો, ત્યમ કપિધ્વજ છે કારમો તેનેજી. ૧૪
જગત્તણા સરજનાર કૃષ્ણ તે રથની રૂડી રીતેજી—
કરેછ રક્ષા કક્ષા પેઠે, પાર્થ ઉપરની પ્રીતેજી. ૧૫
તેથી હું છું એથિ ઉતરતો માટે કૃષ્ણ જ જેવોજી,—
શલ્ય શોભનારો સંગ્રામે, કર સારથિ મુજ તેવોજી. ૧૬
મદ્રરાજ મહાવીર શલ્ય કદિ કરાય સારથિ મારોજી,
તો નિશ્ચય રણમાં જય રાજા ! થયો જાણજે તારોજી. ૧૭
સારથિ કરિને શલ્ય, બાણ નારાચ તણાં ભરિ ગાડાંજી—
મોકલીશ મુજ પાછળ, તો નહિ આવે સંકટ આડાંજી. ૧૮
એમ કર્યેથી અર્જુનથી હું અધિક થઇશ તું જોજેજી;
શલ્ય અધિક થાશે શ્રીકૃષ્ણથી, સંશય મનનો ખોજેજી. ૧૯
આમ કહ્યું બહુ આપ વખાણી, તવ ઉચર્યો દુર્યોધનજીઃ
સખા ! કહ્યું તેં તેમ કરિશ હું, અશાત નવ ધરતો મનજી. ૨૦
એમ કહી જઇ શલ્ય પાસ વિનયેથી સ્નેહ સુ દાખીજી,—
મધ જેવી મીઠી મૃદુવાણી, આ રીતેથી ભાખીજીઃ— ૨૧

૧૫ કક્ષા—ભીંત, કોટ.

હે મહાભાગ ! સત્યવ્રત માતુલ, મહાવીર અરિગંજનજી,
કર્ણ કહેવું સુણતા'તા પોતે, અપ્રતિવીર્ય ભયભંજનજી ! ૨૨
તેથિ હું પોતે નમન કરીને સહુ નૃપ મધ્યે તમનેજી,
કરજોડી કહુંછું હે નૃપતે ! અભય આપવા અમનેજી. ૨૩
કુંતીસુતના નાશ માટ ત્યમ મુજ હિત માટે આપજી,—
સારથિ થાવા યોગ્ય દિસોછો, પૂરણ પ્રૌઢપ્રતાપજી ! ૨૪
રાધાસુતના આપ સારથી થાતાં તે અરિ મારાજી—
જીતી લેશે, ને ગુણ જગમાં વિસ્તરશે જ તમારાજી. ૨૫
કાં કે હે મહાભાગ તમે છો શ્રીકૃષ્ણ સરખા પણમાંજી;
કર્ણયોગ્ય સારથી અન્ય નથી, આપ જ છો આ રણમાંજી. ૨૬
માટે હે મદ્રેશ્વર ! પાર્થનિ શ્રીકૃષ્ણ જેવી રીતેજી,—
રક્ષા કરે છે તેમ કર્ણની આપ કરો અહિં પ્રીતેજી. ૨૭
નવ પ્રકારથિ વિભાગ કરેલું સૈન્ય હતું આ મારૂંજી,
ભીષ્મ દ્રોણનો ભાગ નથી, અવ દાખો સુવીર્ય તમારૂંજી. ૨૮
આમ કહ્યું બહુ કર્ણ સારથી થવા શલ્યને જેવેજી,
ભ્રમર ચઢાવી ક્રોધયુક્ત તે તમ જણાયો તેવેજી. ૨૯
લાંબા કર કરિ લાલ નેત્ર કરિ ડોળા કાઢી તેણેજી,—
દુર્યોધનને કહ્યું આ રીતે એ સમયે નૃપ એણેજીઃ— ૩૦
હે ગાંધારીસુત દુર્યોધન! મન વશ નથિ શું તારૂંજી,
કે ગાંડું વદિ આમ અત્ર અપમાન કરે છે મારૂંજી ! ૩૧
શંકિત થઇને કર્ણ-સારથી થાવા મુજને કહેવુંજી,
એતો પગરખું કાઢી પગથી, છે શિર ધરવા જેવું ! ૩૨

---

૨૬ પણમાં—વજનમાં, તુલનામાં, કીમતમાં, પ્રતિજ્ઞામાં. ૨૮ નવ પ્રકારથી વિભાગ કરેલું—ભીષ્મ, દ્રોણગુરુ, કૃપાચાર્ય, કર્ણ, શલ્ય, બીજ, શકુનિ, અશ્વત્થામા અને દુર્યોધન એ નવમાં વહેંચી વિભાગ પાડેલું સૈન્ય. દુર્યોધનની અગિયાર અક્ષૌહિણી સેનામાંથી નવ વિભાગ પાડી તેના મુખી એ નવને કીધા હતા.

અધિક કર્ણને માની મુજથી, મુજને સારથિ એનોજી—
થાવા કહો છો તોલ કર્યાવિણુ, તોલ ન ગણું હું તેનોજી ! ૩૩
માટે મુજને વિશેષ ભાગ બતાવો અહિં યુધ માટેજી,
કે હું તેને જીતીને નૃપ, વળીશ પાછો વાટેજી. ૩૪
અથવા યુદ્ધ હું કરિશ એકલો, જુઓ પરાક્રમ મારૂંજી;
ગણુત્રી હું ન ગણું રિપુગણુની, મહારથિ મોટા મારૂંજી. ૩૫
ચીરૂં પૃથ્વી, પાડું પર્વત, સમુદ્ર ક્ષોભ પમાડુંજી,
રાક્ષસ સરખા રોળું રણુમાં, શેષનિ દાઢ ઉખાડુંજી ! ૩૬
હું સરખાને સૂતપુત્રનો સારથિ થાવા કામેજી,—
કહેવું એ જ અવિવેક તમારો—છે હે નૃપ ! આ ઠામેજી. ૩૭
ચાર વર્ણ નિર્માણુ કરી છે બ્રહ્માએ તે માંહીજી,—
વર્ણ વનાનો અરે ! કર્ણ છે, સંકરવર્ણ જ આંહીજી ! ૩૮
તેનો સારથિ કેમ થઉં ? હું ઉત્તમ ક્ષત્રિયજાતિજી;
રાજઋષિકુળમાં જન્મેલો, પામેલો પ્રખ્યાતિજી ! ૩૯
જઇશ આજ હું ઘેર, જોઈ મેં તુલના અત્ર તમારીજી;
ગુણુની ગણુના હોય ન ત્યાં, શાને રહેવું પત હારીજી ? ! ૪૦
આમ કહીને ક્રોધ સહિત ભૂપો મધ્યેથી એવેજી,
ઊઠી ચાલ્યો શલ્ય ભૂપ, અતિ તત્પ થઈને તેવેજી. ૪૧
તવ તમપુત્રે તેને વળગી, સ્નેહમાનથી તેનેજી,—
અર્થ સુધારે એવાં મધુર સુવાક્ય કહ્યાં આમ એનેજીઃ— ૪૨
અહો જનેશ્વર શલ્ય ! આપ જે માનો છો અવધારજી,
નિઃશંસય છે તેમ, કર્ણ નથિ આપથિ અધિક લગારજી. ૪૩
આપથિ રાધાપુત્ર અને હું છિયે ઉતરતા જાણોજી;
માટે નિયંતા અશ્વતણા થઇ, મનગમતો યશ માણોજી. ૪૪
ગુણુકર્મ વિષે કર્ણ ધનંજય કરતાં છે જ વિશેષજી,
તેમ તમે છો કૃષ્ણુથિ અધિક જ, સર્વ પ્રકારે એશજી. ૪૫
રથી કરતાં સારથિનિ મહત્તા છે મોટી જાણો ઉરજી;

બ્રહ્મા સારથિ થાતાં જ શિવે માર્યો'તો ત્રિપુરાસુરજી. ૪૬
કર્ણતણું મત છે નૃપ એવું, માટે હયા ઉર આણોજી;
નીચો એને કોઇ રિતે પણ, હે નૃપતે નવ જાણોજી. ૪૭
જો એ જેવો તેવો હોય જ, તો ભ્રગુનંદન તેનેજી—
દિવ્યધનુષઅસ્ત્રો કયમ આપે ? પ્રસન્ન થઇને એનેજી. ૪૮
માટે સૂતકુળે ઉપજેલો કોઇ રિતે નથિ તેહજી;
માનું છું હું દેવપુત્ર સાચે એ નિઃસંદેહજી. ૪૯
કુંડળકવચસહિત મહારથિ નૃપ ! સૂર્ય સરીખો એવોજી,
વ્યાઘ્ર મૃગી જણિ કેમ શકે ? આ તાલ ભૂપ છે તેવોજી ! ૫૦
ક્ષત્રિયકુળ ઉપજેલો એવો, દેવપુત્રના જેવોજી,
કુળ તેનું ન જણાવા કોએ ત્યાગ્યો દિસે છે તેવોજી ! ૫૧
પણ એ છે નૃપ ! સૂર્યપુત્ર, ભાર્ગવનો શિષ્યસુ સાચોજી;
માટે મન શંકા તજિ સઘળી, રક્ષણ કરવા રાચોજી. ૫૨
આમ કહ્યું બહુ દુર્યોધને નૃપ, શલ્યને બહુ જ વખાણીજી;
'શ્રીકૃષ્ણ કરતાં આપ અધિક છો,' વદિને એવી વાણીજી. ૫૩
તેથી તે ઉચર્યો કે, હે નૃપ ! મુજને બહુ જ ચહો છોજી,
અને દેવકીસુત શ્રીકૃષ્ણથિ, મને જ શ્રેષ્ઠ કહો છોજી; ૫૪
તેથિ હું તમપર પ્રીતિ ધરીને, કર્ણતણું નૃપ ! આજેજી,—
સ્વીકારૂં છું સારથિપણું અહિં, અવશ્ય તમહિત કાજેજી. ૫૫
પણ હે નૃપ ! તે પ્રત્યે નિયમ મુજ છે એવો તે જાણોજી;
ઇચ્છા પ્રમાણે કહું તેને તે કર્ણ સુણે થઈ શાણોજી ! ૫૬
'ઠીક' કહીને દુર્યોધન નૃપ, મળ્યો કર્ણને તેવેજી;
વાત શલ્યની પ્રસન્નવદને હર્ષે ઉચર્યો એવેજી. ૫૭
તવ તે ઉચર્યો પ્રસન્ન થઇને, મદ્રેશે હે રાયજી !
હા વાળી છે પ્રસન્નતાવિણ, કહો એથી શું થાયજી ? ૫૮
માટે મધુર વાણીથિ કહો ફરી, કે એ પૂરો રીઝેજી,
જેથિ મનોરથ આપણમનના, હે મહારાજા સીઝેજી. ૫૯

કર્ણું કહ્યું સુણિ આપસુતે નૃપ, મદ્રરાજને એવેજી,
પૂર્ણ પ્રશંસી કર્ણ માટ કરિ માગણી તેની તેવેજી. ૬૦
શલ્ય વધો તવ, હે રાજન્ ! મન પ્રસન્ન રાખો હાવેજી;
ચિંતા ન કરો ચિત્તવિષે, સેવા હું સજિશ બહુ ભાવેજી. ૬૧
પણ હિતઇચ્છાથી હું કર્ણને પ્રિયઅપ્રિય કહું જેહજી,
કર્ણે અને તમારે રાજા, ક્ષમવું સઘળું તેહજી. ૬૨
કર્ણ વધો તવ, હે મદ્રેશ્વર ! કહું તે ઉરમાં ઉતારોજી;
શિવહિતમાં અજ, પાર્થહિતે હરિ, અમમાં આપ ત્યમ ધારોજી. ૬૩
કહ્યું મદ્રેશે તવ તેને નૃપ, માતલિરીતે તારાજી—
ખેડિશ અશ્વ હું યુદ્ધ ભૂમિમાં, નિમિષ ન રાખિશ ન્યારાજી. ૬૪

વલણ.

ન્યારા રણમાંથી રહે, કાયર કીર્તિવિહીન;
દાવાનળ દળ ઊલટયે, શૂર ન દીસે દીનરે. ૬૫

---

## કડવું ૪ થું.

## कर्णशल्यनो संवाद.

### હરિગીત છંદ.

પ્રાતવિષે હે રાય ! કર્ણે આપ રથ અતિ હર્ષથી,—
સત્વર કરાવ્યો સજ્જ સારથિને કહી ઉરતર્ષથી;
વિધિયુક્ત તે પૂજી પછી સુપ્રદક્ષિણા તેની કરી,
સ્તુતિ સૂર્યની સદ્ભાવથી કીધી સુધ્યાન તદા ધરી. ૧
પછિ શલ્યને બેસાડિ તે બેઠો રથે અતિ પ્રીતથી,
તવ ઉચ્ચર્યો તમપુત્ર દુર્યોધન ત્યહાં આ રીતથી:—
હે શૂર અધિરથપુત્ર ! દ્રોણાચાર્યભીષ્મે જે અહીં—
કીધું ન એવું કર પરાક્રમ તું હવે સાચું સહી. ૨

---

૧ ઉરતર્ષથી—હૈયાની તૃષાથી, હૃદયની ઇચ્છાથી.

તે બે મહાબળવાન ભીષ્મદ્રોણુ અર્જુન ભીમને—
હણુશે જ એવું માન પૂર્ણ હતું જ રે ! મારે મને;
પણુ તેમનાથી અર્થ ન સર્યો, સિદ્ધ તે તું કર હવે,
હે કર્ણુ ! રાજા ધર્મને પણુ ગ્રહણુ કર થઇને સવે. ૩
તું ભીમ, અર્જુન, નકુળ ને સહદેવને રણુને વિષે—
મારી અને કર ભસ્મ પાંડવસૈન્યને ફરિ દશદિશે;
કહ્યું આમ જવ દુર્યોધને તવ આપની સેનામહીં—
રણુવાદ્ય વાગ્યાં, ને સ્વિકાર્યું કહેવું તે કર્ણે તહીં. ૪
પછિ શલ્યને કર્ણે કહ્યું, હે શલ્ય મહાબાહો તમે,
હાંકો સુઅશ્વો પાંડવો પ્રત્યે જ જયમ મુજને ગમે;
હું તેમને હણું ત્યાં સુધી ચલવ્યા જજો રથ રણુ વિષે,
હું હણિશ નિશ્ચય પાર્થને આજે જ નવ હઠતાં કશે ! ૫
હું કંક પક્ષીપિચ્છના લાખો શરોને મારતો,
પેખો સુ તેનું બાહુબળ અર્જુન ધિરજને હારતો;
હું પાંડવોના નાશ ને દુર્યોધનજય માટે અહીં;
અતિ તીક્ષ્ણ શર ફેંકીશ આજે ફેર એમાં છે નહીં ! ૬
સુણિ કર્ણકેરિ વડાઇ ઉચર્યો શલ્ય તે સામે ફરી,
હે સૂતપુત્ર ! બકેછ શું આ ગર્વ અંતરમાં ધરી !
મઘવાનું માન મુકાવનારા પાંડવોનું તું અરે !
અપમાન કેમ કરેછ અહીં ? જાવા જરૂર જ જમકરે !! ૭
રે ! પાર્થના ગાંડીવનો ટંકાર તું સુણુશે યદા,
તવ આ'વું નહિ ઉચરાય, ભાળી ભીમકર ભારે ગદા;
ભીમે હણેલા હસ્તિયો દેખિ અરે ! મુખ તાહરૂં—
શીડઇ જશે, બક મા અહીં, પરવારશે સુખ તાહરૂં ! ૮
રાજા યુધિષ્ઠિર તેમ માદ્રીપુત્રના મારા થકી,
હારી જઈ તું આમ કહિયે નહિ વદે એ છે નકી;
ઊત્પાંત બહુ એવે હવા, દુશ્ચિહ્ન ભાસ્યાં દશદિશે,

પણ ગર્વમાં ગણકાર્યું નહિ, કર્ણે વહી રણને રસે. ૯
ઉચર્યો વળી તે આમ, પવિધર ઇંદ્રનો પણ હું અહીં,
ભય લેશપણ ધરતો નથી, ભીષ્માદિ પડતે પણ સહી !
કહિ આમ બહુ, રથ ખેડવા કર્ણે કહ્યું ફરિ તે સમે,
ભય ભાખ્યું શલ્યે પાર્થનું ફરિ કર્ણ આગે એ સમે. ૧૦
પણ ધ્યાન તેપર નવ દઈ, દઇ સાદ ઉચર્યો તે તહીં,
છે કોઈપણ અર્જુન બતાવે રણવિષે એવો અહીં ? !
પાડે હું દષ્ટે પાર્થને કે સ્થળ બતાવે તેહનું—
દારિદ્ર કરૂં હું દૂર, અલખતથી ભરૂં ઘર એહનું. ૧૧
આભૂષણો, પટ વિવિધ, પદ્મિની બહુ સ્ત્રિયો મનને ગમે,
એવી હું આપું અત્ર, અર્જુન જો બતાવે આ સમે;
આપું હું ગામ ગરાસ હય ગજ પાર્થ કયાં છે કો કહે,
પૂરૂં હું મનની કામના, ઊણપ ન કો રીતે રહે. ૧૨
કો કહિ બતાવે કૃષ્ણઅર્જુન તો હણી હું તેમને,
ધન આપું સઘળું તેમનું, ઓછા ન ગણશો એમને !
બહુ આમ બકવા લાગિયો રાધેય હે નૃપ જે સમે,
મુખ ઠાવકું રાખી વદ્યો મદ્રેશ પણ ત્યાં તે સમેઃ ૧૩
હે સૂતપુત્ર ! ઉદાર થા મા, આમ માન ધરી મને,
દેખીશ આજ જ તું ધનંજય, સદ્ય હણનારો તને !
તું મૂઢ પુરુષો પેઠ મિથ્યા ધન તજે છે કાં અરે !
સત્કૃત્ય કર તે ધન વડે, યજ્ઞાદિ કરિને તુજ કરે. ૧૪
નથિ સ્નેહિ તુજ એવા અરે ! અહિં, કે તને જેઓ ખરે,
દવમાંહિ પડતો વારવા આગળ પડે, તું કાં મરે ? !
નથિ જાણતો શું તું ધનંજયને ? મદાંધ થઈ અરે !
જાણ્યા અને જોયાથિ તૃપ્ત થયો નથિ શું તું ખરે ? ! ૧૫
જેણે ન છપ્પનકોટિનો ભય લેશમાત્ર ધરી મને,—

---

૧૦ પવિધર—વજ્રને ધારણ કરનાર. ૧૩ ઓછા—સ્મૃદ્ધિમાં ઓછા.

હરિ-ભગિનીને જ હરી હતી, સાંભરતું તે નથિ શું તને ? !
સંહારકર્ત્તા સૃષ્ટિના શિવ તેમને અર્જુન વિના,—
કહે કોણ બોલાવે અરે સામા થવા? હે ગમવના! ૧૬
સુર અસુર કિન્નર નાગને જીતી અને ખાંડવવને,
જેણે કર્યો'તો તૃપ્ત અગ્નિ, શું સાંભરે છે તે તને ? !
ગંધર્વ સાથે યુદ્ધ કરિ ધૃતરાષ્ટ્રપુત્રોને ખરે,
છોડાવિયા જેણે હતા, તું ભયથિ ભાગ્યો'તો અરે! ૧૭
તે સાંભરે છે કે નહીં? ગોહરણમાં પણ તેહણે—
ભીષ્માદિનો ભય નવ ગણી, વાળ્યું'તું ગોધન જેહણે;
કાં તે તકે જીત્યો ન તેને? ને બકે છે આ પળે,
આ યુદ્ધમાં હણશે તને એ, જો અહીંથી નહિ પળે! ૧૮
લાલચ બતાવ ન લોકને, તું લવરિ કરિને રે અહીં,
ઊતાવળો મા થા અરે! જાવા જ તું જમપુર મહીં!
હે કર્ણ! સસલો હસ્તિને બોલાવવા આતુર બને,
મા કર તું તેમ અરે! ધનંજય તેડવા તારી કને. ૧૯
રે! અળશિયે અહિ વાસુકી માર્યો સુણ્યો છે કર્ણ તેં?
સસલે હણ્યો શું સિંહને દીઠો છ શું? હે કર્ણ તેં!
તું માનજે આ તેમ તારૂં પાર્થનું પણ પોત તું!
શાને થઈને શૂર માગે છે જ મિથ્યા મોત તું? ! ૨૦
કહ્યું આમ બહુ શલ્યે તહીં, તવ કર્ણ ઉચર્યો તે તકે,
જાણ્યાવિના મુજને અરે! હે શલ્ય શાને તું બકે?
ગુણવાન પુરુષોના ગુણો ગુણવાન જાણે છે સહી,
પણ તું સમા ગુણહીનને ગમ તેનિ લેશ જ છે નહી! ૨૧
હું જાણું છું અર્જુનપરાક્રમ તેમ મહિમા કૃષ્ણનો,
તે રીત તું નથિ.જાણતો, નથિ તોલ તારા પ્રશ્નનો!
હિતશત્રુરીતે તું બકી વારેછ મુજને આજ તું,
ઉપજાવતાં ભય ભીરુ મુજને, પામતો નથિ લાજ તું! ૨૨

છે સર્પમય શર ઝેરિ અતિ મુજ પાસ પૂજેલો અહીં,
ચંદનવડે ચર્ચેલ બહુ વર્ષોથિ મુજ ભાથા મહીં;
તેથી હું ભેદી મેરુને ખેરૂ કરૂં ત્યમ છે સહી,
જે પાર્થદેવકિપુત્ર વિણુ બીજા ઉપર મૂકીશ નહિ. ૨૩
રે ! અધમદેશ વિષે જનમ પામેલ ! મૂગો રહે હવે,
તું સ્નેહિ થઇ શત્રુનો ભય ભૂંકી અરે અહિં શું લવે ? !
શ્રીકૃષ્ણ તુલ્ય સહસ્ર, અર્જુનશા હજાર હું એકલો—
મારીશ રણમાં જાણુ, બક મા ભાર ખોવા થઇ ભલો ! ૨૪
હે મૂઢ મદ્રનિવાસિ, મિત્રદ્રોહિ ! તારા દેશના—
છે પુરુષ મિત્રદ્રોહી, સંશય એહમાં છે લેશ ના;
રે ! છે દુરાચારી બધો તુજ દેશ પાપસ્થાન જે,
મળરૂપ છે ત્યાંના જનો, મતિહીન ! સાચું માનજે. ૨૫
મદ્રક દુરાત્મા હોય છે, વદનાર ખોટું સર્વદા,
અવિવેકિ આળ ભર્યો નર્યો, નથિ નમ્ર તે હોતો કદા;
સ્વછંદ સૌ વર્ત્તેછ ત્યાં, મતિમંદ ફાવે ત્યમ યથા,
પશુવૃત્તિએ વરતી સદા, જીવન કરે છે જે વૃથા. ૨૬
ગોમાંસ સાથે મદ્ય પી બકવાદ કરિ કરિને હસે,
સંબંધ વિણુ ગાયન કરી ગાંડા જ હોયે ત્યમ ધસે;
એવા અરે ! મદ્રક તણી ઘરુણી ઘણી સ્વછંદિ થઇ,
મદિરાવડે બનિ મત્ત, નૃત્ય કરેછ વસ્ત્ર ત્યજી દઇ ! ૨૭
વ્યભિચાર જ્યાં વ્યાપી રહ્યો, નથિ બંધ કોપણ જ્યાં રહ્યો,
તો ત્યાં અરે જનમેલ ! શો છે ધર્મ તારામાં રહ્યો ?
કે કહ્યું કરૂં હું તારૂં, ને અહિં હારૂં મિત્રધર્મને,
બક મા હવે મોં બંધ કર, હું કરિશ અદ્ભુત કર્મને. ૨૮
દુર્યોધન અર્થે દેહ ત્યાગ થશે તથાપિ નહિ ડરૂં,
અડિવેળ છે આ એનની, મિથ્યા કદી તે નહિ કરૂં;

૨૯ એનની—આબરૂની. અવળ—અવળું.

હું મિત્રકાર્ય સુધારવા, નથિ મારતો તુજને અહીં,
બોલીશ અવ જો અવળ, તો માર્યા વિના મૂકીશ નહિ ! ૨૯
તવ ઉચ્ચર્યો મદ્રેશ, હું રણુવીર ક્ષત્રીવંશમાં—
જન્મ્યો છું નવ વળનાર યુદ્ધ વિષેથિ નૃપ-અવતંસમાં;
મૂર્દ્ધાભિષિક્ત સુયજનના કરનાર નૃપમણિ જે થયા,
વંશજ હું તેનો છું, અરે ! કહ્યું મેં તને કરિને દયા ! ૩૦
રથિને હિતાહિત વાત કહેવા યોગ્ય છે સારથિ સદા,
પણુ હે મદાંધ ! ન સાર લહિ, વહોરેછ શાને આપદા ? !
ઉચ્છિષ્ટ ખાઈ પુષ્ટ થયલે કાગડે અર્ણુવ વિષે—
ઉડવા કરી'તી હોડ હંસનિ સાથ, આ તેવું દિસે ! ૩૧
કહિ આમ, દઇ દૃષ્ટાંત યુદ્ધસમુદ્ર માંહે એહને,—
અર્જુનશું કરતાં હોડ વાર્યો, વળિ ફરી કહિ તેહને;
તવ ઉચ્ચર્યો તે આમ, જાણું છું બધું હું આ સ્થળે,
તો પણુ હું અર્જુનકૃષ્ણુને મારીશ મુજ બાહુબળે. ૩૨
મેં પરશુરામનિ કામધેનુતણો સુવાછરડો અરે !
માર્યો હતો અણુજાણુતાં વનને વિષે મારે શરે,
તેથી થયો છે શાપ ભાર્ગવનો મને એવો ખરે,
" રણુમાંહિ ભયમાં ભૂમિમાં રથચક્ર તુજ કળશે અરે ! " ૩૩
ભય એથિ હું પામું છું ઉર, સાચું કહ્યું મેં આ તને,
તો પણુ પરાક્રમ દાખવા, ઇચ્છા ધરૂં છું હું મને;
માટે રહે મૂગો હવે, લવ મા વધારે રે અહીં,
મા ડો'ળ ડા'પણુ, પણુ હું મારૂં પાળનારો છું સહી. ૩૪

**વલણુ.**

સહી ન શકિ અન્યોન્યનાં વાક્યશરો તે શૂર,
વિવાદ કરવા લાગિયા, વહિ પ્રકોપને પૂરરે. ૩૫

---

૩૦ નૃપઅવતંસમાં—રાજાને વિષે કલગીરૂપ. દયા—તારા ઉપર દયા આવવાથી.

## કડવું ૫ મું.

## સંકુલયુદ્ધ.

### રુચિરાછંદની દેશી.

હે નૃપ, પછિ અતિતપ્ત થયેલા કર્ણશલ્યને આપસુતે—
વાર્યા વિનય સુ દાખી રાતા એક બિજાપર બહુ જ થતે. ૧
મિત્રભાવથી કર્ણ વારિયો, શલ્ય નિવાર્યો કર જોડી;
શાંત કરી વચનામૃતથી બે, ટંટો ટપ નાંખ્યો તોડી. ૨
તવ કર્ણે મદ્રેશ્વરને ત્યાં પ્રેરી પાંડવ વ્યૂહપ્રતિ,—
હંકાર્યો રથ આપતણો, શંકા નવ ધરતાં રાય ! રતી. ૩
બાર્હસ્પત્ય સુવ્યૂહ એ સમે જોઇ આપના સૈન્યતણો,
દેખી તેમાં કર્ણ મુખ્ય ભય પામ્યા રાજા ધર્મ ઘણો. ૪
તેથી તે ઉચર્યા અર્જુન પ્રતિ, હે અર્જુન ! અરિસૈન્ય વિષે,
કર્ણતણો કીધેલ વ્યૂહ જો, દેવાસુર સરખો જ દિસે ! ૫
માટે તું બળ જોઇ શત્રુનું, કર સુનીતિ એવી હાવે,
જેથિ પરાભવ કદિ ન પામિયે, ને અરિયો આવે દાવે. ૬
'તેમ કરિશ હું તાપ ન ધરશો,' ઉચર્યો અર્જુન ત્યાં તેવે;
પાર્થવચન સુણિ રાય યુધિષ્ઠિર ફરિને આમ વદ્યા એવે:— ૭
કર્ણ સાથ તું, દુર્યોધનશું ભીડે ભીમ કરો એવું;
નકુલ અને વૃષસેન, શકુનિ સહદેવ લડે કરજો તેવું. ૮
દુઃશાસનશું શતાનિક, સાત્યકિ કૃતવર્માસાથે જ લડે,
દ્રોણપુત્રશું ધૃષ્ટદ્યુમ્ન જ, કહેજો ભય ત્યાગી જ ભડે. ૯
કૃપાચાર્યશું યુદ્ધ કરિશ હું, શિખંડિ સહિત સુશૂર ઘણા—
દ્રૌપદિપુત્રો કૌરવસાથે કરો યુદ્ધ રાખી ન મણા. ૧૦
'ઠીક હું તેમ કરિશ મહારાજા !' એમ કહી પાર્થે એવે,
આપી નિજ સેનાને આજ્ઞા, વાર્યો તત્પર થઇ તેવે. ૧૧
અનુપમ રથમાં દેખિ આવતો ઇંદ્રસમો કુંતીસુતને,

ઉચર્યો શલ્ય, અરે રાધેય ! ફરી આ કહુંછું અત્ર તનેઃ ૧૨
કર્મવિપાક જ પેઠે જો અહિં કોથી નવ અટકે એવો,
આ અર્જુન આવ્યો તુજ સામે, જમ તારો હોય જ તેવો ! ૧૩
જેને તું પૂછતો હતો અતિ ઉદારતા દાખી આંહી,
આપે તે જ હવો તુજ સન્મુખ, શૂરો એ સેનામાંહી. ૧૪
કોને નવ ગણતો, અરિ હણતો, શૂરાઓનાં શિર લણતો,
જો આવ્યો અર્જુન તુજ આગે, તૃણવત્ તે તુજને ગણતો ! ૧૫
મેઘસરીખો શબ્દ ભયંકર સંભળાયે છે બહુ મોટો;
ઉડતી રજનો રે ! આકાશે, જો બાઝયો મોટો ગોટો ! ૧૬
રથચક્રોના પાટાથી પીડાતી પૃથ્વી આ ટાણે,
કંપે છે હે કર્ણ ! અરે લય આવ્યો હોય જ જયમ જાણે ! ૧૭
માટે મહાત્મા વાસુદેવ ત્યમ અર્જુન આજ તને આંહી,
અરે ! મારશે રણમાં સંશય એમાં લેશ નથી કયાંહી. ૧૮
જો તુજ સેનાની ચોપાસે વાયુ વાય છે અતિ કારી,
અને માંસભક્ષક પ્રાણી પણ પોકારે છે ભય ભારી ! ૧૯
અરે ! સૂર્યને વીંટિ ઉભેલા ઘોર કેતુને જો ઊંચે;
બળેછ તુજ રથનો આ ચામર, એથી મુજ મનમાં ખૂંચે ! ૨૦
આમ બહુ કહી ભય દાખો પાર્થની પ્રશંસા બહુ ભાખી,
અને ઉચ્ચર્યો, અરે કર્ણ ! તુજ સેના એ હણશે આખી. ૨૧
માટે વડાઇ કરતો'તો તે બોલ્યું તારૂં પાળ અહીં;
કરી બતાવ કહેલું હાવે, નહિતો હું માનીશ નહીં. ૨૨
હણીશ જો તું અર્જુનને તો, ઈશ અમારો તું થાશે;
સંસપ્તકગણ હણતો અર્જુન, ગાંજયો નવ તારો જાશે ! ૨૩
તવ ક્રોધેલો કર્ણ ઉચ્ચર્યો, સંસપ્તકગણ માંહિ અરે !
બાણોથિ આચ્છાદિત અર્જુન નથિ પડતો મારી નજરે. ૨૪
પડશે તે ધીરજ ધરજે તું, પણ તું તેને શું કરશે ?

૧૩ કર્મવિપાક—કરેલા કર્મનો પરિણામ, પાક.

પણ તારૂં નહિ રહે રણમાં, પણ રે તું મમત કરી મરશે ! ૨૫
હણે વરુણને કોણ જળવડે ? કાષ્ઠથિ હુતભુક્ કોણ હણે ?
તારૂં પાર્થનું છે અહિં એવું, જે તુજને નહિ અત્ર ગણે ! ૨૬
આમ બહુ કહ્યું, અને ઉર દહ્યું કર્ણતણું શલ્યે જેવે,
ભેટો બે સેનાનો ગંગાયમુના પેઠ થયો તેવે. ૨૭
સંકુલયુદ્ધ થયું તે તક નૃપ, ત્રાસ દેવ પામે તેવું,
ઘાસપેર બહુ યોધ કપાયા, દીપ્યું રણ જોવા જેવું. ૨૮
પાંડવદળમાં પ્રવેશિ કર્ણે પ્રકોપ કરિને તે ટાણે,
રોળ ઘણો વર્ત્તાવ્યો રાજા, રુદ્ર હોય ઉલટયા જાણે ! ૨૯
સિત્તોતેર પ્રભદ્રક હણિને, પાંચાલો પચ્ચીશ હણ્યા;
નારાચે સેંકડો ચેદિયો માર્યા તૃણસમ તેહ ગણ્યા. ૩૦
ભાનુદેવ, ચિત્રસેન, સેનાબિંદુ, તપન, શૂરસેન તહીં,—
પાંચાલો એ પાંચ પાડિયા, શૂરવીર સાચા જ સહી. ૩૧
હાહાકાર હવો એથી અતિ પાંચાલોમાં હે રાજા !
ઉલટયા બીજા થઈ આકળા, શૂરા કો ન રહ્યા સાજા. ૩૨
દશ રથિ પાંચાલતણાએ વળિ આવી વળમાં નૃપ એવે,
વીંટી લીધો કર્ણ તોય પણ, તર્ત જ તે પાડયા તેવે. ૩૩
સુષેણ ને સત્યસેન નામે કર્ણતણા બે સુત ત્યારે,
ચક્રરક્ષકો થઈ તાતના, તાપ આપતા'તા ભારે. ૩૪
જયેષ્ઠ પુત્ર કર્ણનો મહારથિ વૃષસેન મહાબળિ એવો,
પાછળથી રક્ષણ કરતો'તો, જે નહોતો જેવો તેવો. ૩૫
સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, ભીમ આદિ હે નૃપ ત્યારે,
બાણવૃષ્ટિ કરવા લાગ્યા ત્યાં, કર્ણ ઉપર કોપી ભારે. ૩૬
હે રાજન્ ! એ સમય પિતાનું રક્ષણ કરવા ભલ્લ થકી,
ધનુષ ભીમનું કાપિ સુષેણે વીંધ્યો ત્યાં તેને નક્કી. ૩૭
ભીમે સજ્જ કરી બીજું ઝટ, દશ બાણે વીંધ્યો એને,

૨૬ હુતભુક્—અગ્નિ.

તેરે વીંધી કર્ણ તડાકે, તાપ ઘણો આપ્યો તેને. ૩૮
અટકી નવ એટલેથિ ભીમે, ભાનુસેન એનો ભ્રાતા,—
પાડયો રણમાં ક્ષુરપ્રથી શિર છેદી નવ ધરતાં શાતા. ૩૯
કર્ણપુત્ર જમશરણ કરીને કૃપાચાર્ય હાર્દિક્યતણાં—
તોડયાં ધનુષો કરી ધસારો, ધીંગાં જેહ હતાં જ ઘણાં. ૪૦
ત્રણ શરથી દુઃશાસન વીંધી, શકુનીસુતને પણ તેવે,
વીંધી છ શરે વિરથ કરિને આકુળ અતિ કીધો એવે. ૪૧
પછિ પોકારી સુષેણુને નૃપ, કીધો આપતણી સામે;
પુત્ર સહાયતા કરવા કર્ણે વીંધ્યો તેને તે ઠામે. ૪૨
સુષેણ ને પછિ નકુળતણું ત્યાં જુદ્ધ થયું જોવા જેવું;
પામ્યા અતિ આશ્ચર્ય સુવીરો, શું તે મુખ મારે કહેવું? ૪૩
સાત્યકિએ વૃષસેન વિરથ કરિ, આંચ આપની બહુ આપી;
તે જોઈને કર્ણતણે ઉર જવાળા પારવની વ્યાપી. ૪૪
તેથી તેણે અનન્ય પરાક્રમ દર્શાવાને નૃપ ત્યારે,
પરાસ્ત કરિ પાંડવના મહારથિ, ઉપજાવી હાની ભારે. ૪૫
ગણી ન કોને ગાંજી સૌને ધાયો તે ધર્મ જ સામે;
ધસી આવતો અંતકરીતે, અટકયો નવ કોથી નામે. ૪૬
સમીપ દેખી શૂરવીર તે, તપ્ત થઈ હે નૃપ તેવે,
રાય યુધિષ્ઠિર એ પ્રત્યે ત્યાં આ રીતે ઉચર્યા એવેઃ— ૪૭
હે સૂતાત્મજ! કલેશમૂળ, દુર્યોધનમનનિવસેલ અરે!
પાર્થશું સ્પર્ધાના કરનારા, જોનારા ઝેરી નજરે! ૪૮
હે નબળા! નડનારા અમને, પાંડવપરનો દ્વેષ તથા
વીર્યપરાક્રમ એ સૌ આજે બતાવ, મુખ મા દાખ વૃથા! ૪૯
આજ હું મહાસંગ્રામવિષે યુધ કરવાની ઇચ્છા તારી—
દૂર કરીશ, દુરાત્મન્! મનમાં ફૂલ ન, જો શક્તિ મારી! ૫૦
એમ કહી લોહમય દશ શરે વીંધ્યો ત્યાં તેને તેવે;
હસિને કર્ણે વત્સદંત શર છોડી ધર્મ વીંધ્યા એવે. ૫૧

તવ પ્રકોપથી ધર્મ પ્રલયના અગ્નિરૂપ ભાસી રણમાં,
કાળદંડશો બાણ તેમણે છોડયો કર્ણ ઉપર ક્ષણમાં. ૫૨
કર્ણતણા ડાબા પડખામાં પ્રવેશતાં તે શર કારી,
ધનુષ ત્યાગિ તે પડયો રથવિષે, પામીને મૂર્છા ભારી. ૫૩
પણ પણ પળવા પાર્થતણું, લાગે આવેલો એ એવે,
મારી નવ નાંખ્યો મહેર કરી, મહારાજા ધર્મે તેવે. ૫૪
કર્ણપરાભવ જોઇ કૌરવો—દળમાં હાહાકાર હવો;
ધર્મપરાક્રમ પેખિ પાંડવો—દળમાં બહુ કિલકાર હવો. ૫૫
એવામાં સંજ્ઞા પામીને કર્ણે ધીંગું ધનુષ લઈ,
ધર્મ ઉપર શર તીક્ષ્ણ છોડિયા, સન્મુખ પાછો સદ્ય થઈ. ૫૬
ચંદ્રદેવ ને દંડધાર રથચક્રરક્ષકો ધર્મતણા–
તે પણ પાડયા તે જ ક્ષણે, મહાસમરવીર જેમાં ન મણા ૫૭
તવ ધર્મે ત્રીશ શરે તેને, ત્રણ ત્રણથી બે સુત તેના–
સત્યસેન ને સુષેણ વીંધ્યા, પાર્શ્વરક્ષકો પણ એના. ૫૮
તેમજ નેવું શરથી રાજા શલ્ય વીંધિને તે ટાણે,
કર્ણ તથા તેના સુત પીડયા, હે નૃપતે ! બીજાં બાણે. ૫૯
એથી કર્ણે ઉગ્ર થઈને ધનુષ હલાવી આપતણું
ભલ્લથી છાતી ભેદિ ધર્મની, ગર્જ્યો ઘનરીતે જ ઘણું. ૬૦
જોઇ આમ અસહનતાથી પાંડવના યોદ્ધા થઈ કષ્ટી,
ઉલટી કર્ણ ઉપર હે નૃપ ! કરવા લાગ્યા શરની વૃષ્ટિ. ૬૧
સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, યુયુત્સુ, ભીમાદિક એવે,
મહારથિ મોટા આવ્યા દોડી, તસ ઘણા થઇને તેવે. ૬૨
પરાસ્ત તે સર્વને પમાડી, કર્ણે ધર્મકવચ ત્યારે,
ભેદ્યું તીષ્ણશરોથી ભૂપતિ, ભય આપી રણમાં ભારે. ૬૩
એવે રુધિરેવ્યાપ્ત થયેલા યુધિષ્ઠિરે અતિ કોપ કરી,
ઇંદ્રવજ્રશી શક્તિ કર્ણપર નાંખી લેવા પ્રાણ હરી. ૬૪
આંવતિ તે અતિ ઉગ્રશક્તિ શર સાતવડે કર્ણે કાપી,

તો પણ ભાલે વીંધી તેને, આંચ ત્યહાં ધર્મે આપી. ૬૫
એથી છેડાઈ અતિ કર્ણે તર્ત તેમનો ધ્વજ છેદી,-
ચૂર્ણ રથ કર્યો, તવ સમજ્યા નૃપ, કરશે એ મુજને કેદી. ૬૬
તેથી તે ત્રાસેલા ત્યાંથી પળવા લાગ્યા તે જ સમે;
દોડ્યો તે પૂઠે રાધાસુત, ગ્રહવા ગુણિને એ જ સમે. ૬૭
આવી સ્કંધે કર ધરવા જાતાં કુંતી કહેવું તેને-
સ્મરણ થયું ત્યમ શલ્યે પણ ત્યાં આમ કહ્યું હે નૃપ એનેઃ-૬૮
અરે કર્ણ ! મા સ્પર્શ ધર્મને, કાં કે ત્યમ કરતાં તુજને-
હણિને હેલામાંહિ, અરે ! તે ભસ્મ અહીં કરશે મુજને. ૬૯
તવ તે ઉચર્યો હાસ્ય કરીને પાંડુપુત્ર પ્રત્યે એવું,
ભાગે છે કાં અરે યુધિષ્ઠિર, કરી રણે કાયર જેવું ! ૭૦
પ્રસિદ્ધ ક્ષત્રિયકુલમાં પ્રભવી પ્રાણતણા રક્ષણ માટે,
ભાગે છે રણથી માટે રહે સદાય બ્રાહ્મણને ઘાટે ! ૭૧
ક્ષત્રધર્મમાં કુશળ નથી તું, પણ છે બ્રાહ્મણકર્મ વિષે;
વેદાધ્યયન અને યજ્ઞાદિક-કર્મો તારે યોગ્ય દિસે ! ૭૨
માટે કર મા યુદ્ધ, આવ મા અરે ! શૂરવીરો સામે;
ત્યમ તે પ્રત્યે કઠોર વચનો વદતો નવ હે નૃપ નામે ! ૭૩
વદવું બીજા સાથ ગમે ત્યમ, પણ મુજ સરખાની સાથે-
વદિશ ન કદિયે, કરિશ કદી ત્યમ, તો વહોરિ આપદ માથે ! ૭૪
જા કેશવઅર્જુન છે ત્યાં, વા ઊતારા પ્રત્યે હાવે;
હણશે નહિ આ કર્ણ તને, તું આવ્યો છે જો કે દાવે ! ૭૫
એમ કહી કરિ મુક્ત યુધિષ્ઠિર, ઇંદ્ર અસુરદળ જેમ હણે,
તેમ કર્ણ પાંડવસેનાને હણવા લાગ્યો તે જ ક્ષણે. ૭૬
હોય લજાતા તેમ યુધિષ્ઠિર રણમાંથી હે નૃપ એવે,
સત્વર સરવા લાગ્યા બાહાર, તાપ ધરી તનમાં તેવે. ૭૭
એવે યોધ યુધિષ્ઠિરના મહારથિયો મોટા પણ ત્યારે,

૬૯ હેલામાંહિ—તર્ત જ.

વહ્યા તેમની પાછળ, મેં જોયું નહોતું એવું કયારે ! ૭૮
વિમુખ ધર્મનું સૈન્ય જોઇ અતિ પ્રસન્ન થયલો કર્ણ તહીં,
કૌરવ સહિત વહ્યો તે વાંસે, ઇચ્છી જય નિજનો જ સહી. ૭૯
આપ સૈન્યમાં નૃપ એ વેળા શંખભેરિના શબ્દ થતા—
સંભળાવા લાગ્યા, ત્યમ જોયા સિંહનાદ કરિ શૂર જતા. ૮૦
આમ જોઇ ઝટ રથે વિરાજી ધર્મરાજ નિજ યોધ પ્રતિ—
રાતા થઇ ઉચર્યા, અરિ મારો, ગર્જી સઘ કરો જ ગતિ. ૮૧
આજ્ઞા આમ થતાં નૃપની, મહારથિયોસાથે ભીમ તદા,
કૌરવદળમાં કાળરૂપ થઇ તૂટચો ગરવી લેઇ ગદા. ૮૨
હાથી ભાથી રથિ સારથિનો ઘાણ વળ્યો બહુ તે ટાણે;
વિસ્તારી શું કહું તે તમને, એ તો મન મારૂં જાણે ! ૮૩
ભાગ્યું આપ દળ ભીમભયે, દુર્યોધન વાર્યું ના જ રહ્યું;
શકુનિ આદિનું સૈન્ય વૃકોદર સામે તેવે તુર્ત વહ્યું. ૮૪
સત્વર રથ દોડાવિ કર્ણ પણ આવ્યો હે નૃપતે જયારે,
ભીમે સાત્યકિધૃષ્ટદ્યુમ્નને તર્ત જ આમ કહ્યું ત્યારેઃ— ૮૫
હે મહાવીરો ! રે મુજ નજરે નર સૌને નમવા જેવા,
ધર્મરાજ આ પાપી કર્ણે મેં જોયા ગાંજ્યા એવા ! ૮૬
માટે આજ હણી હું એને, દવ મારા મનનો ભારે—
પાડિશ ટાઢો, જાળવજો નૃપ, આળગા નવ થાશો કયારે. ૮૭
મહાસંશયથી યુક્ત થયેલા મહારાજાનું સર્વ તમે,—
રક્ષણ કરજો રૂડી રીતે, કર્ણથિ હું ન હઠીશ કયમે. ૮૮
મરીશ કે હું મારીશ એને, પણ હું પાછો નહિ જ ફરૂં;
સત્ય માનજો શૂર નરો, આ કહું છું તમને અત્ર ખરૂં. ૮૯
એમ કહીને સિંહનાદ કરિ ધસ્યો કર્ણ સામે જેવે,
દેખિ આવતો દવશો શલ્યે કહ્યું કર્ણને નૃપ તેવેઃ ૯૦
અરે કર્ણ ! અહિં ભીમસેન આવે છે બળતા દવ જેવો,
અભિમન્યુહેડિંબ હણાયે પૂર્વે નવ જોયો તેવો ! ૯૧

પ્રલયાનલશું રૂપ ધરેલો, ત્રૈલોક્ય અરે તે આજે—
જીતી શકવા સમર્થ છે, મા ભડતો તું મરવા કાજે ! ૯૨
હસિ તવ ઉચર્યો કર્ણ, મદ્રનૃપ ! જે કહો છો તે છે સાચું;
જાણું છું હું ભીમપરાક્રમ, કો રીતે જે નથિ કાચું. ૯૩
માટે તેશું યુદ્ધ કર્યે અર્જુન મુજને આવી મળશે;
ઇચ્છા એશું યુદ્ધ કર્યાની, હે રાજા મારી ફળશે. ૯૪
આમ કહેતાં શલ્યે તેનો રથ સત્વર ખેડી તેવે,
કીધો ભીમ સમીપ જુદ્ધ અતિ જામ્યું જોર ભર્યું એવે. ૯૫
મચ્યું ભયંકર યુદ્ધ કર્ણ ને ભીમતણું જે તે ટાણે,
વીંધ્યા બેએ એકબિજાને, વર્ણું તે શું આ વાણે ? ! ૯૬
અંતે ક્રોધ કરીને ભીમે કાળચોટશો શર મારી,—
વીંધી નાંખ્યો કર્ણ જેથિ તે પામ્યો ત્યાં મૂર્છા ભારી. ૯૭
શલ્યે સંજ્ઞા રહિત કર્ણને જોઈ રથ તેનો તેવે,
રણમાંથી ક્ષણમાંહિ દૂર અશ્વો હાંકો કીધો એવે. ૯૮
તવ દુર્યોધનના પ્રેર્યાથી કર્ણતણું રક્ષણ કરવા,—
વીશ પુત્ર નૃપ આપતણા વાધ્યા વેગે રણમાં મરવા ! ૯૯
તવ ભીમે તેમના રથી શત હણિને, સુત છો આપતણા—
પાડ્યા રણમાં, જેથી બીજા ભાગ્યા વિહ્વળ થઇ જ ઘણા. ૧૦૦
એવે સંજ્ઞા પામી કર્ણે ખેદયુક્ત થઇને ભારે,
કરી યુદ્ધ ફરિ ભીમસાથ, ઝટ વિરથ કર્યો તેને ત્યારે. ૧૦૧
ધનુષ સારથી રથવિણ થાતાં, વૃકોદરે હે નૃપ એવે,
હાની બહુ ઉપજાવી ભારે ગદા ઘુમાવીને તેવે. ૧૦૨
હળ સરખા દાંતના સાતસેં મદઝર માતંગો મારી,—
ઉલટ્યો તે શકુનીદળ સામે, ધીંગી હાથ ગદા ધારી. ૧૦૩
બાવન હસ્તી હણિને એના, પદાતિ રથ પણ તે જ સમે—

૯૪. તેશું યુદ્ધ કર્યે—ભીમ સાથે યુદ્ધ કરવાથી તે મારાથી હણાતાં કે વિરથ થતાં તેના સાહાય્યમાં અર્જુન મારી સામે આવશે, એ ભવાર્થ.

હણ્યા હજારો આવી વેગમાં, પાછા નવ હઠતાં જ ક્યમે. ૧૦૪
ભય પામી ભારે એથી નૃપ, શકુનીદળ રણથી ભાગ્યું;
એવે દળ આપનું એ સ્થળે, કર્ણસહિત આવી લાગ્યું. ૧૦૫
યુદ્ધ મચ્યું ફરિ ત્યાં શૂરાનું, તે શું વર્ણી શકું વાણે?
ભાસ્યું ભૂપ મને એવું, લય આવ્યો જગત્ તણો જાણે! ૧૦૬

વલણ.

જાણે જે નજરે જુએ, અન્ય ન જાણે રાય,
તો તેનો વિસ્તાર અહિં, કીધા શું થાય રે? ૧૦૭

---

## કડવું ૬ ઠું.

## कर्णथी विद्ध थयेला धर्म पासे कृष्ण अर्जुननुं जवुं.

ચોપાયાની દેશી.

કૌરવપાંડવનું અતિકારમું જુદ્ધ મચ્યું'તું જેવે,
સંસપ્તકદળમાંહિ પાર્થ હાની કરતો'તો તેવે. ૧
થઈ મરણિયા સંસપ્તકગણ કરી ક્રોધ અતિ ભારે,
બાણતણો વર્ષાદ પાર્થપર કરવા લાગ્યા ત્યારે. ૨
ઘેરી રથ અર્જુનનો તેઓ પતંગ પેઠે પડતા,
તો પણ ઉલટી પ્રેતપેર, નિગ્રહ કરિ તેને નડતા. ૩
રથચક્રો અશ્વો રથ-ધરિને વળગી પડિને તેઓ,
કેશવઅર્જુનને પણ કર ગ્રહિ બાઝયા બળ કરિ એઓ. ૪
પણ તે સૌને પરાસ્ત કરિને, નાગપાશ શર મૂકી—
ચેષ્ટારહિત કર્યા પાર્થે ઝટ, ચિતથી લેશ ન ચૂકી. ૫
રાય સુશર્માએ તવ હે નૃપ, ગરુડાસ્ત્ર કરિ એવે,
નાગપાશથી મુક્ત કર્યું નિજ સૈન્ય તડાકે તેવે. ૬
તવ અતિ તપ્ત થઈ પાર્થે અતિ ઉગ્રબાણ વર્ષાવી,—

હણ્યા યોધ એના બહુ બળિયા, દર્પ વડો દર્શાવી. ૭
રાય સુશર્માએ નૃપ તેવે, ત્રણ બાણે કરિ તેને—
વિદ્ધ કરી મૂર્છિત કીધો, અતિ આંચ આપિને એને. ૮
પછિ સંજ્ઞા પામીને પાર્થે પ્રકોપ કરિને ત્યારે,
પ્રગટ કર્યું ઐંદ્રાસ્ત્ર હાનિ ત્યાં ઉપજા'વા અતિ ભારે. ૯
એથી રોળ ઘણો વર્ત્યો સંસપ્તકમાં તે વારે;
મુઆ હજારો શૂર, બચ્યા તે ભાગ્યા ભય ધરિ ભારે. ૧૦
એ તકમાં અશ્વત્થામાએ ધર્મરાયને જીતી,—
ભગાડિયા રણમાંથી હે નૃપ, ઉપજાવી બહુ ભીતિ. ૧૧
ધૃષ્ટદ્યુમ્ન તથા દુર્યોધન ભડચા ભય તજી તેવે;
ગાંજ્યા કો કોના ન ગયા, આવી જીવ ઉપર એવે. ૧૨
અંતે ધૃષ્ટદ્યુમ્ન-દવ વિષે આપપુત્રને બળતો—
દેખી દોડચો કર્ણ સાત્યકી પરાસ્ત કરિને વળતો. ૧૩
ભીમે તેવે હાની ભારે કૌરવમાં ઉપજાવી;
અર્જુન એવે સુણિ ખુંબારવ સત્વર પહોંચ્યો આવી. ૧૪
પણ દ્રૌણીએ આવિ વેગમાં, પાર્થકૃષ્ણને તેવે,—
ચેષ્ટારહિત કર્યા કારી શર મારી હે નૃપ એવે. ૧૫
હાહાકાર હવો એવે અતિ સ્થાવરજંગમમાંહે;
ઉચર્યા હરિ અર્જુન પ્રત્યે તવ, આ રીતેથી ત્યાંહેઃ— ૧૬
હે અર્જુન! આજે દ્રૌણી આ વધેછ તુજથી આંહી,
એ મોટું આશ્ચર્ય અરે હું દેખું છું તુજ માંહી! ૧૭
પાર્થ! પરાક્રમ ભુજબળ તારૂં છે જ પૂર્વના જેવું,
તેમ જ ગાંડિવ પણ છે તુજ કર, નથિ એમાં કંઇ કહેવું; ૧૮
તો શું મુષ્ટિ શિથિલ થઇ તારી? કે જેથી હે વીર!
વધેછ તુજથી અશ્વત્થામા, હરિને તારૂં હીર. ૧૯
જો ગુરુસુત માની તું એને માન આપતો હોયે,
તો તક છે આ જાણ ન તેવી, વ્યર્થ વખત કાં ખોયે! ૨૦

અર્થ ન સરશે એમ કર્યે, પણ હાની એથી થાશે;
મળશે અપજશ પારવનો, જશ જોડેલો સૌ જાશે. ૨૧
સુણિ કેશવનું કહેવું પાર્થે ધનુષ છત્ર ધ્વજ તેવે—
છેદી, અશ્વત્થામા વીંધી મૂર્છિત કીધો એવે. ૨૨
એવે સારથિ તેનો તેવે, સંગ્રામેથી તેને—
દૂર લઇ ગયો દોડાવી રથ, ઉગારવાને એને. ૨૩
એ સમે તમપુત્ર દેખતાં પાર્થે યોધ હજારો—
હણ્યા ઉગ્ર થઇને રણમાંહી, ચલવી મોટો મારો. ૨૪
પાર્થ પ્રકોપી સંસપ્તકને હણતો'તો નિઃસીમ;
પાંચાલો ને કર્ણ, કૌરવોને તે રીતે ભીમ. ૨૫
આપ પુત્ર એ સમય શૂરવીરોને બહુ બિરદાવી,
લાગ્યો બહુ ઉત્સાહ આપવા, સમરાંગણમાં આવી. ૨૬
ઉચર્યો તવ અશ્વત્થામા ગર્જીને હે નૃપ એવું,
આજ હું હણિ પાર્ષતને વાળિશ પૂજ્ય પિતાનું દેવું ! ૨૭
મિત્રમાટ પણ કરિ પ્રતિજ્ઞા, કહું છું વાક્ય હું મારૂં,
ધૃષ્ટદ્યુમ્નને હણ્યા વિના હું કવચ નહીં ઊતારૂં ! ૨૮
થાય પ્રતિજ્ઞા આ મિથ્યા તો, મુજ સુકૃત નવ ફળજો;
જળ મૂકી કહુંછું કે, મુજને સ્વર્ગ ન ક્યારે મળજો ! ૨૯
ભીમ પાર્થ કે કોપણ યોદ્ધો રક્ષણ તેનું કરશે,
તો હું હણિશ જ તેને પણ, પણ એ મારૂં નહિ ફરશે. ૩૦
એમ કહિ પાર્ષત પ્રત્યે જઇ ઉચર્યો તે હોકારી,
હે દ્વિજહત્યારા ! ઊભો રહે, જો શક્તિ તું મારી ! ૩૧
મુજ પાસેથી આજ જીવતો તું નવ જાશે પાપી !
એમ કહી શર ઉગ્ર મૂકિને આંચ અતીશે આપી. ૩૨
તવ તે અતિ ઉગ્ર થઈ દોડ્યો દ્રૌણી પ્રત્યે તેવે;
દ્રૌણી પણ નિઃશ્વાસ નાંખતો ધાયો હે નૃપ એવે. ૩૩

૨૭ પાર્ષત—પૃષતગોત્રમાં ઉત્પન્ન થયલો ધૃષ્ટદ્યુમ્ન.

આવી સન્મુખ અશ્વત્થામા ઉચર્યો દ્રૌપદ આગે,
પાંચાલોમાં અરે અધમ ! તું ઠીક આવિયો લાગે ! ૩૪
રે ગુરુહત્યાના કરનાર ! પાપ તારૂં આ ટાણે—
તપાવશે તુજને નિશ્ચય, તું ઠીક આવિયો સાણે ! ૩૫
રણમાં પાર્થની રક્ષારહિત તું રહિશ ઉભો આ ઠામે,
ને નહિ ભાગે તો તુજને મોકલીશ જમને ધામે ! ૩૬
ઉચર્યો ધૃષ્ટદ્યુમ્ન તદા તુજ પિતુને ઉત્તર જેથી—
મળ્યો હતો મારા ખડ્ગે, મળશે તુજને પણ તેથી ! ૩૭
'હું બ્રાહ્મણ છું' કહેનારા દ્રોણને હણ્યા મેં જ્યારે,
તો તુજને નહિ કેમ હણું ? મા માન ધરિશ મન ક્યારે ! ૩૮
એમ કહી અશ્વત્થામાશું ભડચો ભય ત્યજી ત્યારે;
પણ અતિમંદ પડચો તે તે તક, ગુરુસુતના બહુ મારે. ૩૯
હય સારથિ રથ રહિત થતાં તે, આવ્યો અર્જુન વા'રે;
સહદેવે નિજરથ બેસાડી, દૂર કર્યો તે ત્યારે. ૪૦
અશ્વત્થામાને પાર્થે યમદંડ સરીખો એવે,
મૂકી શર નારાચ અચેતન—કીધો તર્ત જ તેવે. ૪૧
તવ સારથિ હાંકી રથ એને દૂર લઇ ગયો ત્યાંથી;
અર્જુન સંસપ્તકગણ હણવા—વાધ્યો આ રણમાંથી. ૪૨
એ પછિ કૌરવ ને પાંડવનું દ્વંદ્વયુદ્ધ બહુ જામ્યું;
હઠયા ન કો કોથી મહાવીરો, રણ ક્ષણ પણ ન વિરામ્યું. ૪૩
શિખંડિને જીતી રાધેયે, ધર્મસૈન્યમાં એવે,—
કર્યો ધસારો કાળપેર, અતિ તપ્ત થઈને તેવે. ૪૪
કરિ દિવ્યાસ્ત્ર પ્રયોગ ભોગ બહુ આપ્યો યમને એણે,
ધર્મરાજને વીંધિ ત્રાસ અતિ આપ્યો તે સ્થળ તેણે. ૪૫
એથી કૌરવદળ કિલકારી કરવા લાગ્યું ભારે;
હણી પાંચસેં રથિ પાંડવના, કર્ણ વધ્યો નૃપ ત્યારે. ૪૬

૩૪ દ્રૌપદ—ધૃષ્ટદ્યુમ્ન, દ્રુપદનો પુત્ર.

ધર્મરાજ પ્રત્યે તે ધસિયો ડસ રાખી ઉર એવે,
ઘવાયલા ગુણિ નિવાસ પ્રત્યે જાતા'તા નૃપ જેવે. ૪૭
માદ્રીસુત સહદેવ નકુળ વિચ–રહેલા એવા પોતે,
ખેદ ધરી ઉર ધીમે ધીમે જતા હતા સૌ જોતે. ૪૮
એવે ત્યાં આવીને કર્ણે ત્રણ શર મારી તેવે—
વીંધ્યા નૃપને, નૃપે તેમ ત્યાં વીંધ્યો એને એવે. ૪૯
ચક્રરક્ષકો ધર્મતણા માદ્રીસુત એવે એને—
વારિ રાખવા આવ્યા આગળ, આંચ આપતા તેને. ૫૦
ભાલાથી તે બેને વીંધી, હણિ હય નૃપના એણે,
ભલ્લે ટોપ સુ ધર્મતણો પાડયો શિરપરથી તેણે. ૫૧
નકુળતણા અશ્વો પણ હણિને ધનુષ કાપિયું તેનું;
બેઠા બે સહદેવ રથે, અતિ ઉગ્ર કર્મ જોઇ એનું. ૫૨
પાંડુપુત્ર બે વિરથ જોઈ માતુલ મદ્રશે ત્યારે,
કહ્યું કર્ણને, ધર્મરાજશું યુદ્ધ ઘટિત નથિ તારે. ૫૩
તારે યોગ્ય જ છે અર્જુન, તેને જીતે જશ મળશે;
સાહસ ધર્મની સાથ કર્યે, અહિં તુજને અપજશ મળશે. ૫૪
સાંભળ કૃષ્ણ તથા અર્જુનના શંખશબ્દ આવારે;
તું રોકાતાં અત્ર અરે! હાની ઊપજશે ભારે. ૫૫
ભીમતણું ભય દુર્યોધનપર, રે આવ્યું છે ભારે!
માટે તેનું રક્ષણ કરવા જવું ઘટિત છે તારે. ૫૬
આમ બહુ કહ્યું શલ્યે હે નૃપ! સૂર્યપુત્રને જ્યારે,
ધાયો તે દુર્યોધનનું ઝટ રક્ષણ કરવા ત્યારે. ૫૭
એ પછિ માદ્રીપુત્રોસહ નૃપ ધર્મ ગયા ઊતારે;
શયનસ્થાનમાં સૂતા જઇને, પીડિત સર્વ પ્રકારે. ૫૮
શલ્યોનો ઉદ્ધાર કરાવી, સ્વસ્થ થઈ તે તેવે,
ઉચર્યા માદ્રીપુત્રો પ્રત્યે, આતુર થઇ અતિ એવેઃ ૫૯
હે બાંધવ! સત્વર અવ વાધો, ભીમપાસ ઝટ અહિંથી;

ભાર પડ્યો છે તે શિર ભારે, કૌરવસેના મહિંથી. ૬૦
વચન સાંભળી વડિલ ભ્રાતનાં, નકુલ અને સહદેવ-
જઇ પહોંચ્યા ઝટ ભીમપાસ, તક વરતીને તતખેવ. ૬૧
સંસપ્તકગણને હણતા અર્જુનની સામે એવે,-
જઈ પહોંચ્યો અશ્વત્થામા, અતિ તાપ આપવા તેવે. ૬૨
કરિ દિવ્યાસ્ત્ર પ્રયોગસુ બેયે, એક એકને આંજ્યા,
તો પણ તેજ રહિત ન થયા તે, ગયા ન કોના ગાંજ્યા. ૬૩
પૂર્ણ તપ્ત થઇને પાર્થે વીંધ્યો દ્રૌણીને એવે,
ભલ્લબાણથી સારથિ પણ પાડ્યો તેનો ત્યાં તેવે. ૬૪
સારથિ પડતાં મહારથિ તે ઘોડાને નિયમે રાખી,-
યુધ કરવા લાગ્યો અર્જુનશું, સૂસવતા શર નાંખી. ૬૫
એથી વખાણ તેનાં ભારે, તે સ્થળ થાવા લાગ્યાં;
હર્ષ દુંદુભી કૌરવ-દળમાં વડા વેગથી વાગ્યાં. ૬૬
તેવે તપ્ત થઈ અતિ પાર્થે ક્ષુરપ્રશર ત્યાં મૂકી,
અશ્વત્થામા-અશ્વરાશ ઝટ કાપી લેશ ન ચૂકી. ૬૭
તેથી પીડિત અશ્વ સુ તેના ભાગ્યા રણથી ત્યારે;
એથી પડ્યું ભંગાણ આપના સૈન્ય વિષે નૃપ ભારે. ૬૮
દુર્યોધન પ્રર્યાથી તેવે કર્ણ આગળ આવી,
પ્રયોગ કરિને ભાર્ગવાસ્ત્રનો, હાની બહુ ઉપજાવી. ૬૯
કહ્યુ કૃષ્ણને પાર્થે તવ નૃપ, ભાર્ગવાસ્ત્ર આ ભારી,
તોડી શકવા સમર્થ નથિ કો, જુઓ તમે ગિરિધારી ! ૭૦
તેમ જ મહાસંગ્રામ વિષે અતિ ક્રુદ્ધ થયેલો એવો,
કરતો દારુણકર્મ કર્ણ પ્રભુ, જુઓ કાળના જેવો ! ૭૧
રે ! તે તાકી પ્રેરિ અશ્વને મુજ પ્રત્યે જ જુએ છે;
મુજને હણવા હે માધવ, ઉદ્યુક્ત અરે બહુ એ છે ! ૭૨
માટે હય હાંકો એ પ્રત્યે, હે મધુસૂદન પોતે;
આપ સહાય જ છો તો જય હું પામિશ સૌ જન જોતે. ૭૩

કૃષ્ણે કહ્યું તવ હે અર્જુન, કર્ણે આજે રણમાંહે-
વીંધ્યા છે અત્યંત ધર્મને, જવું ઘટિત છે ત્યાંહે. ૭૪
માટે જઇ નૃપપાસ તેમને આશ્વાસી પછિ વીર,
જઇશું આપણ કર્ણપાસ, તું ધીરજ ધર હે ધીર ! ૭૫
એમ કહી રથ ખેડચો હરિએ, કરવા ધર્મતપાસ;
સેનામાં શોધ્યા સઘળે, નવ રાખી કાંઇ કચાશ. ૭૬
પણ દૃષ્ટે ન પડચા તે ત્યારે આવિ ભીમની પાસે,-
પૂછ્યું પાર્થે સંશયિ થઇને, હે નૃપ ઊંચે શ્વાસે. ૭૭
ભાઇ વૃકોદર ! રાજા કયાં છે ? કહે થવા ઉર શાતા;
કર્ણબાણથી વીંધાઇ નૃપ ભાગ્યા છે હે ભ્રાતા ! ૭૮
રે ! જીવે તો જીવે એવી સ્થિતિમાં ભાગ્યા તે છે;
ભીમ ઉચ્ચર્યો એમ, અરે ! જીવિતમાં સંશય રહે છે ! ૭૯
કહ્યું પાર્થે તવ, હે બાંધવ ! તેમની શોધને સારૂ-
વાધો અહિંથી વાર કર્યા વિણ, માની કહેવું મારૂં. ૮૦
કર્ણબાણથી વ્યથિત થયેલા, સેનાનિવાસ સ્થાને-
ગયા હશે તે નિ:સંશય, મન મારૂં એમ જ માને. ૮૧
શત્રુ સર્વને રોકિશ હું, સંશય એમાં નવ કરશો;
ભ્રાત-કુશલ જોવા ઝટ વાધો, ધોંખો મન નવ ધરશો. ૮૨
ઉચર્યો તવ ત્યાં ભીમ, ભ્રાત હું અહિંથી જાતાં અરિયો-
કહેશે હસિને, 'ભીમ સમરથી ભય પામીને સરિયો !' ૮૩
તેથિ પ્રવૃત્તિ રાયતણી તું જાણ જઈને વીર !
કહે અર્જુન, સંસપ્તક જો ઊભા છે તાણી તીર ! ૮૪
માટે તેઓને માર્યા વિણ રણથી ખસવા કયારે-
સમર્થ નથિ હું, હે મહાબાહો ! બહુ શું કહું અત્યારે ? ૮૫
ભીમે કહ્યું તવ, તજ ચિંતા તું સંસપ્તકગણ કેરી;
જાણી લેજે તે સર્વેને કાળે લીધા ઘેરી ! ૮૬

૮૪ પ્રવૃત્તિ—ખબર, હાલચાલ.

ભડીશ ભય તજિ હું તેઓશું, જા તું રાજા પાસે;
રે કોથી કહિ ભીમતણો અહિં વાંકો વાળ ન થાશે ! ૮૭
પછિ અરિમર્દન ભીમસેનને અરિદળ પ્રત્યે સ્થાપી,
ધર્મરાજ-શિબિરે હરિઅર્જુન—આવ્યા પૂર્ણ પ્રતાપી. ૮૮
ઉતરી રથથી પ્રણામ કરિને બેઠા તે બડભાગી;
જાણ્યું ધર્મે કર્ણ હણી પાર્થે ભવભાવઠ ભાગી. ૮૯

વલણ.

ભાગી આરત ઉરતણી, ગણિને નૃપ તે ઠામ,
ઉચર્યા આ રીતે પછી, કહે દ્વિજ ગણપતરામરે. ૯૦

---

## કડવું ૭ મું

### ધર્મની સાંત્વના કરી પાર્થનું કર્ણમત્યે જવું.

લીલાવતી છંદ.

હે દેવકિનંદન ! હે અર્જુન ! પ્રિયદર્શન મુજને તમ બેનું—
છે હે મહાબાહો ! હણિ રાધેય શું આવ્યા શિર છેદી તેનું ?
તે વિષધર સરખા યુધમાંહિ મહા અજીતને રણમાં રોળી,—
અહિં ભલે આવિયા, હે અરિગંજન ! ચાંચડવત્ તેને ચોળી ! ૧
દુર્યોધન હિતમાં તત્પર તે બહુ, ઇંદ્રસહિત સઘળા દેવો—
રણમાં ધ્રૂજાવે, આંચ ન એની સહિ કો શૂર શકે તેવો,
અરિઓનો અગ્રણી, યુદ્ધમાંહિ અતિદુર્મદ તે અંતક જેવો,—
મારીને આવ્યા, હે મહાબાહો જય નથિ એ જેવો તેવો ! ૨
અતિઘોર યુદ્ધ કરિ મારી સાથે, કર્ણે ધ્વજ મારો છેદ્યો,
રથપૃષ્ઠરક્ષકો સારથિસહ હણિ મુજને પારવનો ભેદ્યો;
રે ! સાત્યકિ જોતાં મારિ દુર્દશા આજ થઈ હું શું ભાખું ?
પાર્ષત પાંચાલો પણ જોતા'તા, આજે નાક જતું આખું ! ૩

જીતી મહાશૂરા મહારથિયોને, મુજને પણ જીતી તેણે—
આવીને પાસે, દુર્વચનો અતિ દુઃસહ સંભળાવ્યાં એણે;
હે પાર્થ ! પરાભવ કર્યો મારો કરતાં પણ જિવતો આજે—
મુજને દેખે છે, તે પ્રભાવ તું ભીમતણો ગણજે આ જે ! ૪
તેના ભયથી મેં તેર વર્ષમાં નિદ્રા કરિ નહતી રાતે,
સુખમાં દિવસે પણ નહતો કહિયે, જંપ નહોતો આ જાતે;
રે ! આજે તેણે થઇ મુજ સામે સંભ્રમમાં મુજને નાંખ્યો,
તેથી હું ભાગ્યો, રે ! ભીરુક થઇ, શૂર ન એહ ગયો સાંખ્યો ! ૫
ચિંતન કરતો'તો તેને દેખી, ચમક્યો હું ચિતમાં ભ્રાતા !
દીઠો દશ દિશમાં, દવ જેવો તે, હરનારો મારી શાતા ! !
રે ! રાધાસુતથી ત્રાસેલો હું જાગ્રત્ સ્વપ્ન વિષે તેને—
દેખું છું સામે સદૈવ અર્જુન, અંતકશો સાચે એને ! ૬
સંગ્રામ વિષેથી હું પળતાને મુક્ત કર્યો જીતી તેણે,
અતિઉગ્રશરે ત્યમ તેથિ ઉગ્ર બહુ વચનશરે વીંધી એણે !
તો ક્ષતયુક્ત અરે ! હું એવાને રાજ્ય તથા જીવિત કેરો—
ખપ શો છે ? અર્જુન ! આ જગમાં અવ,વ્યર્થ થયો આ ભવ ફેરો ! ૭
દુખ આમ રડી બહુ, ઉચર્યા તે ફરિ, એ અરિને મારી વીરા,
ઉરતાપ મહારો કરવા ટાઢો, આવ્યો શું કુળના હીરા ? !
'મેં કર્ણ હણ્યો છે' એવું કહિ તું, ઉરદવ ઓલવવા મારો—
આવ્યો અહિં ભ્રાતા, કરવા શાતા, જય હો એમ સદા તારો ! ૮
શી રીતે માર્યો શૂરવીર તે, કથ હે કુળદીપક આંહી,
મેં આશા તુજપર રાખી'તી પ્રિય, તું તેને હણશે ત્યાંહી.
વડ બાંધવકેરાં વાક્ય સુણીને, અર્જુન ત્યાં ઉચર્યો એવું,
શાતા ઉર રાખો, વડિલભ્રાત ! હું કરિશ જ ઇચ્છોછો તેવું. ૯
હું આપ વહારે દેખિ આવતો દ્રૌણીએ રોક્યો આવી,
તેશું યુધ ભારે થયું ત્યાં મારે, વાત કહું શું તે ચાવી !
કરી વિદ્ધ ઘણો મેં તેને થકવ્યો, તવ તે હે નૃપતે ! ત્રાસી,—

અતિ રુધિરે ઝરતો કર્ણ સૈન્યમાં પીઠ દઈ પેઠો નાશી. ૧૦
ભય પામી મુજથી કર્ણસૈન્ય તવ ભાગ્યું હે ભ્રાતા! ભાળી—
લઇ પચાશ રથિયો કર્ણ ધસ્યો ઝટ, સેના આપતણી વાળી;
હું હણિ તેઓને, છોડિ કર્ણને આવ્યો ઝટ તમને જોવા,
ઘાયલ થઇ ભાગ્યા જાણી તમને, રહ્યો ન ત્યાંહિ વખત ખોવા. ૧૧
રે અંતક જેવા પાસેથી ઝટ ભાગ્યા આપ થયું સારૂં;
ચિંતા મા રાખો, ચાલો નૃપ! હું, જુઓ હવે તેને મારૂં!
અતિભાર ભીમશિર નાંખી હું નૃપ, સેના દવમાંહે મૂકી-
આવ્યો છું અહિંયાં, અરે અનલ એ, રાધાસુત કરશે સૂકી! ૧૨
હું ચૂકિ ન તેને, આપ દેખતાં, બાંધવ સહિત હણિશ જોજો;
ચાલો આશિષ દો, ચિંતા ન કરો, સંશય હે નૃપતે! ખોજો.
હું સૈન્ય સહિત નૃપ, સૂતપુત્રને રણમાં નવ નાંખું મારી,
તો વ્યર્થ પ્રતિજ્ઞા કરનારાના જેવી ગતિ હોજો મારી! ૧૩
છે કર્ણ હજી પણ જાણી એવું ક્રોધેલા અતિશય એવા,
સંતપ્ત થયેલા કર્ણબાણથી, મહીપ તે મણિધર જેવા,
અતિ ઉગ્ર જણાઈ ઉચર્યા એ તક, જાણ્યું શૂરપણું તારૂં!
પાણી જાણ્યું મેં પાર્થ આજ તુજ, વ્યર્થ થયું ધાર્યું મારૂં!! ૧૪
તું કર્ણથિ બી'ને, ભીમસેનશિર, ભાર મૂકિને રે ભાગી-
આવ્યો અહિં શું મુખ લેઇ અરે કહે? લાજ તને કાં નવ લાગી!
રે! દ્વૈતવને તેં એક રથે કરિ હણવા કર્ણ ઘણું ગાજી-
કીધી'તિ પ્રતિજ્ઞા, જોઇ આજ તે! શું મુખ દાખે છે પાજી!! ૧૫
તેં પોત પ્રથમ નિજ દાખ્યું હોત તો, ઘટતું કરત સમય સાધી;
તેં હોમ્યા અમને આશ આપિને સ્થંડિલમાં કરપદ બાંધી!
રે! તેર વર્ષમાં, તુજપર જે શુભ આશ હતી બાંધી આખી,
થઇ વ્યર્થ અરે તે, કુંતીને પણ દેવે ગગનગિરા ભાખી! ૧૬
તું માસ પાંચમે કુંતિગર્ભથી ગળ્યો હોત વા તે પેટે-

૧૬ સ્થંડિલ—યજ્ઞકુંડ.

નવ રહ્યો હોત તો, આ અપયશથી રહેત જ હે અર્જુન છેટે ! !
રથિ માંહિ શ્રેષ્ઠ અતિ, સૌભદ્ર અને ઘટોત્કચ જિવતા હોતે,
તો હે અર્જુન આ અપયશ દિન હું, આજે અહિંયાં નવ જોતે ! ૧૭
હનુમાન યુક્તધ્વજ, અગ્નિતણો રથ, કેશવ સારથી છે સાથે,
રે ! એવાં સાધનયુક્ત તાડશું ગાંડિવ ધનુષ છતાં હાથે;
તું કર્ણથિ બી'ને કાં ભાગી અહિં આવ્યો રે મારી પાસે ?
તું આપ ધનુષ નિજ કેશવને ઝટ, જય એથી નિશ્ચય થાશે ! ૧૮
ધિઃકાર આપિ બહુ, આમ બહુ કહ્યું, ધર્મે અર્જુનને જ્યારે,
અતિ રાતિ આંખ કરિ, હણવા નૃપને, પાર્થે ખડ્ગ ગ્રહ્યો ત્યારે.
ઝટ પાર્થ મર્મને જાણી માધવ, ઉચર્યા તે પ્રત્યે એવું,
રે કરેછ આ શું ! હે અર્જુન તું, અરિઓને હસવા જેવું. ૧૯
અરિ કોઇ અત્ર નવ છતાં ખડ્ગ આ ગ્રહણ કર્યો તેં કાં હાથે ?
વિભ્રમચિત રે તું કેમ થયો અહિં, લડવાને કોની સાથે ?
ભડવું છે ત્યાંહી અરિઓ સાથે, કુશલ ધર્મનું જોઇ ખરે,
રે તેમ છતાં અહિં, મોહેથી કર અસિપર કેમ ધરેછ અરે ! ૨૦
સુણિ કેશવ કહેવું, ઉગ્ર થયેલો, અર્જુન નૃપ સામે જોઈ–
ઉચર્યો હરિપ્રત્યે, આ રીતેથી, આકુલ ઉરમાંહે હોઈ:
'બીજાને ગાંડિવ આપ' કહે કો મુજને તો મસ્તક તેનું–
ઝટ કાપવું મારે, છે પણ મારૂં, માટે શિર છેદિશ એનું ! ૨૧
રે ! આ રાજાએ, આપ દેખતાં, અયોગ્ય મુજને છે ભાખ્યું,
માટે શિર માધવ, એ કાયરનું કાયાપર કદિ નહિ રાખું !
એવું સુણિ કેશવ, ઉચર્યા તેવે, ધિક્ છે ધિક્ મા બક એવું;
મર્યાદા મૂકી, વિવેક ચૂકી, કરેછ રે તું આ કેવું ! ૨૨
હે પાર્થ ! વૃદ્ધ તેં સેવ્યા નથિ કદિ, આજે મેં તુજમાં જાણ્યું,
ત્યમ ધર્મતત્વને તું નથિ સમજ્યો, એ પણ મેં ઉરમાં આણ્યું;
છે સૂક્ષ્મરીતિ અતિ, ધર્મતણી તે સમજ્યા વિણ પંડિત થાવું,
ને નવ સમજીને સાર સુ તેનો, પૂછડું ધર્મતણું સહાવું !. ૨૩

તુજ કૃત્ય તેવું છે, શું કહું અર્જુન ! ધર્મભીરુ થઇ તું આજે,
મોહેથી માની ગૌણુધર્મને, વિપરિત કરતાં નવ લાજે !
કહિ અનૃતવાણી વદવી, પણ કદિ હિંસા કરવી કોની;
છે પરમધર્મ એ ભ્રાત ! અહિંસા, શાસ્ત્રો તું શોધી જોની ! ૨૪
ગુરુરૂપ ધર્મવિદ, ને વળિ રાજા, એવા વડભ્રાત તણો તેં,—
રે ! પ્રાકૃતજનની પેઠે હણવા, ગુણિ ! તેં શું ધર્મ ગણ્યો તે ?
કહિ એમ ઘણું ત્યાં, ઉચર્યા માધવ, કર્ણતણા ઝેરી બાણે—
અતિ વિદ્ધ થયેલા, રાય યુધિષ્ઠિર, જો કેવા છે આ ટાણે ! ૨૫
રે ! તે દુખિ થયલા, રોષ ભરેલા, ક્ષતયુક્ત ઘણા આ ઠામે,—
કોપા'વા તુજને, ઉચર્યા આ'વું, ભડવા કર્ણ તણી સામે;
કોપાવી તુજને, હણવા અરિને, ઉચર્યા નૃપ નિષ્ઠુર વાણી,
તું મર્મ ન સમજ્યો તે મહાત્માનો, સંજ્ઞા નવ નૃપની જાણી. ૨૬
અહિં યુદ્ધદ્યૂતમાં કર્ણ જીતવા તુંજવડે ધર્મે ધારી,—
કર્યું આમ દિસે છે, હે અર્જુન ! મતિ છે એવી નિશ્ચે મારી.
તુજ પણનો તુજને હોય ખર્ખરો, તો તુજને કહું છું ભ્રાતા,
તે સાંભળિ ત્યમ કર, ઉપાય એ છે, કરનારો તુજને શાતા. ૨૭
છે માન્યપુરુષને મરવા તુલ્ય જ, અપમાન અરે તે માટે,
તું કળાથિ ત્યમ કર ધર્મતણું પણ " તું " વદિને અહિં એ ઘાટે.
ગુરુજનને " તું " કહિ વદવું એ છે સાચા તેના વધ જેવું,
માટે હે અર્જુન, તું પણ ત્યમ કર, નૃપ પ્રત્યે અહિંયાં એવું. ૨૮
કરિ એમ પછિ તું પગમાં પડિને સાંત્વન ધર્મતણું પ્રીતે—
કરજે કરગરિને, એથિ પાપ નવ અડશે તુજને કો રીતે.
થઇ પાપ મુક્ત તું બેય પ્રકારે, પ્રસન્ન થઇ રણમાં વાધી,—
હણિ કર્ણ દુરાત્મા, મહાત્મા નૃપનો શમવજે ઉરનો આધિ. ૨૯
તું એમ કરેથી બેય દોષથી મુક્ત થશે સંશય ખોજે;

---

૨૪ ગૌણુધર્મ,—ઉતરતો ધર્મ, મુખ્ય ધર્મ નહિ, પણ બીજા દરજ્જાનો ધર્મ. ૨૬ નિષ્ઠુર—કર્કશ, કઠિન.

કહું છું હું ત્યમ કર, ધોખો નવ ધર, અઘ એ રીતેથી ધોજે.
પછિ કેશવ કહેવું પ્રમાણ કરિને બાણ સમાં વચનો એવે,
નૃપ પ્રત્યે અર્જુન આ રીતેથી તપ્ત થઈ ઉચર્યો તેવેઃ— ૩૦

**માલિની વૃત્ત.**

વિકળ થઇ અરે તું પીઠ આપી અરિને,
પળિ રણથકિ પાછો ક્રોધ મિથ્યા કરીને,
અવગુણ નિજ કેરા લેશ તું ના સ્મરીને,
કટુ કયમ મુજને તું રે કહે છે સરીને! ૩૧
રણથકી નૃપ આઘો તું સદાયે રહે છે,
તદપિ તપિ અરે તું! ક્રૂર વાક્યો કહે છે;
નથિ જરિ ઘટતું તે બોલવું યોગ્ય તારે,
કથવું કડવું ભીમે, માન્ય છે ભૂપ મારે. ૩૨
અરિદળ નૃપ જેણે ઘૂમિને ઘંટિપેરે—
અતિશય દળિ નાંખ્યું, આવિને શૌર્ય-સેરે;
હય કરિ અરિકેરા દાટ તે વાળિ દે છે,
જમ સમ રણમાંહે ગર્જિને જે ઘુમે છે! ૩૩
સહન કહિ કરૂં હું તેહનું કે'વું ભૂપ,
પણ નહિ તુજ સાંખું, તાહરે રે'વું ચૂપ!!
દ્રુપદકુંવરિ કેરા ખાટમાં તું અડેલો,
મુજ શ્રમ નવ જાણે, વૈભવે રે પડેલો! ૩૪
તુજ હિત કરવા હું રાય! જે જે કરૂં છું,
નથિ શુધ જરિ તેની, ક્રૂર કાં ઉચ્ચરૂં છું!
જુગટુ રમિ અમોને દુખમાં તેં ડુબાડ્યા,
સતીતણિ ગઇ લજ્જા ભૂમિમાં તેં ભમાડ્યા! ૩૫
નરપતિ તુજ પાપે પીડનાં પર્વ પેખ્યાં,

૩૦ બેય દોષ—પ્રતિજ્ઞા ભંગનો અને વડિલનું અપમાન કરવાનો એ બે દોષ. અઘ—પાપ.

અઘટિત કરિ યુદ્ધે, પાપને નાજ લેખ્યાં;
તદપિ નવ ધરાઈ, રાઇ વાટીસમાં કાં,
વચન કહિ દહે છે, વેણુ કાઢી તું વાંકાં ! ૩૬

રુચિરા છંદ.

વાંકાં વેણુ વદી વડભ્રાતશું અધર્મભીરુક પાર્થ તહીં,
પામી પશ્ચાતાપ તાપ ઉર પામ્યો પારવનો જ સહી;
નાંખી પછિ નિઃશ્વાસ કોશથી ખડ્ગ ખેંચિયો નૃપ તેણે,
સાહસ કરતો જોઇ કેશવે કહ્યું વારી ઘટતાં વેણે. ૩૭
ઉચર્યો તે તવ અરે વડિલ ગુરુરૂપ ભ્રાત-અપમાન કરી,—
હું નહિ જીવું, પણ આ અસિથી મુજ શિર છેદી જઇશ મરી !
ઉચર્યા તવ કેશવ હે અર્જુન, છે ઉપાય એ પાપતણો,
પણ વધ કીધો હોત ભ્રાતનો, તો આથી અકળાત ઘણો. ૩૮
કાં કે વધના પાતકથી તું નવ મૂકાત અરે ! કયારે,
પણ અપમાન તણા પાતકનો ઉપાય છે કરમાં તારે;
આત્મપ્રશંસા આત્મઘાત કરવા જેવી છે ભ્રાત સહી,
માટે તે કર, જેમ વડિલની નિંદા કીધી તેમ અહીં. ૩૯
તત્ત્વ આમ કહિ સમજાવ્યું ત્યાં શાસ્ત્રતણું કૃષ્ણે જ્યારે,
પાર્થ પ્રશંસી પોતાને નૃપ, આ રીતે ઉચર્યો ત્યારેઃ—
હે નરદેવ ! સુણો પિનાકિ વિણ ધનુષતણો ધરનાર ખરે,
હું જેવો નથિ કો પણ જાણો, વાસવ રણમાં હું ન વરે ! ૪૦
દિવ્યસભા રાજસૂયમખ નૃપ, મુજ પ્રતાપથી આપ અહીં—
કરી શકયા ચક્રવર્ત્તીપદ પણ પામ્યા પાર્થવડે જ સહી !
હજિ સૂધી આ યુદ્ધ વિષે જય મળ્યો આપને જે રાજા,
કારણ તેનું આ અર્જુન છે ! જેણે જોધ હણ્યા ઝાઝા. ૪૧

---

૩૭ અધર્મભીરુક—અધર્મથી બી'નારો. કોશથી—મ્યાનમાંથી. ૪૦ પિનાકી—મહાદેવ. વરે ઇચ્છા કરે. ઇંદ્ર પણ મારી સાથે યુદ્ધ કરવા હામ ન બીડે. એ ભાવાર્થ.

આમ બહુ કરી આપ પ્રશંસા, શસ્ત્ર મૂકિ અર્જુન એવે—
કોશ કરી કરવાલ, ધર્મને નમ્ર થઈ નમિયો તેવે.
જોડિ જુગ્મ કર ઉચર્યો પછિ તે, ભ્રાત ! ક્ષમા અપરાધ કરી,
કરો કૃતાર્થ પ્રસન્ન થઈ નૃપ, વરદહસ્ત શિર ઉપર ધરી. ૪૨
જીવિત આ મુજ તમ અર્થે છે, જરૂર નૃપ લેજો જાણી;
સમય પરત્વે આપ જાણુશો, કેમ વદ્યો હું કટુવાણી.
ઉચર્યા તવ અર્જુન પ્રત્યે નૃપ, મેં ખોટું કીધું ભ્રાતા !
કાપ તું મસ્તક હું પાપીનું, કરવાને મુજને શાતા ! ! ૪૩
આમ કહી બહુ આપ નિંદિને, વન પ્રત્યે જાવા નૃપતિ—
તત્પર તર્ત થયા, તવ કેશવ ઉચર્યા ત્યાં કરવા તૃપ્તિઃ
અર્જુનતણી પ્રતિજ્ઞા પળવા, તેણે મુજ સંકેત થકી
પણ રહેવા નિજનું હે રાજન્ ! નિંદ્યા અહિં તમને નક્કી. ૪૪
' ગાંડિવ તારૂં આપ અન્યને ' એમ કહે જે કો તેનું—
કાપે મસ્તક પાર્થ એવું પણ છે હે મહારાજા એનું.
આમ કહી સમજાવી નૃપને, ઉચર્યા કેશવ કરજોડી,
ક્ષમા કરો અપરાધ અમારો, નાંખો દુખગ્રંથી છોડી. ૪૫
પીશે પૃથ્વી આજ કર્ણનું રુધિર રાય ! લેજો જાણી;
સંશય એહ વિષે કરશો મા, સત્ય વદુંછું આ વાણી !
ઉચર્યા તવ નૃપ હાથ જોડિને, તત્વ વદી હે નાથ તમે,—
તાર્યા અમને દુઃખસમુદ્રથિ, એ ગુણ વિસરાશે ન કયમે. ૪૬
પછિ અર્જુન હરિના પ્રેર્યાથી લજ્જાયુક્ત થઈ તેવે,
ધર્મચરણમાં મસ્તક મૂકી, ગદગદ થઇ ઉચર્યો એવેઃ
અધર્મથી બીનારો જે હું, તેણે કહ્યું જે તે ભ્રાતા,
ક્ષમા આપ કરજો આ ટાણે, છો પોતે મુજ પિતુમાતા ! ૪૭
અશ્રુથિ ચરણ પખાળી અર્જુન ઉચર્યો એ રીતે જ્યારે,
ઊઠાડી ભેટી તેને નૃપ રોઇ પડ્યા હે નૃપ ! ત્યારે;

૪૨ કરવાલ—તરવાર. ૪૫ દુઃખગ્રંથી—દુઃખની ગાંઠ.

પછી સ્વસ્થ થઈ અર્જુનમસ્તક સૂંઘી ધર્મ વદ્યા એવું,
શોચ ન કર હે વીર ! ધીર તેં કર્યું યોગ્ય કરવા જેવું. ૪૮
હણ તું અવ અરિ રાધાસુતને, જેણે લાજ લિધી મારી;
પ્રતિસ્પર્ધી મારી તે તારો, કીર્તિ પ્રસાર રણે તારી !
કરી પ્રતિજ્ઞા પાર્થ વદ્યો તવ, કર્ણ હણ્યા વિણ હું ક્યારે,—
ઊતારિશ નહિ કવચ અંગથી, હસ્ત મુકો મસ્તક મારે. ૪૯
પામી આશિષ ધર્મતણી, રથમાં બેસીને વીર વડો—
વાધ્યો અર્જુન જવ તવ ઉચર્યા કેશવ આપી આમ ધડોઃ—
સાવધાનિથી કર્ણ સાથ તું કરજે યુદ્ધ હવે ભાઈ !
તુચ્છ ગણી તેને સાહસ મા કરતો તે સામે ધાઈ. ૫૦
તે નથિ જેવોતેવો પણ છે તુજશો વા વધતો તુંથી,
માનું છું હું એમ, ના કદી એમાં કહેવાયે હુંથી;
છે સત્તરમો દિવસ આજ જેમાં બે પાસતણી સેના—
રહિ છે થોડી, અને તત્વ અરિઓમાં ભ્રાત ! રહ્યું છે ના. ૫૧
ભીષ્મ દ્રોણ ભગદત્ત જયદ્રથ આદિક મોટા ભય દેતા,
શમ્યા સમરમાં જેથી આપણ ચિંતાતુર રણમાં રહેતા;
અશ્વત્થામા કૃતવર્મા કૃપ કર્ણ શલ્ય એ પાંચ હવે—
રહ્યાછ બાકી, હણવા તેને થા હે અર્જુન આજ સવે. ૫૨
મારી એ પાંચેને પૃથ્વી આપ યુધિષ્ઠિરને આજે;
જય કીધો છે રણમાં તેં અતિ, કરવું આ તુજને છાજે.
દ્રૌણીને ગુરુપુત્ર ગણી, ગુરુ કૃપાચાર્ય માની પ્રીતે,
કૃતવર્મા સંબંધી, શલ્યને મામો માની શુભ રીતે, ૫૩
દયા તું તેઓપર રાખે કદિ, તો પણ કર્ણ ઉપર તારે—
દયાનું કારણ લેશ નથી, શું કહેવું અહિં મુખથી મારે ? !
અનર્થ-કારણ કર્ણ અરે છે, કષ્ટમૂળ એ કળિ પાકો;

૫૦ ધડો—પાઠ, શિક્ષા. ૫૪ ગડીતાકો—મારી નાંખવું અથવા ઠે. કાણે પાડી દેવું તેને માટે વક્રોક્તિમાં ' ગડીતાકો ' શબ્દ વપરાય છે.

માટે અર્જુન આજે એનો કર તું સદ્ય ગઢીતાકો ! ૫૪
ઉચર્યો તવ અર્જુન હે કેશવ, આજે કર્ણ હણી જ અહીં,
દુર્યોધનધૃતરાષ્ટ્ર-આશ હું ધૂળ કરિશ સાચે જ સહી !
પણ મુજ હણવાનું કરનારા પાપીનું પણ વ્યર્થ કરી,
ઉજાગરા લાંબા નૃપના હું શાંત કરિશ અરિપ્રાણ હરી. ૫૫

વલણ.

હરિ ! હું મસ્તક કર્ણનું છેદિશ રણ મોઝાર;
એમ કહી વાધ્યો રણે, અર્જુન રણઝૂઝારરે. ૫૬

---

## કડવું ૮ મું.

### દુઃશાસનરુધિરપાન.

ઝૂલણા છંદ.

વીરતાની સુવાતો કરંતા પછી કૃષ્ણ ને પાર્થ હે રાય એવે,
આવિયા સમરભૂને વિષે વેગથી, તાપ દેતા ઘણો ત્યાંહિ તેવે;
જોયું રણમાંહિ તો જુદ્ધ મહાવેગમાં જામ્યું'તું ઝેરભર્યું ભૂપ ભારે,
રુધિરસરિતા વહી રહિ હતી કાંપ અતિ માંસનો જામિયો'તો કિનારે. ૧
કૃપશિખંડી તથા સાત્યકી આપસુત આવિયા ત્યાં હતા સામસામે,
દ્રૌણિશું શ્રુત પરાક્રમ કર્યાં માંહિ ત્યાં આપતો નવ નમ્યું રાય ! નામે;
નકુલસુત કર્ણસુત શૂરવૃષસેનશું ભીડતો ત્યાં હતો ભય તજીને,
નુકુલ ને ભોજ, સહદેવ ગાંધારનૃપ સામસામા થયા'તા સજીને. ૨
ધૃષ્ટદ્યુમ્ને તદા કર્ણસામે જઈ ધૃષ્ટતા દાખિ તેને દબાવ્યો;
ચિત્રસેને યુધામન્યુને રોકિયો, પણ પડ્યો મંદ રણમાં ન ફાવ્યો;

---

૨ આપસુત—દુર્યોધન. ગાંધારનૃપ—શકુનિ. ૩ ધૃષ્ટતા—બહાદુરી, વીરતા, ઉદ્ધતપણું.

ભારતીસૈન્યમાં કેર કરતો ઘણો ભાળિને ભીમને આપસેના,
શૂર સંસપ્તકો સહિત અતિ ગાજતી ગઇ ઘણા વેગથી પાસ તેના. ૩
એ સમે ઉત્તમૌજા હણિ સુષેણને, કાપિ શિર તેનું રણમાંહિ ગર્જ્યો,
પૃથ્વિ પડચું પુત્રશિર જોઇ કર્ણે ત્યહાં પ્રજ્વલિત હોઇ સુતશત્રુ તર્જ્યો;
તર્જિ અતિતીક્ષ્ણ શર મૂકિ હયને હણી ભાગિ રથ કાપિયો ધ્વજસુ તેનો,
વીંધિ તવ તેહણે કર્ણ નિજ શરવડે, અફળ ઉદ્યોગ કીધો જ એનો. ૪
એ પછી કૃપતણા પૃષ્ઠરક્ષક હણી, જઇ શિખંડીરથે તેહ બેઠો;
આંખ ચોળી રહ્યો કર્ણ ત્યાં એ સમે, પુત્રઅરિ જોઇ ન પડચો જ હેઠો !
દેખિને દુર્દશા કૃપતણી રથવિષે, મારવા તેમને તે જ ટાણે—
ઇચ્છયું નવ શૂર સુશિખંડિયે એ સમે, દ્રૌણિએ સહાય કરિ ત્યાં પરાણે.૫
ભીમના બાણથી ઘાણ અરિનો ઘણો વળિ જતો ત્યાં હતો શું હું ભાખું!
ક્ષત્રિયો પામિ ભય ભાગિ જાતા હતા, અંગ કોનું રહ્યું'તું ન આખું;
પાર ન પમાય એવું મહાકારમું જુદ્ધ જામ્યું હતું ભૂપ ભારે;
ધીર મહાવીર અતિ ધ્રૂજતા ત્યાં હતા, ભીમના ભય ભર્યા મોટ મારે. ૬
એ સમે સારથીને કહ્યું વૃકોદરે, આવતા આ રથોમાંહિ આંહી,—
જાણતો હું નથી પારકા આપણા, જાણિ તું જણવજે જુદ્ધ માંહી;
રે ! રખે ભૂલમાં હું હણું આપણા, સરત તું રાખજે સઘ તેની,
રાયની પાસ અર્જુન ગયો છે અરે! ખબર હજિ જાણિ નહિ અત્ર એની!૭
મૂકિને નૃપ મને શત્રુના મધ્યમાં છે ગયા દુઃખ એ છે જ ભારે;
જીવતા તે હશે કે નહીં, તે જ છે સૂત ! સંશય ઉરે આજ મારે !
પાર્થ પણ જીવતો છિય કે નહિ, અરે ! હું નથી જાણતો તે જરાયે;
દુઃખ એ છે મને આજ ભારે, ખરે ! શાંતિ હે સૂત શી રીત થાયે ? ૮
છે અરે આમ તો પણ ખરે આજ હું શત્રુનું સૈન્ય સંહારી આખું,—
જઇશ નૃપખબર જોવા પછી પુલકિને, જય કર્યા પાખિ સુખ નહિ જ હાખું!
તેથિ તું જોઇ કહે યુદ્ધ સાહિત્ય શું આપણી પાસ છે તે ગણિને;
જેથિ હું જઇ મળું જ્યેષ્ઠ શુભભ્રાતને, આ અરિસૈન્ય સઘળું હણિને. ૯

---

૪ તર્જ્યો—તિરસ્કાર્યો.

સારથીએ કહ્યું સર્વ તે, તવ વદ્યો ભીમ, છે મરણભાતું સુ મગતું !
પણ અરે ! કેમ ભાગે છ આ શત્રુઓ ? કેમ દિસેછ અરિસૈન્ય ડગતું ?
જો તું સામેથિ અતિત્રાસ ધરિ ભાગતા, માગતા સહાય અરિશૂર પેલા,–
કેમ છે એમ વિહ્વળ થયેલા અરે ! સુણુ તું પોકાર તેમાં ઉઠેલા. ૧૦
છે શું કારણુ અરે ! ધારણે નવ રહી, રે ! રણેથી રથો ભાગિ ગયલા–
લેઇ, જીવ લેઇ હય કેમ દોડેછ ? ત્યમ છે પદાતિય પણુ છિન્ન થયલા.
સારથી તવ વદ્યો, મહારથી ! શું નથી શબ્દ ગાંડીવના આપ સુણુતા ?
આજ શું કાન બહેરા થયા છે ખરે, કે પડી ભ્રાંતમાં આમ ભણુતા ! ૧૧
કામ અહિં સર્વ પરિપૂર્ણ ભડ આપનાં છે થયાં જાણજો વીર હાવે;
કેમકે હસ્તિદળમાં કપિધ્વજ જુઓ, ત્રાસ દઇ શત્રુ નાંખેછ દાવે;
શ્યામઘનમાંહિ જ્યમ દમકિ રહે દામની, તેમ ગાંડીવની પણુચ પેખો;
સાંભળો નાદ હરિપાર્થના શંખના, જય થયો આપણો એમ લેખો ! ૧૨
ભીમ તવ ઉચ્ચર્યો, સારથિ વિશોક તેં શોક મારો હર્યો કષ્ટ કાપી,
ભ્રાત મુજ પાર્થ આવેછ સુવધામણી એવિ તેં આ સમે અત્ર આપી;
તેથિ હું પ્રસન્ન થયલો તને આ સમે રત્ન સંખ્યાંકમાં રત્ન ગામો,
દાસી દેવાંગના જેવિ શત, તેમ રથ વીશ આપુંછું, રથ ખેડ સામો. ૧૩
એ સમે પાર્થરથ આવતો દેખિને પુલકિ મનમાંહિ હે ભૂપ ભીમે,
દાટ તમસૈન્યમાં વાળવા માંડિયો, વાયુરીતે વહી રહિ ન નીમે !
પાર્થને રોકવા આપના પક્ષના ધીરવીરો મથ્યા ધૈર્ય ધારી;
પણુ શમ્યા સમરમાં, ઊગર્યા તે અરે ! ભાગિયા યુદ્ધમાં છેક હારી. ૧૪
ભીમ સંહાર નૃપ, આપના સૈન્યમાં કાળ રીતે જ કરતો હતો ત્યાં;
આપસુત પ્રેરવે શકુનિ સામો થતો તેહ પ્રત્યે જ જોયો જતો ત્યાં;

૧૦ મગતું—પુષ્કળ. ડગતું—ડગી જતું, સ્થિર ન રહેતું. ૧૨ કપિધ્વજ—હનુમાનની ધ્વજાવાળો અર્જુન, હનુમાનનો ધ્વજ. દાવે—દવમાં, દાવમાં. ૧૩ વિશોક—ભીમના સારથિનું નામ. રત્નસંખ્યાંકમાં—ચૌદની સંખ્યામાં. રત્નો ચૌદ કહેવાય છે, એટલે ચૌદ ગામ. રત્નગામો—રત્ન જેવાં મૂલ્યવાન ગામ.

કારમું યુદ્ધ નૃપ, તે તકે તેમનું જોયું મેં ઝેર ભરિયું અતીશે;
ધનુષ કાપી વીંધ્યો શકુનિ ભીમે તહીં, રાય! અંતે તપી પૂર્ણરીશે. ૧૫
શબ સમો શકુનિ પૃથ્વી પડચો જોઇને આપપુત્રે રથે નાંખિ તેને,
સદ્ય સંગ્રામથી દૂર કીધો તદા, ઉગરવા ભીમ-આંચેથિ એને;
પ્રલયના અગ્નિ પેઠે જ પાંચાલના યોધ દહતો હતો કર્ણ એવે,
જોઈ તે અર્જુને આપ રથ શીઘ્ર ત્યાં તર્ત ખેડાવિયો ભૂપ તેવે. ૧૬
આવતો દેખિ અર્જુન કહ્યું કર્ણને શલ્યરાયે અરે કર્ણ! જો તું—
પૂછતો'તો જ તે પાર્થ આ આવિયો, આશ જીવ્યા તણી અત્ર ખો તું!
ધર્મને વિરથ કરિ વિદ્ધ કીધા તણું વૈર તે વાળવા વેગમાંહી,—
સર્વ સેના પડી મૂકિ હણવા તને આવે છે ઉગ્ર થઇ દેખ આંહી! ૧૭
તેથિ તું પાછિ પાની ન જરિ કાઢતાં, રોક તેને હવે રીશ દાખી;
છે ન કો પાર્થને અત્ર પૂરો પડે, ને નડે વીર અહીં તૂજ પાખી!
શૂરને મારવો, મરવું વા તે થકી, શ્રેય છે જાણુ હે વીર સાચું;
તેથિ તું અહિં પરાક્રમ કર્યા માંહિ કંઇ રાખતો મા રખે કર્ણ કાચું! ૧૮
શલ્ય કહેવું સુણી ઘનરીતે ગાજિને ઉચ્ચર્યો કર્ણ ત્યાં આ'વી રીતેઃ-
આજ પાડીશ હું કૃષ્ણ ત્યમ પાર્થને, ચટપટી કોઇ કરશો ન ચિત્તે!
એમ કહિ દ્રૌણિ,કૃપ,ભોજ ને અનુજસહ શકુનિઆદિક નૃપોને સુપ્રેરી-
ઉચ્ચર્યો કર્ણ, શ્રીકૃષ્ણ ત્યમ પાર્થને મારૂં હું તેમ લ્યો સદ્ય ઘેરી! ૧૯
એ સમે મરણિયા થઈ જ તેઓ તડચા પણ પડચા સદ્ય પાછા બધાયે;
જોઇ ન શકયા જ અર્જુનનિ સામે જરા, સૂર્યથી જેમ અંજાઇ જાયે!
પાડચું ભંગાણ ભીમે ઘણું રાય ત્યાં, ભ્રાતને ભેટવા માટ તેવે;
દાટ વાળ્યો ઘણો અર્જુને એ તકે, ભીમ ઉદ્ધારવા ઇચ્છિ એવે. ૨૦
કૌરવો પાર્થથી કાંપતા ભાગતા જોઈ કર્ણે વડા બાણ મારી,
પુત્ર પાંચાલનાને હણ્યો વેગથી, ધનુષ ધીંગુ ઘણું હાથ ધારી;
દ્રૌપદીપુત્ર સુતસોમ તેમ જ શતાનિકતણાં ધનુષ તે કાપી એવે,
ભેદિ પાર્ષત હણ્યા હયસુ એના તથા સાત્યકીના સપાટે જ તેવે. ૨૧
યુદ્ધ દારુણ મચ્યું તે તકે રાય ત્યાં, કેર વરતાવિયો પૂર્ણ કર્ણે;

પુત્ર કૈકેય પાર્ષતતણા રણ પડયા, પીડના શબ્દ પડિયા જ કર્ણે;
એ સમે આપસુત શૂર દુઃશાસને બાણુ હેલી કરી આવિ આગે;
ઉચ્ચર્યો ભીમ તે જોઇ, હે દુષ્ટ! આજે ભલો આવિયો ભીમલાગે! ૨૨
એમ કહિ સિંહ દે દોટ મૃગ મારવા તેમ તમપુત્ર સામે ત્વરાથી—
દીધિ અતિ દોટ ભીમે ભયાનક થઈ, ગતિ કરિ દશગણી ઝંઝવાથી!
તે તકે શંબરાસુર તથા ઇંદ્રના યુદ્ધ જેવું જ આશ્ચર્ય કારી—
યુદ્ધ તે બેઉનું જામ્યું મહાજોરમાં, જોઇ સર્વે રહ્યા હામ હારી. ૨૩
મારિ ક્ષુરબાણ બે તુર્ત ભીમે તદા, ધનુષધ્વજ કાપિને રાય એવે,—
ભેદિ તમ પુત્રનું લલાટ શર તીક્ષ્ણથી, સારથીશિર હર્યું તાકિ તેવે;
ધનુષ બીજું ધરી અશ્વરાશો ગ્રહી, આપ પુત્રેય પણ તેજ ટાણે,—
નવ નમ્યું આપતાં ભીમને ભેદિયો, બાહુબળ દાખવી બાર બાણે. ૨૪
બાણહેલી કરી એ પછી એહણે ઇંદ્રના વજ્રશા ઉગ્ર બાણે—
વીંધિયો ભીમને રાય! એવો ત્યહાં, હંસ લઇ શર ગયો હોય જાણે!
પામિ સંજ્ઞા પછી ગાજિને તે તડયો, ને ભડયો આપસુત સાથ તેવે;
પણ ન તેમાં વળ્યું, વિદ્ધ અતિશય થયો, એથિ અતિઉગ્ર બનિયોજ એવે. ૨૫
ઉગ્ર થઇ આપ સુતને કહ્યુ એહણે, પાપિ! રે તું અહીં ધિરજ ધરજે;
વીંધિયો છે મને પણ હવે આ ગદા પ્રહાર જે થાય તે સહન કરજે!
એમ કહિ ધરિ ગદા ગર્જિને ઉચ્ચર્યો, હે દુરાત્મન્! હું રણમાંહિ આજે—
પાન તુજ રુધિરનું કરિશ તું જાણજે, આકળો હે અબુધ તું ન થાજે! ૨૬
એમ સુણતાંજ દુઃશાસને શક્તિ અતિ ઉગ્ર ત્યાં ભીમપર નાંખિ ભારે,
ક્રોધથી વ્યાપ્ત ભીમે ગદા ઘોર અતિ ફેરવી ફેંકિ હે ભૂપ! ત્યારે;
શક્તિનો નાશ તત્કાળ કરિ તે ગદા આપ સુત શિરવિષે વાગિ જઇને,
જેથિ તે દશ ધનુષ દૂર જઈને પડયો, તરફડયો ત્યાંહિ અતિ દુઃખિથઇને.
જોઇને આમ પાંચાલ ને પાંડવો ગર્જના સિંહ જેવી કરીને,
હર્ષ અતિ દાખવા લાગિયા એ તકે, જયપતાકાસુ કરમાં ધરીને;
તે સમે ભીમસેને મહાહર્ષની ગર્જના ગરવિ કરિ રાય એવી,
જેથિ સર્વે દિશા વ્યાપ્ત પડઘે થઈ, તરત ધરણી ઢળ્યા યોધ તેવી! ૨૮

ઊતરી રથથિ જઈ આપસુતપાસ ઝટ, પૂર્વનાં કૃત્ય તેનાં સ્મરીને,
પ્રજ્વલિત થઇ વૃકોદર વદ્યો આમ તવ, ગર્જના મેઘજેવી કરીનેઃ
દુષ્ટ આ પાપીને હું હણું છું હવે, સાંભળો કર્ણ કૃપ દ્રૌણિ આંહી;
દુર્યોધન ભોજ પણ સાંભળો મારૂં છું, મંદમતિને તમો મધ્યમાંહી! ૨૯
હીર જો હોય તો આવિ રક્ષા કરો, હીણું કરનારની અત્ર આવી;
એમ કહિ પગ ગળે મૂકિ કરવાલ ઊગામિને ઉચ્ચર્યો વાણિ આ'વીઃ-
રે! સભામાંહિ તું કર્ણ અગ્રજ સહિત,'ગાય જેવા જ છે આ બિચારા';
એમ કહેતો હતો તેમ વદ આજ પણ, દેખ શા હાલ છે અત્ર તારા! ૩૦
રાજસૂયમાંહિ અવભૃથ વિષે પવિત્ર શુભ, કેશ પાંચાલિના દુષ્ટ પાપી!
તેં કયા હાથથી ગ્રહણ કીધા હતા? ક્રૂર! તેં તેહને કષ્ટ આપી;
હાસ્ય કરિ દૃષ્ટિ તવ ભીમ સામે કરી ઉચ્ચર્યો-'પીનસ્તન પીડનારો,
દાન સહસ્રાવધિ ગૌનું દેનાર આ હાથ હે ભીમ તે દેખ મારો!' ૩૧
વજ્રશું વાક્ય આ સાંભળી ઊકળી, ગર્જના કરિ ફરી ભીમ ગાજ્યો;
બાહુવિણ આજ બાહૂક આ અહિં થશે, દુર્યોધનકર્ણ અવ સહાય થાજ્યો!
હોય દમ કોઇમાં તો બચાવો અરે! જિવિત આ ત્યાગતો ભૂપભ્રાતા;
એમ કહિ ખેંચિ કાઢી શરિરમાંથિ કર, ઊપજાવી ઘણી ત્યાં અશાતા. ૩૨
પણ ન શાતા ધરી વજ્રશા તે કરે ટીપિયો તેહને હોઠ પીશી;
ભેદિ છાતી પછી ઉષ્ણ પીધું રુધિર, ભીમસેને અરે બહુ જ ભીંશી!
પાડિ પાછો વળી તાતિ તરવારથી આપસુત શિર અરે! ભીમસેને-
કાપિ નાંખ્યું તરત, ઝેર સતિવાતનું ઉરવિષે રાય હતું વિષમ એને. ૩૩
કાપિ શિર આપ-પણ સત્ય કરવા વળી, કોલિલું રુધિર પી ત્યાંહિ તેનું,
ઉચ્ચર્યો આમ એ સામું જોઈ અરે! મુખ હતું રુધિરથી વ્યાપ્ત જેનુંઃ
માતનું દૂધ, મધ, ઘી તથા મદ્ય ને દિવ્યજળ, દૂધ, દહિં આદિ સારા-
છે પદાર્થો સુસ્વાદિષ્ટ, પણ તેથિ છે આ રુધિર મિષ્ટ, જો શપથ તારા! ૩૪
ક્રોધથી વ્યગ્ર તે જોઈ તમપુત્રને વળિ વદ્યો હાસ્ય કરિ આમ એવે,

૩૦ અગ્રજ—મોટા ભાઈ, દુર્યોધન. ૩૧ અવભૃથ—યજ્ઞ પછી સ્નાન કરવું તે.

શું કરૂં મૃત્યુએ તારિ રક્ષા કરી, છો હવે કાગશીયાળ સેવે !
આમ કહિ નાચતા, લોહિને ચાખતા ભીમને દેખતા યોધ તેવે,
ભયથિ થઇ વ્યથિત ત્યાં પૃથ્વિમાં પડિ ગયા, ને થયા ચેતનાહીન એવે. ૩૫
વ્યથિત જે નવ થયા તેમના કરથિ પણ શસ્ત્ર સરકી પડયાં ભૂપ ત્યારે;
બેસિ ગયલા સ્વરે ચીશ કંઇ પાડતા, નેત્ર મીંચી ધરી ભીતિ ભારે;
ચિત્રસેનાદિ વૈચિત્ર્ય જોઇ ભીમમાં ભાગતા ભયથિ એવું ઉચરતા,
'છેજ રાક્ષસ અરે ! ભીમ ભાગો બધા!' ત્રાહિ ત્રાહિ કહી સર્વ સરતા ૩૬
ભાગિ જઇ ચિત્રસેને અરે ભૂપ ત્યાં, લા'ણુ લીધી ન લવલેશ એવે;
મારિ નાંખ્યો યુધામન્યુએ એહને, તાકિને તીર મારી જ તેવે !
અનુજ નિજનો હણાયો ત્યહાં જોઇને કર્ણ અતિ આકળોભૂત થઇને,-
ઊલટયો સઘ અરિસૈન્ય સામેજ તવ નકુળ સામો થયો શસ્ત્ર લઇને. ૩૭
રુધિરઅંજલિ ભરી ફરિ ત્યહાં તે તકે, ઉચ્ચર્યો ભીમ હે દુષ્ટ પાપી !
રુધિર આ તારૂં હું પીઉં છું ફરિ હવે, સ્મૃતિ તવે પૂર્વકૃત્યોનિ આપી;
એમ કહિ કર્ણ આદિક બધા સાંભળે તેમ ચેષ્ટા કરી કૃત્ય ભાખી,
ને પછી ઉચ્ચર્યો, અધમ ! તેં અધમતામાંહિ ઊણમ નથી રેશ રાખી ! ૩૮
રુધિરથી વ્યાપ્ત, મુખથી સ્રવે છે રુધિર, ભીમ એવો ત્યહાં વેશ એવે,
હાસ્ય કરિ ઉચ્ચર્યો કૃષ્ણઅર્જુનકને, હર્ષ ધરિ ઉર વિષે રાય એવે:
દુષ્ટ આ દ્રૌપદીશત્રુને કારણે મેં પ્રતિજ્ઞા કરી જે હતી તે—
સત્ય આજે કરી તેથિ ઉર રાચિને ' ધન્ય છે !' એમ વદશે સતી તે. ૩૯
હું હવે દુર્યોધનરૂપિ અહિં યજ્ઞપશુ મારિને પગવડે માથું તેનું—
મર્દિને કૌરવો દેખતાં ફળ અહા ! આંહિં જ એનેય આપીશ એનું !
એમ કીધા પછી શાંતિને પ્રાપ્ત થઇ ધર્મને રાજ્ય આપી અહા ! હું—
મોજ મારીશ મનમાનિ, સાચું કહ્યું માનજો મારૂં કહુંછું જ હા હું! ૪૦

વલણ.

હા હું એમ કરીશ કહિ કર્યો હર્ષનો નાદ;
વૃત્ર હણિ વાસવ કરે, તેમ જ ત્યાં અવિવાદરે. ૪૧

---

૩૬ વૈચિત્ર્ય—વિચિત્રતા. ૩૮ અંજલિ—ખોબો.

## કડવું ૯ મું.

## कर्णअर्जुननुं युद्ध.

### ચોપાયાની દેશ.

દુઃશાસન પછિ આપપુત્ર દશ નિષંગી, કવચી, પાશી,
દંડધાર, અલુલોપ, ખંઢ, સહ, વાતવેગ બળરાશી, ૧
તથા સુવર્ચા અને ધનુર્ધર, ભીમે હે નૃપ એવે—
માર્યા સામા થાતાં સત્વર, ત્રાસ વર્ત્તિયો તેવે. ૨
ભાગ્યું ભય ધરિ સૈન્ય આપનું, કર્ણ મહાભય પામ્યો;
દુર્યોધન મન છેક ખિન્ન થઇ, ઝાઝા દુખમાં જામ્યો. ૩
એવે શલ્યે ચઢાવિ પાનો રાધાસુતને ભારે,
અર્જુન સામે ભડવા એને પ્રેર્યો હે નૃપ ત્યારે. ૪
એવામાં વૃષસેન ભીમની સામે ધાયો ભડવા.
રોક્યો નકુળે તેવે તેને, ને લાગ્યો બહુ નડવા. ૫
થયું કારમું યુદ્ધ તે તકે. તે બેનું અતિ ભારી;
જણાયું ઝાઝું જોર પરંતુ નકુળ ગયો ત્યાં હારી. ૬
આવિ અર્જુને એવે એની સહાય કરી ત્યાં સારી;
કર્ણપુત્રશું તેહ તડચો ત્યાં, રીશ ઘણી ઉર ધારી. ૭
નમ્યું ન આપી કર્ણપુત્ર જરિ, આપ વીર્ય દર્શાવી,—
દમવા લાગ્યો પાર્થકૃષ્ણને, બાણ વિવિધ વર્ષાવી. ૮
ક્રોધે ભ્રમર ચઢાવિ હાસ્ય કરિ, ધનંજયે નૃપ એવે,
દુર્યોધન દ્રૌણી સુણતાં ત્યાં કહ્યું કર્ણને તેવેઃ ૯
અરે કર્ણ ! તું જોતાં હું અહિં, રણ મધ્યે સુત તારો—
શરથી શરણ કરિશ યમને, તું દેખ પ્રભાવ સુ મારો ! ૧૦
મુજ સુત અભિમન્યુને તમોએ, અરે ! એકલો દેખી,—
હું પાસે ન છતાં માર્યો'તો, પક્ષવિનાનો પેખી. ૧૧
અરે ! ન્યૂનતા એટલિ તમમાં, લોક કહે છે એવું;

પણ હું આ વૃષસેન હણિશ તેમાં ન કથાશે તેવું ! ૧૨
કાં કે તમ સૌ સમક્ષ એને મારિશ હું અહિં જોજો;
વીર્ય હોય તો કરો સુરક્ષણ, પળ નિષ્ફળ મા ખોજો ! ૧૩
અરે કર્ણ ! તુજપુત્ર હણી હું પછિથી હણિ જ તુજને;
કલહમૂળ તું શૂર સરીખો ખૂંચ્યો છે બહુ મુજને ! ૧૪
જેના અન્યાયે ક્ષય ભારે વર્ત્યો તે મહાપાપી,
દુર્યોધન પામશે નિધન અહિં, ભીમવડે દુખ વ્યાપી ! ૧૫
આમ કહી હરિ કર્ણ-કાળજું, ધનુષ કશીને એવે,
મૂકી દશ શર તીક્ષ્ણ કર્ણસુત વીંધ્યો તેણે તેવે. ૧૬
એ પછિ ક્ષુર નામના ચાર શર મારીને વળિ એણે—
ધનુષ, બાહુ બે તથા સુમસ્તક કાપ્યું તર્ત જ તેણે. ૧૭
એ રીતે અર્જુનના શરથી ભુજમસ્તક વિણ તેવે,—
પડચો જોઇ નિજ પુત્ર, કર્ણ સંતપ્ત થયો અતિ એવે. ૧૮
કરી કોપ કારમો તે પછી અર્જુન પ્રત્યે વાધ્યો;
દેખી મહાબળિષ્ટ જ એને, કોયે ત્યાં નવ બાધ્યો. ૧૯
અંતકશો આવતો જોઇ તે, હાસ્ય કરી હરિ એવે,—
અર્જુન પ્રત્યે ઉચર્યા આ'વું, 'તત્પર થા' કહિ તેવેઃ—૨૦
હે અર્જુન ! આ રાધાસુત જો, સૂર્યસમો તુજ સામે—
આવે છે અતિ ઉગ્ર થઈ, યમ પણ એથી ભય પામે ! ૨૧
શ્વેત અશ્વ ઘૂઘરિયાળો રથ વિમાન સરખો તેનો,
વિવિધ પતાકાવાળો જો, આશ્ચર્યકારિ અતિ એનો. ૨૨
દુર્યોધનનું પ્રિય કરવાને બાણવૃષ્ટિ બહુ કરતો,
આવે છે એ તારી આગે, ધોંખો લવ નવ ધરતો ! ૨૩
તારે જેશું યુધ કરવું છે, દર્પ દેખ તું તેનો !
ભાગે છે પાંચાલો જો આ, શંખશબ્દ સુણિ એનો !! ૨૪
ધનુષતણો ટંકાર ઘોર તું સાંભળ તેનો આંહી;

૧૫ નિધન—મૃત્યુ. ૨૩ લવ—જરાપણ. ૨૪ દર્પ—ગર્વ, મદ.

હે અર્જુન, એને જીતે એવો નથિ ત્રિભુવન માંહી ! ૨૫
માટે ઇંદ્રે જેમ નમુચિને મહાદેવને પ્રસાદે—
માર્યો'તો ત્યમ માર કર્ણને, આ તક તું ન જવાદે. ૨૬
શિવ હો તારૂં, મળો જય તને યુદ્ધ વિષે બલિભાતે !
ઉચર્યો અર્જુન, આપ સહાય છો, તો નથિ ભય કો વાતે. ૨૭
એમ કહી રથ ખેડાવી ઝટ, આવ્યો કર્ણનિ આગે;
હે નૃપ, પુત્ર પડયેથિ કર્ણ જ્યાં ભર્યો હતો અતિ આગે, ૨૮
પુત્રશોકથી અશ્રુ પાડતો, રાતાં લોચનવાળો,
પાડિ સાદ પાર્થને કર્ણ આવ્યો સન્મુખ મહિમાળો. ૨૯
બે સૂર્યસમા દેખી બેને, બેય સૈન્ય સ્થિર રહિને,
વિસ્મય અતિ પામતાં હતાં નૃપ, 'કોણ જીતશે' કહિને. ૩૦
હે નૃપ, એવે સૈન્ય સહિત તમ પુત્રો ત્યાં તે ટાણે—
વીંટિ કર્ણને ઊભા રણમાં, વજ્રકોટ હોય જાણે ! ૩૧
તેમ જ અર્જુનને વીંટીને પાંડવ સેના સાથે—
ઊભા તે જ રિતેથી હે નૃપ, બાણુ ભરી બહુ ભાથે. ૩૨
કૌરવનો પણરૂપ કર્ણ પછિ થયો તર્ત સંગ્રામે;
પાંડવ કેરો પાર્થ થઈને આવ્યો તેની સામે. ૩૩
યુદ્ધદ્યૂત એવે મંડાયું અપૂર્વ હે નૃપ એવું,
સુણ્યું ન જોયું ભૂતળમાં કદિ, ભૂત પ્રાણીએ તેવું. ૩૪
વિવાદ ઊઠયો સુરઅસુરોમાં, 'કોણ જીતશે ?' એવો;
કર્ણપક્ષમાં થયા દાનવો, પાર્થપક્ષમાં દેવો. ૩૫
'જીતો અર્જુન કર્ણ હણીને,' ઇંદ્ર ઉચ્ચર્યો એવે;
'જીતો કર્ણ હણી અર્જુનને,' સૂર્ય ઉચ્ચર્યો તેવે. ૩૬

---

૨૬ નમુચિ—એ નામનો દૈત્ય. ૩૩ પણરૂપ—સરત અથવા હોડ રૂપ. જેમ જુગાર આદિમાં હોડમાં કંઈ વસ્તુ મૂકવામાં આવે છે તેમ આ વખતે 'યુદ્ધ રૂપી દ્યૂતમાં કૌરવ તરફથી કર્ણ અને પાંડવ તરફથી અર્જુન થયો.

વિજ્ઞપ્તિ સુણિ વાસવ કેરી, સંશય સૌનો ટળવા—
ઉચર્યા શિવબ્રહ્મા અર્જુનને-જય સંગ્રામે મળવા. ૩૭
પુષ્પવૃષ્ટિ થઇ તવ તે ઊપર, દેવદુંદુભી વાગ્યાં;
ઉત્તમ પ્રાણી માત્ર એ સમે, ઉરમાં બહુ અનુરાગ્યાં. ૩૮
દ્વંદ્વયુદ્ધરૂપી જ દ્યૂત દારુણ વર્ત્યું એ વારે;
ધ્વજા બેઉની ફડફડતી ભાસી યુધ કરતી ત્યારે! ૩૯
હણહણતા અતિ અશ્વ બેઉના લાગ્યા સ્પર્ધા કરવા;
કેશવ કરડી આંખે શલ્યનું હીર લાગિયા હરવા. ૪૦
શલ્ય ભૂપ પણ તે જ રીતથી તીક્ષ્ણ આંખ કરિ તેવે,—
માધવને દવ દેવા લાગ્યો, ઉગ્ર થઈને એવે. ૪૧
એવે હરિએ નેત્રબાણથી જીત્યો તેને ત્યારે;
પાર્થે જીત્યો કર્ણ કટાક્ષે, ભય ઉપજાવી ભારે. ૪૨
હાસ્ય કરી તવ કર્ણ શલ્યને સંબોધીને બોલ્યો:
પડું હું પાર્થથી તો શું કરિશ તું, છે શો વિચાર તોળ્યો? ૪૩
ઉચર્યો તે તવ, પાર્થ તને જો આજ હણે તો મારે,—
કૃષ્ણપાર્થને હણવા જાતે, શોચ ન કરવો તારે. ૪૪
એ જ રીતથી પાર્થે પૂછ્યું કેશવને નૃપ જ્યારે,
હસિને હરિ તવ ઉચર્યા હે નૃપ, આ રીતેથી ત્યારેઃ— ૪૫
પડે સૂર્ય પૃથ્વિમાં મહોદધિ સૂકે, વિધિ કદિ ચૂકે,
તો પણ કર્ણથિ તું ન હણાય જ, ઊડે પર્વત ફૂંકે! ૪૬
થાય પરાભવ કદિ તારો તો, વળે ઉંધાં બ્રહ્માંડો;
હણું હું જાતે કર્ણશલ્યને, પ્રશ્ન પૂછ મા ગાંડો!! ૪૭
સુણિ કેશવનું એવું કહેવું, હસિને અર્જુન ઉચર્યો:
જોશો જગજીવન! રાધાસુત, જમપુર આજે વિચર્યો! ૪૮
જેમ વૃક્ષને અરણ્યમાં કરિ ચૂર્ણ કરે તે રીતે,
રથ હય શક્તિ કવચ આયુધ સહ કર્ણ કરિશ એ રીતે! ૪૯

૪૬ મહોદધિ—મહાસાગર.

રાધાસુત કર્ણની સ્ત્રિયોને, હે મધુસૂદન ! આજે-
આવ્યું છે વૈધવ્ય ખરે, કર-કંકણ હણવા કાજે ! ૫૦
અવશ્ય આજે કર્ણ સ્ત્રિયોએ સ્વપ્ન દિઠું હશે માઠું;
સુખ સ્વામીનું ને સૌભાગ્યસુ, આ જગમાંથી નાઠું ! ૫૧
આમ બોલિ બહુ ઉરઊબાળા કાઢયા પાર્થે જેવે,
સજ્જ થઈ બે સૈન્યયોધ ઉમગ્યા યુધ કરવા એવે. ૫૨
શંખભેરિના શબ્દ હુવા, રણતુર્ય વાગિયાં વેગે;
બાણુ ઘાણુ વાળવા લાગિયાં, ત્રાસ પ્રવર્ત્યો તેગે. ૫૩
પાર્થકર્ણના પ્રચંડ યુદ્ધથિ પૃથ્વી પ્રલય જ જેવું,
ભાસ્યું હે કુરુભૂપ ! અંત ત્યાં સૌનો આવ્યા જેવું. ૫૪
માર્યો મહાનરવ્યાઘ્ર વીર ત્યાં પાર્થે હે નૃપ જ્યારે,
‘ સાધુ સાધુ ’ ઉચરી દેવે કરિ પુષ્પવૃષ્ટિ બહુ ત્યારે. ૫૫
સાંત્વન તમસુતનું કરતો તવ, દ્રૌણિ વધ્યો સદ્ભાવે,-
હે નૃપ ! પ્રસન્ન થા, પાંડવશું કર સંધિ ઝટ હાવે. ૫૬
અરે ! વિરોધે કરી બહુ થયું, છે ધિક્કાર કલહને;
વિગ્રહથી રે ! કાંઇ વળ્યું નહિ, સેવ્યું દુખ દુઃસહને. ૫૭
જે વિગ્રહથી મહાઅજાણુસુ બ્રહ્મસમા ગુરુ તેમ,
મહારથી ભીષ્માદિ હણાયા, જોયું ન કોનું ક્ષેમ ! ૫૮
હું મુજ મામા કૃપાચાર્ય એ બે તો છિયે અવધ્ય,
માટે મળિ પાંડવને સુખિથી થા, બનો ન અવ અહિં વધ્ય. ૫૯
હુંથી વારિ શકાતો અર્જુન શાંત થશે નિર્ધાર;
કેશવને આ કલહ કદા પ્રિય નથી જ કોઇ પ્રકાર. ૬૦
તેમ ધર્મ છે પ્રાણિ સર્વના હિતમાં સદા ઉદાર;
ભીમ નકુળ સહદેવ તેમને વશ છે તું ઉર ધાર. ૬૧
માટે સંધિ થતાં હે રાજા, વાર ન થશે લગાર;
સમૃજી શાંતિ હવે કર, અહિં નવ થાવાદે સંહાર. ૬૨

૫૩ તેગે—તરવારોથી. ૫૯ વધ્ય—વધ કરવા યોગ્ય.

આમ બહુ કહ્યું દ્રોણીએ, તવ નાંખીને નિઃશ્વાસ,-
દુર્યોધન ઉચર્યો, તુજ વચને છે મુજને વિશ્વાસ; ૬૩
પણ દુઃશાસનને સિંહુરિતે બળાત્કારથિ મારી—
ઉચર્યો છે દુર્બુદ્ધિ ભીમ, આ રીતેથી હોકારીઃ— ૬૪
દુર્યોધનને મારીને પછિ શિર તેનું હું પોતે,
લાતે હણિશ જ રણમાં નિશ્ચે, રાજાઓ સૌ જોતે ! ૬૫
માટે કહે કયમ શાંતિ થાય અહિં ? હે બ્રાહ્મણ નિષ્પાપ !
પાર્થ કર્ણને સહન નહિ કરે, સ્મરિને તેનાં પાપ. ૬૬
વૈર વિચારી મારૂં પાંડવો, રે ! મારો વિશ્વાસ—
નહિ જ કરે, હે અશ્વત્થામા, મા કર અફળ પ્રયાસ. ૬૭
હે ગુરુસુત, કર્ણને વારવા યોગ્ય નથી તું આજ;
કાં કે અર્જુન બહુ જ શ્રમિત છે, ને આવ્યો છે વાજ. ૬૮
તેથી તે કર્ણથી હણાશે, એમાં નથિ જરિ ફેર;
એમ કહી સૈનિકને પ્રેર્યા, કરવા કાળો કેર. ૬૯
પાર્થકર્ણનું કારિ યુદ્ધ મંડાયું મોટું એવે;
પક્ષી તેમના પ્રેરિ તેમને પ્રશંસતા'તા તેવે. ૭૦
અફળ બાણ અર્જુનના કર્ણે કર્યા ઘણા નૃપ જ્યારે,
આગ્નેયાસ્ત્ર મુકયું પાર્થે નૃપ, ઉગ્ર થઈને ત્યારે. ૭૧
તેથી પૃથ્વી, અંતરિક્ષ ત્યમ સર્વ દિશામાં ભારે-
વ્યાપ્યો અગ્નિ પ્રદીપ્ત થઈ, પૂર્યું રણ દુખ-પોકારે. ૭૨
વસ્ત્ર સળગવે ભાગી જાતા જોયા જબરા જોધ;
સ્નેહી સંબંધી સુત પિતુની કરતા કો નવ શોધ. ૭૩
વનમાં બળતાં વાંસવનતણો શબ્દ થાય નૃપ ! જેવો,
ત્રાસદાયિ રણમાંહિ તે તકે શબ્દ થતો ત્યાં તેવો. ૭૪
જોઇ કેર અગ્ન્યસ્ત્રતણો તવ કર્ણે હે નૃપ એવે,
વારુણાસ્ત્ર મૂકી અગ્નીને શાંત કર્યો ટપ તેવે. ૭૫

---

૬૮ વાજ—વાજ આવ્યો છે, થાકી ગયો છે. ૭૦ પક્ષી—પક્ષવાળા.

મેઘ ઓઘથી ગાઢતિમિર ત્યાં વ્યાપ્યું ચારે પાસે;
અગ્નિ શમ્યો પણ જળધારાએ નાંખ્યા સૌને સાંસે ! ૭૬
વાયવ્યાસ્ત્રે કરિ પાર્થે તવ સમસ્ત મેઘ નિવારી,
વાસવપ્રિય વજ્રાસ્ત્ર પ્રગટિયું, ક્રોધ કરી અતિકારી. ૭૭
પ્રભાવવાળા તે અસ્ત્રથકી, વિવિધ હજારો બાણે,—
વીંધાઇ રાધાસુત રાજા, છેડાયો તે ટાણે. ૭૮
તેથી તેણે ભાર્ગવાસ્ત્ર પ્રગટીને હે નૃપ એવે,
અર્જુનનું ઐંદ્રાસ્ત્ર નિવારી, ત્રાસ દિધો બહુ તેવે. ૭૯

સ્રગ્ધરા વૃત્ત.

તેવે ત્યાં ભાર્ગવાસ્ત્રે કરિ બહુ નિપજી હાનિ તે શું હું ભાખું ?
પાંચાલોપાંડવોનું હણ્યું દળ અતિશે, કો રહ્યું ત્યાં ન આખું !
માર્યા કર્ણે મહાત્મા હરિઅર્જુનને માનવા સર્વ લાગ્યા,
મૂકીને ધીરવીરો સમરથિ સરિને, ભૂપતે ! તર્ત ભાગ્યા. ૮૦

---

## કડવું ૧૦ મું.

### कर्णरथचक्रग्रसन.

રાગ દેશાખ.

કર્ણે હણ્યું ઐંદ્રાસ્ત્રને જોઇ હાથ પીશિ વૃકોદરે—
કહ્યું પાર્થને, હે ભ્રાત ! તું નિર્માલ્ય કેમ થયો અરે ! ૧
સંગ્રામમાં પાંચાલના મહાવીર બહુ મારી ખરે,
આ કર્ણ અહિં તુજથી વધ્યો, તુજ અસ્ત્ર વ્યર્થ કરી અરે ! ૨
તારૂં પરાક્રમ પૂર્વનું હે પાર્થ ક્યાંહિ ગયું અરે !
આ કૌરવોની ગર્જના કાં સહન આંહિ કર્યા કરે ! ૩
જેણે કહ્યા'તા પુંઢતિલ ઉદ્દેશિ આપણને અરે !
પાંચાલિને અઘટિત કહી, કલેશિત કરી'તી આ ખરે ! ૪

---

૭૬ સાંસે—સંકટમાં. ૪ પંઢતિલ—હીજડા જેવા, નમાલા. ખરે !—ગધેડાએ.

તેનું કરેલું સ્મરણ કરિ સૌ, આજ હણુ એને અહીં;
હું પણ ગદાથી ગર્વિને માર્યાવિના મૂકિશ નહીં. ૫
હરિએ કહ્યું, કદિ અસ્ત્ર તારાં ધાર્યું કાર્ય કરે નહીં,
તો મૂકિ આ મુજ સુદર્શન, ઝટ છેદ શિર એનું અહીં. ૬
હે વીર તેં જે ધૃતિવડે શિવને પ્રસન્ન કર્યા હતા,
તે ધારિ પાછો ઝળક, દેખ અનર્થ નવ નજરે થતા. ૭
તું આપ વીર્ય અમાપ દાખી આજ રાધાસુત હણી,
કરિ પાર અરિનો સંઘ, કર તું ધર્મને સુધરા-ધણી. ૮
ભીમે તથા કૃષ્ણે કહ્યું બહુ આમ અર્જુનને યદા,
દેવોનિ આજ્ઞા લેઇને બ્રહ્માસ્ત્ર પ્રકટ કર્યું તદા. ૯
તેનેય પણ કર્ણે હણ્યું, એમાં ન વાર થઈ જરી;
તે જોઇ અસહનતાથિ ઉચર્યો ભીમ ક્રોધ ઘણો કરી: ૧૦
હે વીર ! તું બ્રહ્માસ્ત્ર મનથી વિધેય ઉપજા'વા સહી—
છે શક્તિવંત સુખ્યાત તારી એવિ છે જનમાં અહીં. ૧૧
માટે હણ્યું આ એક કર્ણે, તો થયું શું તે થકી ?
તું મૂક બીજું એવું ઝટ, જે પ્રાણ લે એનો નકી ! ૧૨
સુણિ ભીમ કહેવું અર્જુને દિવ્યાસ્ત્ર બીજું તે ઘડી,
ગાંડીવમાંથી મૂક્યું કાળી નાગશું સામે તડી. ૧૩
તે ઉગ્ર રવિના કિરણ સરખા શરવડે હે નૃપ તહીં,
પાર્થે દિશા વિદિશા સરવ વીંટી લિધી ક્ષણની મહીં. ૧૪
એ રીત અગ્નિ તેમ સૂર્યકિરણ સમાં બાણે કરી,—
ઢંકઇ ગયો રથ કર્ણનો, એમાં ન વાર થઈ જરી. ૧૫
ચક્રો ત્રિશૂલો ફરશિયો નારાચ શર પણ તે સમે,
એ અસ્ત્રમાંથી નીસર્યાં, જે જોઇ જોદ્ધા કમકમે. ૧૬
શિર કંઈકનાં પૃથ્વી પડયાં, બાહૂ પડયા મહાબહુના;

---

૭ ધૃતિ—હિંમત. ૮ સુધરા—સારી પૃથ્વી. ૧૧ વિધેય—ચલાવવા ઇચ્છે તેમ ચાલે એવું, સ્વાધીન.

સંપાત શસ્ત્રતણો થતે, ઉગર્યા ન કો ઘાયા વના. ૧૭
મહાવીર સહિત સમથ સેના આપનીનો એ સમે,—
વિધ્વંસ થાતો જોઇ કોપ્યો કર્ણ ત્યાં નૃપ તે સમે. ૧૮
કોપી કરી શરકેલિ તેણે પાર્થપર હે ભૂપતે !
થયું યુદ્ધ તે તઠ કારમું, જોવાયું નવ મારાવતે !! ૧૯
રાજા યુધિષ્ઠિર એ સમે શલ્યોથિ મુક્ત થઈ તહીં,
વૈદ્યોથિ વામિ વેદના આવ્યા હતા રણની મહીં. ૨૦
અર્જુન તથા રાધેયનું યુધ દેખવા તે વાર તે—
આવી સહૂ ઉર ભાવિ શોભ્યા ત્યાં હતા સુઉદાર તે. ૨૧
રાધેયઅર્જુન-યુદ્ધ જોવા પૃથિવ ને આકાશમાં,—
ઉભરાઇ જાતા'તા સુરસિયા સર્વ ઉમગી શ્વાસમાં. ૨૨
તોડી પણચ અક્કેકની વીંધ્યા પરસ્પરને તહીં;
બળ દાખિ અદ્ભુત બે ભડયા નમ્યું કોઇએ આપ્યું નહીં. ૨૩
સાથી સુ તે મહાશૂરના, નવ સહાય કાંઇ કરી શક્યા;
વીંધાઇ પડયા બહુ પૃથિવમાં, ટેકી વડા પણ ના ટકયા. ૨૪
બે વીરના બહુ બાણથી આકાશ વ્યાપ્ત થઈ ગયું;
પક્ષીય પણ ભમિ નવ શકયાં, અતિ ઘોરઅંધારૂં થયું. ૨૫
રાધેયનો રથ અર્જુને કીધો અદૃશ્ય ઘણા શરે;
માન્યું ઘણાએ કર્ણ મરણ જ પામિયો રણમાં ખરે ! ૨૬
રક્ષક વડા રણધીર કર્ણતણા ઘણાનો ક્ષય થયો;
બાકી રહેલો સાથ સૈનિકનો તદા ભાગી ગયો. ૨૭
તવ પરશુધરથિ ગ્રહણ કરેલા મંત્ર આથર્વણ થકી,
કર્ણે સુઅભિમંત્રણ કરી શર તીક્ષ્ણ મૂકયો ત્યાં નકી. ૨૮
તેથી ધનંજય અસ્ત્રનો ઝટ નાશ તેવે થઈ ગયો;
ભેટો સુભટ બેનો પછી આશ્ચર્યકારક ત્યાં થયો. ૨૯
વધિ નવ શકયો ત્યાં કર્ણ અર્જુનથી નરાધિપ જેહવે,
સર્પાસ્ત્ર પૂજેલો ગ્રહ્યો ભાથા વિષેથી તેહવે. ૩૦

યોજ્યો ધનુષમાં સર્પમુખ તે બાણ કર્ણે જે ઘડી,
ઉત્પાત ભાસ્યા એ તકે, આંધી ઘણી એવે ચઢી. ૩૧
બળતાં દિશાઆકાશ ભાસ્યાં, ઘોરશબ્દ થયો ઘણો;
દુશ્ચિહ્ન દેખાયાં, થયો વર્ષાદ બહુ ઉલ્કાતણો. ૩૨
મરશે જ એ બાણેથિ અર્જુન, માનિ એવું એ સમે,
ઇંદ્રાદિ હાહાકાર કરવા લાગિયા નૃપ તે સમે. ૩૩
સંધાન કર્ણે ઉગ્રશરનું ત્યાં કરેલું જોઇને,
શલ્યે કહ્યું તેને અધીરો છેક એ તક હોઇને: ૩૪
હે કર્ણ! એ શર શત્રુની ગ્રીવાવિષે કદિ નહિ પડે,
માટે બરાબર સાંધ, શિર છેદાઇને ન રહે ધડે. ૩૫
સુણિ શલ્ય કહેવું ક્રોધથી અતિ તપ્ત થયલો તેહવો;
ઉચર્યો ત્યહાં તવ કર્ણ, મા ઉપદેશ કર નૃપ એહવો! ૩૬
બેવાર સાંધે બાણ નવ, આ કર્ણ કદિયે જાણજે;
કાં કે હુંસરખા કપટયુક્ત કરે ન, ઉરમાં આણજે. ૩૭
કહિ એમ મૂકી બાણ ઉચર્યો ગર્જના મોટી કરી,
'હે પાર્થ! આ મુજ બાણથી નક્કી ગયો છે તું મરી!' ૩૮
કર કર્ણનાથી શર ભયંકર આવતો દેખી હરિ,
રથ પાર્થનો ભીંશી ભૂંમાં પેસાડિયો બળ બહુ કરી. ૩૯
એથી સુઅશ્વો પાર્થના પડિયા ઘુંટણિયે એ પળે;
વર્ત્તાયું ત્યાં નૃપ એમ, 'હરિ હોય સહાય અરિનું ના વળે.' ૪૦
રથ પાર્થનો નમતાં મનોરથ વ્યર્થ કર્ણતણો થયો;
પાડી પ્રજાળી મુકુટ શર અતિ ચળકતો ચાલ્યો ગયો. ૪૧
એ શર વિષે અરિ પાર્થનો તક્ષકતણો સુત તે સમે—
પેઠો હતો સ્મરિ વૈર માતાનું, ન જે કદિયે શમે. ૪૨
તે ઉલટી પાછો આવતો હરિના કહ્યાથી અર્જુને—

'૩૨ ઉલ્કા—તાપણી. ૩૫ ધડે—ધડ ઉપર. ૪૨ તક્ષક—તક્ષક નાગ. આદિ પર્વ કડવું ૫૮ મું, કવિતા ૩૮ થી ૪૩ સુધીમાં જોવું.

માર્યો ન કરતાં વાર, આવિ શકયો ન જે એની કને. ૪૩
પછિ પૃથ્વિમાં પેશી ગયેલો પાર્થરથ ઉદ્ધારિને.
હરિએ ઉઠાડચા અશ્વ રાશો હાથમાંહે ધારિને. ૪૪
એવે મૂકી દશ બાણુ કર્ણે પાર્થને વીંધ્યો સહી,
ત્યમ અર્જુને પણુ તીક્ષ્ણુ બાણે વીંધિયો તેને તહીં. ૪૫
અર્જુનતણો અતિ તીક્ષ્ણુ શર રાધેયની છાતી હણી,—
કરિ રુધિરપાન સર્યો સપાટે, કર્ણ ઊઠચો ધણુધણી ! ૪૬
લાઠીવડે મારેલ મોટો સર્પ કોપે જે રીતે,
અર્જુનતણો શર વાગવે તવ કર્ણ કોપ્યો તે રીતે. ૪૭
તેથી મહાઝેરી શરો હરિપાર્થ પર તેણે તહીં—
મૂકી કરી મહાગર્જના, મહાવેગથી રણુની મહીં. ૪૮
સહિ નવ શકી તે શૂરપાર્થે શત શરોથી તેહને—
વીંધી ઘણો મર્મસ્થળે, આકુળ કર્યો અતિ એહને. ૪૯
યમદંડ સરખા નેવુ શર મારી વળી તેને વ્યથા—
ઉપજાવિ નૃપ ! અત્યંત, તેની અત્ર હું શું કહું કથા ! ૫૦
મણિયુક્ત મુકુટ સુકુંડળો પણુ પૃથ્વીમાં પાડી અરે !
કર્યું છિન્નભિન્ન સુકવચ કર્ણનું અર્જુને નિજનાં શરે. ૫૧
તાડન કરેલો અર્જુને તવ તે ત્રિદોષ-જ્વરે કરી—
પીડાય આતુર તેમ, પીડા પામિયો નરકેસરી. ૫૨
ત્યાં રુધિર સ્રવતો કર્ણ ગેરૂ-ગિરિસમો શોભ્યો હતો;
લેવા જ તેનો પ્રાણુ અર્જુન એ સમે લોભ્યો હતો. ૫૩
તેથી વળી તેણે તડી શર તીક્ષ્ણુ મારી તે સમે—
અતિકલાંત કીધો કર્ણ છાતી વીંધિને નૃપ ! એ સમે. ૫૪
થઇ મુષ્ટિ એથિ વિશીર્ણ, જીર્ણ થયા જ જેવો એ થયો,
પડચું ધનુષ પણુ કરમાંથિ, પ્રાણુ ન હોય તેમ પડી ગયો. ૫૫
જોઈ આમ તેને વિપત્તિમાં ત્યાં વીર ધર્મવિષે રહી,

૫૨ આતુર—રોગી. ૫૪ કલાંત—થકિત, થકવી નાંખ્યો. ૫૫ વિશીર્ણ

હે ભૂપ ! હણુવા અર્જુને ઇચ્છા કરી નહિ તવ તહીં. ૫૬
એ જોઇ કેશવ ઉચ્ચર્યા હે પાર્થ ! સ્વાર્થ ન સાધતાં—
રે ! કયમ કરે છ પ્રમાદ વૈરી મારવામાં વાધતાં ?! ૫૭
અરિ હોય કહિ દુર્બળ થયો તોપણ વિપશ્ચિત્ તેમને—
ક્ષણુ આપતા નથિ સ્થિર થવા, પણ ઝટ હણે છે એમને. ૫૮
પંડિતપુરુષ અરિને વિશેષે દુ:ખમાં જ હણી ખરે,
સાધેછ ધર્મ તથા સુયશ, તું તેમ કર તારે કરે. ૫૯
જ્યાં સૂધિ તે સાવધ થયો નથિ, ત્યાં સુધીમાં તેહનો—
વધ કર, ન કરતાં વાર, અતિ ભય છે તને અહિં એહનો. ૬૦
સુણિ કૃષ્ણ કહેવું અર્જુને વીંધ્યો વળી ફરિ એહને;
શરથી દિશા સૌ વ્યાપ્ત કરિ અતિતપ્ત કીધો તેહને. ૬૧
તવ તે મહારણુધીર નીર સુ આપનું નૃપ ! એ સમે—
દર્શાવવા બહુ લાગિયો, પાછો ન ક્ષણુ પડતાં કયમે. ૬૨
ઘૂર્ણિત થવા લાગ્યો સુરથ મહાધીરનો તેવે તહીં;
રથચક્ર પડવા લાગ્યું ભાર્ગવશાપથી ભૂમિ મહીં. ૬૩
તે જોઇ વિહ્વળ તે થયો, ઝટ ગર્વ સર્વ ગળી ગયો;
ઘૂર્ણાયમાન ઘણો થયો રથ, આકળો એથી થયો. ૬૪
હે રાય ! એવે કર્ણને ભાર્ગવનું અસ્ત્ર અરે તહીં—
સાંભર્યું ન, અહિમુખબાણુ પણ કાપ્યો નરે ક્ષણુની મહીં ! ૬૫
તેથી થયેલો ખિન્ન તે, દુખ સહન કરતો ધીર તે,
બે કર હલાવી ધર્મને નિંદી વદ્યો રણુવીર તે: ૬૬
છે મુખ્ય જેને ધર્મ એવા ધર્મિ જનનું સર્વદા—
રક્ષણુ કરે છે ધર્મ, એવું ધર્મવિદ કહે છે સદા; ૬૭
પણુ તેમ નથિ દેખાતું, ઉલટું એથિ અહિંયાં થાય છે;

—શુષ્ક, નકામી, નિ:સત્વ. મૂઢી જૂદી પડી ગઈ, વિખરાઇ ગઈ. ૫૮ વિપશ્ચિત્—પંડિતો. ૬૩ ઘૂર્ણિત—ધ્રૂજતો, કંપાયમાન. ઘૂર્ણાયમાન—ઘૂમાતો, ઊંચો નીચો થતો, ભ્રમણ કરતો.

જ્યમ સર્પિણી નિજ બાળને નવ પાળતાં ઝટ ખાય છે. ૬૮
પાળ્યો સુધર્મ અમે ભલો, થાવા ભલું ભવમાં ખરે,
તો પાઇ પય પન્નગ ઉછેર્યાં જેવું ફળ જોયું અરે ! ૬૯
નિઃશ્વાસ નાંખી આમ ત્યાં વદતો હતો તે એહવે,
હયસારથીસહ અર્જુને વીંધ્યો વળી ફરિ તેહવે. ૭૦
એવે બની અતિઉગ્ર તેણે તાપ અર્જુનને તહીં—
આપ્યો ન હઠતાં આંચ અતિ ઐંદ્રાસ્ત્ર સુદ્ધાંની સહી. ૭૧
બ્રહ્માસ્ત્ર સાંધ્યું અર્જુને તીખા શરો તેમાં ધરી,
જેની પણુચ બહુવાર કર્ણે કાપિને નિષ્ફળ કરી. ૭૨
સહિ બાણવૃષ્ટિ અપાર, હાર ન પામતાં કર્ણે કદા,
કરિ વ્યર્થ બાણો પાર્થનાં, ઝળકયો જણાયો ત્યાં તદા. ૭૩
અર્જુનથિ વધતો જોઇ એને, કેશવે હે ભૂપતી,
બાણો સતત વર્ષાવવા કહ્યુ પાર્થને પ્રેરી અતિ. ૭૪
તવ દિવ્યશર અતિઘોર અગ્નિસમો મહાવિષનો ભર્યો,
રૌદ્રાસ્ત્રમાંહે સાંધિ પાર્થે મૂકવા નિશ્ચય કર્યો. ૭૫
એવે અરે ! રાધેયનું રથચક્ર પૃથ્વીએ ગળ્યું;
ઉતર્યો રથેથી કર્ણ બે હાથે મથ્યો પણ ના વળ્યું. ૭૬
કર્યું ચાર વાર ઉંચું મથી પણ ચક્ર તે નીસર્યું નહીં,
અતિ ક્રોધથી તવ અશ્રુ આંખે કર્ણને આવ્યાં તહીં. ૭૭
એ સમય અતિશય ઉગ્ર થયલા પાર્થ પ્રત્યે જોઇને,
રાધેય કહેવા લાગિયો ઉરમાં અધીરો હોઇને:— ૭૮
હે પાર્થ ! રે હો પાર્થ ! આ રથ ચક્રને હું જ્યાં સુધી,—
ઉદ્ધારૂં પૃથ્વીમાંથિ ખમ તું મુહૂર્ત માત્ર જ ત્યાં સુધી. ૭૯
હે પાર્થ ! દૈવેચ્છાથિ પૃથ્વીએ ગળેલા ચક્રને—
જોઇ ત્યજ અરે આચરણ, ઘટતું હોય જે જન વક્રને ! ૮૦
રણકર્મમાં કૌંતેય તું વિખ્યાત તેમ વિશિષ્ટ છે,

૬૯ પન્નગ—સર્પ. ૮૦ વક્ર—કુટિલ ઘાતકી. ૮૧ વિશિષ્ટ—ઉત્તમ,

તો કરવું કુત્સિત રીત, કહે શું તું સમાને ઇષ્ટ છે ? ૮૧
હે પાંડુનંદન ! વ્યગ્ર ને અસ્વસ્થ ઊપર રે મદી—
નથિ ઘાવ કરતા શૂર નર, ઉલટી વહે ગંગા કદી. ૮૨
તું ધીર છે, રણવીર છે, શિર છે બધાને છાજતો;
રણમાં સહસ્રાર્જુનસમો ગુણ છે બધે તુજ ગાજતો. ૮૩
વેદાંતમાં તું સ્નાત છે, રણધર્મનો તું જ્ઞાત છે,
દિવ્યાસ્ત્રમાં નિષ્ણાત છે, સદ્ધર્મમાં ભલિભાત છે; ૮૪
માટે તું રથમાં રાજતો, પૃથ્વી વિષે અહિંયાં મને—
દેખી ઉભેલો વિકળ, હણવાયોગ્ય નથિ કહુંછું તને. ૮૫
હું કૃષ્ણ ને તારાથિ ભય પામી નથી વદતો ખરે,
પણ ધર્મ તારો સૂચવું છું, અનર્થ નવ કરવા અરે ! ૮૬
કાં કે તું ક્ષત્રિયપુત્ર છે, કુળ-કીર્તિનો રવિરાજ છે;
તારે કરે કાયર કરે તેવું કર્યામાં લાજ છે ! ૮૭
માટે મુહૂર્ત જ ખમ અહીં, રથચક્ર કાઢું ત્યાં સુધી;
શું કહું તને હે શૂર, શુભ ગુણપૂર, પાર્થ અહો સુધી ! ૮૮

વલણ.

સુધીર કર્ણે આમ નૃપ, કહ્યું બહુ તેણીવાર;
તવ તે પ્રત્યે ઉચર્યા, ગોવિંદ ગુણઆગારરે. ૮૯

---

## કડવું ૧૧ મું.

### कर्णवध.

### રુચિરા છંદ.

કૃષ્ણ કહે કે હે રાધેય તું ધર્મ સ્મરે છે આ ટાણે,
તે છે બહુ સારૂં છે એમ જ, વદ માં વધુ અહિંયા વાણે;

---

ખાસ વિશેષ. ૮૨ મદી—મદવાળો, ગર્વી થઇને. ૮૪ સ્નાત—સ્નાન કીધેલો, પવિત્ર થયલો. નિષ્ણાત—પ્રવીણ, પૂર્ણ. ૮૮ સુધી—પંડિત,બુદ્ધિમાન.

કાં કે બહુધા નિચજનો બહુ દુખમાં ડૂબે છે જ્યારે,—
નિંદે છે દેવને, નિંદતા નથિ નિજ દુષ્કૃતને ત્યારે ! ૧
અરે કર્ણ ! જવ સભાવિષે સતી એકવસ્ત્રવાળી આણી,
તું તે સન્મુખ શઠ રીતે ત્યાં વદ્યો હતો નિષ્ઠુર વાણી;
તે સમયે કાં ધર્મ તને નવ સૂઝયો લવતાં ને હસતાં ?
સૂઝાડે છે શું અર્જુનને ? ફાંદામાં આજે ફસતાં ! ૨
અરે ! ધર્મને અધર્મ કરિને શકુનીએ જીત્યા ત્યારે,
ધીમત્ ! તારો ધર્મ અરે કયાં ગયો હતો ? વદ આ વારે !
તેર વર્ષ વનનાં વીત્યા પછિ રાજ્ય નહીં દીધું ત્યારે,
ધર્મી ! તારો ધર્મ અરે કયાં ગયો હતો ? કથ મુખ તારે ! ૩
તારા મતથી ભીમસેનને ભોજનમાંહે વિષ દીધું,
સર્પ ડસાવ્યા, ત્યમ પાંડવને દહવા કર્મ કુડું કીધું;
વળિ અભિમન્યુ અનેક મળીને અનૃત કરિ માર્યો ત્યારે,
ધર્મ ગયો'તો કયાં કહે તારો ? કે જે અહિં તુજને તારે ! ૪
અરે કર્ણ ! સર્વથા ધર્મ આ તે સમયે નહોતો જ્યારે,
તો આ સમયે ડાહું શોષણ મિથ્યા કાં કરવું તારે ? !
ધર્મયુક્ત ચાહે તેવાં વદ વચન તથાપિ તું હાવે,—
જિવતો અહિંથી નહિ જાશે કદિ, આવ્યો છે અર્જુનદાવે. ૫
ધર્મવગોણું કરિશ ન કદિયે, સુધર્મ તો સૌને તારે,
પણ અધર્મ દુખમાં ડૂબાવી ઘાલે છે યમને દ્વારે;
ધર્મે જય પાંડવનો જો અહિં થયો અહો જોવા જેવો,
અધર્મથી કૌરવનો ક્ષય તેં દીઠો કર્ણ કહે કેવો ! ૬
સુણી આમ કેશવની વાણી લજ્જાથી નીચું જોઈ,
ઉત્તર કંઇપણ આપ્યાવિણ નૃપ, તમ ઘણો તે તક હોઈ;
ફફડાવિને હોઠ પરાક્રમિ કર્ણ ક્રોધ કરિને ભારે;
ધનુષ ઉગામિ ધનંજયશું યુધ ત્યાં કરવા લાગ્યો ત્યારે. ૭
તે ટાણે હરિએ અર્જુનને કહ્યું, હે મહાબળ આ અરિને-

હિંવ્યાસ્ત્રે કરિ ભેદિ પાડ, તક આ'વી નહિ આવે ફરિને;
તવ કર્ણે આપેલા દુખને સંભારિ અર્જુન એવે,
ભાસ્યો બળતા હળ જેવો અતિ, તપ્ત થઈ તેપર તેવે. ૮
તે જોઈ બ્રહ્માસ્ત્રે કર્ણે બાણુતણો વર્ષાદ કરી,—
ઢાંકી અર્જુન ચક્ર કાઢવા મથવા લાગ્યો ધૈર્ય ધરી;
પણ એવે પાર્થે પ્રયોગ બ્રહ્માસ્ત્રતણો તત્કાળ કરી,
નિષ્ફળ કર્યું ત્યાં કર્ણઅસ્ત્રને, જેમાં વાર થઈ ન જરી. ૯
એ પછિ પાર્થે અગ્નિતણું પ્રિયઅસ્ત્ર મૂક્યું નૃપ તે ટાણે;
ત્રાસ ઘણો તેણે ઉપજાવ્યો, જગનો લય કરશે જાણે!
કર્ણે તવ વારુણાસ્ત્રે કરિ અગ્નિ શાંત કરી એવે,
મેઘે કરિ તિમિરેથી દુર્દિન દર્શાવ્યો રણમાં તેવે. ૧૦
અસંભ્રાંત મહાશૂર અર્જુને વાયવ્યાસ્ત્રતણા મારે,—
વાયુસપાટે મેઘસપાટે વિખેરિયા તેણી વારે.
પાર્થકર્ણનું યુદ્ધ કારમું દીઠું અમોએ નૃપ ત્યારે,
પૂર્વાપર ભૂપર કહિ એવું જોયું નહોતું કહિં કયારે. ૧૧
કર્ણે અર્જુનને હણવાની ઇચ્છાથી હે નૃપ એવે,
પ્રદીપ્ત અગ્નિસમો અતિકારી પૂજિતબાણ ગ્રહ્યો તેવે;
સાંધ્યો તે યમદંડ સમોશર ધનુષ વિષે તેણે જ્યારે,
ગિરિવન કાનન સહિત સુઅચળા ચલાયમાન થઈ ત્યારે. ૧૨
વાયુ કારમો વાવા લાગ્યો, આંધી ચઢિ આવી ભારે,
નભથી હાહાકાર દેવતાપણ કરવા લાગ્યા ત્યારે!
પામ્યા પરમવિષાદ પાંડવો, દીન સમા દેખાઇ ખરે,
જાણ્યું શર દુઃસહ દેખીને, અર્જુન હાવે નહિ ઉગરે. ૧૩
કર્ણતણા કરથી છૂટેલો વજ્રસમો તે શર તેવે,
પેઠો અર્જુનની છાતીમાં, ઉગ્ર આંચ દેતો એવે;'

૧૧ સપાટે—સપાટાવડે, પ્રહારથી. સપાટે—સપાટામાં, સત્વર. પૂર્વાપર—આગળ ઉપર.

વક્ષસ્થળ અતિ ભેદાવાથી, કરથી ગાંડિવ તે વારે-
શિથિલ થયું, ત્યમ હે નૃપ અર્જુન ચલાયમાન થયો ભારે. ૧૪
તે તકનો લઇ લાભ રથેથી રાધાસુત ઉતરી ત્યારે,
પૃથ્વીમાંથી ચક્ર કાઢવા મથ્યો પ્રયત્ન કરી ભારે;
પણ તસુ એક ઉંચું ન થયું તે, મથતાં બહુ વારે વારે,
એવામાં સંજ્ઞા પામીને સજ્જ થયો અર્જુન ત્યારે. ૧૫
કહ્યું કૃષ્ણે તવ, વાર ન કરતાં હે અર્જુન તું ઝટ હાવે,
હણુ રાધાસુતને આ સમયે, દાવ નહીં આ'વો આવે.
જ્યાં સુધી એ રથમાં બેઠો નથિ, ત્યાં સુધિમાં એ અરિકેરૂ-
શરથી મસ્તક કાપ સપાટે, નહિ તો એ કરશે ખેરૂ. ૧૬
કેશવ કહેવું સુણિને પાર્થે તીક્ષ્ણબાણ મૂકી એવે.
સૂર્યવર્ણશી કર્ણતણી હણિ ધ્વજકક્ષા તર્ત જ તેવે;
ને પછિ ક્ષુરબાણે કરિ તેનો ધ્વજ પણ પાડ્યો તે ટાણે,
કૌરવકેરાં હૃદય દર્પ યશ તવ પડવા લાગ્યાં જાણે! ૧૭
કર્ણતણો ધ્વજ પડ્યો જોઇ, થઇ સેના આપતણી સૂકી,
હાહાકાર કર્યો તમ સૈન્યે, કર્ણ-જયાશાને મૂકી!
એવામાં અતિઘોર અંજલિક ઉગ્રબાણ યમદંડ સમો-
ગ્રહ્યો અર્જુને કર્ણ મારવા, સાધી સત્વર એ જ સમો. ૧૮
જોઇ ઘોર અતિપ્રદીપ્ત શર કર અર્જુનને આ જગ આખું-
ચલાયમાન થયું હે રાજા, વર્ણન તેનું શું ભાખું!
મહાત્મા મુનિયો ઉચર્યા એવે પોકારી હે નૃપ એવું,
'શિવ હો જગનું, જગનું શિવ હો!' આમ થયું જોવા જેવું. ૧૯
એવે ગાંડિવમાં ધરિ તે શર, અભિમંત્રી મોટા અસ્ત્રે,
ઉચ્ચર્યો અર્જુન સ્વસ્થ થઈ, મુખ લૂછી સદ્ય શુચિવસ્ત્રેઃ
મેં તપ કીધું હોય અને ગુરુજન સંતોષ્યા હોય ખરે,
તથા સુજ્ઞકહ્યું સુણ્યું હોય, તો આ અરિ મરજો આ જ શરે'! ૨૦
આમ વદી મૂક્યો શર વસમો, જેણે શિર રાધેયતણું-

કાપે વાસવ વૃત્રતણું ત્યમ કાપ્યું, શું નૃપ અત્ર ભણું !
અપરાહ્ને અર્જુનના બાણે કર્ણતણું મસ્તક રૂડું,
અસ્તાચળથી સૂર્ય પડે ત્યમ પડયું અરે થયું બહુ ભૂંડું ! ૨૧
શિર છેદાતાં દેહ વિષેથી તેજ નીસરી તે જ સમે,—
શમ્યું સૂર્યમાં, ચકિત થયા સૌ, અચરજ પામ્યા બહુ જ અમે !
પામી પરમાનંદ પાંડવો શંખઘોષ કરવા લાગ્યા,
હાહાકાર કરીને કૌરવ ભય પામી ત્યાંથી ભાગ્યા. ૨૨
ધ્વજ કાપેલા યુક્ત સુરથને પાછો વાળી શલ્ય વહ્યો,
કલેશ અરે દુર્યોધન મનનો નથિ જાતો કુરુવીર કહ્યો !
નાંખીને નિઃશ્વાસ આપસુત ‘ હાહા કર્ણ ! ’ કહી રોયો,
એવે ઉપસ્કર હણાયલે રથ શલ્ય આવતો ત્યાં જોયો. ૨૩
શલ્યે વાત કહી સૌ માંડી, તમ સુતને તેવે વાર્યો,
હે નૃપ ! વાંકા દૈવવડે અહિં અર્થ સર્યો નહિ તુજ ધાર્યો;
આપણું પ્રારબ્ધ અરે અવળું છે ત્યાં કો પણ શી રીતે—
સહાય કરે ? કર્ણે કર્યું બહુએ, ઇંદ્ર હોય પણ નવ જીતે ! ૨૪
માટે ધીરજ ધર હે નૃપવર, થાય નહીં નરનું ધાર્યું,
શમ્યા સમરમાં શૂરવીર, અવ કર વિદ્વન્ ! મારૂં વાર્યું.
સાંભળિ મદ્રેશ્વરનું કહેવું, અનીતિ આપતણી સ્મરિને,—
નાંખ્યો બહુ નિઃશ્વાસ દીન થઇ તમ પુત્રે મૌન જ ધરિને. ૨૫
પણ દળ દેખી સદ્ય ભાગતું, રોષ ઘણો ઉરમાં આણી,
સજ્જ ધનુષ કરિ સારથિ પ્રત્યે ઉચર્યો આ રીતે વાણીઃ—
ભલે ભાગિ સૌ જાય પરંતુ, તું રથ પાર્થતણી સામે—
હાંક અરે કશિ વાર કર્યા વિણ, જશ જેથી મારો જામે. ૨૬
આપ સૈન્ય નૃપ એ સમયે નિયમે નવ રહિ ભાગી જ જતું—
જોયું આપ સુતે વિહ્વળ અતિ આકુળવ્યાકુળ તત્ર થતું.
અરે ! ભીમ મુજ પુઠળ પડયો છે, પાર્થ ધસ્યો છે મુજ સામે,
વિદ્ધ કૌરવો એમ માની ભાગ્યા’તા સ્થિર ન થતાં નામે. ૨૭

એવે ત્યાં આવ્યો બહુ બકતો દુર્યોધન પાંડવ આગે,
પચિશ હજાર પદાતિ લઇને બળતો બહુ ઉરની આગે;
ભીમ તથા ધૃષ્ટદ્યુમ્ને તવ જોડયું જુધ તેઓ સાથે,
પચિશ હજાર કર્યા પૂરા ત્યાં, ભીમે ગદા ગ્રહી હાથે ! ૨૮
રથિમાં રોળ ઘણો વર્ત્તાવ્યો પાર્થે ગાંડિવ હાથ ગ્રહી,
સાત્યકિ, નકુળ તથા સહદેવે શકુની સપડાવ્યો જ તહીં.
શિખંડિ ને દ્રૌપદિપુત્રોએ જયના ઘોષ કર્યા એવે,
આપ સૈન્યના યોધ ભૂપ ભય પામી સઘ સર્યા તેવે. ૨૯
એવે દુર્યોધન આવીને પાંડવસેનાની સામે,
યુદ્ધ કારમું કરવા લાગ્યો, નવ હઠતાં હે નૃપ ! નામે.
વારી નિજના સૈનિકને તે ઉચર્યો તેઓની આગે,
ભાગો છો કાં ભીરુક થઇ ? નવ સરશે અર્થ અરે ભાગે ! ૩૦
પાંડવથી મૂકાશો એવો કો પણ દેશ નથી માટે,
કાયર થઇ ભાગે ફળ નથિ કંઈ, રહો અહીં ક્ષત્રિય-ઘાટે !
સૈન્ય એમનું સ્વલ્પ રહ્યું છે, કૃષ્ણપાર્થ પણ વિદ્ધ થવે—
આવિ રહ્યા છે, તેથિ તે સૌ હણિશ જ આજ હું અત્ર હવે. ૩૧
આમ કહી ઉપદેશ કર્યો બહુ, ક્ષત્રિયધર્મ ભલો ભાખી,
તો પણ ટેક તજી સૌ ભાગ્યા, રંચ નહીં ધીરજ રાખી.
એ સમયે અતિશય ત્રાસેલો શલ્ય ભૂપ ઉચર્યો એવું,
જો તું રણ આ અરે ભયાનક, ભાસે છે અહિંયાં કેવું ! ૩૨
ગિરિવરશા ગજ રજ ભેગા જો, ધૂળતણા ઢગલા જેવા—
ભાસે છે, અશ્વો પણ તેમ જ તાપ ઉરે ઉપજે તેવા !
ચૂર્ણરથોનો દેખ જથો તું, રૂપાળા રથિયો કેવા—
ચઢે ચીતરી તેમ પડ્યા છે, ન જોવાય નજરે એવા ! ૩૩
અર્જુન કેરા બાણોથી જો, ઘાણ વળ્યો છે આ કેવો !
અરે કહે હે નૃપ ! શું આગળ વળ્યો હતો રણમાં એવો ?
આમ કહી વર્ણન કરિ યુધનું, યુદ્ધક્ષેત્ર ત્રાસે તેવું—
દેખાડી વળિ શલ્ય ઉચ્ચર્યો, ‘ વળ પાછો હે નૃપ ! ’ એવું. ૩૪

વાળ સૈનિકોને પણ પાછા, જો રવિ અસ્ત થવા આવ્યો;
વળિ પાછું કાં કરિ ઉપાસન, હવ તું સર્વ ઉપર લાવ્યો!
આમ કહી અતિ વ્યગ્રચિત્ત તે, 'હાહા કર્ણ' કહી એવે,
અશ્રુ રેડતો આંખ વિષેથી, સ્તબ્ધ થયો તે તક તેવે. ૩૫
અશ્વત્થામા તેમ બિજા નૃપ જયધ્વજ પાર્થતણો જોતા,
સાંત્વન કરતા આપપુત્રનું, ચાલ્યા રણમાંથી રોતા.
કર્ણવધે કરિ દુઃખિત થયલા, કૌરવ પણ હાહા કરતા,
પૃથ્વિ સૂર્યને રક્ત દેખિને સર્યા સઘ આંસૂ ભરતા. ૩૬
સ્વર્ણપૂંખના અર્જુન-શરથી વિંધાયલો અતિશય એવો,
હણાયલો રાધાસુત એવે કિરણયુક્ત રવિના જેવો,
અહો! શોભતો હતો શું કહું, પ્રાણરહિત તે તત્ર છતાં,
હોય જીવતો તેમ જોઇ સૌ વિસ્મિત હે મહારાજ! થતાં. ૩૭
પ્રદીપ્ત અગ્નિ જળથી હે નૃપ, શાંત થાય જેવી રીતે,
કર્ણકૃશાનુ પાર્થમેઘથી શાંત થયો તેવી રીતે,
અસ્ત્ર-તેજથી પાંડવ તેમ જ પાંચાલો સર્વે તપવી,
રવિરીતે રવિપુત્ર આથમ્યો, સેના આપતણી ખપવી. ૩૮
અર્થિજનોએ યાચેલો શુભ, 'ના' નહિ કહિ કહેવાવાળો,
દાનતણો મીઠો મહાસાગર, માગણ પક્ષિતણો માળો,
યાચકરૂપી પક્ષિસંઘનો વળિ તે કલ્પતરૂ જેવો,
પ્રિયાતણો પ્રિય પ્રાણ પૃથ્વિમાં હશે નહીં એના જેવો! ૩૯
તેવો તે મહાત્મા ધન જેનું, સર્વ હતું બ્રાહ્મણ માટે,
જીવિત પણ બ્રાહ્મણને દેવા દીપ્ત હતો તે શિરસાટે;
તે અર્જુનશું યુદ્ધ કરીને, સુખ, રક્ષણ ત્યમ જયઆશા—
આપ પુત્રનાં લેઇ પરવર્યો, ભાખું શું દુખની ભાષા! ૪૦

**વલણ.**

ભાષા ગુજરાતી વિષે, કર્ણવધતણો સાર—
ભાખ્યો મેં, મહાભારતે છે જેનો વિસ્તારરે. ૪૧

---

## કડવું ૧૨ મું.

## યુધિષ્ઠિરનો હર્ષ તથા ધૃતરાષ્ટ્રનો શોક.

### રાગ ધનાશ્રી.

હે નૃપ કર્ણ હણાયો દેખી, ભયથી પીડિત ભારેજી,—
ભાગ્યા કૌરવ સર્વ દિશાઓ પ્રત્યે ત્રાસી ત્યારેજી. ૧
ક્ષત થયલા બીજા ક્ષત્રી પણ, પડેચો કર્ણને પેખીજી—
ભાગ્યા ત્રાસી હરિણુપેર, પંચાનન અર્જુન દેખીજી. ૨
વાર્યા યોદ્ધા બહુ જ વકારી, દુર્યોધને નૃપ તેવેજી,
પણ કીધો અવહાર એમણે, આકુળ થઇને એવેજી. ૩
મત એવો તેઓનો જાણી, આપસુતે એ વારેજી,
અનુમત શલ્યતણાથી નૃપ, અવહાર કર્યો ત્યાં ત્યારેજી. ૪
કૃતવર્મા, શકુની, કૃપ, દ્રૌણી તથા સુશર્મા એવેજી,
પળ્યા તર્ત નિજ નિજ શિબિરે પ્રતિ,તાપ ધરી ઉર તેવેજી. ૫
આપ પુત્ર નિઃશ્વાસ નાંખતો, ખેદયુક્તમનવાળોજી,
વહ્યો ઉતારા પ્રત્યે હે નૃપ, કરતો ઉર ઊકાળોજી. ૬
રથિમાં શ્રેષ્ઠ શલ્ય પણ તેવે, નિજ શિબિરે હે ભૂપજી,
ધ્વજ કપાયલો રથ લઇ તહીંથી–ચાલ્યો થઇને ચૂપજી. ૭
તવ હરિ ઉચ્ચર્યા અર્જુન પ્રત્યે, હર્ષ ધરીને એવુંજી,
ઇંદ્રે વૃત્ર હણ્યો'તો ત્યમ તેં કર્ણ હણી કર્યું તેવુંજી. ૮
માટે હે કૌંતેય ! પરાક્રમ આ તુજ જગવિખ્યાતજી,
કરિયે નિવેદન ધર્મરાજ પ્રતિ, તેમનિ ટળવા અશાતજી. ૯
ઘણા કાળથી ઇચ્છેલો વધ કર્ણતણો નૃપ આગેજી—
કહિ તું અનૃણી થઇશ, સહ્યું છે એથી બહુ મહાભાગેજી. ૧૦
કર્ણ તથા તારૂં યુધ જોવા આવ્યા'તા તે ભ્રાતાજી,
પણ વિદ્ધ હતા બહુ જ તેથિ નૃપને નહતી જરિ શાતાજી; ૧૧
તેથિ.તે ત્યાંહે નવ ટકતાં, પાછા ફરિ તે વારેજી,

હંકાવી રથ આપતણો પછિ, ગયા હતા ઊતારેજી. ૧૨
માટે ત્યાં જઇ કરિયે નિવેદન, કર્ણતણો વધ હાવેજી;
સુણિ તારૂં સુપરાક્રમ ભૂપતિ ભેટશે તુજને ભાવેજી. ૧૩
'ઠીક કરો ત્યમ' એમ ઉચ્ચર્યો, અર્જુન હે નૃપ એવેજી;
પાછો રથ ફેરવિ હરિ ઉચર્યા, સૈનિક પ્રત્યે તેવેજી: ૧૪
સાવધાન રહેજો અરિ સામા, કોઇ પ્રમાદ ન કરશોજી;
ભીમ સાત્યકી ધૃષ્ટદ્યુમ્ન તમે કહ્યું આ ન વિસરશોજી. ૧૫
પાર્થે પાડયો કર્ણ વાત એ નૃપને કહિને ફરિયેજી,
ત્યાં સૂધી સાવધ સૌ રહેજો, ચૂક ન કરશો જરિયેજી. ૧૬
એમ કહી આવી નૃપ પાસે, પ્રણમ્યા તેમને પ્રીતેજી;
મલકાતે મુખ માધવઅર્જુન જોયા નૃપે શુભરીતેજી. ૧૭
પ્રહર્ષ તે બન્નેનો જોઈ, કર્ણ હણાયો જાણીજી,
ભેટયા હરિઅર્જુનને ભૂપતિ, આંસુ હર્ષનાં આણીજી. ૧૮
પછિ પુરુષોત્તમ શ્રીભગવાને કહી કર્ણવધ એવેજી,
કંઈક હાસ્ય કરિ કરજોડી કહ્યું વળિ નૃપને ત્યાં તેવેજી: ૧૯
હે રાજન્ ! ભાઇયોસહ પોતે દારુણ આ સંગ્રામેજી—
કુશળ રહ્યા, જય પામ્યા ઈચ્છિત, કર્ણ ગયો જમધામેજી, ૨૦
એ બહુ રૂડું થયું, માટે અભિવાંછિત કાર્ય સુ ગમતાંજી,
સઘ કરો કરવાનાં હોય તે, છે તમને સહુ નમતાંજી. ૨૧
દ્રૌપદિને હસનારો સૂતસુત, સૂતો છે રણમાં કેવોજી,
જુઓ આપ આવી તે ત્યાં, નહિ સૂતો હશે કો એવોજી ! ૨૨
હે મહાભુજ ! નિષ્કંટક પૃથ્વી ભોગવો ભાવે સુસાજેજી;
કાંટો મોટો કર્ણરૂપ કાઢી નાંખ્યો છે આજેજી ! ૨૩
કેશવ કહેવું સુણિ ઉચર્યા નૃપ, હે મધુસૂદન ! આપેજી—
કીધા છે કૃતકૃત્ય અમોને, થયું સૌ આપ પ્રતાપેજી. ૨૪
સારથિ એવા આપવડે પ્રભુ, અર્જુને કર્ણને માર્યોજી;
આશ્ચર્ય આપ વિષે નથિ એમાં, હજિ સુધી પાર્થ ન હાર્યોજી. ૨૫

આપની બુદ્ધિતણા સુપ્રસાદથિ કર્ણ હણાયો એમાંજી—
આશ્ચર્ય કાંઇ નથી, જય હોય જ, હો જગજીવન જેમાંજી. ૨૬
આપ અને અર્જુન છો શ્રીહરિ નરનારાયણ સાચાજી;
નારદ તેમ સુવેદવ્યાસ ઉચર્યા'તા એવી વાચાજી. ૨૭
એમ કહી કરિ હરિઅર્જુનની પૂર્ણ પ્રશંસા એવેજી,
બેસી રથ રણ જોવા રાજા નિસર્યા તહિંથી તેવેજી. ૨૮
સૈન્ય સહિત હરિઅર્જુન સાથે વિચાર કરિને વારૂજી,
વાધ્યા રાજા ધર્મ કર્ણને જોવા લઇ બહુ લા'રૂજી. ૨૯
સ્વર્ણદીપિકાઓ સૌગંધિકતૈલવડે પ્રકટાવીજી,
પેખ્યું પરાક્રમ પાર્થતણું, ભૂપે રણભૂમાં આવીજી. ૩૦
પેખ્યો ત્યાંહિ પડેલો કર્ણને વિદ્ધ હજારો બાણેજી,
રક્તપુષ્પનો કરેણવૃક્ષસુ પડ્યો હોય ત્યમ જાણેજી. ૩૧
ભેદ્યકવચ સુત સહિત સુતેલો જોઇ કર્ણને એવેજી,
નિઃસંશય થઇ ઉચર્યા નૃપ, હરિપાર્થ પ્રશંસી તેવેજીઃ ૩૨
હે માધવ! દવ ઉરનો આજે ઓલવિ આપે મારોજી,
કીધો ભૂમાં ભૂપતિ મુજને, ભૂલિશ ગુણ ન તમારોજી. ૩૩
આજ દુરાત્મા દુર્યોધન સુણિ કર્ણ હણાયો એવુંજી,
નિરાશ થાશે જીવિત તેમજ રાજ્ય વિષે થયું તેવુંજી. ૩૪
આપ પ્રસાદે કૃતાર્થ થયા અમે, હો જય સદા તમારોજી;
તેર વર્ષનો ઉજાગરો ટાળ્યો, હે હરિ આપે અમારોજી! ૩૫
સુખે શયન આજે જ કરીશું, હે પ્રભુ આપ પ્રસાદેજી;
ધર્મ ઉચ્ચર્યા એમ પ્રશંસી, હે નૃપ! ગદ્ગદ સાદેજી. ૩૬
પુત્ર સહિત અર્જુનબાણે કરિ, કર્ણ હણાયો જોઈજી,
જન્મ ફરી થયો માન્યું મહીપે, હર્ષવાન અતિ હોઈજી. ૩૭
ગયા પછી ગુણવાન યુધિષ્ઠિર આપ ઉતારે એવેજી;
મહારથિયો પણ નિજ નિજ સ્થાને ગયા તુષ્ટ થઇ તેવેજી. ૩૮
સાંભળિ સંજયથી અતિઅપ્રિય, મહાનક્ષયવૃત્તાંતજી,

હે જનમેજય ! નૃપ ધૃતરાષ્ટ્ર થયા ઉરમાંહિ અશાંતજી. ૩૯
કર્ણ પડયો સુણિ તે કપાયલા મૂળતણા તરુ પેઠેજી,—
પડી ગયા પૃથ્વીમાં હે નૃપ, આસનમાંથી હેઠેજી. ૪૦
પડી પૃથ્વીમાં તૂટી તેમજ ગાંધારી પણ તેવેજી;
આક્રોશ કરવા એ બહુ લાગી, આકુળ થઇને એવેજી. ૪૧
સંજય વિદુરે તેને તેમજ રાજાને ગ્રહિ રાખીજી,
કરિ આશ્વાસન સ્થિરમન કીધાં, ભાષણ રૂડું ભાખીજી. ૪૨
કર્ણપર્વનો સાર સુ એ છે, માધવ રહે જે સહાયેજી,
જય તેનો આ જગમાં નિશ્ચય, હે શ્રોતાઓ થાયેજી. ૪૩
માધવસુતના તેમ સહાયથી આ ઉત્તમ ઇતિહાસજી,
ગિરા ગુર્જરીમાં આ ગણપત કરી શકયો સુપ્રકાશજી. ૪૪
પ્રકાશ તેથી કીર્તિ તેમની આલોકે બહુ થાશેજી;
ધન્ય વદી ધન તેમનું ધીમત્, ગુણ એ ગુણિના ગાશેજી. ૪૫
સંવત્ શશાંક શાસ્ત્ર ભક્તિ ભૂ, શુકલપક્ષ ભાદરવેજી,
દ્વિતીયાએ ભૃગુવારે પૂર્ણ કર્યું. કર્ણપર્વ વિણ ગરવેજી. ૪૬
શ્રોતાવક્તા સુખિ રહેજો સૌ, આશા ઉરની ફળજોજી;
મનોરથો સિદ્ધ થઈ મનના, અભિવાંછિત ફળ મળજોજી. ૪૭

વલણ.

મળજો માધવતનુજને, અભિવાંછિત અભિરામ;
આશિષ એવી ઉચ્ચરે, આ દ્વિજ ગણપતરામરે. ૪૮

इति श्रीअहमदाबाद निवासी रैकज्ञातीय विप्र राजारामसूनु भट्ट गणपतराम विरचिते लघुभारते कर्णपर्व समाप्तम् ॥ ८ ॥



॥ श्रीपरमात्मनेनमः ॥

---

# लघुभारत.

---

## शल्यपर्व.

---

### शल्यसैनापत्यप्रकरण.

### કડવું ૧ લું.

### कृपाचार्य अने दुर्योधननो संवाद.

રાગ કેદારો.

હે હરિ શલ્ય રહિત મન મારૂં–કરજો, ધ્યાન હું ધરૂં તમારૂં;
જેથી શલ્યપર્વ કહું સારમાંરે. ૧

ઢાળ.

કહું સારમાં સંજય કહેલું શલ્યપર્વ સુરીત,
તે સાંભળો બહુ ભાવથી, સજ્જનો સ્નેહ સહિત. ૨
અર્જુનપરાક્રમ જોઇ અતિ ઉદ્વિગ્ન થઇ એ વાર,
સેના સહિત પાછો ફર્યો દુર્યોધન રણઝૂઝાર. ૩
કહ્યું સંજયે ધૃતરાષ્ટ્રને, પાછો ફર્યો તમ પુત્ર;
પાછું વળ્યું સૌ સૈન્ય ત્યમ સ્નેહી સગાનું સૂત્ર. ૪
ભાગ્યા ધરી ભય સર્વ, મૂકી ગર્વ રણથી રાય;
દુખ પ્રાપ્ત થયલા સૈનિકો, નૃપ નાંખતા અતિ હાય. ૫
તે જોઇ વયમાં વૃદ્ધ, શીલેયુક્ત પરમઉદાર,

આચાર્ય કૃપ દુર્યોધન પાસે—જઇ વધા એ વારઃ ૬
હે અનઘનૃપ! આજે કહું તે ધ્યાનમાં તું ધાર;
પછિ કર રુચે ત્યમ તાત, કરિને પૂર્ણ દીર્ઘવિચાર. ૭
નથિ ક્ષત્રિયોને યુદ્ધ-ધર્મથિ શ્રેષ્ઠ બીજો કોય—
કલ્યાણરૂપ સુમાર્ગ, અહિંતહિં કીર્તિ એથી હોય. ૮
તેથી જ તેઓ તે તણો આશ્રય કરી હે રાય!
સંબંધિ સાથે પણ કરે છે યુદ્ધ જોયું ન જાય. ૯
રે! ક્ષત્રવૃત્તિથિ જીવનારા સાધવાને અર્થ,—
ન ગણી સગાઈ તાતભાતનિ કરેછે જ અનર્થ. ૧૦
સુત તાતને ત્યમ તાત સુતને, શ્વશુરને જામાત,
જામાતને સસરો હણે છે, ભ્રાતને નિજ ભ્રાત. ૧૧
સામે જ પગલે મરવું ક્ષત્રિયને પરમ એ ધર્મ—
છે, તેમ ભય ધરિ ભાગવું, એ છે ખરે જ અધર્મ. ૧૨
તેથી જ અહિં જીવિતાર્થી એવા ક્ષત્રિયો તુજ આપ્ત,
અતિઘોર એવી જીવિકાને જો થયા છે પ્રાપ્ત. ૧૩
તો પણ કહું કંઇ સ્વલ્પ હું તુજ હિતવચન આ વાર,
તે શ્રવણ કર, હે અનઘ! અળગા કરિ અન્ય વિચાર. ૧૪
જો ભીષ્મદ્રોણ ને કર્ણજયદ્રથ તેમ તારા ભ્રાત,
તુજ પુત્ર લક્ષ્મણ પણ હણાયો, થઇ ઘણાની ઘાત! ૧૫
તો આ સમય છે કોણ એવો બાકિનો બળવાન?
જેનો સુઆશ્રય આપણે કરિયે હવે, મતિમાન! ૧૬
મહાશૂરવીર સમર્થ આપે અર્થ સાધી તૂર્ણ,
તન ત્યાગિ તે સ્વર્ગે ગયા, શોભાવિ રણ સંપૂર્ણ! ૧૭
માટે હવે તેવા વિના કરિ યુદ્ધ આપણ અત્ર,—
રે રે ખપાવી રાય બહુ, થઇશું કૃપણ સર્વત્ર! ૧૮

---

૮ અહિંતહિં—આ લોક અને પરલોકમાં. ૧૩ તુજ આપ્ત—તારા વિશ્વાસુ, વહાલા, મિત્ર, સગા.

કહિ આમ બહુ પાંડવપરાક્રમ ભાખિને આચાર્ય—
ઉચ્ચર્યા, નૃપ ! તુજ દોષથી દુખ આવ્યું આ અનિવાર્ય. ૧૯
તેં આપ અર્થે અનર્થ કરિ આ સર્વનો સંહાર,—
રે રે કર્યો છે, ને હવે નૃપ, નથી તુજ નિર્ધાર ! ૨૦
માટે હવે તું આત્મરક્ષા કર, ત્યજી હઠમાત્ર;
નૃપ ! જાણ નિશ્ચય, છે જ આત્મા સર્વનું શુભપાત્ર. ૨૧
હીનેસમાને સંધિ કરવી, અરિશું હોવા ક્ષેમ;
વધતાએ વિગ્રહ કરવો, બૃહસ્પતિએ કહ્યું છે એમ. ૨૨
હે ભૂપ ! બળ ને શક્તિએ કરિ આપણે અવિધાર,—
પાંડવથકી ઓછા છિયે, તેં જોયું તે નિર્ધાર ! ૨૩
માટે સુસંધિ તેશું કરવી છે ઉચિત આ વાર,—
માનું છું એમ હું, એ જ છે તુજ શ્રેયનો સુપ્રકાર. ૨૪
પ્રણિપત્ય કરિને રાયને જો રાજ્ય પ્રાપ્ત કરાય,
તો શ્રેય નિશ્ચય થાય, આળસ કર ન એમાં રાય ! ૨૫
ધૃતરાષ્ટ્રના વાક્યે કરી ત્યમ કૃષ્ણવચનથિ ધર્મ—
દેશે જ તુજને રાજ્ય, છે શુભ શીલ જેનો ધર્મ. ૨૬
માટે નમી નૃપ યુધિષ્ઠિરને, થા સુખી તું તાત !
માનશે માધવનું કહ્યું, ભીમાદિ પણ બલિભ્રાત. ૨૭
તુજ તાત કહ્યું ન ઉલ્લંઘશે, ઘનશ્યામ પ્રૌઢપ્રતાપ;
કરશે જ કહેવું માન્ય કેશવનું યુધિષ્ઠિર આપ. ૨૮
છે એમ કરવું એ જ તુજ કલ્યાણરૂપ નરેશ !
વિગ્રહ કર્યે કંઇ નહિ વળે, તું સહિશ પૂરણ કલેશ. ૨૯
મુજ પ્રાણરક્ષણ માટ આમ કહું છું ગણિશ ન એમ,
પણ કહું છું હે કુરુવીર ! ક્ષિપ્ર થવા જ તારૂં ક્ષેમ. ૩૦
કહિ એમ વિલપી ઉષ્ણ મોટો નાંખીને નિઃશ્વાસ,

---

૧૯ અનિવાર્ય—નિવારણ ન થાય એવું. ૨૨ હીનેસમાને—ઓછા અને બરાબરીઆએ.

ત્યાં શોચ કરતા શારદ્વત મૂર્છિત થયા સુખરાશ. ૩૧
સુણિ એ પ્રકારે તપસ્વી ગૌતમ કહ્યું હે ભૂપ,
મૂકી નિસાસો ઉષ્ણ ઊંડો, હવો તમ સુત ચૂપ. ૩૨
પછિ મુહૂર્તમાત્ર વિચાર કરિ તે ઉચ્ચર્યો આ રીતઃ—
ગુરુ ! ઘણું કહ્યું આપે મને, દર્શાવિ પૂરણ પ્રીત. ૩૩
નિજ જીવ ઊપર આવિ આપે બહુ કર્યું છે અત્ર;
છો મુજ હિતેચ્છુ આપ સાચા વિદિત સહુ સર્વત્ર. ૩૪
પણ મૃત્યુ જેની નિકટ આવ્યું હોય તેને જેમ,
રૂચે ન ઔષધ રૂડું, છે તમ કહેવું મારે તેમ. ૩૫
હે વિપ્રવર ! નૃપ ધર્મને જુગટેથિ જીતી જેમ—
હર્યું રાજ્ય, તે વિશ્વાસ મારો કરે કદિયે કેમ ? ૩૬
પાંડવહિતેરત કૃષ્ણ, આપ સતૃષ્ણ થઇને દૂત—
આવ્યા હતા શુભ વિધિએ તવ મેં રચ્યું'તું તૂત; ૩૭
તે વચન મારૂં માન્ય કેમ કરે કહો દ્વિજ આજ ?
શી પેર સહન કરે ? અરે ! સતીની લિધેલી લાજ. ૩૮
શ્રીકૃષ્ણઅર્જુન બે છતાં, છે પ્રાણ બેના એક,
સુણ્યું મેં હતું તેવો જ આજે જોઉં છું હું નેક. ૩૯
અભિમન્યુ નિજ ભાણો હણાયો ત્યારથી યુદુવીર—
સુખથી શયન કરતા નથી, શ્રીકૃષ્ણ તપ્તશરીર. ૪૦
તે આપણો અપરાધ સહિ ભલું થવા ભાખે કેમ ?
સુતઅગ્નિથી સળગેછ અર્જુન, તે કરે કયમ પ્રેમ ? ૪૧
અતિતીક્ષ્ણ ભીમે ઉગ્ર કરિ છે વળિ પ્રતિજ્ઞા જેહ,
તે ભાગિ કડકા થાય પણ ન વળે જ નિઃસંદેહ. ૪૨
કહિ આમ બહુ ઉચર્યો વળી તે, ભોગવી મહારાજ્ય,
પાંડવપ્રસાદે હું અરે ! અવ ભોગવું કયમ રાજ્ય ? ૪૩
હું સૂર્ય પેઠે સૌ નૃપોશિર ઝગઝગી ગુરુરાજ !

૩૧ શારદ્વત—શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય.

રે ! હાસપેરે યુધિષ્ઠિરપૂઠે પડું કયમ આજ ? ૪૪
જાતે સુ ભોગવિ ભોગ, આપી અન્યને પણ એમ,
આપ્યું લઈ કૃપણોનિ રીતે જીવું કહો દ્વિજ કેમ ? ૪૫
નથિ નિંદતો હું આપવચનોને દ્વિજોત્તમ ! લેશ;
પ્રેમેથિ આપે તો કહ્યાં છે હિતવચન બહુ બેશ. ૪૬
પણ સંધિ કરવી આ સમય એ કોઇ રીતે અત્ર,—
ગમતી નથી મુજને ગુરો ! નિંદા થવા સર્વત્ર. ૪૭
કરિ યુદ્ધ સારી રીત હજિ કંઇ યુક્તિ કરવી એમ,—
હું ધારૂં છું ધીમંત ! નરપતિનો વિચારી નેમ. ૪૮
માટે સમય સારી રીતે આ યુદ્ધનો તજિ આજ,
હું નહિ નપુંસક થાઉં, જાવાને જગતથી લાજ. ૪૯
મેં ભોગ બહુ વિધ ભોગવ્યા, નથિ ન્યૂન રહિ કો રીત;
રે ! પ્રીતિનાં પાત્રો જતે, નથિ જીવવામાં પ્રીત ! ૫૦
મેં અર્થ સિદ્ધ કર્યાછ ત્રણ, ચોથો રહ્યો છે જેહ,
તન ત્યાગિ રણમાં સિદ્ધ કરવો છે હવે દ્વિજ ! તેહ. ૫૧
માટે મરણભય હું ધરી, કાયરતણું કરિ કામ,
બે લોક બગડે એમ કરવા ઇચ્છતો નથિ નામ. ૫૨
ઘરમાંહિ મરવું ક્ષત્રિને અતિ નિંદ્ય છે દ્વિજ ! તેહ,
તન ત્યાગવું રણભૂમિમાં ઉત્તમ ગણ્યું છે એહ. ૫૩
માટે ગયા ભીષ્માદિ તે માર્ગે જ હું પણ જઇશ;
મળિ શૂર સ્નેહિ સગાદિને ત્યાં સર્વ સુખિયો થઇશ ! ૫૪
ભ્રાતા વયસ્ય પિતામહાદિ ખપાવિ બચવા માટ,—
હું નીચયત્ન નહીં કરૂં, ઊઠે જિવિતમાં વાટ ! ૫૫
કહિ આમ બહુ ઉચર્યો વળી દુર્યોધન તેણી વાર,
હું નાક રાખિશ શિર જતાંપણ, માનજો નિર્ધાર ! ૫૬

૪૫ કૃપણોની રીતે—કંગાલની રીતે. ૪૭ ગુરો !—હે ગુરુ ! ગુરુનું સંબોધન. ૫૫ વયસ્ય—મિત્રો, સમકાલીન, સરખીવયના.

સુણિ વેણુ તેનાં ક્ષત્રિયો સહુ 'સાધુ ! સાધુ !' ઉચારી,
અતિ થઇ પ્રસન્ન સુ આપસુતની કરિ પ્રશંસા ભારી. ૫૭
સુણિ વાણિ દુર્યોધનતણી, ચઢયું શૂર સહુને પાણી;
યુધમાટ નિશ્ચય કરિ ધર્યો ઉત્સાહ રાય વખાણી. ૫૮
પછિ સર્વ સેનાહિત બે યોજન જઈને દૂર,
હિમવાન પાસે જઇ ઠર્યો, રણધીર તમસુત શૂર. ૫૯
અરુણા સરસ્વતિને વિષે કરિ સ્નાન ને જળપાન,
ત્યાં મંત્ર કીધો યુદ્ધનો, મળિ મહિપ સૌ મતિમાન. ૬૦

વલણ.

મતિમાન ભૂપ ભેગા થઈ, ફરિ કરવા સંગ્રામ,—
શું કીધું તે સાંભળો, કહે દ્વિજ ગણપતરામરે. ૬૧

---

## કડવું ૨ જું.

### શલ્યને સેનાધિપતિપણાનો અભિષેક.

રાગ ધનાશ્રી.

ઉચર્યો સંજય હે અવનીપતિ, ત્યાં રાત્રીમાં તેવેજી,
શકુની, દ્રૌણી, કૃપ, કૃતવર્મા આવી મળિયા એવેજી. ૧
અરિષ્ટસેન, સુષેણ પરાક્રમિ જયત્સેન, ધૃતસેનજી,
એ પણ આવિ રહ્યાં ત્યાં રાતે રોષ ભરેલે નેનજી. ૨
મળી તેમણે મહીપ એવા આપપુત્રને એવેજી,
કરિ સત્કાર સુ કહ્યું શલ્ય નૃપ સુણે તેમ ત્યાં તેવેજી: ૩
'હે રાજન્ ! જય અમો પામિયે સંગ્રામે શુભ તેવોજી,
સેનાપતિ સ્થાપો એવો અહિં, સેનાનીના જેવોજી.' ૪

---

૫૯ હિમવાન—હિમાલય પર્વત. ૨ રાતે—રાત્રિએ. બીજો અર્થ ર-ક્ત, રાતાં. ૩ સત્કાર—નમસ્કાર. ૪ સેનાની—કાર્તિકસ્વામી.

સાંભળિ એવું આપસુતે ત્યાં, ગુરુસુતને એ વારેજી—
પૂછ્યું, દ્વિજ બતલાવો તેવો, જે જય આંહિં વિસ્તારેજી. ૫
ઉચર્યો તવ અશ્વત્થામા, નૃપ ! કાર્તિકેયના જેવોજી—
શલ્યભૂપ છે આ અવનીમાં, સૌ ઉર રૂચે તેવોજી. ૬
રૂપ, તેજ, કુળ, યશ, લક્ષ્મી ઇત્યાદિક ગુણથી એહજી,
લક્ષવસા સેનાપતિ માટે યોગ્ય દિસે છે તેહજી. ૭
ક્યાં કે તે ઉપકાર જાણુ છે, ભૂપતિ શુભ બડભાગીજી,
ભળ્યોછ જે આપણુમાં આંહિં નિજ ભાણેજોને ત્યાગીજી. ૮
સંમતિ આપી તે વાતે સૌ, શલ્યભૂપને ઘેરીજી,
ઉચર્યા "જય જય" અતિ હર્ષે ત્યાં, વાગ્યાં ભેરિનફેરીજી. ૯
શલ્ય પાસ જઇ દુર્યોધન તવ, ઉચર્યો બે કર જોડીજી:
ઓથ તમારી છે અવ હે નૃપ ! સેના રહિ છે થોડીજી. ૧૦
મિત્રઅમિત્ર-પરીક્ષા કેરો સમય અમોને આ જેજી—
પ્રાપ્ત થયો છે હે મહાબાહો ! માટે કહું છું આજેજી. ૧૧
મિત્રધર્મ આપનો સફળ કરવાને હે મહાવીરજી,
સેનાપતિ શુભ થાઓ અમારા, જેથી ધરિયે ધીરજી. ૧૨
આપ સૈન્યપતિ થઇને જાતાં, પાંડવ ને પાંચાલોજી—
નિરુત્સાહ થઇ જશે જ નિશ્ચે, કરશે નહિ કો ખાળોજી. ૧૩
દુર્યોધનનાં વચન સાંભળી, સર્વ સુણે ત્યમ ત્યારેજી—
ઉચર્યો મદ્રેશ્વર, હે નૃપ ! ચિંતા નવ કરવી તારેજી. ૧૪
તારા પ્રિય માટે જ રાજ્ય, ધન તેમ પ્રાણુ છે મારોજી;
માટે મંદ થઈશ ન જરિયે, અર્થ હું સાધિશ તારોજી. ૧૫
કૃષ્ણુપાર્થની રથિઓમાં તું માને છે સરસાઈજી.
પણુ તે છે મુજથી ઊતરતા ભુજબળમાં હે ભાઈજી ! ૧૬
દેવ, દાનવો તથા માનવો—સાથે જીતું તેવોજી—
છું હું, જમને પણુ ઝબકાવું રણુમાં, હે નૃપ એવો ! . ૧૭
માટે તુજ સેનાનાયક થઇ, પાંડવ સોમક જીતીજી,

જય તારો સારો વર્ત્તાવિશ, લેશ ન ધરતો ભીતિજી. ૧૮
વ્યૂહ રચીશ વળી એવો કે, ઇંદ્રે પણ કહિ એમાંજી—
અવાય નહિ, તો અરિ તારા શી પેર પ્રવેશે તેમાંજી ? ! ૧૯
સુણી શલ્યનાં વચનસુ એવાં, સેનાપતિનો તેનેજી,—
આપ સુતે અભિષેક કર્યો, અતિ તુષ્ટ થઈને એનેજી. ૨૦
એ સમયે તમ સૈન્ય વિષે નૃપ, સિંહનાદની સાથેજી—
વાગ્યાં બહુ વાદિત્ર, વીર જય ઉચર્યા ઊંચે હાથેજી. ૨૧
કરી પ્રશંસા પાર વિનાની, મદ્રક ગાજ્યા ભારેજી,
પ્રાણપ્રતિજ્ઞા કરિ શલ્યે દુર્યોધન માટે ત્યારેજી. ૨૨
અભિષેકચો શલ્યને જોઇ સૈનિક સઘળાએ ત્યારેજી,
કર્ણ વિષેનું દુઃખ હર્ષ ધરિ, નાંખ્યું તુર્ત વિસારેજી. ૨૩
જંપ્યું સઘળું સૈન્ય પછી ત્યાં, સૂતા સૌ વિણ ભીતેજી;
શલ્યથી શલ્ય ટળ્યું પાંડવનું એમ વિચારી ચિત્તેજી. ૨૪
શલ્ય સૈન્યપતિ થયો જાણિને યુધિષ્ઠિરે એ વારેજી,
કહ્યું કેશવને આ રીતેથી, અંતરને ઉદ્‌ગારેજીઃ ૨૫
ઓથ અમારી છો હરિ આપ જ, માટે માધવ ! હાવેજી,
કરો ઘટે ત્યમ અમ રક્ષણમાં, તમને જે કંઇ ફાવેજી. ૨૬
ઉચર્યા તવ માધવ, હે રાજા ! મદ્રેશ્વરને આપજી,
ઓછો મા માનશો મહીમાં, છે એ મોટે માપજી. ૨૭
ભીષ્મ, દ્રોણ ને કર્ણસમો વા તેથી વધતો તેહજી,—
માનું છું એને હું હે નૃપ, માનો નિઃસંદેહજી. ૨૮
શિખંડિ, અર્જુન, ભીમ, સાત્યકી, ધૃષ્ટદ્યુમ્ન મહાધીરજી,
અધિક નથી એથી પણ એ છે, હરનારો સહુ-હીરજી. ૨૯
તેને હણવા યોગ્ય તમે છો, હે કુરુનંદન અત્રજી;
નથિ બીજો કો આપવિના, શોધી જોતાં સર્વત્રજી. ૩૦
માટે મામો માની એને તેપર દયા ન કરજોજી,
પણ ક્ષત્રિયનો ધર્મ વિચારી, પૂરો એને કરજોજી. ૩૧

કર્ણ રૂપિ પાતાળથિ સંભવ છે જેનો અહિં એવોજી,
ભીષ્મદ્રોણરૂપી મહાસાગર, તરે ન કોપણ તેવોજી, ૩૨
તરી જઈ ગણ સહિત તમે, આ શલ્યગોષ્પદે વીરજી,
ન ડૂબશો દેખાડી તપબળ તથા ક્ષાત્રબળ ધીરજી ! ૩૩
વાત આમ કરતા વનમાળી, રાય યુધિષ્ઠિર સહિતજી,—
આવ્યા શિબિરે શરણાગતનું કરનારા જ સુહિતજી. ૩૪
સૂતા સૌ પછિ નિજ શિબિરોમાં, જંપી સેના બાધીજી;
અળગો કીધો અધિપતિ ઉરનો, હરિએ સઘળો આધિજી. ૩૫

વલણ.

આધિ અંતરનો હરે, ભક્ત તણો ભગવાન;
ઉપાધિ આવી નવ શકે, ધરતાં તેનું ધ્યાનરે. ૩૬

---

## કડવું ૩ જું.

### શલ્યવધ.

રાગ આશાવરી.[1]

હે નૃપ ! તે રાત્રી વીત્યા પછિ દુર્યોધન-આજ્ઞાથી તૂર્ણ—
થયા યોધ તૈયાર સર્વ સજિ શસ્ત્ર અસ્ત્ર વાહન સંપૂર્ણ. ૧
રણવાદિત્ર રહ્યાં ત્યાં વાગી, હય કરવા લાગ્યા હણહણાટ;
કરિ ચિત્કાર સુણાયા કર્ણે, રથોતણો સુણિયો ખણખણાટ. ૨
બાકિ રહેલાં સૈન્ય બિજાં પણ મૃત્યુભય તજીને તે વાર,—
આવિ ઉભાં ઝટ અતિ ઉત્સાહે, સર્વ રિતે થઇને તૈયાર. ૩
આપસૈન્યના મહારથિઓ તવ, સર્વ સૈન્યના કરી સુવિભાગ,
નિજ સેનાંગ વિષે ઊભા'તા, ભજાવવા સારો નિજ ભાગ. ૪
કૃપાચાર્ય, કૃતવર્મા, દ્રૌણી, શલ્ય, શકુનિ ત્યમ અન્ય નરેશ,

૧ આશાવરી—સવૈયા એકત્રીશાને રાગે ગવાશે.

સર્વ સૈનિકો દુર્યોધનને મળિને મંત્ર કર્યો બહુ બેશ.
આજ આપણામાંથી કોએ જૂદા પડિને રણ મોઝાર—
યુદ્ધ ન કરવું પાંડવ સાથે, એક જણે ઝૂઝી આવાર.
રક્ષણ કરતાં એકબિજાનું, મળી એકઠા ઠીક સુરીત,
કરવું યુદ્ધ ભલી ભાતે, જળદૂધ સમી દર્શાવી પ્રીત.
કરી પ્રતિજ્ઞા તેહ વાતની, મહારથિયો સઘળા તે શૂર—
વાધ્યા મદ્રેશ્વર આગળ કરિ, વાધે જયમ ગંગાનું પૂર.
પાંડવ પણ રચિ વ્યૂહ સૈન્યનો, યુદ્ધ ઇચ્છતા થઇ તૈયાર—
આવ્યા કૌરવની સામે નૃપ, ચારપાસથી ઝટ એ વાર.
ભીષ્મદ્રોણ હણાયા રણમાં, પડ્યા કર્ણ મહારણઝૂઝાર,
તોય જીતશે પાંડવને અવ શલ્ય એમ માની નિર્ધાર, ૧
આશા તેપર બાંધિ આપસુત ઉમગ્યો કાંઇ ન કરી વિચાર;
છે આશા બળવાન જગત્માં, રે ! તે ટળતી નથી લગાર. ૧
રચી સર્વતોભદ્રવ્યૂહ નૃપ શલ્ય કૌરવોનો આધાર,
વાધ્યો પાંડવના સામે તવ, હવસરખો નવ કરતાં વાર. ૧
ધૃષ્ટદ્યુમ્ન શિખંડિ સાત્યકી, શલ્યસૈન્ય હણવા એ વાર—
ધાયા, ત્યમ ધાયા સેનાસહ ધર્મ શલ્ય હણવા અવધાર. ૧
દોડ્યો અર્જુન ભોજ તથા સંસપ્તક સામે ધરિને બાણ;
ભીમસોમકો કૃપાચાર્ય પ્રતિ ઉલટ્યા પૂરરિતે નિર્વાણ. ૧
નકુલ અને સહદેવ ઉભા જઇ, શકુનિ ઉલૂક સામે કરિ ક્રોધ
તેમ જ ઉલટ્યા પાંડવ પ્રત્યે, આપતણા જોરાળા જોધ. ૧
મચ્યું પછી મહા ઘોરયુદ્ધ મળતાં બે સેના રણ મોઝાર;
હેલી બાણ તણી થઇ અતિશે, થયા ધનુષના બહુ ટંકાર.
કિલકારી કારી થઈ રણમાં, ચળકયા ભાલા ત્યાં ચોપાસ;
વિદ્યુત્ સરખાં ખડ્ગ ઝબકિયાં, વર્ત્તાવા લાગ્યો અતિ ત્રાસ.
ગુરજ ગદા ફરશી રહિ વરશી, ઉછળ્યાં અસ્ત્ર પ્રલય કરના
તોમર પ્રાસ ત્રિશૂલ તીવ્ર અતિ, ભાસ્યાં ભય નરને ભરનાર. ૧

ખુંબારવ બહુ હુવો એ તકે, દવ લાગ્યા સરખો નિર્ધાર;
દાટ ઘણો વળવા લાગ્યો દેવોની પણ ધીરજ હરનાર ! ૧૯
તાડવૃક્ષથી પડે ફળો ત્યમ શૂરાનાં મસ્તક તે વાર,—
પડવા લાગ્યાં પારવનાં નૃપ, વર્ત્તાવા લાગ્યો સંહાર. ૨૦
બાજુબંધસહ બાહુ કપાઈ પડતા ત્યાં જોયા જનપાળ,
સાથળ કરિની સૂંઢસમા ત્યમ દીઠા હે કુરુવીર કૃપાળ ! ૨૧
રુધિરયુક્ત પૃથ્વી એ સ્થળ ત્યાં ભાસી ભય દેનારી રાય,
સરિતા શોણિતની વહિ એવી, જેમાં વીર તણાતા જાય ! ૨૨
સૈન્ય આપનું બહુ જ પ્રકારે હણાયલું અરિથી રણમાંહિ,
ભાગ્યું તવ મદ્રેશ ધર્યો નૃપ, ધર્મરાજ ઊભા'તા ત્યાંહિ. ૨૩
ખાળ્યો તેને પાંડવસૈન્યે, ખાળે તટ ઉદધિને જેમ;
આવ્યા ઉલટી એ તક કૌરવ, શલ્યસહાય વિષે ધરિ પ્રેમ. ૨૪
જામ્યું જુદ્ધ ફરી તે તક ત્યાં, કૌરવપાંડવનું કુરુવીર !
રુધિરઉદક ઉછળ્યું તે સ્થળમાં, ધીરતણી હરનારૂં ધીર. ૨૫
યુદ્ધ વિષે દુર્મદ માદ્રીસુત નકુળ અને તેવો જ સુવીર,
ચિત્રસેન કર્ણનો પુત્ર ત્યાં ધશ્યા સામસામે મહાધીર. ૨૬
કર્યું યુદ્ધ તેમણે કારમું, વિસ્મય પામે સુરપતિ તેમ;
ગયા ન એકબિજાના ગાંજ્યા, મુહૂર્તમાત્ર જણાયું એમ. ૨૭
પણ પછિ પણછ ધનુષની કાપી, ને પછિ ત્રણ શરથી તે વાર,
લલાટમાં વીંધ્યો માદ્રીસુત, કર્ણસુતે નવ કરતાં વાર. ૨૮
હય સારથિ પણ ત્રણ ત્રણ શરથી પાડ્યા તડુકીને તત્કાળ;
ઉગ્ર બન્યો માદ્રીસુત એથી, અરિનું સહન ન કરતાં આળ. ૨૯
ઢાલખડ્ગ ઝટ ગ્રહી હાથમાં, પ્રચંડ થઇ માદ્રીસુત શૂર,
પડતું મૂકી તર્ત રથેથી ધાયો અરિ પ્રત્યે બળપૂર. ૩૦
ઝીલી શર વર્ષતાં ઢાલપર, ગતિ કરિ ગરુડસમી નિર્ધાર,
ચિત્રસેન રથપર ચઢિ નકુળે છેદ્યું શિર તેનું તે વાર. ૩૧

૩૧ ચિત્રસેન—કર્ણપર્વ અધ્યાય ૮૩ મામાં યુધામન્યુએ ચિત્રસેનને

ભ્રાતવૈર વાળવા ભૂપ ! તવ, વ્યાઘ્રપેર ઘૂઘવતા વીર,
ધાયા તેના બે ભ્રાતા ત્યાં, માદ્રિસુત પ્રત્યે ધરિ ધીર. ૩૨
પ્રૌઢ પરાક્રમ કરિ તેઓને, નકુળે હે નૃપ ! કીધા પાર;
એ પછિ યુદ્ધ હતું પરસ્પરમાં, દેવાસુર સરખું એ વાર. ૩૩
આપ્યું મહાભય આપ સૈન્યને, પાંડવના વીરોએ રાય !
હાની બહુ ઉપજાવી એવી, જે જીભેથી કહિ નવ જાય. ૩૪
કુચિહ્નો દેખાયાં એવે, કૌરવના ક્ષયનાં નિર્ધાર;
પાંડવની વૃદ્ધિનો ભૂપ ત્યાં ભાસ્યો મુજને સ્પષ્ટ પ્રકાર. ૩૫
શલ્યે શૌર્ય જણાવ્યામાં નૃપ, ન્યૂન ન રાખી તત્ર જરાય;
ભેદ્યા બારેબાણ મારિને, ભય દેનાર યુધિષ્ઠિર રાય. ૩૬
ભીમ નકુળ સહદેવ આદિએ તવ કરિ તેપર ક્રોધ અપાર,
વીંધ્યો તેને સર્વ પ્રકારે, તીખા શર મારી તે વાર. ૩૭
કૃતવર્મા, કૃપ, દ્રૌણી, શકુની તથા આપ પુત્રો એ વાર,
શલ્ય રક્ષવા ધાયા સત્વર, ગયો ઉલૂક ન કરતાં વાર. ૩૮
દ્વંદ્વયુદ્ધ તવ થયું કારમું, થઈ મરણિયા મહારણવીર,—
તડવા લાગ્યા એકબિજાપર, કર્ણસુધી ખેંચી નિજ તીર. ૩૯

---

આર્યો એમ મહાભારતમાં છે; તે ચિત્રસેન કર્ણનો ભાઈ હતો, અને અત્ર જણાવેલો તેનો પુત્ર છે; માટે કાકા ભત્રીજાનું નામ એક હશે એમ સંભવે છે. પણ સુષેણ નામના કર્ણપુત્રને મહાભારત કર્ણપર્વ અધ્યાય ૭૫ મામાં ઉત્તમૌજાએ માથું કાપી મારી નાંખ્યો છે, છતાં અત્ર શલ્યપર્વ અધ્યાય ૧૦ મામાં ચિત્રસેન પડતાં તેના બે ભાઈ નકુળને મારવા ધાયા તેનાં નામ સુષેણ અને સત્યસેન છે, તો મુએલો સુષેણ પાછો ક્યાંથી આવે ? આ ચાલતી આવેલી ભૂલ હશે એમ જાણી સુષેણ સત્યસેનનાં નામ ન આપતાં મેં માત્ર ચિત્રસેનના બે ભાઈ તેનું વૈર વાળવા આવ્યા એમ બાધેભારે જણાવ્યું છે. ( લઘુભારત કર્ણપર્વ કડવું ૮ મું ક. ૪–૩૭ માં જોવું. આ કડવામાં શલ્યપર્વના અધ્યાય ૮ થી ૧૭ મા સુધીનો સાર લીધો છે. )

ભીમે પાડી ભેલ ભૂપ ત્યાં, શલ્ય ભૂપના રથતોખાર—
પાડ્યા પૃથ્વી માંહિ તડાકે, ગદાતણો કરિ ઘોરપ્રહાર. ૪૦
શલ્યે તવ માર્યો ભાલો ઝટ, તેની છાતીમાં તે વાર;
જેથિ કવચ ભેદાયું ભીમનું, પણ તે કંપ્યો નહિ જ લગાર. ૪૧
લગાર પણ નવ વાર કરીને ભીમે તે ભાલે રણમાંહિ,—
શલ્યસારથી વીંધી નાંખી પાડ્યો એક પલકમાં ત્યાંહિ. ૪૨
સાહસ દેખી ભીમસેનનું વિસ્મય પામી શલ્ય નરેશ—
જતો રહ્યો ઝટ દૂર ત્યાંથિ નૃપ, પણ ખીજ્યો મનમાં ધરિ દ્વેષ. ૪૩
તેથી તે ઊભો તત્પર થઇ, ગદા ગ્રહણ કરિ રણમોઝાર;
ધાયો તે સામે જ વૃકોદર, કર ધરિ ગદા ન કરતાં વાર. ૪૪
ફરી મંડલાકાર વીર બે, ગદાયુદ્ધ કરવા નિર્ધાર—
ઉલટ્યા એકબિજાપર હે નૃપ, પીશી હોઠ નહીં હઠનાર. ૪૫
શલ્યગદા શોભતી હતી ત્યાં, તપ્તસુવર્ણ સમી તે વાર,
જ્વાળા અગ્નિતણી ન હોય શું ! દ્વેષીના દળને દહનાર. ૪૬
તેમ જ ભીમગદા વિદ્યુત્સહ મેઘ હોય તેવી અવિધાર,—
શોભી રહિ'તી શત્રુસૈન્યને મરણ-વહેણ વિષે વહવાનાર. ૪૭
પ્રહાર એકબિજાના સહેવા યોગ્ય હતા તે બે લડનાર;
ગજું ન એમાં સુરગંધર્વનું, દાનવ પણ દેખે જમદ્વાર ! ૪૮
દેખિ કારમું યુદ્ધ ગદાનું શલ્યભીમનું ત્યાં કુરુવીર !
'ધન્ય ! ધન્ય !' વદવા લાગ્યા સૌ, માની તે બેને મહાવીર. ૪૯
ગદાપ્રહાર ગદાપર થાતાં, ઝરતા તેમાંથી અંગાર;
થતા ધડાકા પ્રલયકાળના મેઘકાટકાશા નિર્ધાર. ૫૦
તાડન એકબિજાને કરતા ગદાવડે ગર્જી બે વીર;
પ્રહાર પેખીને તેઓના ધ્રૂજી જાતા'તા મહાધીર. ૫૧
રુધિરેવ્યાપ્ત થયા તે બે બહુ, તો પણ તોર તજ્યો નહિ નામ;
અળગા કરવા એકબિજાને, કોનીપણ પહોંચી નહિ હામ. ૫૨
અંતે અન્યોન્યતણા કારી ગદાપ્રહારે તે બે વીર—

પડ્યા પૃથ્વિમાં ઈંદ્રધ્વજશા એકેસમયે હે કુરુવીર ! ૫૩
હાહાકાર હવો એથી અતિ, તે બે સેનામાંહિ અપાર;
તક સાધી કૃપ શલ્ય લઇ પળ્યા, નિજ રથમાં નાંખી તે વાર. ૫૪
નિમિષમાત્રમાં ભીમ ઉભો થઇ મહોન્મત્તરિતે એ વાર,
ગ્રહી હાથમાં ગદા શલ્યને તે કરવા લાગ્યો પોકાર. ૫૫
મચ્યું યુદ્ધ પછિ મહાવેગમાં, વર્ત્યો તવ મોટો સંહાર;
થઈ મરણિયા યોધ ઉલટ્યા, પતંગ પેઠે ત્યાં પડનાર. ૫૬
મારો, વીંધો, કાપો, ઝાલો, છેદો શિર અરિનું અવિચાર !
વાણી એવી ચાર દિશામાં વ્યાપી રહિ રણમાં તે વાર. ૫૭
એવામાં શલ્યે આવીને જાવાને જમપુર મોઝાર,
વીંધ્યા રાય યુધિષ્ઠિરને ત્યાં, કાળે પ્રેર્યાથી નિર્ધાર. ૫૮
કરી કારમું યુદ્ધ ધર્મશું, શલ્યે ત્યાં રણમાં મહારાજ !
વ્યાકુળ કીધા બહુ જ તેમને, ને આણ્યા યોદ્ધા સૌ વાજ. ૫૯
તવ નિજ ભ્રાતા તથા કૃષ્ણને બોલાવીને તે ગુણગ્રામ,
નિશ્ચય નિજનો સ્પષ્ટ કરીને ઉચર્યા સર્વ સુણે ત્યમ આમ:— ૬૦
શત્રુપક્ષના શ્રેષ્ઠમહારથિ હણવામાં તમ સૌએ આંહિ,
આપ આપનો ભાગ ભજાવ્યો છે રૂડી રીતે રણમાંહિ; ૬૧
માટે મારે ભાગ રહેલો શલ્ય ભૂપ હણવા હું આજ,—
અતિ ઉત્સાહ ધરૂં છું હૈયે, છે મારૂં ઇચ્છિત એ કાજ. ૬૨
એમ કહી રથચક્રરક્ષકો સ્થાપી નકુળ તથા સહદેવ,
પાર્થ પૃષ્ઠરક્ષક કરિ વાધ્યા, આગળ ભીમ કરી નરદેવ. ૬૩
સાત્યકિ ધૃષ્ટદ્યુમ્ન વળી કરિ ચક્રતણા રૂડા રખવાળ,
રાખી જમણે ડાબે પાસે, મોદ ધરી વાધ્યા મહીપાળ. ૬૪
ભેરીશબ્દ હવા તત્ર ભારે, ઉઠ્યા શંખતણા અતિઘોષ;
વાગ્યાં રણવાદિત્ર વેગમાં, શત્રુ વિષે પડવા બહુ શોષ. ૬૫
શલ્યયુધિષ્ઠિરનું ફરિ પાછું, મચ્યું યુદ્ધ મોટું અતિ ઘોર;
બાણવૃષ્ટિ ભારે થઇ ભૂપતિ, સંભળાવા લાગ્યો બહુ શોર.. ૬૬

દ્રોણુતણો ઉપદેશ યુધિષ્ઠિર દર્શાવી દીધ્યા તે ઠામ;
પણ મદ્રેશ પડ્યો નહિ પાછો, તેમ ન નમ્ર જણાયો નામ. ૬૭
અતિકોમળ નૃપ ધર્મ છતાં કંપાયમાન ક્રોધે થઇ તેહ,
વર્ષાવી શરવૃષ્ટિ ઉગ્ર થઇ હણુતા યોધ હજારો એહ. ૬૮
જે જે સૈન્ય ભણી તે જાતા, તેનો તે કરતા સંહાર;
દવ ઊઠ્યા જેવો દળમાં નૃપ, ઊઠી રહેતો'તો પોકાર. ૬૯
દાટ વાળિ તમ દળમાં અતિશય, ધાઇ શલ્ય પ્રત્યે તે ધીર,
'અરે શલ્ય ! ઊભો રહે' કહિને ગાજ્યા ગુણવંતા ગંભીર. ૭૦
શલ્ય થયો સામો તે તક ત્યાં, ધનુષતણો કરિને ટંકાર;
વર્ષાવ્યા શર એકબિજાપર બેએ પારવના તે વાર. ૭૧
રુધિરયુક્ત તવ થયા વીર તે, તીરો બહુ વાગ્યે તનમાંહિ;
વસંતમાં પુષ્પિતકિંશુકશા શોભ્યા તેજસ્વી અતિ ત્યાંહિ. ૭૨
અંતે ક્રોધ કરી અતિ ધર્મે અમોઘશક્તિ ધરીને હાથ,
ક્રોધદૃષ્ટિએ જોઇ શલ્ય પ્રતિ, ઉચર્યા મોટેથી નરનાથ: ૭૩
'રે હો પાપરૂપ ! તું આ તક મુઓ જ છે' કહિ એમ વિશેષ,
ફેંકી શલ્ય ઉપર તે શક્તિ, આપશક્તિ દર્શાવી અશેષ. ૭૪
ઉગ્રશક્તિ ઉલ્કાસરખી તે, શલ્યછાતિ ભેદી તત્કાળ,—
પ્રવેશિ પૃથ્વીમાંહિ તોડિને કૌરવના રક્ષણુની પાળ. ૭૫
ભેદેલો શક્તિએ શલ્યનૃપ પ્રાણુરહિત થઈને તત્કાળ—
પડ્યો પૃથ્વિમાં રથથી હેઠે, પ્રસારિ કરપદ હે ભૂપાળ ! ૭૬
પૃથ્વીપતિ તે જેમ પૃથ્વિયે પ્રેમે ઉર ચાંપ્યો ના હોય !
તેમ શોભતો હતો શું કહું, જો કે પ્રાણુ તજ્યો'તો તોય. ૭૭
કાર્તિકેયથી હણાયલા ગિરિ ક્રૌંચ સમો ત્યાં શલ્યનરેશ,
અહો ! શોભતો હતો શવ છતાં, શું કહું તમને અત્ર વિશેષ ? ૭૮

વલણ.

વિશેષ કહેવાનું હવે, કહું તે સુણજો રાય !
અનૃત કીધે અવનીમાં, જય નવ કદિયે થાયરે. ૭૯

---

૭૨ પુષ્પિતકિંશુકશા—ફૂલોવાળા ખાખરાના વૃક્ષ સરખા. ૭૮ શવ—મુડદું.

## કડવું ૪ થું.

### શાલ્વ, ઉલૂક તથા શકુનિવધ.

રાગ સિંધુ.

શલ્ય પડતાં જ નૃપ ! શીશ રણમાંહિ દે એહવા શૂર તેના સુસાથી—
સાતસેં નીસર્યા સૈન્યમાંહેથિ ઝટ, ભૂમિ ધ્રૂજાવતા ભવ્યભાથી. ૧
તે સમે તેમને છત્ર ચામર થતા, ગિરિસમા હસ્તિ ઊપર રહેલા—
આપપુત્રે કહ્યુ, શૂરવીરો અરે ! જાવ મા ગતિ કરી થઇ જ ઘેલા. ૨
માનિ ના તે કહ્યું અબુધ અભિમાનિ તે પાંડવોસૈન્યમાં તૂર્ણ પેઠા;
ધનુષટંકાર કરિ ધર્મ હણવા જ એ ઊલટયા તર્ત પડવા જ હેઠા. ૩
યુદ્ધ કરિ કારમું એ સમે એમણે પાંડુસુત ધર્મને તત્ર પીડયા,—
જાણિને એમ ઝટ ભીમ અર્જુન તથા નકુળ સહદેવ તત્કાળ ભીડયા. ૪
શૂર મહા સાત્યકિ, શિખંડિ, પાર્ષત તથા દ્રૌપદીપુત્ર પણ પૂરવેગે-
આવિ પહોંચ્યા ન કરતાં જરા વાર ત્યાં,ઉગ્ર થઇ આપ ઊઘ્રાડિ તેગે. ૫
સોમકો સહિત પાંચાલ પણ આવિયા, ધર્મને રક્ષવા તે જ ટાણે;
શોભ્યું રણ એ સમે શું કહું આપને, ' વાહ ' વદિ ઇંદ્રપણ તે વખાણે! ૬
વીંટિ વળિ ધર્મને સર્વ તે એ સમે, શલ્યઅનુગામિ રથિ સાતસોને-
સઘ હણવા જ લાગ્યા ન જરિ વાર કરિ, પૂછવું ના પડયું કોઇકોને. ૭
ચક્ર ચૂરા કર્યાં કોઈનાં, ને કર્યા ધૂળ ભેગા જ ધ્વજ કોઇના ત્યાં;
ભારિ ભય આપ્યું ધડશીશ જૂદાં કરી, કળ ન કોને પડી કે જવું કયાં!૮
માઠિ ગતિ જોઇ મદ્રકતણા સૈન્યનિ, શકુનિ મોટેથિ ઉચર્યો બરાડી;
મદ્રકોમાંહિ જો ભેલ પડિ ભૂપતે ! કેમ તું થઇ ગયો છિ ગરાડી ! ૯
આપણા દેખતાં અરિથિ માર્યાજતા મદ્રકો આજ આ’વે પ્રકારે,
ભૂપ ! સંગ્રામમાં આપ ઊભાછતાં યોગ્ય નથિ અત્ર એ તો લગારે.૧૦
એકઠા સર્વ રહિ અરિશું ભડવું અહીં, નિયમ તે ત્યાગિને એ નિસરિયા,

૨ તૂર્ણ—જલદી. ૫ પાર્ષત—પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલો ધૃષ્ટદ્યુમ્ન.
૭ અનુગામી—પાછળ ચાલનારા, સોબતી.

ક્રોધવશ થઈ ન માની કહ્યુ તેમણે મરણ સામે જ પગ તર્ત ધરિયા;૧૧
તો શું આંહિં આપણે ત્યમ થવા દેવું કહો ? ના નથી યોગ્ય એ તો જરાયે;
વાધિ અવ વા'ર ઝટ એમની નૃપ કરો, શત્રુથી જેમ ના તે મરાયે. ૧૨
આમ સુણતાં જ સુત આપનો શકુનિસહ ઊપડયો આકળો થઇ અતીશે;
આદર્યું યુદ્ધ પછિ પાંડવો સાથ ત્યાં, રુદ્ર જેવો બની પૂર્ણ રીશે. ૧૩
રીશ ધરિ કરિ ત્વરા તોય ના કંઇ વળ્યું,વળિ ગયો ઘાણ ઝટ મદ્રકોનો;
પ્રબળ પેખ્યું ખરૂં પાંડવોનું જ નૃપ,રહે ઊભો ત્યાં અરે ભાર કોનો?૧૪
શલ્યનું સૈન્ય ત્યમ શલ્યને પણ પડયો—જોઇ રણક્ષેત્રમાં આપ સેના—
ભાગિ ભય ભારિ ધરિ,વારિ ના તે રહી,શ્વાસ મુખમાય નૃપ કોઇને ના.૧૫
દુઃખ ધરિ વિમુખ યોદ્ધા તથા આપસુત રે થયા રાયજી રણથિ જ્યારે,
પાંડવોસહિત પાંચાલ પરસ્પર અરે!આમ કહેતા હતા ત્યાંહિ ત્યારેઃ-૧૬
આજ હતશત્રુ રાજા યુધિષ્ઠિર થયા, આજ દુર્યોધને આપઆંખે—
જાતિ દીઠી જ નિજ રાજસમૃદ્ધિને,તે થકી તે થયો તેજ ઝાંખે. ૧૭
આજ ધૃતરાષ્ટ્રસુત મરણ પામ્યો સુણી પૃથ્વિમાંહે પડી દુઃખ ધરશે;
આજ તે વિદુરનાં વાકય હિતનાં સ્મરી આપને નિંદતો નહિ જ ઠરશે.૧૮
આજ તે કૃષ્ણ માહાત્મ્યને જાણશે,આજ તે ધર્મને તે જ રીતે—
જાણશે સર્વથી શ્રેષ્ઠ ધનુધારિ દૃઢ, જેમને જગતમાં કો ન જીતે. ૧૯
આજ અનુજીવિ તે ધર્મના હોય ત્યમ વરતિ પાંડવતણું દુઃખ જાણો;
તેમ અર્જુનપરાક્રમ તથા ભીમનું બાહુબળ પૂર્ણ રીતે પ્રમાણો. ૨૦
આમ વદતા પરસ્પર મહા હર્ષથી હૃષ્ટ થઇ તે મહાશૂરવીરો.
પૃષ્ઠ લઇ આપના ભાગતા સૈન્યની દોડતા તે હતા ધીરવીરો. ૨૧
જોઇને આમ નિજ સારથીને કહ્યું રાય દુર્યોધને રાય ત્યારે,—
હાંકય રથ પાર્થને મૂકિ સેના પૂંઠે,અતિક્રમણ તેથિ નહિ થાય ક્યારે.૨૨
જોઇ ઊભો મને જુદ્ધમાં આ તકે, આપણું સૈન્ય ઉત્સાહ આણી—
મારૂં કરશે અને અર્થ સરશે જ ઝટ,હાંકય ધીમેથિ રથ એમ જાણી.૨૩

૧૭ હતશત્રુ—જેના શત્રુ હણાયા છે એવા. આપઆંખે—પોતાની આંખે. ૨૦ અનુજીવી—ચાકર. ૨૧ હૃષ્ટ—બહુ પ્રસન્ન, ખુશ.

આપ સુતનાં સુણી આર્ય સરખાં વચન, સારથીએ હયો તર્ત હાંકયા;
પાય દે હવ વિષે પદાતિ એવા જ તવ એકવિંશ સહસ્ર આવ્યા જ પાંકયા.૨૪
ભીમસેને તથા ધૃષ્ટદ્યુમ્ને તહીં, સૈન્ય ચતુરંગથી આવિ આગે,
રોકિયા તેમને વાર કરતાં ન લવ,પણુ ન રોકયા રહ્યા પૂર્ણ આગે. ૨૫
ભીમને ઘેરિને ઘોર શરવૃષ્ટિ કરિ તેમણે તેમ બીજા મળીને;
ઊતર્યો રથથિ તવ ભીમ લેઈ ગદા, તેમનો ક્રોધ કારી કળીને. ૨૬
ઘૂઘવાટો કરી ફેરવીને ગદા ઘૂમિ રણુભૂમિમાં ભૂપ તેણે,—
પાર પાળા કર્યા વાર કરતાં ન જરિ,અન્યને આંચ અતિ આપિ એણે.૨૭
ધર્મ તમપુત્ર સામે ધસ્યા સૈન્યસહ, પણુ ન પાછા હઠયો તે લગારે;
ભાગિ જાતું હતું સૈન્ય એનું બધું, પામિ ભય ભૂપ રણુમાંથિ ભારે. ૨૮
પાઠિ ઘાંટા કહ્યું તેમને તે તકે રાય દુર્યોધને બહુ વકારી,
આવિયા તવ ફરી કારિ કિકિયારિ કરિ,તે બધા હાથ હથિયાર ધારી. ૨૯
મ્લેચ્છનો અધિપતિ શાલ્વ પણુ એ સમે ઘનસમા હસ્તી ઊપર વિરાજી—
આવિયો બાણુ વર્ષાવતો વેગમાં,ગર્જના ઘોર કરતો જ ગાજી. ૩૦
પાડયું ભંગાણુ પાંડવતણા સૈન્યમાં, પ્રેરિને કારમો હસ્તિ તેણે;
બાણુથી ઘાણુ બહુ કાઢિ ભય સર્વને આપ્યું અવનીશ એ વાર એણે. ૩૧
તેથિ તીખો થઈ શૂર પાંચાલસુત સૈન્યપતિ પાંડવોનો પ્રતાપી,
શાલ્વહસ્તી જ સામે ગયો તે તકે, વીરતામાંહિ પરિપૂર્ણ વ્યાપી. ૩૨
આવતો દેખિ તેને તપેલો ઘણો, હસ્તિ શાલ્વે તરત તેજ સામે—
ચડપ ચલવ્યો,ન જરિ વાર કરતાં જ ઝટ,ઘાલવા શત્રુ જમનેજ ધામે. ૩૩
ધૃષ્ટદ્યુમ્ને તદા ધૈર્ય ધરિ એ સમે, હસ્તિ ગંડસ્થળે અગ્નિ જેવા,—
પાંચસેં બાણુ નારાચ મૂકયા તરત, તાપ અત્યંત આપે જ તેવા. ૩૪
તેથિ તે વિદ્ધ થયલો ઘણો શાલ્વ કરિ, ચીશ પાડી તદા ત્યાંથિ ભાગ્યો;
પણુ ફરી પ્રેરિયો મારિ અંકુશ ઘણા,તવ ફરી તર્ત તે આવિ લાગ્યો. ૩૫
આવતો આપ રથ ઉપર તે જોઇને, ધરિ ગદા હાથમાં તેજ ટાણે,
ઊતરી રથથિ પાર્ષત ઉભો પૃથ્વિપર,વાર કરતાં ન જયમ સૌ વખાણે.૩૬

૨૫ આગે—આગળ. આગે—આગ્યથી.

હસ્તિએ એ તકે સૂંઢમાં ઘાલિ રથ, સારથીઅશ્વ સાથે ઉપાડી,—
ઝીંકિને પૃથ્વિમાં તુર્ત ચૂરણ કર્યો, વાર એમાં ન લવપણ લગાડી. ૩૭
પીડમાં પેખિ પાંચાલનૃપપુત્રને, સાત્યકિ શિખંડિ ત્યમ ભીમ તેવે—
આવિ વર્ષાવિ શર મત્તમાતંગને રોકિયો આંચ અતિ આપિ એવે. ૩૮
તોય તે ના ખળ્યો, તેમ મ્લેચ્છાધિપે તે ઉપર રહિ કરી બાણવૃષ્ટિ—
મારિયા બહુ રથી, મથિ મહાશૂરને, ક્રૂર થઇ કર્યું બધું સૈન્ય કષ્ટી. ૩૯
એથિ અતિ કોપિને હસ્તિ કુંભસ્થળે પાર્ષતે પ્રહાર કરિને ગદાનો,
ભૂમિ ભેગો કરી કરિ મહાકારમો, સદ્ય સૂતો કર્યો તે સદાનો ! ૪૦
સાધિ તે તક તહીં સાત્યકીએ તરત, ભલ્લબાણેથિ શિર શાલ્વ કેરૂં—
પાડિ ઝટ પૃથ્વિમાં, ચકિત સૌને કર્યા, સારમાં શું કહું હું ઘણેરૂં ? ! ૪૧
શાલ્વ પડતાંજ ભય પામિ અતિ એ સમે, આપનું સૈન્ય ભાગ્યું ત્વરાથી;
વાર્યું તેને ત્યહાં વીર ભોજે જ નૃપ, નવ ખશી નામ રણની ધરાથી. ૪૨
અચલ અદ્રિસમો બાણથી વ્યાપ્ત તે સ્થિર રહેલો રણે જોઇ એવે,
આપના પક્ષના શૂરવીરો ફરી આવિયા ઉલટિને તર્ત તેવે. ૪૩
એથિ પાછું વળી યુદ્ધ મોટું મચ્યું, જે વિષે જોયું કહિ નહિ જ તેવું-
યુદ્ધ હાર્દિક્ય ને સાત્યકિનું હતું, અમરગણ પણ વખાણે જ એવું ! ૪૪
પાંડવો સાથ તમ પુત્ર પણ તે તકે, રુદ્રરૂપે બની રાય ત્યારે,
યુદ્ધ કરતો હતો કારમો ક્રોધ કરિ, કંપતો તે ન મનમાંહિ ક્યારે. ૪૫
વીંધિ શરથી ઘણાને ઘણાથી જ તે વિદ્ધ થાતો હતો રાય તેવે;
પણ ન ડગતો હતો ડગ અહો ! તે ત્યહાં, ધન્ય વદતા હતા દેવ એવે ! ૪૬
વીર તેનું નિહાળી ઘણા યોધ તવ, તેહને રક્ષવા ત્યાં ફરીને—
દોડતા આવિયા પૂર્ણ વેગેથિ નૃપ, ઉગ્ર શસ્ત્રો ઉઘાડાં કરીને. ૪૭
દ્રૌણિયે ભીમસહ શકુનિએ ધર્મસહ યુદ્ધ એવે કર્યું આવિ આગે,
તે શું વિસ્તારિ કહું આ સમે ભૂપ ! હું, સાર કહેતાંય પણ વાર લાગે. ૪૮
માર્યું ગયું સૈન્ય બહુ, જીવતું જે રહ્યું તેય પણ હાર્યું પરિપૂર્ણ તોયે,—

૪૨. ભોજે—ભોજ કુળમાં ઉપજેલા કૃતવર્માએ. ૪૩ અદ્રિ—પર્વત.
૪૪ હાર્દિક્ય—કૃતવર્મા.

તંત તૂટયો ન તમપુત્રનો ભૂપ ત્યાં, હાનિ પ્રત્યક્ષ નજરે જ જોયે. ૪૯
જીવપર આવિને ઝૂઝતો જોઇ નૃપ, આપના પુત્રને પાર્થ ત્યારે,
કૃષ્ણને અશ્વ અરિસૈન્યમાં હાંકવા–કહિ વળી ઉચ્ચર્યો આ પ્રકારેઃ– ૫૦

દોહરા.

હે કેશવ ! આ યુદ્ધને આજે દિવસ અઢાર—
થયા, અરે ! જેમાં ખરે, થયો ઘણો સંહાર. ૫૧
આ મહાત્માનું પારવનું દળ આ રણ મોઝાર—
પાર પડયું, જેમાં પડયા મોટા રણઝૂઝાર. ૫૨
જયના મેરુ મહીતળે, જમથી નહિ ડગનાર,
ભીષ્મ દ્રોણ ભૂમાં ભળ્યા, રણમાં બહુ ઝગનાર. ૫૩
કર્ણસમો રણવીર ને વિકર્ણ વીર્યઅપાર;
શલ્ય શાલ્વ ભૂરિશ્રવા પાર પડયા આ ઠાર. ૫૪
આમ અનેક સુવીરનો અત્ર થયો સંહાર,
તો પણ દુર્યોધન અરે ! સમજ્યો નહિ જ લગાર. ૫૫
ભીષ્મ, વિદુર, દ્રોણે તથા આપે પણ સુખકાર—
વચન કહ્યાં'તાં એહને, પણ ના લહ્યું લગાર. ૫૬
મૂર્ખપણાથી વૃદ્ધ નિજ માતતાતનાં સાર—
હિતકર સુવચન એહને રે ! રૂચ્યાં ન લગાર. ૫૭
તેથી જોયું અનિષ્ટ આંહિં, તો પણ એહ ગમાર,
તંત નથી તજતો અરે ! પોતાનો તલભાર. ૫૮
માટે રે ! એ જીવશે ત્યાં સુધી કદિ તેહ,—
રાજ્ય ન અમને આપશે, છે એ નિઃસંદેહ. ૫૯
એના જન્મ સમે અરે ! સિદ્ધ વદ્યા'તા જેમ,
ક્ષત્રિયનો સંહાર થઇ, થશું જ સાચે તેમ. ૬૦
માટે એ મહાપાપનો ક્ષય કરવાને કામ,
હાંકો હય જય ધર્મનો કરવાને ઘનશ્યામ ! ૬૧

---

૪૯ તંત—આગ્રહ.

રાગ ચાલતો.

પાર્થ કહેવાતણો મર્મ લહિ માધવે મારિ મૂકયા પછી અશ્વ એવે;
પેસિ દળમાંહિ અતિ ઘોરસંહાર નૃપ, અર્જુને આદર્યો તર્ત તેવે. ૬૨
પ્રલયના મેઘસમ બાણુ વર્ષાવતો,ધનુષ ટંકાર મોટા કરીને,—
ઇંદ્ર જેવો જણાયો મહાઉગ્ર તે, યુદ્ધમાં સર્વ દિશમાં ફરીને. ૬૩
પ્રાણહર કારિશર એમ તે મારતો,જેથિ નર અશ્વ કે હસ્તિને ત્યાં—
જરુર રહેતી ન જરિયે બિજો મૂકવા,એકથિ પતિજતા જે હતા જ્યાં!૬૪
ધૃષ્ટદ્યુમ્ને કરી આપસુતને વિરથ, આંચ આપી ઘણી રાય જ્યારે,
અશ્વપર બેસિ બે'બાકળો તે બની, શકુનિ પાસે ગયો દૂર ત્યારે.૬૫
દ્રૌણિ કૃપ તેમ હાર્દિક્ય રથસૈન્યમાં આપસુતને ન દેખી તદા ત્યાં,
પ્રાણસંશય કરી આપના પુત્રનો, પૂછવા લાગિયા 'નૃપ ગયો ક્યાં?' ૬૬
કેટલાકે કહ્યું, ' સારથી હય પડચે શકુનિપાસે ગયા છે અહીંથી; '
વ્યથિત કંઇકે કહ્યું,'છે પ્રયોજન કશું? આવશે જો હશે તો કહીંથી!' ૬૭
આમ સુણિ તે ગયા આપસુત પાસ પણ તર્ત પાછા ફર્યા ત્યાંથિ પાંચે;
કેમકે પાર્થતે પીડિને સર્વને નાંખિયા ત્યાં હતા ઉગ્ર આંચે. ૬૮
પાર્થના બાણથી પિડિત એવા અમે, ભાગિ કોરે ખસ્યા રાય એવે,
યમ સમો સાત્યકી ચારસેં રથસહિત, હું સમિપ આવિયો તૂર્ણ તેવે.૬૯
શ્રાંત પાંચાલ નૃપદાહથી હું છુટચો કાંઇ કરતાંય પણ ભૂપ! જ્યારે,
એટલામાં જ દવરૂપ શૈનેયની આંચમાં હું પડચો તર્ત ત્યારે. ૭૦
પરિકરે મુજ હણી તેહણે તર્ત ત્યાં, મૂર્છનાવાન મુજને જ એવે,
જીવતો જકડિ લીધો ઝપાટે જ મેં જોયું અતિ કારમું કૃત્ય તેવે. ૭૧
ભીમ ને પાર્થના કૃત્યથી ગિરિસમા હસ્તિ પડવાથિ ત્યાં પાંડવોને-
ગમનનો માર્ગ નહોતો રહ્યો લેશ પણ, મૂઝવણ થઇ હતી સર્વકોને. ૭૨

---

૬૪ જ્યાં—જ્યાં હતા ત્યાં જ પૂરા થતા હતા. ૬૮ પાંચે—શકુનિ, દુર્યોધન, અશ્વત્થામા, કૃપાચાર્ય તથા કૃતવર્મા. ૭૦ શ્રાંત—થાકેલો. આ વખતે ધૃષ્ટદ્યુમ્ન પાંચાલરાજાનાં વાહન થાક્યાં હતાં અને તેથી તે પણ થાક્યો હતો. શૈનેય—સાત્યકિ. ૭૧ પરિકરે—અનુયાયીયો, રસાલાનાં માણસો.

ભીમ તે હસ્તિનાં શબ ખશેડી અને માર્ગ કરતો હતો શય જેવે,
ભૂરિબલ આદિ અગિયાર સુત આપના એટલે આવિયા ત્યાંહિ તેવે.૭૩
શોધવા આવિયા તેહ વડભ્રાતને, પણ અરે ! તેમણે તર્ત એવે,
શોધ્યું નિજ મરણને ભીમ સાથે તડી, નીસર્યા રે હશે મુહૂર્ત કેવે ! ૭૪
પાર પડતાં અરે આજ અગિયાર એ, આપના પુત્ર બે જીવતા ત્યાં,-
સૈન્યના મધ્યમાંહે સુદર્શન અને જ્યેષ્ઠ એ બે જ ઊભા હતા ત્યાં. ૭૫
યુદ્ધ પાછું મચ્યું વેગમાં ત્યાં વળી, જે વિષે અર્જુને બહુ જ કોપી,-
ભ્રાત બે સાથ નૃપ સુશર્માને હણ્યો, રણવિષે પાય દઢ આપ રોપી.૭૬
તેમ ભીમેય પણ આપના ભાગનો, ભોગ લીધો સુદર્શનતણો ત્યાં;
બાણ વર્ષાદ તવ ભીમ ઊપર થયો, તે તણા અનુચરોનો ઘણો ત્યાં ૭૭
એ સમે શકુનિસહ યુદ્ધ કરતાં તહીં ભલ્લબાણે કરી ભૂપ તેવે,
કાપિ શિર ઉલૂકનું શકુનિને મારવા સદ્ય ઉલટયો જ સહદેવ એવે.૭૮
પુત્ર રણમાં પડે નાંખિ નિઃશ્વાસ બહુ વિદુરનાં વાકય સંભારિ ત્યારે,
મુહૂર્ત કરિ શોચ ગાંધારનૃપ ઊપડયો માદ્રિસુતપર કરી ક્રોધ ભારે. ૭૯
ભીમની સાથ ભડવું મુકી તે તડયો શૂર સહદેવ સામે ત્વરાથી;
પ્રૌઢ દાખ્યું પરાક્રમ મરણિયો થઈ,નવ હઠયો નામ રણની ધરાથી.૮૦
પણ કરીને પરાજય પછી તેહનો, આંચમાં આણિ સહદેવ એને,
ઉચ્ચર્યો આમ ઉરડામ દેવાજ નૃપ, ગર્જિ બહુ તર્જિને ત્યાંહિ તેને. ૮૧
દુર્મતે ! ક્ષત્રધર્મે રહી યુદ્ધ કર, પુરુષ થા આજ હે પ્રૌઢપાપી !
કર્મફળ આજ જો દ્યૂતક્રીડાતણાં, મૂઢ ! જો પાપ તુજ સર્વ માપી. ૮૨
અમતણું હાસ્ય કરનાર તુજ સંગિયો અત્ર ભૂમાં ભળ્યા જીવ હારી;
રે ! કુલાંગાર ભાણેજ તારો અને તું રહ્યા છો હવે જો વિચારી. ૮૩
રાખી ભાણેજ તુજ ભીમને માટ હું ભલ્લથી ભોગ અહિં લઇશ તારો;
એમ કહિ ઉગ્ર થઇ માદ્રિપુત્રે પછી, શકુનિ પ્રત્યે કર્યો ત્યાં ધસારો.૮૪
મારિ હય સાગિરથ બેય ભુજ કાપિને શરિર ઊપરથિ શિર સદ્ય તેનું,-
ભલ્લબાણેથિ મંથન કરી માદ્રિસુત ઓપિયો દાખિ અતિ વીર્ય એનું.૮૫

૭૫ જ્યેષ્ઠ—મોટો પુત્ર દુર્યોધન.

ઓથ દીઠી ન દુર્યોધને કોઇની, લોથ માતુલતણી ત્યાં નિહાળી;
તેમ ભયભીત થયલી ચમૂ આપની સ્વલ્પ પણ ભાગતી તત્ર ભાળી; ૮૬
તેથિ તે ત્યાગિ નિજ અશ્વને ધરિ ગદા પાયથી દોડતો ત્યાંથિ ભાગ્યો;
ભાળિ ભંગાણુ તમ સૈન્યમાં ભૂપતે ! પાંડવો સૈન્યમાં હર્ષ જાગ્યો. ૮૭

વલણ.

જાગ્યો તેને જાણવો, જે ષડ્રિપુનો લેશ,
અંતરૂગઢમાં અંતસુધિ, થવા ન દે જ પ્રવેશરે. ૮૮

---

# હ્રદપ્રવેશપ્રકરણ.

## કડવું ૫ મું.

### દુર્યોધનનો પાણીના દ્રહમાં પ્રવેશ.

રાગ ધનાશ્રી.

હે નૃપતે ! શકુની પડવા પછિ, અનુગામી એના ત્યાંજી—
ઉલટચા તીડરિતે તત્કાળ જ, સહદેવ શૂર હતો જયાંજી. ૧
પણ તેઓને ભીમઅર્જુને, પાવકપેરે પ્રસરીજી—
પાર કર્યા લઈ આપઆંચમાં વાર કશી પણ ન કરીજી. ૨
કૌરવદળમાં પણ તેઓએ કાળાગ્નિની રીતેજી—
ઘૂમી ઘોરસંહાર કર્યો નૃપ, ભાગ્યા સહુ બહુ ભીતેજી. ૩
ગ્રહેલ મુજને સાત્યકિએ ઝટ ખડ્ગ ઉગામી તેવેજી,
હણવા ધાર્યો પણ મુનિ વ્યાસે આવિ ઉગાર્યો એવેજી. ૪
સાત્યકિએ માની મહામુનિનું મુજને છૂટો કીધોજી;
આયુધકવચ રહિત રુધિરાર્દ્ર હું ચાલ્યો ત્યાંથી સીધોજી. ૫
પુરનો રસ્તો હે પુરપતિ મેં ત્યાંથિ લીધો જેવેજી,
યુદ્ધસ્થાનથી ગાઉ દૂર દુર્યોધન દીઠો તેવેજી. ૬

---

૮૬ ચમૂ—સેના. ૮૮ અંતરૂગઢ—શરીરની અંદરનો કિલ્લો, અંતઃકરણ.

બહુ ક્ષત થયલો મહાબાહુ તે પાણીના હ્રદ પાસેજી,
ભાગિ રણથી ઊભો હતો ધરિ ગદા મહાનિઃશ્વાસેજી. ૭
અરે ! આંખમાં આસુ ભરેલો તે મુજ સામે તેવેજી—
જોઇ શક્યો નહિ, પણ દેખી અતિ દીન જણાયો એવેજી. ૮
દેખિ એકલો અરે ઝૂરતો, તાપયુક્ત હું તેનેજી,
પામી દુખ અત્યંત પૂછિ કંઇ ન શક્યો હે નૃપ એનેજી. ૯
મુહૂર્તમાત્ર રહી મૂંગો પછિ મેં મુજ વીતક ભાખ્યુંજી;
સાત્યકિથી છૂટયો શી રીતે, ને શું શું હતું સાંખ્યુંજી. ૧૦
તે સુણિ મુહૂર્ત સુધી વિચારમાં લીન થઈ તે એવેજી,
સંજ્ઞારહિત જણાયો હે નૃપ, તાપ ધરી ઉર તેવેજી. ૧૧
પણ પછિ સંજ્ઞા પામિ તેણે, નિજ ભ્રાતા સેનાનીજી—
વાત પુછી મુજને મહારાજા, મેં તે રાખિ ન છાનીજી. ૧૨
મેં કહ્યું તારા સર્વ ભ્રાત ત્યમ અરે ! સૈન્ય પણ આખુંજી—
નષ્ટ થયું હે નૃપ રણ માંહે, વિશેષ શું અહિં ભાખુંજી ? ! ૧૩
શેષ રહ્યા છે માત્ર રથી ત્રણ તુજ સેનાના હાવેજી,
અને અરે તું પણ અહિં આજે પડયો છે દુખને દાવેજી ! ૧૪
આમ સુણીને આપપુત્ર નૃપ, નાંખિ નિસાસો ભારેજી,
વારંવાર વિલોકિ મને પંપાળી ઉચર્યો ત્યારેજીઃ ૧૫
હે સંજય ! આ સંગ્રામે નથિ તુજ વિણ જિવતો કોયજી,
તેમ સહાય નથી બીજો કો, જેથિ ભલું મુજ હોયજી. ૧૬
પાંડવ સહાય સહિત છે પણ હિત કરનારો કો મારોજી—
નથી રહ્યો કહેજે ધૃતરાષ્ટ્રને, છે સુત આમ તમારોજી. ૧૭
તેથી તે પાણીના હ્રદમાં, પેઠો છે દુખિ થઇનેજી,
રે ! મુજ જેવો કોણ જિવે ? અરિથી સૌ હારી જોઇનેજી ! ૧૮
મહાસંગ્રામથિ મૂકાયલો અતિઘાયલ પુત્ર તમારોજી—
જીવે છે જળહ્રદમાં, રાયને કહેજે સમાચાર મારોજી. ૧૯

* હ્રદ—પાણીનો ઊંડો ધરો.

આમ કહી માયાએ કરી જળ સ્તંભન કરિને એવેજી,
તે મહાદ્રહમાં પેઠો પોતે, હું આવ્યો ત્યાંથી તેવેજી. ૨૦
એવે કૃપ દ્રૌણી કૃતવર્મા, શ્રમિત વાહનો વાળાજી,—
આવ્યા ત્યાં શરથી ક્ષત થયેલા, સહેલ દુઃખનિ જવાળાજી. ૨૧
જિવતો મુજને જાણી તેઓ પ્રસન્ન થઇ ઉચર્યા તહિંજી;
સંજય ! આપણો નૃપ દુર્યોધન, રે ! શું જીવે છે કહિંજી ? ૨૨
કહિ મેં તેનું કુશલ, કહ્યું વળિ તેનું કહેલું ત્યાંહેજી;
અને કહ્યું નૃપ દુર્યોધન પેઠો છે પેલા દ્રહમાંહેજી. ૨૩
જોઇ વિપુલ હ્રદ અશ્વત્થામા કથા આવે ત્યમ તેવેજી,—
ઉચર્યો નાંખીને નીસાસો, આ રીતેથી એવેજીઃ— ૨૪
અહો ! ધિક્ છે કે જિવતા આપણને જાણતો નથિ આ રાજાજી,
નહિ તો તે સહુ મળી આપણે જીતત અરિઓ ઝાઝાજી. ૨૫
શોચ આમ કરતા ને વિલપતા તે ત્રણ રથિયો ત્યારેજી,
દેખિ મહારથિ પાંડવને ભય પામ્યા મનમાં ભારેજી. ૨૬
તેથિ મને કૃપના રથમાં બેસારી સંધ્યાટાણેજી,
આવ્યા સેનાનિવાસસ્થાનપ્રતિ, જેમ ન કો પણ જાણેજી. ૨૭
હે નૃપતે ! ત્યાં ત્રાસિત એવી, સર્વ પંક્તિઓ તેવેજી,
આપપુત્ર ક્ષય જાણિ કોલાહલ કરવા લાગી એવેજી. ૨૮
સ્ત્રિયોતણું રક્ષણ કરનારા વૃદ્ધ પુરુષ એ વારેજી,
રાજસ્ત્રિયોને લઇ પુરપ્રત્યે પળવા લાગ્યા ત્યારેજી. ૨૯
સૈન્યતણો ક્ષય થયો સાંભળી, આક્રંદ કરતી ભારેજી—
જોઇ જુવતિયો મેં ચોપાસે, તાપયુક્ત અતિ ત્યારેજી. ૩૦
નખ ત્યમ હાથે મસ્તક હણતી, કેશ ખેંચતી જોરેજી,
કૂટતિ છાતી રાતી થઇ અતિ ઉર દુખને અંકોરેજી. ૩૧
ટીટોડી પેઠે ટળવળતી, તીનો સ્વર અતિ કાઢીજી,
અકસ્માત્ પડતી પૃથ્વીમાં, હોય કેળ જયમ વાઢીજી. ૩૨

૨૦ મહાદ્રહ—મોટો ધરો. ૨૪ વિપુલ—વિશાળ, ઊંડો.

આંસુ વહેતા આપપુત્રના અમાત્ય પણ નૃપ તેવેજી,
રાજસ્ત્રિયોને લઈ પુરપ્રત્યે જતા હતા ઝટ એવેજી. ૩૩
સ્ત્રિયોતણા રક્ષક પણ તેવે સુખશય્યાદિક લઈનેજી,—
જતા હતા સત્વર પુરપ્રત્યે, ઝાંખા અતિશય થઈનેજી. ૩૪
ભીમતણા ભયથી ભાગેલા ગોપાલો અવિપાલોજી,
દોડી જતા હતા પુરપ્રત્યે, ફેર જાણું આ કાળોજી. ૩૫
દેખિ પલાયન દારુણ આ'વું, શોકે સંમૂઢ એવોજી—
યુયુત્સુ વિચારવમળમાં પડયો આ સમય આવિયો કેવોજી ! ૩૬
અરે ! અગિયાર અક્ષૌહિણીપતિ દુર્યોધનને સંગ્રામેજી—
જીત્યો પરાક્રમી પાંડવોએ સુતભ્રાત હણી આ ઠામેજી. ૩૭
તેમ જ ભીષ્મદ્રોણ હતા મુખિ જેમાં કૌરવ એવાજી,
તે પણ પાર પડયા પાંડવથી, ઉગર્યો માત્ર હું કહેવાજી ! ૩૮
શિબિરવાસિ સૌ ભાગિ ગયા, ત્યમ ત્રાસિત મૃગની પેઠેજી—
ભાગે છે જ અનાથજનો કંઈ, વળ્યું ન વળ ધરિ વેઠેજી. ૩૯
દુર્યોધનના શેષ સચિવ આ, રાજસ્ત્રિયો લઇ સાથેજી,—
નગર જ પ્રત્યે પળે છે રે ! અતિ કષ્ટભાર લઇ માથેજી. ૪૦
માટે મારે ધર્મભીમની આજ્ઞા લઇ આ ટાણેજી,
જવું ઘટે છે પુરમાં જેથી નૃપ ઉર ઓછું ન આણેજી. ૪૧
આમ વિચારી યુયુત્સુએ નિજ ઇચ્છા દાખી તેવેજી,
આજ્ઞા લઇ તે એની તત્ક્ષણ હંકાર્યો રથ એવેજી. ૪૨
જઇ અતિ જવથી રાજસ્ત્રિયોને પહોંચાડી પુરમાંહેજી,
અશ્રુ વહેતો તે પણ સૌ સહ પેઠો પુરમાં ત્યાંહેજી. ૪૩
તેવે તેણે રાજગ્રહથી વિદુર આવતા જોયાજી;
શોકનિમગ્ન હતા જે અતિશય, જાણે હોય બહુ રોયાજી. ૪૪

---

૩૫ અવિપાલો—ભરવાડ લોકો. ૩૬ યુયુત્સુ—વૈશ્યસ્ત્રીથી જન્મેલો ધૃતરાષ્ટ્રનો પુત્ર. ૩૮ કહેવા—માત્ર કહેવાનો જ. બીજો અર્થ દુઃખની વાત કહેવા. ૩૯ વળ ધરી વેઠે—મનમાં આમળો રાખી બહુ સહન કરતાં પણ કશું વળ્યું નહિ. ૪૦ સચિવ—કારભારીઓ. ૪૩ જવથી—ઝડપથી.

મળી તેમણે તેને કહ્યું આ થાતા કૌરવક્ષયમાંજી—
જીવે છે તું તે થયું સારૂં હું પ્રસન્ન થયોછું હૃદયમાંજી. ૪૫
પણ નૃપ આવ્યા વિણ કાં આવ્યો ? વાત કહે વિસ્તારીજી;
કહ્યું તેણે કર જોડી આમ ત્યાં, ધીરજ મનમાં ધારીજીઃ—૪૬
જ્ઞાતિ સુત બાંધવસહ શકુની અરે ! હણાયો જેવેજી,
દુર્યોધન અતિ ભય પામી પગપાળો ભાગ્યો તેવેજી. ૪૭
નૃપને નવ દેખી સૌ એવે ભય ધરિ મનમાં ભારેજી,
વ્યાકુળતા ધરિ અતિ વેગે પુરપ્રત્યે ભાગ્યું ત્યારેજી. ૪૮
રાજસ્ત્રિયોને લઇ સચિવાદિક, વાહનમાં બેસાડીજી,—
ભયથી ભાગી જાતા જોયા, જોતા ન ખાડી ઝાડીજી ! ૪૯
તવ કેશવસહ નૃપની આજ્ઞા લઇને હું પણ તેવેજી,
સૌનું રક્ષણ કરતો પુરમાં આવ્યો અહિયાં એવેજી. ૫૦
વિદુરે વખાણી તેને કહ્યું તવ, તેં કર્યું હે સુત સારૂંજી;
કુળના ધર્મનું રક્ષણ કર્યું એ સ્તુત્યકૃત્ય છે તારૂંજી. ૫૧
જુએ સૂર્યને જેમ પ્રજા ત્યમ તને જોઇ મન મારૂંજી—
પ્રસન્ન બહુ જ થયું તું આવ્યો એ થયું અતિશય સારૂંજી. ૫૨
આંખે અપંગ નૃપની તું અવ લાકડિ છે હે પુત્રજી !
છે મહાદુઃખી તે રાજાનું તું જ હવે ઘરસૂત્રજી. ૫૩
માટે તું અતિ થાકેલો વિરમી આ રાત્રી આંહીજી,
જાજે કાલે યુધિષ્ઠિર પાસે, તે નૃપ હોયે ત્યાંહીજી. ૫૪
આમ કહી લઇ સાથે તેને, પ્રાજ્ઞવિદુર તે ટાણેજી,
રાજગૃહે આવ્યા હે રાજન્ ! હંસ ઉડેલા જાણેજી. ૫૫
હે નૃપતે ! પુરદેશજનોના હાહાશબ્દથિ ત્યારેજી,—
શ્મશાન સરખું રાજસદન જોઇ દુઃખી થયા તે ભારેજી. ૫૬

વલણ.

ભારે દુખ ભરતોતણા ભયનું સ્મરતાં રાય,
યુયુત્સુને નિજ ગૃહવિષે, ઊંઘ ન આવિ જરાયરે. ૫૭

# महायुद्धप्रकरण.

## કડવું ૬ ઠું.

### युधिष्ठिरनुं सैन्यसहित पाणीना ह्रदपासे आगमन.

રાગ રામગ્રી.

પૂછ્યું સંજયને પછિ રાયેજી, જાણવાની અધિક ઇચ્છાયેજી;
દ્રૌણુ આદિએ શું કર્યું એવેજી, મમપુત્રે પણ તહિં તેવેજી? ૧

ઢાળ.

તેવે પછી નૃપ! ત્રણુ રથી કૃપ ભોજ દ્રૌણીએ તહીં,
દીઠા શિબિર સૌ શૂન્ય, શાણી કોઇપણુ દીઠી નહીં. ૨
અત્યંત થઇ ઉદ્વિગ્ન એથી ત્રણુ રથી તે એ સમે,
ટકિ ના શક્યા નૃપ નામ ત્યાં વિપરીત તે વસમે સમે. ૩
રૂચ્યું ન રહેવા સ્થાન તે, મન રાયપાસ જવા થયું;
જે કો હતું સંભાળવા તે ભય ધરી ભાગી ગયું. ૪
તેથિ ગયા તે ત્યાંથિ હૃદપાસે નિસાસો નાંખિને;
અચક્યા જતાં અરિદળ ત્યહાં ફરતું હતું તે ઝાંખિને. ૫
રાજા યુધિષ્ઠિર એ સમે, વધ ઇચ્છિ દુર્યોધનતણો,—
ભ્રાતા સમેત વિચારતા, મન મોદ ધરતા'તા ઘણો. ૬
સંક્રુદ્ધ બીજા યોધ જયઇચ્છાભર્યા પાંડવતણા,—
અતિ શોધ કરતા ત્યાં હતા, રાખી ન કો રીતે મણા. ૭
પણુ તેમનો સુપ્રયત્ન મિથ્યા બહુ મથ્યા તો પણ થયો;
ન જડ્યો જ દુર્યોધન, વિપુલ હૃદમાંહિ જે પેશી ગયો. ૮
તવ અમિતવાહન પાંડવો અતિ શોચ કરતા ત્યાંથકી,—
નિજ શિબિરપ્રત્યે જઇ ઠર્યા, નિર્જનસ્થળે ત્યાં બા ટકી. ૯
પાંડવ ગયા જાણી છતા થઇ દ્રૌણિ કૃપ કૃતવર્મ ત્યાં—

૪ રાય—દુર્યોધન રાજા.

હૃદપાસ આવી ઉચ્ચર્યા, દુર્યોધન શુભ હતો જ જ્યાંઃ ૧૦
હે રાય ! ઊભો થા હવે, ને તું અમો સાથે મળી—
કર યુદ્ધ રાજા ધર્મશું, ને લાભ લે છેલ્લો રળી. ૧૧
કાં તો કરી જય પૃથ્વિ ભોગવ, વા રણે વપુ આ તજી,
તું સ્વર્ગમાં જઇ શોભ, ભોગવ ભોગ રંભાને ભજી ! ૧૨
અરિસૈન્ય સર્વ હણાઇ ગયું છે, શેષ કંઇપણ છે રહ્યું,
તે વિદ્ધ થયલું છે, નથી દૈવત હવે એમાં રહ્યું. ૧૩
તેથી અમે રક્ષણ કરેલો તું જ સાચે જીતશે;
નીકળ તું જળથી બહાર, તુજને કોઇ પણ નહિ જીતશે. ૧૪
તવ ઉચ્ચર્યો તે આમ, મારૂં સૈન્ય સૌ માર્યું ગયું,
તો પણ તમે જિવતા રહ્યા છો તે ઘણું સારૂં થયું. ૧૫
વિશ્રામ કરિને સ્વસ્થ થઇ અરિ જીતશું આપણ ખરે,
પણ હાલ થાકયા છો તમે, ત્યમ વિદ્ધ છું અતિ હું અરે ! ૧૬
છે આમ ને અરિસૈન્ય અતિબળવાન છે તેથી મને—
નથિ યુદ્ધ આ તક રૂચતું, ધીરજ ધરો હમણા મને. ૧૭
છે મોટું મન આ તમતણું ત્યમ ભક્તિ સાચી મુજ વિષે,
પણ આ સમય સાહસ કર્યાનો છે નહીં મુજને દિસે. ૧૮
માટે વિસામો એક રાત્રી આજ આડું લઇને નકી,—
તમ સહિત કાલે યુદ્ધ અરિશું કરિશ ટેક વિષે ટકી. ૧૯
સુણિ આપપુત્રનું કહેવું દ્રૌણી ઉચ્ચર્યો ગર્જી તહીં,
નૃપ ! ઊઠ, અરિને જીતશું, નવ શોચ તું જળમાં રહી. ૨૦
હું અત્ર ઇષ્ટાપૂર્ત સમ ખાઇ કહું છું કે નકી,—
આજે જ સોમક સર્વને હું હણિશ મારા કર થકી. ૨૧
હું આજ આ રાત્રી વિષે અરિ આપણા મારૂં નહીં,
તો પુણ્ય મારાં પરજળો, ન મળો ફળો તેનાં કહીં. ૨૨
પાંચાલ સર્વ હણ્યાવિના વળિ કવચ પણ છોડીશ નહિ,
એ સત્ય કરિને માનજે નૃપ, વાત નથિ મિથ્યા કહી. ૨૩

૧૭ મને—મનમાં. ૨૧ ઇષ્ટાપૂર્ત—ધર્મનાં કૃત્ય.

એ રીત દ્રૌણી આદિ નૃપશું બોલતા'તા જે સમે,
આહેડિ આમિષ-ભાર વહેતા આવિયા ત્યાં તે સમે. ૨૪
તે ભીમના પ્રેર્યા ગયેલા ભાર માંસતણો વહી,—
થાકયા હતા માટે યદૃચ્છાએ કરી આવ્યા તહીં. ૨૫
જળમાટ આવ્યા ને સુણી બધિ વાત ત્યાં ચારે તણી,
“ પૂછ્યું'તુ ભીમે તે જ છે જળમાંહિ ખાવિ વધામણી ! ૨૬
ભાવટ બધા ભવની હવે ગઇ, ભીમ ધન દેશે ઘણું:
વહિ વેઠ આવ્યા વાજ, પણ એમાં શું વળશે આપણું!” ૨૭
રહિને અગોચર આમ કરતા વાત તે ધીરે રહી,
વાધ્યા ત્વરાથી ત્યાંથિ પાંડવના શિબિરપ્રત્યે સહી. ૨૮
સંગ્રામમાં સુત આપનો કહિં પણ નજર આવ્યો નહીં,
પ્રેરેલ દૂતોએ યુધિષ્ઠિરને મળી કથની કહી. ૨૯
અતિ તીવ્ર ચિંતા તેથિ તે નૃપને થતી હતિ જેટલે,
ખાવા વધામણિ વ્યાધ આવ્યા દોડતા ત્યાં તેટલે. ૩૦
પુલકેલ તે ધનલોભથી નવ થોભ કોનાને લહી,
પેઠા શિબિરમાં સદ્ય જેમાં ભીમ બેઠો'તો તહીં. ૩૧
મળિ ભીમને બધિ વાત માંડી તેમણે કહિ ભૂપતે !
ધન આપિ કીધા ન્યાલ ભીમે તેમને રાજી થતે. ૩૨
વડભ્રાત પાસે જઇ પછી બધિ વાત તે તેણે કહી;
‘ પીડાનું કારણ ભ્રાત ! પેઠો છે વડા હૃદની મહીં, ’ ૩૩
પ્રિયવાત ભીમ થકી સુણી રાજી ઘણા રાજા થઈ,
ભ્રાતા અને ભગવાનસહ વાધ્યા વડા વીરો લઈ. ૩૪
પાંડવ તથા પાંચાલ તેવામાં પ્રહૃષ્ટ થઈ ઘણા,
કિલકારિ કરવા લાગિયા, મનમોદમાં ન રહી મણા. ૩૫
‘ પાપીતણો પત્તો મળ્યો છે, ’ એમ બહુ પોકારતા,
સોમક સપાટે નીસર્યા ‘ હણજો ! ’ કહી હોકારતા. ૩૬

---

૨૪. આહેડી—પારધી, શિકારી. આમિષ—માંસ. ૨૫ યદૃચ્છાએ—સ્વેચ્છાથી. ૨૮ અગોચર—છાના, નજરે ન પડે તેમ. ૩૦ વ્યાધ—શિકારી.

રથરવ થયો ભારે ભયંકર, દળ પ્રબળ આવી મળ્યું;
જળને વિષે દુર્યોધને રહિ, આવ્યું ભય તે સાંભળ્યું. ૩૭
કૃપ ભોજ દ્રૌણીએ સુણીને શોર અરિનો એ સમે,
કહ્યું આપસુતને એમ, સરશું ભૂપ! અહિંયાંથી અમે. ૩૮
કાં કે પ્રહૃષ્ટ થઈ અહીં આવેછ પાંડવ આ સ્થળે;
તું આપ આજ્ઞા ઝટ જવા, ધાર્યું ન ધૂળ વિષે મળે! ૩૯
કહિ એમ આજ્ઞા લેઈ ત્યાંથી દૂર જઇ તે એ પળે,
વડ જોઇ અતિગંભીર અશ્વો છોડિ બેઠા તે તળે. ૪૦
ચિંતા ત્યહાં રહિ તે ત્રણે કરતા હતા મનને વિષે;
હૃદપાસ આવ્યા પાંડવો, રે રે હવે માઠું થશે! ૪૧
એવે યુધિષ્ઠિર સર્વસહ તે વિપુલહૃદ પાસે જઈ,
લાગ્યા કહેવા કૃષ્ણને, મનમાં ઘણા વિસ્મત થઈ. ૪૨
કેશવ! જુઓ આ જળ વિષે અતિકારમીમાયા કરી,—
સ્તંભાવિ જળ સૂતોછ દુર્યોધન અભય મનમાં ધરી. ૪૩
કળિ કપટ એનું નવ શકાય જ યુક્તિ એવી આદરી,—
જળમાં રહ્યો છે મીનરીતે, કરિ મરણ ચિંતા પરી. ૪૪
પણ આજ એ મુજ પાસથી જિવતો કદાપી ના જશે,
કદિ ઇંદ્ર એની સહાયમાં સગ્રામમાં સામો થશે! ૪૫
કહ્યું માધવે તે સાંભળી, માયાવિની માયાતણો—
સંહાર કરિ માયાથિ સત્વર શૂર! અહિં એને હણો. ૪૬
કાં કે ખરે માયાવિ માયાએ કરી જ મરાય છે;
જયમ ઝેરનો સુઉપાય ઝેર જ હે મહીપ મનાય છે. ૪૭
સુણિ આમ બહુ હરિનું કહેવું હૃદ ઉપર ઊભા રહી,
હસતા ન હોય જ તેમ ઉચર્યા ધર્મ હે નૃપતે તહીં. ૪૮

વલણ.

તહિં જળમાહિં રહેલ તમ—સુતપ્રત્યે નૃપ ધર્મ,
ઉચર્યા આ રીતેથિ જયમ, ભેદે એના મર્મરે:— ૪૯

# કડવું ૭ મું.

## સુયોધનયુધિષ્ઠિરનો સંવાદ.

### ચોપાયાની દેશી.

ધર્મ કહે કે, અરે સુયોધન ! જિવવા કાજે આજે—
પેઠો છે તું પાણીમાં અહિં, તે તુજને નવ છાજે. ૧
માટે ઊભો થા, મુખ તારૂં રાખ ન છેક છુપાવી;
અને યુદ્ધ કર અમ સાથે તું, સામો સત્વર આવી. ૨
સર્વ ક્ષત્રિયો તથા આપકુળ ઉજડ કરાવી આજ,—
જિવવા પેઠો છે શું જળમાં ? લાજ ! લાજ !! કંઇ લાજ !!! ૩
ભય ધરિ ભારે જળ સ્તંભાવી, પેઠો છે તું જળમાં;
ગર્વ માન હે ગર્વી માની ! ગયાં જ શું તુજ જળમાં ? ! ૪
સર્વ મનુષ્યો સભાવિષે કહે છે કે– તું છે શૂરો;
પણ પાણીમાં પેઠેલો તું પાગલ ભાસ્યો પૂરો ! ૫
ઉત્તમ ક્ષત્રિયકુળમાં કયમ તું આમ ઉઠયો અંગારો !
ક્ષત્રિયધર્મ ધરી ધૂળે, રણછોડી ભાગિ જનારો. ૬
ઉત્તમ કૌરવકુળમાં હે નૃપ ! જન્મ થયો છે તારો;
વિચાર તેનો કર કંઇ અહિં તું, બોધ સુણી આ મારો. ૭
તારો ધર્મ નથી આ ધીમત્ ! રણથી ભાગી જાવું,
અને ઉગરવા અરિથી જળમાં આ’વી રીત છુપાવું. ૮
મળે ન જગમાં જશ ત્યમ સ્વર્ગે પણ ન જવાય જ એવું,
કુરુવંશી કોએ નથિ કીધું, રે ! અહિં તારા જેવું. ૯
પુત્ર ભ્રાત પિતૃઓ વયસ્યો માતુલ આદિ મરાવી,
પેઠો છે કાં પાણીમાં અહિં ? લાજ અરે નવ લાગી ! ૧૦
બકતો’તો તું ‘ હું જ શૂર છું, ’ એમ કહીને ગાજી,
કરી પલાયન પાણીમાં શું પાણી જણ્યું ? પાજી ! ૧૧

ક્યી વૃત્તિથી હે નૃપ ! તું સંગ્રામ તજે છે આજે ?
ભયથી કે વૈરાગ્ય થકી વા લાજે છે તે કાજે ? ૧૨
ભય ક્ષત્રિયનો ધર્મ નથી, ઊગરવાનો વૈરાગ—
યોગ્ય નથી, ત્યમ લાજ જ છે, આ રણુનો તારો ત્યાગ. ૧૩
માટે ઊભો થઈ અમ સાથે કર અહિં યુદ્ધ મહીપ,
ત્યાગ યુદ્ધનો દાગ ક્ષત્રિને—છે, હે કુરુકુળદીપ ! ૧૪
કર્ણ તથા શકુનીનો આશ્રય કરી કર્યાં જે પાપ,
તેનો અહિં પરિહાર થવા સ્થિર થા હે અનમી આપ ! ૧૫
રે ! પૌરુષ, અભિમાન, પરાક્રમ, કૃતાસ્ત્રતા વળી તારી,
અરે, ગયાં ક્યાં ? કે હે ગર્વી ! જળમાં પેઠો હારી. ૧૬
પોકારી કહું છું કે, અવ તું ક્ષત્રિય ધર્મ સ્મરીને—
ઊભો થઇ કર યુદ્ધ અમોશું, નિજ શૂરત્વ સ્મરીને. ૧૭
જીતી અમને ભોગવ પૃથ્વી, વા અમ હાથે આજે—
હણાઇ પૃથ્વીમાંહિ શયન કર, સ્વર્ગે જાવા કાજે. ૧૮
આમ સુણી દુર્યોધન ઉચર્યો, હે ભારત નૃપવર્ય !
પ્રાણિમાત્રને ભય થાય જ, એમાં નથિ કંઈ આશ્ચર્ય. ૧૯
પણ હું પ્રાણભયે હે ભૂપતિ, ભાગીને આ ઠામે—
નથિ આવ્યો, પણ સાધન મારાં ન રહ્યાં હે નૃપ નામે, ૨૦
તેથિ એકલો શ્રમ ઉતારવા, છું અહિં આવી બેઠો;
બચવા કે બહુ ખેદ થવાથી નથિ હું જળમાં પેઠો. ૨૧
હે નૃપ ! તું કે સંગી તારા બકો ગમે ત્યમ તોયે,
યુદ્ધ કરિશ હું તમ સૌ સાથે, સંશય ન કરો કોયે. ૨૨
સુણી આમ તમ સુતનું કહેવું, ઉચર્યા રાજા એવું,
અમો સર્વ જાણિયે છિયે નૃપ, તું કહે છે અહિં તેવું !— ૨૩
પણ બહુ વારથિ વીર ! અમો સૌ તને શોધવા સારૂ—
ફરિયે છિયે અહીં તહીં રણુમાં, લઇ આ મોટું લા'રૂ ! ૨૪
માટે વાર ન કરતાં વીરા, સાધિ સમય આ સારો,

ક્ષાત્રધર્મ કર સફળ હવે શ્રમ ઊતર્યો હશે જ તારો ! ૨૫
કાં તો પાંડવ હણિને પૃથ્વી ભોગવ હે મહાભાગ !
કાં તો હણાઇ ચતુર ચૂક નવ સ્વર્ગ જવાનો લાગ. ૨૬
ધર્મરાજનાં વચન સાંભળી, ઉચર્યો તમસુત એવું,
હે રાજન્ ! અહિં હવે નથી સુખ મારે કંઇપણ લેવું. ૨૭
અરે ! જેમને માટે ઇચ્છવું, એવા સુત ને ભ્રાતા—
ગયા હણાઈ, તેમ જ ક્ષત્રિય પૃથ્વીમાં પંકાતા; ૨૮
તો વીરો વિણ વિધવા જેવી, ક્ષીણરત્ન આ પૃથ્વી—
ભોગવવા હું નથી ઇચ્છતો, વાત વધૂ શી કથવી ? ૨૯
પણ પાંડવપાંચાલોનો ઉત્સાહ ભંગ કરિ તુજને,—
જીતી જશ લેવાની ઇચ્છા છે ઉરમાં અતિ મુજને. ૩૦
રે ! પણ અહિં અવ આ ટાણે કંઇપણ સુખકારણ ભૂપ !
જોતો નથિ હું વિચાર કરતાં, તેથી રહું છું ચૂપ ૩૧
કાં કે કર્ણ દ્રોણ પિતામહ પણ રણમાંહિ હણાયા,
તેથી મન ભાગ્યું છે મારૂં, ગમતી નથિ જગમાયા. ૩૨
માટે આ ટાણે આ પૃથ્વી કેવળ થાઓ તમારી;
સહાયવનો થાતે ભોગવવા મરજી નથિ નૃપ ! મારી. ૩૩
સંબંધી, સુત, ભ્રાત, પિતૃઓ, રે ! ત્યાગેલો તેવો,
તમે હરેલા રાજ વિષે કહો કોણ જિવે મુજ જેવો ? ૩૪
કદી જીવતો રહ્યો તોયપણ, પક્ષવિનાનો એવો,
હું પ્રીતી નથિ ધરતો રાજ્યમાં, સંન્યાસીના જેવો ! ૩૫
માટે મૃગચર્મ ધરી અવ હું વનમાં જઇશ જનેશ !
સ્વામિવની વસુધા ભોગવ તું, ત્યાગી તારો કલેશ. ૩૬
આમ સુણી તમસુતનું કહેવું ઉપજે કરુણા એવું,
ઉચર્યા રાજા ધર્મ, તાત ! મા વદ પીડિતના જેહું. ૩૭
પાણિમાં રહિ પક્ષી પેઠે વદેછ તું હે વીર !
તે મુજને ગમતું નથિ જરિયે ધર તું હૈયે ધીર. ૩૮

હે નૃપ ! તું કહિ પૃથ્વિ આપવા સમર્થ હો તો તારી—
આપેલી પૃથ્વી ભોગવવા મરજી નથિ જરિ મારી. ૩૯
કાં કે પ્રતિગ્રહ કરવો એ કંઇ નથિ ક્ષત્રિયનો ધર્મ,
પણ યુદ્ધ કરી મેળવું નૃપ, એ છે એનું કર્મ. ૪૦
થઈ અનીશ્વર દેવા પૃથ્વી ઇચ્છે છે કાં આજે ?
છે અધિકાર હવે શો એ પર ? અનુચિત વદ મા આજે. ૪૧
અણઘટતું ઔદાર્ય આજ તું જણવે છે નૃપ જ્યારે,
વિગ્રહ કારણ કૃષ્ણ આવિયા, કેમ ન જણ્યું ત્યારે ? ! ૪૨
સવળું ન કર્યું અરે સવેળા, અવળું કરિ પછિ હાલ,—
ફાંફાં કાં મારે છે મિથ્યા, કરિને આ'વો તાલ ! ૪૩
વિભ્રમચિત્ત થયો છે શું તું, કે અહિં આમ લવે છે ?
બકે ન આ'વું પૃથ્વીપતિ કો, સમર્થ સાચો જે છે. ૪૪
આ ટાણે તું પૃથ્વી દેવા સમર્થ નથી જરાય;
લેવા સમર્થ નથિ તવ દેવા ઇચ્છે છે, હે રાય ! ૪૫
પૂર્વે સોયતણી અણિ જેટલિ, દેતો ન હતો મુજને,
તે આખી દેવા આ ડહાપણ આવ્યું ક્યાંથી તુજને ? ! ૪૬
અરે ! ઉગરવા સારૂ ગમેત્યમ બક મન-પાસા ઢાળી,
પણ તું બચવાનો નથિ આજે, મરણ શકીશ ન ખાળી. ૪૭
માટે અમને જીતી પૃથ્વી ભોગવ તું ભલિભાતે,
અથવા હણાઇ જઇ જા સ્વર્ગે, છે ગુણ એ પણ વાતે. ૪૮
આપણ બે જીવિયે છિયે નૃપ, ત્યાં સુધિ સૌને ઉર,—
અરે ! આપણા જિવિત વિષે સંશય રહેશે જ જરૂર. ૪૯
જીવિત તારૂં છે મારે કર, ધારૂં તો ઉગારૂં;
પણ તું જિવવાયોગ્ય જરા નથિ, મત એવું છે મારૂં. ૫૦
કાં કે તેં અમ જીવિત હણવા કર્મ કર્યા'તાં જે જે,
તાજાં છે આ અંતરમાં હજિ, વિસર્યો નથિ હું તે.તે. ૫૧
કપટ કરી કળથી હે ખળ ! તેં રાજ્ય હર્યું'તું અમારૂં,

દ્રૌપદિપ્રત્યે તુચ્છપણું તેં દર્શાવ્યું'તું તારૂં. ૫૨
તેથી હે મહાપાપ ! જાણજે આજે જીવિત તારૂં—
છે જ નહીં આ જગમાં, અવ અહિં વિશેષ શું ઉચ્ચારૂં ! ૫૩
માટે ઊભો થા ! ઊભો થા ! રહે જળમાં ન છૂપાઈ,
અને યુદ્ધ કર અમ સાથે ઇચ્છી શ્રેયસ્ સુખદાઈ. ૫૪

વલણ.

સુખદાઈ પણ અતિ અનૃતે, હણવા તત્પર થાય;
ક્રૌંચ વાંચ્યે કેળ નવ—ઊગે રાય કદાયરે. ૫૫

---

## કડવું ૮ મું.

### युधिष्ठिरदुर्योधननो संवाद.

પ્લવંગમ છંદ.

ધર્મવચન સુણિ ધીર, વીરસુત આપનો—
નાંખીને નિઃશ્વાસ, ઉષ્ણપરિતાપનો,—
બોલ્યો, છું હું વિરથ શ્રમિત અતિ એકલો,
સાધન વિણ આ સ્થળે, પાંડુસુત ! તે કળો. ૧
છો સૌ સાધનયુક્ત તમે અહિં આ સ્થળે,
સંબંધીના જૂથ સહિત મોટા બળે;
તો કરવાને યુદ્ધ ઘણા સાથે ખરે,
કેમ ધરૂં ઉત્સાહ ? વિચાર કરો અરે ! ૨
જો કદિ નૃપ ! અક્કેક તમોમાંથી અહીં,—
યુદ્ધ કરો તો માન્ય મને છે તે સહી;
કાં કે બહુશું યુદ્ધ કરાવવું તે ખરે,
ન્યાય નથી નૃપ નામ, વિચારો તે અરે ! ૩
બ્લે કે છું ક્ષતયુક્ત શ્રમિત અતિ આ પળે,

વાહનસૈનિકવનો ક્ષીણ થયલો બળે;
તેમ હું કવચવિહીન છતાં પણ અહિં મને,
લેશ નથી ભય ભૂપ ! કોનું કહું છું તને. ૪
ભીમ પાર્થ શ્રીકૃષ્ણ તણું ભય ના ગણું,
તો બીજાની વાત અત્ર હું શું ભણું !
માટે હે નૃપ ! આજ સાજ તારો બધો,—
તું કર ઝટ તૈયાર અને થા સાબધો. ૫
આજ હું રોકી સર્વ શૂર તારા રથી,
મારિશ ભ્રાતા સહિત ભૂપ ! તુજને મથી;
એથી અનૃણી થઇશ સગાસ્નેહી તણો,
છે ઉરમાં ઉત્સાહ એ જ મુજને ઘણો. ૬
આમ સુણી નૃપ ધર્મ વધા કે, હે ગુણી !
પામ્યો હું પરિતોષ, વાક્ય તારાં સુણી;
ક્ષત્રધર્મ હે ધીર ! તું જાણે છે સહી,
તે પણ છે અતિ સ્તુત્ય, નિડર છે તું અહીં ! ૭
છે તું સાચો શૂર તથા સંગ્રામને—
જાણે છે તું વીર, ધરે છે હામને;
તે પણ છે બહુ ઠીક, બીક ન ધરી રતી,
આપે કરવા યુદ્ધ અમો શું છે મતિ ! ૮
માટે રૂચે તેવું ગ્રહી આયુધ અહીં,
આપે તુ કર યુદ્ધ એક સાથે સહી;
તું હણિ અહિં એકને રાજ્યનો થા ધણી,
વા હણાઈ જશ લેઇ સ્વર્ગમાં જા ગુણી ! ૯
આપું છું આ ફરી, વળી ગમતું તને,
માટે યુદ્ધ તું માંડ, માનિ ધૃત જ મને.
સાંભળિ નૃપ કહ્યું આમ, સુયોધન એ સ્થળે—

૬. અનૃણી—ઋણરહિત, દેણવનો.

બોલ્યો તેશું એમ, જેમ સૌ સાંભળે: ૧૦
આપ ભણીનો એક યુદ્ધ માટે મને—
શૂરવીર દ્યો સદ્ય, સુગમતો આપને;
આયુધમાં તો ભૂપ! આપ સંમત થકી,—
માત્ર ગદાને અત્ર વરૂં છું હું નકી. ૧૧
તેમ જ તમમાં જેહ એક હું એકને—
હોય માનતો શક્ય યુદ્ધમાંહે મને,
પેહલ એવો તે જ, ગદાથી આ સ્થળે—
યુદ્ધ કરો મુજ સાથ, આપ કેરા બળે. ૧૨
જો રથયુદ્ધ વિચિત્ર થયાં છે ક્ષણુ ક્ષણે,
તો અદ્ભુત અતિ આજ ગદાનું હો રણે;
આજ ગદાથી અત્ર, હું જીતિશ સર્વને,
ને ગાળીશ જરૂર તમારા ગર્વને! ૧૩
હે નૃપતે! ક્યારેય ઇંદ્રથી પણ મને—
સંભ્રમ નથિ તો અન્ય વાત શું કહુ તને?!
માટે સામે થાય ગમે તે આ રણે,
ભડવા તેશું ભૂપ, સજ્જ છું આ ક્ષણે. ૧૪
સાંભળિ કહેવું આમ સુયોધનનું તહીં,
ઉચર્યા નૃપમણિ ધર્મ, ઉભો તું થા અહીં;
ને કર મુજશું યુદ્ધ, પુરુષ થઇ આ પળે,
વાર કર્યે હે વીર! નહીં તારૂં વળે. ૧૫
જો કહિ આશ્રય ઇંદ્ર હોય તારો સહી,
તો પણ જીવિત તારૂં આજે છે નહીં.
સાંભળિ એવાં વચન સહન ના તે થવે,
તર્ત જ આવ્યો બહાર સુયોધન થઇ સવે. ૧૬
ચાબુક માર સુઅશ્વ જેમ નૃપ! ના સહી,

---

૧૦ મને—મનમાં. ૧૧ સંમત—કબુલતથી, કબૂલ પ્રમાણે.

ને લાકડિનો માર જેમ ન સહી અહી,
આગળ આવે વર્ત તેમ જળમાં થકી—
આપ પુત્ર નીસર્યો, ગદા ધારી નકી. ૧૭
હે નૃપ ! તે એ સમય શૂલપાણી સમો—
ભાસ્યો હર ના હોય જ ગુણુ ધારી તમો;
વા વાસવ ધરિ વજ્ર હોય ઊભો તશો,
જોયો ગદા ગ્રહેલ, દંડપાણી જશો. ૧૮
પાણીમાંથી બહાર નીસર્યો પેખિને,
પાંડવ ને પાંચાલ હસ્યા ઊવેખિને;
તે જોઈ અતિ તપી ઉચર્યો તે તદા,
મા ફૂલો મર્કટો ! જુઓ મારી ગદા ! ૧૯
આજ ગદાથી અરે ! તમોને સર્વને—
પહોંચાડી જમલોક, તજાવિશ ગર્વને;
ભોગવશો અવહાસતણું ફળ ત્યાં નકી,
નાશ પામિ ક્ષણુમાંહિ, ગદા મારી થકી. ૨૦
હે નૃપ ! અતિ રુધિરાર્દ્ર, જળે ભીંજાયલો,
આપ પુત્ર અવનીશ, બની ના બાયલો,
વીરપુરુષની રીત ભીત તજિ ધીર તે,
હસ્ત ગદા ધરિ તત્ર ઉભો રણુવીર તે. ૨૧
કિંકર ઊપર હસ્ત ઉગામેલો અશો,—
જાણે જમ ના હોય તમ થયલો તશો,
ઊગામી નિજ ગદા ઉચ્ચર્યો તે તહીં,
આવો અવ અક્કેક યુદ્ધ માટે અહીં ! ૨૨
શૂરવીર એક ને ઘણા સાથે અરે !

૧૭ અહી—અહિ, સર્પ. ૧૮ શૂલપાણી—હાથમાં ત્રિશૂલ છે એવા, હર—મહાદેવ. તમો—તમે ગુણુવાળા. તશો—તેવો. દંડપાણી—હાથમાં દંડવાળો યમ. જશો—જેવો. ૨૨ અશો—એવો.

યુદ્ધ કરાવવું ન્યાય નથી એમાં ખરે;
તેમ જ કવચ વિહીન કલાંત સાથે અરે !
આઝા કરતાં જુદ્ધ, વખાણુ ન કો કરે. ૨૩
છું હું કવચવિહીન, શ્રમિત અતિ આ પળે;
ઘાયલ વાહન વનો, ક્ષીણુ થયલો બળે;
તો પણુ તમ સર્વને વળિશ પહોંચી ખરે,
યોગ્યાયોગ્ય વિચારકરી સરજો અરે ! ૨૪
બોલ્યા તવ નૃપ ધર્મ, મહારથિ બહુ મળી--
માર્યો ન્હાનો બાળ, સુભદ્રાસુત બળી,
તે સમયે રે ! તને બુદ્ધિ આ કાં ખરે—
સૂઝી નહિ શઠ તત્ર, લવારો કાં કરે?! ૨૫
મળી ઘણુાએ અરે ! ન હણુવો એકને,
જો એ ધર્મ જ હોત, ધરત તે ટેકને,
તો તુજ અનુમત પેર ઘણુા ભેળા થઈ—
કેમ હણુત અભિમન્યુ, ધર્મ પર પગ દઈ?! ૨૬
સંકટમાં સપડાય, ધર્મ તવ સાંભરે,
સુખમાં સ્વર્ગનું દ્વાર બંધ દેખે ખરે !
આ જગજનની રીત અરે! એવી જ છે,
છે ન નવાઈ ભાઇ, ન એપર ખીજ છે. ૨૭
લે ધારણુ કર કવચ, અને શિર કેશને—
બાંધિ ધર શિરત્રાણુ, ત્યજી તુજ કલેશને;
ને ગમતું લઇ અન્ય યુદ્ધ કરવા હવે,—
થા તત્પર હે વીર ! સવેળા થઇ સવે. ૨૮
આપું છું વળિ એક કામ ફરિથી તને;

૨૩ કલાંત—થાકેલો. ૨૪ સરજો—આઘા ખસજો, આવજો. ૨૭ ખીજ—રીશ. એ ઉપર મને રીશ નથી એ ભાવાર્થ. ૨૮ શિરત્રાણુ—મસ્તકના રક્ષણુ માટે ઘાલવાનો ટોપ.

ધર તેપર વિશ્વાસ ન શંકિત થા મને;
અમો પાંચમાં જેશું યુદ્ધ ઇચ્છા કરે,
તેને હણિ હે વીર ! તું રાજા થા ખરે ! ૨૯
સાંભળિ એવું શૂર કવચ ધરિ અંગમાં,
ધારિ સ્વર્ણશિરત્રાણ, આવિ રણરંગમાં,
હસ્ત ગદા ધરિ આપ ઉચ્ચર્યો એ પળે,
આવો પાંડવમાંથિ ગમેતે આ સ્થળે. ૩૦
કહો તો અહિં સહદેવ, કહો તો ભીમશું,
નકુળ પાર્થ વા આપ સાથ રહિ નીમશું,—
યુદ્ધ કરૂં હું રાય ! કરો આજ્ઞા તમે,
જુઓ જરૂર જનેશ, કાળ કોશિર ભમે ! ૩૧
સ્વર્ણપટ્ટ બાંધેલિ ગદા મારી સહી,
વૈરઅંત આણુશે આજ સાચે અહીં;
ગદાયુદ્ધમાં રાય ! હું સરખો કો નથી,
એથિ હણિશ હું સર્વ શત્રુ મારા મથી ! ૩૨
આમ વિશેષ વડાઇ આપની બહુ કરી,—
બોલ્યો સુત આપનો, ગદા ઊંચી કરી;
હુંશું જેને યુદ્ધ કરવું હોયે સહી,
આવે તે ઝટ અત્ર, ગદા નિજની ગ્રહી ! ૩૩

વલણ.

ગ્રહી હસ્તમાંહે ગદા, ગર્જન કરતો આમ,
જોઇ સુયોધન ધર્મ પ્રતિ—ઉચર્યા શ્રીઘનશ્યામરે. ૩૪

---

૩૨ મથી—મંથન કરીને.

## કડવું ૯ મું.

## ગદાયુદ્ધનો આરંભ.

### હરિગીત છંદ.

સંક્રુદ્ધ કેશવ ઉચ્ચર્યા રાતા થઈ અતિ એ સમે,
સાહસ કર્યું શું રાય ! સમજ્યા વિણ અરે અંહિયાં તમે !
રે રે વદ્યા શું આપ ? ‘અમમાંથિ હણી તું એકને—
થા કૌરવોનો રાય,’ હાય ! કહ્યું શું આ એની કને ? ! ૧
છે હસ્તમાં જેને ગદા, એવા અરે ! એ આગળે,
સંગ્રામમાંહિ સમર્થ નથિ તમમાંહિ કો નિજના બળે;
કાં કે કરાવી લોહપ્રતિમા ભીમ હણવા એહણે—
કીધીછ કસરત તેર વર્ષ ગદાથિ તેશું તેહણે. ૨
માટે કહો નૃપ, આપણાથી થઇ શકે શું રે હવે ?
દવમાંથિ નિસર્યા બહાર, ને પાછા વળી પડિયા દવે !
કીધું દયાથી આ તમે સાહસ જુગાર સમું ફરી,
બાજી અરે જીતેલિ ધ્યાન ન રાખિ ધૂળવિષે ધરી ! ૩
એ સાથ ભીમ વિના બિજો ભડનાર હું જોતો નથી,
તો પણ પરિશ્રમ તેહણે તેના સમો કીધો નથી;
છે ભીમસેન સમર્થ ને બળવાન માનું છું નકી,
પણ છે ક્રિયામાં કુશળ દુર્યોધન અધિક એના થકી. ૪
બળ કળ વિષે બળવાનથી કળવાન શ્રેષ્ઠ મનાય છે,
જયમ હસ્તિ બહુ બળવાન, કળવિદ માનવી વશ થાય છે;
તો શત્રુને સમમાર્ગમાં મૂકિ તમે અહિં આપને
કાં વિષમમાર્ગ વિષે મુકી, ઉપજાવિયો પરિતાપને ? ! ૫
જીત્તી સકળ અરિ કષ્ટથી, રે પ્રાપ્ત થયલા એકશું—
પણ આમ કરિને વિષમ, હારે રાજ્ય કોણ ? કહુ કશું !

સંગ્રામમાં કરમાં ગદા ધારી ઉભેલા એહને—
જીતી શકે નહિ દેવતા પણ, તાપ દેતા તેહને. ૬
માટે તમો કો ન્યાયથી જીતી ન શકશો તેહને,
કહ્યું કાં અરે મનભાવતું ? અતિ ફાવતું અહિં એહને !
અવળું ચરિત જોઇ આપનું, ભાસે છ મુજને તો ખરે,
અહિં પાંડુકુંતીની પ્રજા વનવાસયોગ્ય જ છે અરે ! ૭
કહ્યું આમ બહુ ત્યાં કેશવે, તવ ભીમ તે સુણિ ઉચ્ચર્યો,
યદુવીર ! છેક અધીર થઇ માં ખેદ મનમાંહે ધરો;
હું આજ દુર્ગમવૈર કેરો અંત આણિશ આ સ્થળે,
આપીશ અંતક-હાથમાં દુર્યોધન આ બાહૂબળે ! ૮
એની ગદાથી દોઢગણિ છે તોલમાં મારી ગદા,
માટે વિજય છે ધર્મનો નિશ્ચે જ જાણો સર્વદા;
હું અત્ર આજ ગદાથિ ભડવા એશું ઉત્સુક છું ઘણો,
જોનાર થાઓ હે જનાર્દન ! રંગ સર્વે હું તણો ! ૯
ધરનાર વિવિધ સુશસ્ત્ર દેવોસહિત હું ત્રણુલોકશું—
ભડું, તો અહીં દુર્યોધન માટે કહો આજ કહું કશું ?
વદવું વૃકોદરનું સુણી માધવ પ્રશંસી તેહને,
ઉચર્યા પ્રસન્ન થઈ શિખામણ આમ દેતા એહને:— ૧૦
હે વીર ! તુજ આશ્રયવડે હતશત્રુ ધર્મ થઈ અહીં,—
પામ્યા પ્રદીપ્ત સુલક્ષ્મી સંશય એ વિષે અણુ છે નહીં;
ધૃતરાષ્ટ્રના સુત સર્વ તે સંગ્રામની માંહે હણ્યા,
ત્યમ રાજપુત્રો રાય હય હસ્તીય પણ રણમાં વણ્યા ! ૧૧
માટે હવે સંગ્રામમાં દુર્યોધન છેલ્લો આ હણી,
તું આપ નિષ્કંટક સુપૃથ્વી ધર્મને થાવા ધણી;

૬ પણ પ્રતિજ્ઞા, પહુણ. તાપ દેતા—આ વાક્યમાં શ્લેષ છે: એટલે દુર્યોધનને તાપ દેતા, અથવા તાપ દેતા એવા દુર્યોધનને. ૮ દુર્ગમ—જેની પાર ન જવાય એવું. ૧૧ વણ્યા—વણી નાંખ્યા.

તારા વડે એ પાપનો અહિં નાશ નિઃસંશય થશે,
કરજે પ્રતિજ્ઞા સાર્થ જંઘા ભાગિ જય તારો થશે. ૧૨
એ છે ક્રિયામાં કુશળ માટે યત્નથી એશું લડી—
જય પામજે, તુજ જોરપર આ ઝૂઝતો ભૂલો પડી.
એવે યુધિષ્ઠિર સર્વસહ આવ્યા તહીં તેની કને,
લાગ્યા બધા સુપ્રશંસવા ભડ ભીમને હર્ષિત મને. ૧૩
તેવે સુતપતા સૂર્યશા રાજા યુધિષ્ઠિર આગળે,
તે ગર્જિ ઉચર્યો આમ, શૂરા સર્વ ત્યાં જયમ સાંભળે:
હે રાય ! આ અરિસાથ હું અવ યુદ્ધ કરવાને અહીં—
ઉત્સાહ ધરૂં છું, એ અધમ કહિ જીતશે મુજને નહીં. ૧૪
હું આ ગદાથી પાપિ એ હણિ શલ્ય આપહૃદેતણું—
કાઢી સુકીર્તિ માળ પહેરાવીશ, સુખિ હોજો ઘણું !
કહિ આમ બહુ બળધામ તે નિજ શત્રુને બોલાવતો,
સંગ્રામ મધ્ય વિષે ઉભો, અરિ ત્યાં જ દીઠો આવતો. ૧૫
જયમ યૂથપતિ કો યૂથવિણુ આવી ઉભો રહે તેમ ત્યાં,
તે પ્રાપ્ત થયલો જોઇ પાંડવ પામિયા બહુ પ્રેમ ત્યાં;
અરિમધ્યમાંહે એકલો સુત આપનો જો કે છતાં,
પામ્યો ન ભય ગ્લાનિ વ્યથા અરિસૈન્ય તે સ્થળ ગાજતાં. ૧૬
વાણીતણું બે વીરનું ત્યાં યુદ્ધ થઇને જેટલે,
પ્રારંભ યુદ્ધતણો થતાં બળરામ આવ્યા એટલે;
તે દેખિ સર્વે સ્થિર થયા, સામા ગયા લેવા સહુ,
સન્માનિ ધર્મે સરભરા નૃપ, તેમની કીધી બહુ. ૧૭
યાત્રા સરસ્વતી-તીરનાં તીર્થોનિ કરતા તે ગુણી—
આવ્યા ત્વરાથી તત્ર, યુદ્ધવૃત્તાંત નારદથી સુણી.
પામી સુપૂજન પાંડવોથી ઉચ્ચર્યા હલધર તહીં,
શિષ્યોનું યુદ્ધ ગદાતણું જોવા હું આવ્યો છું અહીં. ૧૮

૧૮ યાત્રા સરસ્વતી તીરનાં ઇ૦—અત્ર સરસ્વતી તીરનાં તીર્થોનું

પ્રારંભ મોટા યુદ્ધનો થાવા પ્રથમ હું અહિં થકી,—
અનુગમતું જાણી તીર્થ કરવાને ગયો'તો ના ટકી;
આજે દિવસ એ વાતને ચાળીશપર બે છે થયા,
અહિં જોઉં છું પરિણામ, તો પ્રકટેછ ઉરમાંહે દયા! ૧૯
છે ભીમદુર્યોધન સુશિષ્યો માહરા તેથી કરી,
જોવા હું તેમનું યુદ્ધ આવ્યો છું ઉલટ અંતર ધરી;
માટે સમીપ સમંતપંચક ક્ષેત્ર છે તેને વિષે—
આ યુદ્ધ હો, હે રાય! ઉત્તમમાર્ગ એ મુજને દિસે. ૨૦
એ ક્ષેત્રમાં તજિ દેહ શૂર સુસ્વર્ગમાં જઇને નકી—
સુખ ભોગવે છે વિવિધ, સુણ્યું છે મેં મહામુનિઓ થકી;
સુણિ રામ કહેવું સમંતપંચકને વિષે સર્વે ગયા,
ત્યાં યુદ્ધ માટે ભીમ દુર્યોધન તરત સામા થયા. ૨૧
તવ ઉચ્ચર્યો તમ પુત્ર સૌ સહુ ધર્મ સામે જોઇને,
આ યુદ્ધ મારૂં ભીમનું પેખો બધા ચિત પ્રોઇને;
ઊભા ન રહો, બેશી બધા સ્થિર થઇ જુઓ જુગતી થકી,
જીતેછ અહિંયાં કોણ, તે જો જો થશે તમને નકી! ૨૨
સુણિ ગર્વવાણી આમ અરિની નેત્ર અતિ રાતાં કરી,—
ઉચર્યો વૃકોદર આપ સુત પ્રત્યે ગદા ઊંચી કરીઃ—
હે દુર્મતે! તેં અમ વિષે દુષ્કૃત્ય જે કીધાં હતાં,
ફળ દેખ તેનાં આજ, પાપ બધાંય અત્ર થયાં છતાં! ૨૩
તેં લાખનાં ઘર રાખ પાંડવની થવા જ કર્યાં હતાં,
તેં કલેશ સતીને આપવા અવળાં જ ચરણ ધર્યાં હતાં;
તેં ધર્મને છળવા જ શકુની પ્રેરિ સુખ હર્યાં હતાં,
વનમાંહિ તુજ પાપે જ આંસૂ આંખમાંથિ ખર્યાં હતાં! ૨૪

---

વર્ણન તથા માહાત્મ્ય અને ત્યાં બળદેવજીએ દીધેલાં દાનની કથા જન્મેજયને વૈશંપાયને કહી છે. આ કથા શલ્યપર્વમાં અધ્યાય ૩૫ થી ૫૫ સુધીમાં એટલે ૨૧ અધ્યાયમાં છે. ૧૯ ના ટકી—ન ટકતાં, ન થોભતાં.

તે સર્વ તારાં પાપના છાંટા વડે હે દુર્મતે !
ભૂમાં બળ્યા છે ભોગિ મોટા ભૂપ અહિં સામા થતે ! !
રે ! ભીષ્મ શરશય્યા વિષે સૂતાછ સૂર્યસમા ખરે !
ત્યમ દ્રોણ કર્ણ સુશલ્ય પણ રણમાં પડચા છિ અહિં અરે ! ! ૨૫
મતિમંદ મામો શકુનિ તારો પણ મરાયો જો અહીં !
સતિશત્રુ દુઃશાસન હણાયો તેય તેં જોયું સહી ! !
તુજ ભ્રાત બીજા સર્વ પણ રોળઇ ગયા રણની મહીં,
તું પાપકારણ છે રહ્યો, તેને હવે છોડિશ નહીં ! ! ૨૬
સુણિ વજ્રપાતસમાં વચન સુત આપનો ત્યાં ઉચ્ચર્યો,
બક મા, બહુખાનાર ! મુખ કર બંધ, ઘાસ ઘણું ચર્યો !
શ્રદ્ધા હું તારી યુદ્ધની અહિં શાંત કરિશ જ આ સ્થળે,
મિથ્યા ગરજવે મૂઢ હે મતિમંદ ! તારૂં નહિ વળે. ૨૭
તું ત્રાડવાથી ત્રાસ અહિં તલભાર મુજને ના થશે,
મતિહીન મારી આ ગદાથી તું અરે માર્યો જશે !
બહુ દિવસથી તુજસાથ યુદ્ધ ગદાતણું કરવા મને—
ઉરમાં હતી ઇચ્છા ઘણી, તારા શપથ કહુંછું તને ! ૨૮
મનકામના તે પાર પાડી દેવતાઓએ સહી,
ભલું થયું સંમુખ આવિયો તું હાલિચાલીને અહીં !
મિથ્યા ગરજવું મૂકિ સામો થા હવે હે મૂઢધી !
મદ હું હરિશ તારો બધો, અવ મૂક લવરી રે બધી ! ! ૨૯
તમ વીરપુત્રતણાં વચન સુણિ શત્રુપક્ષતણા સહુ—
સાબાશિ દેવા લાગિયા, સુપ્રશંસોને એને બહુ;
એ સમય આવી રંગમાં તે ભીમ સામું જોઇ હસ્યો,
તવ વૃકોદર પ્રૌઢી ગદા ઊગામિ તે સામે ધસ્યો. ૩૦

**વલણ.**

ધસ્યો હસ્તિશો ભીમ જવ, તવ કેસરિશો આપ,
તળપ્યો પુત્ર સુ આપનો, દાખવવા સુપ્રતાપરે. ૩૧

---

૨૭ બહુખાનાર—'બહુ ખાનાર' કહેવું, એ ભીમસેનને ચીડવવાની ખીજ હતી.

# કડવું ૧૦ મું.

## દુર્યોધનવધ.

### ભુજંગી છંદ.

ઉગામી ગદાઓ ધસ્યા વીર જેવે,
મચ્યું યુદ્ધ તે બેયનું ત્યાંહિ તેવે;
ગદા શું ગદામાર ઝીલી લઈને
ખસ્યા તર્ત તે ચોટ ચૂકી જઈને. ૧
ફરી મંડળાકાર સામા થઈને,
ફરી આવિયા દોટ તે ત્યાં દઈને;
કરી ઘાવ અકેક અંગે ઉમંગી,
કરી કાય અન્યોન્યની રક્ત રંગી. ૨
ગદા શું ગદા ભૂટકાતાં ભડાકા—
થતા આભ તૂટયાસમા ત્યાં કડાકા;
ઝરે અગ્નિ તે વીજ જેવો જણાતો,
'અહો ધન્ય છે!' શબ્દ સૌનો સુણાતો. ૩
ગદાના પ્રહારો ઘણા અંગ ઝીલી,
ખરે! ખાખરાવૃક્ષની રીત ખીલી,
વિસામો ઘડી બે લઈ સદ્ય એવે,
તડ્યા વીર તાજા થઈ તર્ત તેવે; ૪
ખરે! હાથણીમાટ બે હસ્તિ જાણે,
સરે રોષમાંહે ખરે તે પ્રમાણે,—
સર્યા વીર તે બે ગદાઓ ઉગામી,
પ્રતિસ્પર્દ્ધિ સામે પુરો ક્રોધ પામી. ૫
મચ્યું યુદ્ધ એવે અહો! રાય એવું,
મચે ઇંદ્ર ને વૃત્રનું ઉગ્ર જેવું;
ન કો કોઇનું છિદ્ર દેખી શકે ત્યાં,

કહો કાળ શું સ્વરૂપ આવી ટકે ત્યાં ? ! ૬
વિલોકી વડું યુદ્ધ તે દેવ આદે,
પ્રશંસી વધા દિંગ થઈ દીર્ઘસાદેઃ
નથી જોયું આ'વું ગદાયુદ્ધ આગે,
અહો ! આ સમું તો ખરે આ જ લાગે. ૭
ન ભાગે અરે કાળશી ચોટ લાગે,
પડે ઘાવ તોયે અડે આવિ આગે !
કહો જીતશે કોણુ તે ના જણાયે,
અહો ! સંશયે ઇંદ્ર આજે તણાયે. ૮
વદે દેવગંધર્વ અન્યોન્ય એવું,
પછી માનવીનું કહું અત્ર કેવું !
ઘણા ઘાવ ઝીલ્યે છતે ના વિરામે,
પડે માર તોયે તડે સામસામે. ૯
થતાં સવ્ય ત્યાં ભીમ ને ભૂપ ! એવે,
ગદા પાર્શ્વમાં ઝાપટી તર્ત તેવે,
કરી ગર્જના આપપુત્રે તથાપિ,
નહીં ક્ષોભ પામ્યો વ્યથા માંહિ વ્યાપી. ૧૦
પડચો એરણે ઘાણુ તેવું જ તેવે—
જણાયું જ આશ્ચર્ય હે ભૂપ ! એવે;
થઈ સજ્જ ભીમે ન તે લેશ સાંખી,
ગદા આપની એ પરે સદ્ય નાંખી. ૧૧
તદા આપના પુત્રની તે જ ટાણે,
ગદા ઊછળી આવિ કૃત્યા પ્રમાણે,—
ગદા ભીમની શું ત્યહાં ભૂટકાઈ,
થયો કાટકો એથિ ત્યાં ત્રાસદાઈ; ૧૨
અને એથિ જ્વાળા ત્યહાં રાય એવી—
ઉઠી પા'ડ ફાટે ખરેખાત તેવી !

થયા તેથિ રોમાંચ જોનાર ભારે,
પડ્યા શૂરવીરોય પૂરા વિચારે. ૧૩
વિચિત્રેપ્રકારે વળી સામસામા—
ધસી મારવા માટ કીધા ઉધામા;
તથાપિ ન કો કોઈથી હાર પામ્યા,
થયાં ચૂર્ણ ગાત્રો ન તોયે વિરામ્યા. ૧૪
પડ્યે માર સંમોહ પામ્યા અતીશે,
તથાપિ તડ્યા મારવા પૂર્ણ રીશે;
તડી આપપુત્રે સહૂ જેમ ભાળે,
ગદા ઝાપટી ભીમ કેરે કપાળે. ૧૫
થઈ ઉગ્ર એથી કરી આંખ રાતી,
ગદાથી જ ભીમે હણી એનિ છાતી;
અરે ! એથિ તે સાગના વૃક્ષ પેઠે—
પડ્યો પૃથ્વિમાંહે ગદા નાંખિ હેઠે. ૧૬
જરામાં ધરામાંથિ બેઠો થઈને,
સર્યો ભીમ સામે ગદા તે લઈને;
ગદાસ્વાદ ચાખી હૃદે રોષ રાખી,
જરા ના જ ભાખી કળા આપ દાખી. ૧૭
લઘુલાઘવી ખેલ તે પૂર્ણ ખેલી,
પછી પૂર ગંગાતણા પેર રેલી,—
જઈ ભીમને શીર માર્યો સપાટો,
તદા ભીમ ભાસ્યો થયો ઢાળવાટો. ૧૮
પડ્યો શત્રુ પેખી કવચ્ ભેદ્યું એનું,
હર્યું હીર દુર્યોધને સદ્ય તેનું;
પિડા એમ પામ્યો તથાપિ ફરીને,
ઉઠ્યો ધૈર્ય ને સ્થૈર્ય તે ત્યાં ધરીને. ૧૯

૧૭ જરામાં–જરા વારમાં. ધરામાંથી–પૃથ્વીમાંથી. ૧૯ સ્થૈર્ય–સ્થિરપણું.

પુછયું અર્જુને કૃષ્ણને રાય! તેવે,
થઈ સંશયી અંતરે આપ એવે;
કહો યુદ્ધમાં આ શૂરા બેઉમાંહી,
લહો છો તમે શ્રેષ્ઠ કો નાથ! આંહી? ૨૦

## ઝૂલણા છંદ.

ઉચ્ચર્યા ભક્તવત્સલ તદા ભૂપ! ત્યાં, ભ્રાત! ઉપદેશ આ બે જણાને-
છે ખરે જાણ તું સત્ય હલધરતણો, જાણુમાં છે જ તે જન ઘણાને;
ભીમ બળવાન છે જેમ બહુ, તેમ છે કુશળ કળમાંહિ આ શત્રુ એનો,
તેથિ તે અધિક છે એથિ, બહુ શું કહું? યત્ન તેથી જ છે સાર્થ તેનો. ૨૧
એથિ જો ધર્મથી યુદ્ધ કરશે ખરે, તો ન સરશે જ કહિ ભીમ કેરૂં,
ન્યાયથી યુદ્ધ કરતાં અરે શું કહું, દેખશે પાંડવો દુઃખમેરૂ!
તેથિ અન્યાયથી યુદ્ધ કરશે કદી, તો જ આ ભીમ નિજ શત્રુ હણશે;
પાપિ હણવો પ્રપંચે કરી એ વિષે, ભ્રાત! અન્યાય કહે કોણ ગણશે? ૨૨
દેવતાએય પણ દાનવો કપટથી ચટપ કીધા હતા, ત્યમ સુરેશે—
વૃત્ર વિરોચનાદિક જીત્યા હતા, વાત તે ધ્યાનમાં ભીમ લેશે,
તો જ જય તેહનો ખચિત થાશે અહીં, ફેર એમાં ન લવલેશ પડશે,
એથી માયાવડે કાર્ય આ સાધતાં પાપિ એ પૃથ્વિની માંહિ પડશે. ૨૩
દ્યૂતસમયે પ્રતિજ્ઞા કરી જે હતી, ભીમ તે આજ મનમાંહિ સ્મરશે,
તો ગદાથી હણાતાં જ અરિ-સાથળો, અર્થ નૃપ ધર્મનો સદ્ય સરશે.
અર્થ સાધ્યો બધો વ્યર્થ કરવા નૃપે બુદ્ધિ ઉપયોગ અવળો કર્યો છે;
ધૃષ્ટ મતિભ્રષ્ટ અતિ કષ્ટ દેનારને આપવા લાડવો જો ધર્યો છે! ૨૪
એક રસ્તે જ લડનાર મહાશૂરશું ભડવું ભય એ વિષે છે જ ભારી,
શુક્રનીતિ વિષે એ વિષે શીખ સંક્ષેપમાં આ રિતે છે પ્રચારી:

---

૨૩ સુરેશે—ઇંદ્રે. ૨૪ લાડવો—આ શબ્દ વક્રોક્તિનો છે. અમારા પાંચમાંથી એકને મારી તું રાજા થા, એવું ધર્મે જે ભાવતું મોદ ઉત્પન્ન કરે એવું કહેલું, વ્યંગ્યમાં લાડવો એ તે વાતનો ધ્વનિ છે. લાડુનો પર્યાય મોદક છે, એથી લાડવો શબ્દ અત્ર યથાર્થ છે.

જિવિતને ઇચ્છતા ભાગિ ગયલા તથા તે જ પાછા વળેલાનિ સાથે-
યુદ્ધ કરતાં અરે બી'વું, મરતાંય પણ બાકિ વૈરિ મળેલાનિ સાથે. ૨૫
કેમ કે તે ખરે ! 'મરવું કે મારવું,' માર્ગ એ આપ મનમાં સ્મરે છે,
જેશું હે પાર્થ ! સંગ્રામ કરવા અરે, ઇંદ્રપણ આપ ઉરમાં ડરે છે !
આમ ત્યાં બહુ કહ્યું કેશવે પાર્થને, જે લહ્યું તેહણે ધ્યાન ધારી,
ને પછી ડાબિ નિજ જાંગ ઠોકી તરત, ભીમ જુવેજ ત્યમ જોઇ ધારી.૨૬
પામી સંજ્ઞા જ તે યુદ્ધ ફરિ માંડવા ઉમગિને આવિયો શત્રુ સામે,
વિચરતો તે હતો વિચિત્રમંડળ કરી, શત્રુ નિજ જેમ સંમોહ પામે;
આપસુત તેમ અરિ ભીમને મારવા વિવિધરીતે વિચરતો હતો ત્યાં,
જોઇ બેની કળા સર્વ જોનારને, રાય ! અત્યંત વિસ્મય થતો ત્યાં. ૨૭
યુદ્ધ અતિઉગ્ર હે ભૂપ એવે હવું, પ્રહારનો પાર ન રહ્યો અરે ત્યાં,
જર્જરીભૂત અંગે બની બે જણા બે ઘડી સ્થિર થયા તે ખરે ત્યાં;
પણ પછી તે મચ્યા યુદ્ધ ઉદ્યોગમાં, એટલે ભીમનું છિદ્ર દેખી,
આપસુત આવિયો તર્ત તે પાસ ઝટ, અર્થ સિદ્ધિ થઈ એમ લેખી. ૨૮
યુક્તિ તે ભીમની ન જાણતાં નિકટ પટ આવતાં નિજ ગદા ભીમસેને-
નાંખિ તેના ઉપર, પણ ખશી વ્યર્થ કરિ, તે ગદા નાંખતો જોઇ તેને;
રાખિ ડસ રક્ત થઇ તર્ત તેવે જ નૃપ, નિજ ગદા આપપુત્રે પ્રહારી-
મૂર્છનાવાન કીધો વૃકોદર, તહીં 'કરજે અવ આમ !' એવું પુકારી.૨૯
વ્યથિત અરિ છે થયો એમ એ અવસરે આપસુત જાણવામાં ન આવ્યું,
તેમ કુંતીસુતે પિડિત અતિ આપ વપુ ટેક નિજ રાખવા ત્યાં ટકાવ્યું;
તેથિ તે પ્રહાર કરવા ઉભો છે ગણી આપ પુત્રે ન ફરિ ઘાવ કીધો,
મુહૂર્ત વિશ્રામ લઇ એટલે ભીમ ઝટ તેહ સંમુખ સર્યો સદ્ય સીધો. ૩૦
ભીમનો પ્રહાર મિથ્યા જ કરવા તદા, તે કુદ્યો તર્ત ત્યાં કળ કરીને,
એટલે સદ્ય ભીમે ગદા વાવરી તેનિ જંઘા વિષે બળ કરીને;
ભીમની વજ્ર સરખી ગદા સાથળે આવિ પડતાં જ હે ભૂપ એવે,
આપસુત બેય નિજ સાથળો ભાગતે પૃથ્વિમાંહે પડયો તર્ત તેવે. ૩૧

• :

સ્રગ્ધરા વૃત્ત.

તેવે હે ભૂપ ! ભારે ભય બહુ પ્રકટયું, અત્ર તે શું ઉચારૂં !
વાયો ત્યાં ઉષ્ણ વાયુ, ચળિ અતિ અચળા, ચિહ્ન ભાસ્યું ન ચારૂં;
ઉલ્કાપાતો અતીશે દશ દિશ નિરખ્યા, લોહિવર્ષાંદ વર્ષ્યા,
દીઠા દૈત્યો પિશાચો ગરજન કરતા, માનવીલોહિ તર્ષ્યા. ૩૨

---

## કડવું ૧૧ મું.

## યુધિષ્ઠિરનો વિલાપ.

### રાગ સામેરી.

હે ભૂપ ! મોટા સાગતરુની પેર તેણી વાર—
સુત આપનો ત્યાંહે પડયો, નવ નિમિષ લાગી વાર. ૧
તવ ભીમ તેની પાસ જઇને ઉચ્ચર્યો નૃપ આમ,
મતિમંદ ! અવ જોયું પરાક્રમ ભીમનું આ ઠામ ? ! ૨
હે દુર્મતે ! હસતાં સભામાં દ્રૌપદીની પાસ,—
બકતો હતો તું તેનું ફળ પરિપૂર્ણ અત્ર તપાસ ! ૩
કહિ આમ ડાબા પગથિ સ્પર્શી મુકુટને એ વાર,
લાગ્યો કચરવા આપસુત શિર, પીશિ હોઠ અપાર. ૪
બોલ્યો વળી મહાબાહુ તે લોચન કરી અતિલાલ,
કરિ નૃત્ય જે કરતા હતા, આ રીત કરિને તાલ: ૫
ગાયો સમા છે આ અરે ! ગાયો સમા છે રાંક !
ઉલટઈ ગયું તુજ તાજવું તે, નથિ અમારો વાંક. ૬
રે આમ થાવામાં અમે કરતા નથી છલ નામ;
દેતા નથી દવ તેમ પાસા નાંખતા આ ઠામ. ૭

---

૬. ઉલટઈ ગયું—ઉલટ સુલટ થઈ ગયું. એથી હવે અમો તમને ગરીબ ગાય જેવા કહીએ છીએ.

પણ બાહુબળ આશ્રયવડે કરિ શત્રુઓને બાધ,
કહિયેછિયે 'છે ગાય જેવા,' હોય બળતો વાઘ ! ૮
કહિ એમ ધીરે હાસ્ય કરિ, હરિ આદિ પ્રત્યે તેહ,—
ઉદ્‌ગાર કાઢી ઉરતણો ઉચ્ચર્યો હે નૃપ એહઃ ૯
રજવાળિ પંચાળી સભામાં આણિ કરિને નગ્ન,
ધૃતરાષ્ટ્રસુત હરખ્યા હતા, મનમાં થઈ અતિ મગ્ન; ૧૦
તે તપોબળ તેનાથિ પાંડવથી હણાઈ અત્ર—
રણમાં પડ્યા છે શવ થઈ, પેખો તમે સર્વત્ર. ૧૧
જે ષંઢતિલ કહેતા હતા અમને સભામાં તેહ—
પરિવાર સહિત અમે હણ્યા, અતિઆળ ભરિયા એહ. ૧૨
અવ સ્વર્ગ કે પછિ નરક અમને મળો તેનો લેશ—
નથિ હર્ષશોક જરાય, પણ થયું કામ આ બહુ બેશ ! ૧૩
કહિ એમ કાંધેથી ગદા કરમાં લઈ થઇ ક્રૂર,—
મર્દન કર્યું શિર આપસુતનું જણવિ નિજનું શૂર. ૧૪
'છે તુ ઠગારો' એમ કહિ, ડાબે પગે તે દુષ્ટ,—
દુર્યોધનમસ્તક મર્દતો દીઠો થતો અતિપુષ્ટ. ૧૫
એથી ન સારૂં લાગ્યું ત્યાં સુવિવેકિને હે રાય !
ઉચર્યા એવે યુધિષ્ઠિર, આ રીત નાંખી હાયઃ— ૧૬
આ શું કરે છે ! ભ્રાત તુ, માઝા મુકી મહાવીર !
અપકીર્તિ થાયે એમ મા તુ દાખ તારૂં નીર. ૧૭
શુભ વા અશુભ કર્મે કરી કલ્પ્યું થયું તુજ કામ;
તારી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ, માટે હવે તુ વિરામ. ૧૮
તુ વૈર કેરો પાર પામ્યો, થયો અનૃણી આપ;
મા મર્દ મસ્તક એનું પગથી મૂકિ કેવળ માપ. ૧૯
કાં કે કર્યેથી એમ તારો ધર્મ હે ધીમંત !
ડૂબેછ, ડેહાપણ રાખ્ય, ખોટી રાખ્ય મા મનખંત. ૨૦
રાજા તથા જ્ઞાતીય એવા એહને તેં આજ,

પગથી હણ્યો એ છે કર્યું અઘટિત ઘણું અવ લાજ ! ૨૧
અગિયાર અક્ષૌહિણી ઘણી, સૌ કૌરવોનો ઈશ,
તેને તું પગથી સ્પર્શ મા, કોપાવવા જગદીશ. ૨૨
સુત ભ્રાત ભૃત્ય સુહૃદ હણાયા છે જ જેના તેહ,
છે શોચયોગ્ય પરંતુ નથિ અવહાસ લાયક એહ. ૨૩
નથિ પિંડનો દેનાર જેને જીવતો કો ભ્રાત,
તેને પગે કરિ તેં હણ્યો, અઘટિત કર્યું બહુ ભ્રાત ! ૨૪
કહિ એમ સજળ સુનેત્રવાળા ધર્મ મહાધીમાન,
દુર્યોધન પાસે જઇ વદ્યા, ગંભીર બહુ ગુણવાન. ૨૫
હે તાત ! તારે ક્રોધ નવ કરવો, સ્મરી ગતવાત,
ત્યમ નિજાત્માનો શોચ પણ કરવો નહીં હે ભ્રાત ! ૨૬
ક્યાં કે અવશ્ય અરે કરેલાં ઘોર એવાં કર્મ,
નિજને જ અનુભવવાં પડે, ધર તે જ તારો ધર્મ. ૨૭
આપણ અરે ભાઇયો છતાં હણવા પરસ્પર ભ્રાત !
ઇચ્છિએ છિએ, છે વિધાતાને એ જ ગમતી વાત. ૨૮
માટે શું કરવું, દોષ કેને દીજિયે ? કુરુવીર !
તેં લોભ મદ મત્સરથિ આણ્યું દુઃખ આ નિજ શીર. ૨૯
ભ્રાતા, વયસ્યો, પુત્ર, પૌત્રો, પિતૃઓ મહાશૂર,
ત્યમ અન્યને પણ તું મરાવિ પડ્યો મરણને પૂર ! ૩૦
અપરાધ તારાથી અરે ! માર્યા અમે તુજ ભ્રાત,
ત્યમ જાતિલા બિજાનિપણ કીધી ઘણેરી ઘાત ! ૩૧
માટે દુરત્યય દૈવને હું માનું છું નિર્ધાર;
હે અનઘ ! તુજ આત્માતણો કરતો ન શોચ લગાર. ૩૨
ક્યાં કે મરણ છે તારૂં સ્તુત્ય ઘણું અહો ! આ વાર,
ને શોચયોગ્ય અમો છિયે, સર્વદા સર્વ પ્રકાર ! ૩૩
કયમ કે અમે પ્રિયબંધુએ કરિ હીન એવા હાય"!

૩૨ દુરત્યય—ઉલ્લંઘી ન શકાય, અતિક્રમણ જેતું ન થાય એવું દુર્ઘટ.

વર્ત્તશું કૃપણુનિ રીત કુળવધૂ-મર્મ નહિ સૌખાય. ૩૪
કહિ એમ રાજા યુધિષ્ઠિર, નિઃશ્વાસ નાંખી તત્ર,
લાગ્યા વિલપવા બહુ જ, તે તમને કહું શું અત્ર ? ૩૫

વલણ.

અત્ર કહું આગળ બન્યો, ત્યાં પછિ જે વૃત્તાંત;
ભીમતણા અન્યાયથી, હલધર હવા અશાંતરે. ૩૬

---

## કડવું ૧૨ મું.

### બળરામનું સાંત્વન અને ભીમનું અનુમોદન.

રાગ વેરાડી.

ભીમતણો અન્યાય જોઈને ક્રોધ કરી અતિભારે,
નૃપો મધ્યમાં હલધર ઉચર્યા, ઊંચો કર કરિ ત્યારેઃ ૧
અરે ભીમ ! ધિક્કાર તને છે, છે ધિક્કાર હજાર !!
પીડિત સ્વરથી એ રીતે કરવા લાગ્યા પોકાર. ૨
છે આને ધિક્કાર ! કેમકે ધર્મયુદ્ધમાં એણે—
પ્રહાર કીધો નાભિ નિચેથી તજિ મર્યાદા તેણે. ૩
ગદાયુદ્ધમાં અયોગ્ય ક્યાંયે જોયું નથી જ આ’વું;
રે ! જોયું તે આજ આ સ્થળે, કયમ તે સાંખી જાવું ? ૪
નાભિ નીચે ઘાવ ન કરવો, એ સિદ્ધાંત વિસારી,
મૂકિ શાસ્ત્રમર્યાદ અરે, આ ભીમે ગદા પ્રહારી ! ૫
આમ કહી અતિ તપ્ત થઈને રક્તનેત્ર કરિ તેવે,
જોઈ નૃપ સામે હરિ પ્રત્યે ઉચર્યા હલધર એવેઃ ૬
નથી પતિત આ રાજા, પણ તે છે અનન્ય હું જેવો;
તો પણ અહિં અન્યાય અરે, આ ભીમે કીધો કેવો ! ૭

---

૩ મર્યાદા—યુદ્ધની મર્યાદા, નિયમ.

આશ્રિતની દુર્બળતાથી રે ! આશ્રય પણુ નિંદાય,
માટે હે બાંધવ હુંથી આ ખોટું નહિ સંખાય. ૮
એમ કહી હળ ઉગામિ હલધર, ભીમ મારવા ધાયા;
અનેક ધાતુયુક્ત શ્વેતગિરિ જેવા જેહ જણાયા. ૯
દોડી તે દેખી દામોદર બે ભુજ ભીડી તેવે,
ઘાલિ બાથમાં નિજ બાંધવને આ રિત ઉચર્યા એવેઃ— ૧૦
આપવૃદ્ધિ, મિત્રની વૃદ્ધિ, મિત્રના મિત્રની એમ,
અરિનો ક્ષય, અરિમિત્રક્ષય, અરિમિત્ર-મિત્રતાનો તેમ, ૧૧
એ ષટ્પ્રકારનિ પોતાની વૃદ્ધિ જાણવી ભ્રાતા,
છે આ પણુ તેમ જ તેથી અહિં ધારો ઉરમાં શાતા. ૧૨
આપ વિષે ત્યમ મિત્ર વિષે વિપરીત થાય કદિ જ્યારે,
પામી મનમાં ગ્લાનિ શાંતિ ઝટ તેની કરવી ત્યારે. ૧૩
પણુ પૌરુષવાળા આ પાંડવ પ્રસિદ્ધરીતે ભ્રાત !
સહજમિત્ર છે અહો આપણા, પૃથ્વીમાં પ્રખ્યાત. ૧૪
કાં કે તેઓ ફોઇપુત્ર છે, અરિઓએ તે સાથે—
છળ કરિ છેતરિ દુખનાં મોટાં વૃક્ષ ઉગાડયાં માથે ! ૧૫
તો ભીમે કીધેલિ પ્રતિજ્ઞા પાળી બાંધવ તેમાં,—
ખોટું નથિ કર્યું કાંઇ, દોષ મા દેખો હલધર એમાં. ૧૬
પાળવિ આપપ્રતિજ્ઞા એવો છે ક્ષત્રિયનો ધર્મ,
જાણું છું હું એમ, એ જ છે સ્તુત્ય સુ તેનું કર્મ. ૧૭
સભા વિષે કીધી'તિ પ્રતિજ્ઞા ભીમે પૂર્વે કેવી ?
સંગ્રામે સાથળ ભાગિશ આ દુર્યોધનનો એવી. ૧૮
તેમ જ મૈત્રેયે પણુ એને શાપ્યા'તો એ રીતે;
ભાવિ પ્રમાણે બન્યું ભ્રાત, મા ક્રોધ કરો કો રીતે. ૧૯
આમ કહ્યું બહુ કમળાકાંતે, તવ તે ઉચર્યાં એવું,
કહે ગમે ત્યમ અરે કૃષ્ણ, પણુ થયું નિંદવા જેવું ! ૨૦

૧૪ સહજ—સ્વાભાવિક, એક લોહીના.

સત્પુરુષોએ સેવેલો શુભ ધર્મ, અર્થ ત્યમ કામે—
પામે છે સંકોચ, લુબ્ધનો અર્થ સરે નહિ નામે; ૨૧
ત્યમ અતિ પ્રસંગિનો પણ કામ અરે સંકોચ જ પામે;
સાધે ત્રણ અન્યોન્ય બાધ વિણ તેનો જશ અહિં જામે. ૨૨
પણ ભીમે અહિં બાધ કરીને અરે ધર્મને આજ,
ખરે સર્વ આ વ્યાકુળ કીધું, તે છે તારૂં કાજ ! ૨૩
રે ! તું પણ ફાવતું કહે છે, નથી ધર્મથી કહેતો,
અર્થલોભિ ભીમનો વાંક હું નથિ કો રીતે સહેતો ! ૨૪
ઉચર્યા તવ ઘનશ્યામ, આમ મા તપો ભ્રાત આ ટાણે;
છો ધર્માત્મા આપ અરોષણ, જેને વિશ્વ વખાણે. ૨૫
માટે પામો શાંતિ, કરો મા ક્રોધ, કરી સુવિચાર;
કળિ પ્રારંભે આ લઘુપાતક ક્ષમવું, હે સુઉદાર ! ૨૬
કળિયુગના આરંભકાળમાં આ ભીમે હે ભ્રાતા !
પાળિ પ્રતિજ્ઞા વૈર વાળવા, ઉપજા'વા ઉર શાતા; ૨૭
તો શાને તાતા તે ઊપર ભ્રાત તમારે થાવું ?
ઉરદવ ઓલવવા હે હલધર ! ભીમે કીધું આ'વું. ૨૮
સભા મધ્યમાં તવ તે ઉચર્યા નિજનું શીશ ધુણાવી,
સ્પષ્ટ રિતે અતિ કષ્ટ ધરી ઉર, વાણી આમ સુણાવીઃ— ૨૯
અધર્મથી ભીમે ધર્માત્મા દુર્યોધનને આંહી—
પાડ્યો એથી કપટયોધી એ કહેવાશે જનમાંહી. ૩૦
પણ કુરુપુંગવ સરલરીતથી અત્ર યુદ્ધ કરનારો,
દીક્ષા યુદ્ધનિ લેઇ સુયોધન રણમાં પગ ધરનારો, ૩૧
વિસ્તારી રણયજ્ઞ શસ્ત્રઅગ્નિમાં હોમિ નિજ આત્મા—

૨૨ ત્રણ—ધર્મ, અર્થ અને કામ. આ ત્રણ પુરુષાર્થ એક બીજાને ન ભેદે—બાધ ન કરે એવી રીતે સધાય તો સારૂં કહેવાય. પણ ભીમે તો અર્થ સાધવામાં એ ત્રણે બગાડી નાંખ્યા—વ્યાકુળ કીધા. ૨૫ અરોષણ—રીસ ન ચૂઢે એવા. ૩૦ કપટયોધી—કપટથી યુદ્ધ કરનારો.

યજ્ઞરૂપિ અવભૃથને પામ્યો એ જ ગણાશે મહાત્મા. ૩૨
માટે એની ગતિ શુભ શાશ્વતિ થશે જ એવું કહેતા,
રથ ચઢિ હલધર ગયા દ્વારકા, અશ્વ મુકાવી વહેતા. ૩૩
એ સમયે શોચતા ધર્મને દેખીને તે સ્થાને,
કહ્યું કેશવે, નીચું જોઇ નૃપ ! શોચ કરો છો શાને ? ૩૪
અધર્મ આ થાય છે એમ અહિં માનો છો શું કરવા ?
ભીમકૃત્યની અરે ઉપેક્ષા કરો છ કાં ? ગુણગરવા ! ૩૫
તવ તે ઉચર્યા ભીમ ક્રોધથી પગે કરી યદુવીર !
સ્પર્શો છે દુર્યોધન નૃપશિર લાજ ન ધરી લગીર; ૩૬
તે નથિ ગમતું મને જરાપણ, ત્યમ કુળક્ષય થાવાથી,
ખિન્ન ઘણો છું હું હે કેશવ ! જનપતિ બહુ જાવાથી. ૩૭
તથાપિ નૃપપુત્રોએ અમને ઠગી નિરંતર નાથ !
અરે ! છેતરી કરિ છલ ભારી, છેક જ કર્યા અનાથ, ૩૮
અને વચન કહિ કઠોર અતિશય કાઢયા વન મોઝાર,
ઉરમાં તેનો દાહ ભીમને ઊઠયો છે અવધાર; ૩૯
એમ વિચારી કરી ઉપેક્ષા મેં તેની મોરાર !
ગમતું થાઓ ધર્મ અધર્મે અવ તેનું આ વાર. ૪૦
એ પછિ કૃષ્ણ કહ્યાથી ધર્મે ગુણ તેના બહુ ગાઈ,
અનુમોદ્યો અતિ ભીમસેનને, કહિ તેની સરસાઈ. ૪૧
તવ તે હર્ષથિ પ્રફુલ્લ નેત્રે પ્રણામ કરિ બહુ પ્રીતે,
ઉચર્યો કર જોડી બાંધવ પ્રતિ, હે નૃપ ! આવી રીતેઃ—૪૨
હે મહારાજ ! હણાયા છે જેમાંથી કંટક એવી,
સર્વ પૃથિવ આ છે જ તમારી, કામદુઘાના જેવી. ૪૩
તેની રક્ષા કરો, અને નિજ ધર્મતણું પણ તેમ—
પાલન સારૂં કરો ધરો નિજ પ્રજા ઉપરં બહુ પ્રેમ. ૪૪
પાપરૂપ અરિ પાર પડયા, મોટો પાપી મરવાને—

---

૩૭ જાવાથી—ખપી જવાથી, નાશ પામવાથી.

પડ્યો છે પૃથ્વી માંહિ, રહ્યું નથિ કારણ કંઇ ડરવાને; ૪૫
માટે રત્ને સમાકીર્ણ વનપર્વતસહિત રસાળી,
આ પૃથ્વી પાછી થઇ આપનિ, જુઓ આજ જયશાળી ! ૪૬
ઉચર્યા તવ નૃપ ધર્મ હણાયો દુર્યોધન આંહિં ભ્રાત !
વૈરઅંત આણી તું વીરા, પૂર્ણ થયો પ્રખ્યાત; ૪૭
શ્રીહરિમતનો આશ્રય કરિ આ પૃથ્વિ આપણે જીતી,
માતા ને ક્રોધનું દેણ તેં વાળ્યું વાર ન વીતી; ૪૮
તે બહુ રૂડું થયું, અને તું જય પામે છે વીર,
તથા શત્રુ તેં પાડ્યો તે પણ ઠીક થયું હે ધીર ! ૪૯

વલણ.

ધીર ન આપદથી ડગે, જાય કદાપી શિર;
પડે ઘાવ ત્યમ ત્યમ ઝગે, વીશ વસા તે વીરરે. ૫૦

---

## કડવું ૧૨ મું.

## धृतराष्ट्रगांधारीनुं आश्वासन.

રાગ ધનાશ્રી.

હે નૃપ ! વનગજને જ્યમ મારે વનપતિ થાપટ મારીજી,
તેમ હણ્યો દુર્યોધન ભીમે, ભારે ગદા પ્રહારીજી. ૧
તે જોઇ કૃષ્ણ સહિત પાંડવ પાંચાલો સૃંજય તેવેજી,
સિંહનાદ કરવા લાગ્યા ઉત્તરીય હવાલી એવેજી. ૨
ધનુષતણા ટંકાર કંઇક કરવા લાગ્યા ત્યાં ત્યારેજી;
શંખભેરિના શબ્દ કંઇક કરતા ભાસ્યા અતિ ભારેજી. ૩
પ્રહૃષ્ટ થઇ અરિ કંઇક તમારા હાસ્ય કરી એ વારેજી,—
પ્રશંસતા ત્યાં હતા ભીમને, અતિ લાંબે ઉચ્ચારેજી. ૪
શૂરવીર આ દુર્યોધનને ભીમસેન વિણ અન્યજી—
કોણ હણે ? અહિં હણ્યો જ એણે, અહો ! એને છે ધન્યજી. ૫

સંબોધી સૌ ભીમસેનને કહેતા હતા ત્યાં એવુંજી,
ઇંદ્રે હણ્યો'તો વૃત્ર, વીર તેં કીધું આજે તેવુંજી ! ૬
મહોન્મત્ત હસ્તી પેઠે તેં આ અરિમસ્તક વીરજી,
મર્દન કર્યું તે કર્યું બહુ સારૂં ઉતાર્યું એનું હીરજી. ૭
તેમ જ સિંહ મહિષના રુધિરનું પાન કરે જે રીતેજી,
દુઃશાસનનું રુધિરપાન તેં કર્યું અહીં તે રીતેજી ! ૮
તે પણ થયું અતિ ઠીક, વૈર તેં વાળ્યું જોઇયે તેવું;
મૂક્યો પગ અરિમાથે, કોણ કરિ શકે જ તારા જેવુંજી ? ! ૯
તવ ત્યાં ઉચર્યા કૃષ્ણ અરે ! મા વાંકાં વેણ ઉચ્ચારોજી;
હણાયલા અરિ પ્રત્યે ફરિ વાગ્બાણ વિષમ મા મારોજી ! ૧૦
હણાયલાને હણવો વાણે, અરે નથી એ ન્યાયજી;
એને આમ થવાનું કારણ છે એનો અન્યાયજી ! ૧૧
મંદબુદ્ધિ, લોભી, લાજવનો, પાપિ કહ્યું કરનારોજી,
પુણ્યાત્મા મહાત્માની શિક્ષા શ્રવણે નવ ધરનારોજી, ૧૨
સંબંધીનું ન માનિ ભાગ પાંડવને ન દીધો જ્યારેજી,
અરે ! હણાયો છે ત્યારે જ, હું શું કહું બહુ અત્યારેજી ? ! ૧૩
માટે કાષ્ઠસમા જડને અતિ નમાવવો શો ઠાલો ?
બેસી રથમાં હે બળવાનો, ચર્ચા મૂકી ચાલોજી ! ૧૪
મર્મવચન માધવનાં સુણિને ગરમ થઇ અતિ એવેજી,
કે'ડે કરિ બેઠો થઇ બે કર ટેકો દઇને તેવેજી, ૧૫
કપાઇ ગયું છે પુચ્છ જેનું એવા અહિ પેરે ત્યાંહેજી,
અર્ધ ઉંચુ કરિ શરીર ક્રોધથી ધીકી અતિ મનમાંહેજી, ૧૬
વિષમ વેદના નવ ગણકારી, ભ્રકુટિકમાન ચઢાવીજી,
જોઇ જનાર્દન સામે હે નૃપ, ઉચર્યો વાણી આ'વીજી:— ૧૭
અરે કંસના દાસપુત્ર ! કર્યું આટલું તો પણ અત્રજી,
હજી લાજ નથિ શું તુજને ? અતિ નિંદ્ય અરે સર્વત્રજી ! ૧૮
મહાયુદ્ધમાં અધર્મ કરા'વા પાપિ તેં મતિ આપીજી,

નથી અજાણ્યું તે મારૂં જરિ, અરે પ્રપંચી પાપીજી ! ૧૯
કપટેથી તેં અરે કૃષ્ણુ ! કાળાં કર્મો જ કરાવીજી,
કર્યા કલંકિત અરે ! પાંડવો, મહીપ બહુ જ મરાવીજી ! ૨૦
શિખંડિ પ્રેરી ભીષ્મ મરાવ્યા, અસત્ય વદાવી રણુમાંજી—
દ્રોણુ હણાવ્યા, કર્ણુસાંગ નિષ્ફળ કરાવિ તેં ક્ષણુમાંજી ! ૨૧
ભુજ કપાયલો ભૂરિશ્રવા તેં સાત્યકિ પાસ હણાવ્યોજી;
વ્યસનમાંહિ અતિ વ્યાપ્ત કર્ણુ તેં અર્જુન હાથે હણાવ્યોજી ! ૨૨
કપટેથિ તેં અરે ! આમ અતિરથિ અતિશૂર કપાવ્યાજી,
જાણું છું હું તે હે ખળ ! મુજ ખપના વીર ખપાવ્યાજી ! ૨૩
પણુ એ સૌ સાથે હે શઠ ! કર્યું સરળયુદ્ધ જો હોતજી,
તો તું જીતત તે હે કપટી ! જનપતિ સઘળા જોતજી ! ૨૪
ઉચર્યા કેશવ તવ, ના લવ અવ, જો જમપુરની વાટજી,
તુજ પાપે કરિને જ અરે આ ઊઠી મોટી વાટજી ! ૨૫
પાપ તણો આશ્રય કીધો તેં, તેથિ વળ્યો આ દાટજી;
ભ્રાતા સુત બાંધવ સહ પડિ અવ મા કર ઉકળાટજી ! ૨૬
ભીષ્મ દ્રોણુ કર્ણાદિક પણુ તુજ પાપે કરી હણાયાજી;
અનન્ય અતિરથિ આ અવનીમાં ગરવા જેહ ગણાયાજી. ૨૭
માની નહિ તેં વિષ્ટિ અરે મુજ, શકુની નિશ્ચય માનીજી,
વિષ દેવા તેં ભીમસેનને યુક્તિ રચી'તી છાનીજી. ૨૮
દવ દેવા, સતિલજ્જા લેવા, પાછી ન ધરી પાનીજી,
તુજ પાપે કરિ તું લેવાયો, મા વદ મિથ્યા માનીજી ! ૨૯
આમ દોષ બહુ બહુ તમ સુતના ભાખ્યા કૃષ્ણે જ્યારેજી,
ઝાંખો ન પડી પણુ દૃઢ રહિ તે કહેવા લાગ્યો ત્યારેજીઃ ૩૦
વિધિપૂર્વક મેં વેદાધ્યયન સુ કીધું છે ભલિભાતેજી,
ભોગવ્યું છે ચક્રવર્તિપદ, નથિ ન્યૂન રહી કો વાતેજી; ૩૧
અરિઓને મસ્તક પગ ધરિ મેં કીધું છે મનગમતુંજી,

૨૨ વ્યસન—સંકટ, વિપત્તિ. ૨૬ બાંધવ—સગા, મિત્ર.

રંકથિ રાય સુધી સહુ મુજને રહ્યું હતું અહિં નમતુંજી; ૩૨
માટે મુજ જેવો નિશ્ચય કહે કેનો સારો હોયજી?
ક્ષત્રધર્મથી સ્વર્ગ હું સામું લાવ્યો તે તું જોયજી! ૩૩
સ્વર્ગસમું સુખ મેં માણ્યું છે જીવલોકમાં ઝાઝુંજી,
ગુણના જાણે તે આગળ હું અરે! અત્ર શે ગાજુંજી? ૩૪
સુહૃદ અને અનુગત સહ સ્વર્ગે જઈશ હું નિજજન સાથેજી;
હતસંકલ્પ તમો સહુ અહિં રહિ શોચશો કર દઈ માથેજી! ૩૫
આપસુતે એમ કહીને પછિ મૌન ગ્રહ્યું જે વારેજી,
સૌગંધિક પુષ્પની વૃષ્ટિ ત્યાં ગગનેથી થઇ ભારેજી. ૩૬
ગંધર્વે વાદિત્ર વગાડ્યાં, નૃપયશ-ગાન સુ એવેજી—
ગાવા લાગી ઘણી અપ્સરા, તુષ્ટ થઈ અતિ તેવેજી. ૩૭
'સાધુ સાધુ' ઉચર્યા સિદ્ધો ત્યમ વાયો સુખકર વાયુજી,
દીપી રહી દિશાઓ, નભ વૈડૂર્યમણિશું જણાયુંજી. ૩૮
જોઈ આમ આશ્ચર્ય પામિ અતિ, પાંડવ આદે એવેજી,
મહાશોચ કરવા લાગ્યા ત્યાં, તાપ પામિ ઉર તેવેજી. ૩૯
તવ તક વરતી માધવ ઉચર્યા, પાંડવ પ્રત્યે એવુંજી,
'ખાડો ખોદે પડે તે તેમાં,' થયું આ ગણજો તેવુંજી. ૪૦
ન્યાયરિતે અન્યાયી કહિયે જીતાત નહિ સૌ જાણોજી;
વાવ્યું તેવું લણ્યું એણે, ઉર ઓછું લેશ ન આણોજી. ૪
એમ કહી બહુ અનુમોદી સહુ, સાયંકાળે એવેજી,
પાંડવસહ પુરુષોત્તમ વાધ્યા, ત્યાંથી સત્વર તેવેજી. ૪
શિબિર આપણા પ્રત્યે જ ગયા તેઓ હર્ષ ધરીનેજી;
યુયુત્સુ સાત્યકિ પણ તે પૂઠે વહ્યા ન વાર કરીનેજી. ૪
ધૃષ્ટદ્યુમ્ન શિખંડિ દ્રૌપદી—પુત્રો હે નૃપ એવેજી,
તેમ જ યોધ બિજાપણ નિજનિજ શિબિરે જ ગયા તેવેજી. ૪
પછિ પાંડવો કાંતિરહિત ધણિવિના શ્મશાન જ જેવેજી,
આ પુત્ર શિબિરે આવ્યા નૃપ, ઉમગી અતિશે એવેજી. ૪

રંગમંડપશો પણ રંગરહિત ઉદાસપુરના જેવોજી,
સર્પરહિત હ્રદસરખો તે ત્યાં ભાસ્યો તેવે તેવોજી. ૪૬
તે પ્રત્યે આવતાં આપના સુતના સેવક તેવેજી,
હાથ જોડી તેઓ પાસે જઇ ઊભા હે નૃપ એવેજી. ૪૭
આવિ આપસુત-શિબિરપાસ પાંડવ રથથી ઊતરિયાજી,
એવે અવિનાશી હરિ ત્યાં અર્જુન પ્રત્યે ઊચરિયાજી: ૪૮
અક્ષય તારા આ બે ભાથા, ત્યમ ગાંડિવ આ તારૂંજી,
ઉતારિ તું પણ મુજ પેઠે હેઠે ઊતર સુણિ મારૂંજી. ૪૯
તુજ પૂઠે હું ઉતરિશ અર્જુન! એમ કર્યેથી તારૂંજી—
છે શ્રેયસ્ માટે તું ઉતર ઝટ, માની કહેવું મારૂંજી. ૫૦
માધવ કહેવું માનિ અર્જુને તેમજ કીધું જેવેજી,
મેધાવી તે પણ રાશે તજિ ઉતર્યા રથથી તેવેજી. ૫૧
અહો! એટલે અર્જુનનો ધ્વજરૂપ દિવ્યકપિ ત્યારેજી,—
અંતર્ધાન હુવો, સુવિજય કરનારો વારેવારેજી. ૫૨
તેમ જ દ્રોણે કર્ણે દહેલો દિવ્યાસ્ત્રે કરિ એવોજી,
અર્જુનરથ ભાથાહય સહ થયો ભસ્મ, વિમાન જ જેવોજી. ૫૩
વિસ્મિત તેથી થયા પાંડવો, કર જોડીને તેવેજી,
કારણ પૂછ્યું એમ થવાનું પાર્થે હરિને એવેજી. ૫૪
તવ તે ઉચર્યા બહુ પ્રકારનાં દિવ્યાસ્ત્રે કરિ ભ્રાતજી!
આ રથ દગ્ધ હતો પૂર્વે જ, તું માનજે સાચી વાતજી. ૫૫
પણ મેં અધિષ્ઠિત તે કીધો'તો, તેથિ ટક્યો'તો રણમાંજી;
કાર્ય થયે તુજ મેં તજતાં તે ભસ્મ થયો આહિં ક્ષણમાંજી. ૫૬
એમ કહી પછિ ધર્મરાજની કરી સાંત્વના સારીજી;
તવ ત્યાં તેમણે માધવની સ્તુતિ ગદ્ગદસ્વરે ઉચારીજી. ૫૭
પછી આપસુત શિબિરે પેશી તેઓએ તે વારેજી,
સ્વાધીન કીધાં કોશ રત્ન સમૃદ્ધિસંચય ભારેજી. ૫૮

---

૫૧ મેધાવી—બુદ્ધિમાન. ૫૬ અધિષ્ઠિત—સ્થાપિત.

સોનું રૂપું મણિ મૌક્તિક આભૂષણ વિવિધપ્રકારેજી,
શાલ દુશાલા મૃગચર્મો પણ હાથ કર્યા એ વારેજી. ૫૯
તેમ જ દાસી દાસ ખાસ ને રાજતણાં ઉપકરણજી—
તાબે કીધાં તર્ત જ ત્યાં, થયું સૌ કો ધર્મને શરણજી. ૬૦
એ પછિ વાહન છોડિ પાંડવો તથા સાત્યકી તેવેજી—
કરી ઉતારો બેઠા ત્યાં, મધુસૂદન ઉચર્યા એવેજી: ૬૧
આજ આપણે શિબિર બહાર વસવું તે છે બહુ સારૂંજી;
સર્વેના કલ્યાણ માટ છે મત એવું અહિં મારૂંજી. ૬૨
‘ બહુ સારૂં ’ કહિ મંગળ માટે પાંડવ સાત્યકિ ત્યારેજી,
નિસરી ત્યાંથી તર્ત ગયા નદી ઓઘવતી-કીનારેજી. ૬૩
નિવાસ રાતે ત્યાં કીધો તવ કહ્યુ ધર્મે માધવનેજી,
જવું ઘટે છે આપે શાંત કરવા ગાંધારી-દવનેજી. ૬૪
વ્યાસ હશે ત્યાં હમણા એથી અર્થ આપણો સરશેજી;
બેને બોધે સુજ્ઞસતી નવ ક્રોધ અમોપર કરશેજી. ૬૫
હિત કરવા પાંડવનું હરજી રથ જોડાવી એવેજી,
ગયા હસ્તિનાપુર પ્રત્યે, સતિતાપ શમાવવા તેવેજી. ૬૬
જનમેજય રાજાએ પૂછયું, કથા સુણીને ત્યારેજી,
હે વૈશંપાય ! મુજ સંશય ટાળો અહિં અત્યારેજી. ૬૭
ધર્મે ગાંધારી પ્રત્યે હરિ પ્રેર્યા કહો શું કરવાજી ?
સર્યા અર્થ સૌ એ મહાત્માના, શેષ હતો શો સરવાજી ? ૬૮
તવ મુનિ ઉચર્યા, ગદાયુદ્ધની રીત તજીને ભીમેજી—
માર્યો દુર્યોધન સંગ્રામે ન રહી હે નૃપ નીમેજી; ૬૯
એથી ભય થયું પ્રાપ્ત ભૂપને ગાંધારીનું ભારેજી,
કોપ સતીનો થતાં કોઇ બચશું નહિ કોઇ પ્રકારેજી. ૭૦
તેથિ પુત્રવધ સુણતા પહેલાં પ્રેર્યા ત્યાં ગોપાળજી,
શમન સતીના ક્રોધનું કરવા, ‘પાણિ પહેલિ ચણિ પાળજી’. ૭૧

૬૦ ઉપકરણ—રાજચિન્હ: છત્ર, ચામર દંડ આદિ.

જઇ ધૃતરાષ્ટ્રનિ પાસ જનાર્દન પ્રણમ્યા પ્રીત જણાવીજી;
ગાંધારીને પણ પ્રણામ કહિ, આશિષ તત્ર ભણાવીજી. ૭૨
પછિ પ્રજ્ઞાચક્ષુનો કર ગ્રહી, રુદન પારવતું કીધુંજી;
નેત્ર ધોઇ આચમન કરિ પાણી ઉતાપ શમવા પીધુંજી. ૭૩
એ પછિ ઉચર્યા તે, હે ભારત! કાળે કરી બન્યું જેજી,
સારી રીતે આપ જાણમાં આવ્યું હશે જ બધું તેજી. ૭૪
કાં કે વૃદ્ધ સુ એવા આપથિ નથી જ કાંઇ અજાણ્યુંજી,
આપતણા અપરાધે કરિ થયું, તે હશે આપે જાણ્યુંજી ! ૭૫
માટે દોષ નથી પાંડવનો, રોષ ન તેપર કરશોજી;
પિંડ હવે દેનારા એ જ છે, વાત તે ધ્યાને ધરશોજી. ૭૬
આમ ઘણું કહિ શોકે પીડિત ગાંધારીને તેવેજી,
સંબોધીને સમય ઉચિત હરિ ઉચર્યા આપે એવેજી: ૭૭
હે સૌબલેયે ! તું સરખી સૌભાગ્યવતી સ્ત્રી કોઈજી,—
હાલ નથી આ લોકે, જેની સ્તુતિ કરે સૌ કોઈજી. ૭૮
માનિ ન તારૂં માની પુત્રે કર્યું તેનું ફળ મળિયુંજી,
ઉપજી હાની બહુ ભારે, રે ! વંશનું બીડું વળિયુંજી. ૭૯
એમ જાણિ હે શાણી સતિ ! અંતરમાં શોક ન ધરશોજી,
શોકે નિમગ્ન યુધિષ્ઠિર છે, કદિ ક્રોધ ન તેપર કરશોજી. ૮૦
હે કલ્યાણિ ! તપોબળથી તુજ ક્રોધ કરેલી આંખેજી,—
પૃથ્વી પરજળિ જાય પલકમાં, તો પાંડવ શું સાંખેજી ?! ૮૧
ઉચરી તવ ગાંધારી, હે હરિ ! આવ્યા તે થયું સારૂંજી;
આધિનો અગ્નિ ઉઠે પાંડવ પ્રતિ ચળ્યું હતું મન મારૂંજી. ૮૨
પણ તમ વાકયો સુણિ હે માધવ,મતિ સ્થિર થઇ વળિ સારીજી;
અપંગ વૃદ્ધ નૃપની પાંડવસહ છો ગતિ આપ મુરારીજી ! ૮૩
આમ કહી મુખ ઢાંકિ પુત્રના શોકે કરિને તેવેજી,
ગાઢરુદન કરવા લાગી ગાંધારી હે નૃપ એવેજી. ૮૪

૭૮ સૌબલેયે !—હે સુબલ રાજાની પુત્રી ! ૭૯ માની—અભિમાની.

હરિએ ધૃતરાષ્ટ્ર તથા તેનું આશ્વાસન કરિ એવેજી,
દ્રૌણીનો સંકલ્પ જાણિ મન જવા જ કીધું તેવેજી. ૮૫
પ્રણમી દ્વૈપાયનને પ્રીતે, નૃપને કહેવા લાગ્યાજી,
શોક ન કરશો હે કુરુસત્તમ ! આપો મુજને આજ્ઞાજી. ૮૬
દ્રૌણીની મતિ માઠી થઇ છે પાંડવ હણવા સારૂજી,
માટે થોભવું મારૂં આંહિં નૃપ, કો રીતે નથિ સારૂંજી. ૮૭
એમ કહી આજ્ઞા માગી હરિ પાંડવ પાસે આવ્યાજી;
સંભળાવી વૃત્તાંત સર્વ, સર્વેના તાપ શમાવ્યાજી. ૮૮

વલણ.

તાપ શમાવ્યા ત્યાર પછિ, રાતવિષે ઉત્પાત,
અરે ! થયો શો ત્યાંહિ નૃપ, કહિશ હવે તે વાતરે. ૮૯

---

## કડવું ૧૪ મું.

### રાગ આશાવરી.

પૂછ્યું ધૃતરાષ્ટ્રે સંજયને, પછિ મમપુત્રે કહ્યું શું ? ભ્રાત !
ઉચર્યો શું અતિ દુખ પામીને રણમાં સુત મારો પ્રખ્યાત. ૧
તવ તે ઉચર્યો રજેવ્યાપ્ત તે સાથળભાગેલો મહાવીર,
કેશ સમા કરિ દાંત પીશિ અતિ ઉચર્યો આ રીતે રણધીર:—૨
ભીષ્મ, દ્રોણ, કૃપ, કર્ણ, શલ્ય ને દ્રૌણી ભોજસમા અસિધાર,
નાથ મમ છતે આ સ્થિતિ થઇ મુજ, છે એ કાળદુરિત નિર્ધાર ! ૩
અક્ષૌહિણી અગિયારતણો પતિ તેનો આમ થયો સંસ્કાર,
કાળ પ્રાપ્ત થઇ જઇ ન શકે કો તેની પાર અરે અવધાર ! ૪
મને આમ કહિ કહ્યું વળિ તેણે, જે રીતે મુજને નિર્ધાર,—
માર્યો 'ભીમે ગદા યુદ્ધની રીત તજી રણમાં આ વાર; ૫
આ અધર્મ તેનો તું મારા હોય જીવતા રણમોઝાર,

કહેજે તેને વર્ણવિ આગળ ઉપરનો કરિને વિસ્તાર. ૬
એમ કરેથી અસત્પાંડવોપર થાશે સૌનો ધિક્કાર,
ઉપાધિકૃતજયથી સત્પુરુષો કેમ રિઝે ? તું આપ વિચાર. ૭
અધર્મથી જય કરિ ભીમે હું જંઘાભગ્નતણું આ વાર,
મર્દ્યું શિર એમાં આશ્ચર્ય શું ? તે તું વદ સાચું વદનાર ! ૮
હે સંજય ! મુજ માતપિતાને આ સઘળી કહેજે ત્યાં વાત;
કારણ કે તે બે જાણે છે યુદ્ધધર્મ સાચો અવદાત. ૯
અહો ! યજ્ઞયાગાહિક મેં તો કીધા આ અવની મોઝાર,
દાસવર્ગપોષણ કર્યું ખાસું, ઊણુમ નવ રાખી રતિભાર; ૧૦
અરિશિર પગ ધરિ સમગ્રપૃથ્વી પારાવાર સુધી સુપ્રકાર—
પાલન કરિ મેં યથાશક્તિ શુભદાન દીધાં મનગમતાં સાર; ૧૧
મિત્રોનું પ્રિય કર્યું, શત્રુને બાધ કર્યામાં બાકિ લગાર—
રાખી નહિ રખડાવ્યા એવું કોણ કરી શકશે નિર્ધાર ? ૧૨
માટે મુજ જેવો શુભનિશ્ચય છે કો ? વદ સંજય આ વાર,
સર્વ બાંધવે માન સુ જેને આપ્યું પારવનું સંસાર; ૧૩
રાજાઓપર રાજ્ય કર્યું મેં, પામ્યો ઈંદ્રસરીખું માન;
શુભનિશ્ચયવાળો હું જેવો કોણ હશે અવનીમાં આન ? ૧૪
ભૂદેવોની ભાગિ ભૂખ મેં રૂડાં દાન દઈ શુભરીત,
સ્વધર્મથી જીતી સૌને મેં પારવની ઉપજાવી પ્રીત; ૧૫
અહો ! નિરામય આયુષ પામી ભોગવ્યું સુખ ભારે ભલિભાત,
હું જેવો શુભનિશ્ચય છે કો ? ઉચ્ચર હે સંજય અવદાત ! ૧૬
સંગ્રામે પરનો જીત્યો હું ગયો ન ત્યમ તેઓનો ભૃત્ય—
થયો ન તે બહુ બેશ થયું, પડિ રણમાં આજ થયો કૃત્યકૃત્ય ! ૧૭
મુઆ પછી મુજ વિપુલ સુલક્ષ્મી પરને હાથ ગઈ વળિ જેહ,

૯ અવદાત—શુદ્ધ, ચોખ્ખો. ૧૧ પારાવાર—સમુદ્ર. ૧૩ શુભનિશ્ચય—સારા નિશ્ચયવાળો. ૧૪ આન—બીજો. ૧૬ નિરામય—નિરોગી. ૧૭ પરનો—શત્રુનો.

એ પણ અતિશે ઠીક થયું, ધરિ ક્ષત્રિયધર્મ તજું છું દેહ. ૧૮
દ્રૌણી કૃપ કૃતવર્માને તું કહેજે વાત બધી આ ખાસ,
જે સુણિ તે અતિ ધ્રૂણિ ઉઠીને તજશે પાંડવનો વિશ્વાસ. ૧૯
આમ મને કહિ નિજ દૂતો પ્રતિ ઉચર્યો તે નાંખી નિઃશ્વાસ,
જઇશ હું અવ અતિ પ્રિય જન પાસે, માં થાશો ઉરમાંહિ ઉદાસ.૨૦
સ્વર્ગે ગયલા સગા સ્નેહિ ગુરુ ભ્રાત પુત્રથી આ રણમાંહિ,
અરે ! વિખૂટો પડેલ આ હું જઇશ સુખી થાવાને ત્યાંહિ. ૨૧
પણ દુખ ભારે મને થાય છે બે'ન દુઃશલાનું નિર્ધાર;
ભ્રાતા સ્વામી પડ્યા સાંભળી, કેમ વર્ત્તશે તે આ વાર ! ૨૨
તેમ પુત્ર ને પૌત્રસ્ત્રિયોસહ મારાં માતપિતાની હાય !
શી ગતિ થાશે તે શોચું છું, શોકે આ છાતી શીડાય ! ! ૨૩
અરે ! હણાયો છે સુત જેનો ને સ્વામી એવી સુકુમાર,
લક્ષ્મણ-માતા વિશાલનયની, ક્ષણપણ નહિ જીવે નિર્ધાર ! ૨૪
સમંતપંચકમાંહિ મરી ગતિ શાશ્વતિ હું પામિશ અવધાર,
પણ જિવતાંની શી ગતિ થાશે ? તે હું શોચું છું આ વાર ! ૨૫
આમ વિલપતો જોઇ રાયને અશ્રુભરિ આંખે સૌકોઇ—
દોડી જાતા'તા દુખ તેનું દેખિ ન શકવાથી દુખિ હોઇ. ૨૬
ભાસી ભૂમિ ભયાનક ભારે, થઈ કડાકા નૃપ તે વાર,—
અરે ! ધ્રૂજતી હતી, દિશાઓ પણ ઝાંખી થઈ'તી એ વાર. ૨૭
એવે દુર્યોધન-દૂતોએ અશ્વત્થામાને મળિ રાય !
માંડી સૌ વૃત્તાંત કહ્યો, જે સુણિ પ્રગટી તેને બહુ લા'ય. ૨૮
દૂતો દવ પ્રકટાવિ દ્રૌણિમાં આવ્યા તેમ ગયા કુરુવીર !
પાંડવનો અન્યાય સાંભળી ગુરુસુત ધારિ શકયો નહિ ધીર. ૨૯
તેમ જ કૃપ ને કૃતવર્મા પણ મનમાં પામીને અતિ દાહ,
દુઃખિ થયા બહુ શું કહું તમને, ભંગ થયો ઉરનો ઉત્સાહ. ૩૦
મહારથિ તે ત્રણ ઘવાયલા અતિ હતા તોય નવ કરતાં વાર,
દોડાવી રથ રણભૂમિ પ્રત્યે આવ્યા ઘોશ ભર્યા તે વાર. ૩૧

ત્યાં આવી જોયું તો જોયો, વાયુવડે વનમાં હે રાય !
સાગવૃક્ષ કો પડચો ન હોય શું, જોયો ત્યમ દુર્યોધન રાય. ૩૨
પારધિયે પાડેલ હસ્તિ જ્યમ અરણ્યમાં તરફડતો હોય,
રુધિરઓઘથીવ્યાપ્ત તેમ નૃપ જોયો સૂર્ય પડચો જ્યમ હોય ! ૩૩
આકળથી ઝાંખા થયલા શશિ સરખો તે રજવ્યાપ્ત નરેશ,
દીર્ઘબાહુ, દીઠો કેશરિશો પરાક્રમી, વિખરેલે કેશ. ૩૪
ધનઇચ્છા ધરતા દાસગણે ઘેરેલો દાનીનૃપ હોય,
ભૂતગણે ત્યમ ક્રવ્યાદે કરિ વીંટેલો ભાસ્યો નૃપ સોય. ૩૫
ભ્રમર ચઢાવેલો ચખ ફાટચાં છે ક્રોધે એવો મહાવીર,
વ્યાઘ્રસમો જોયો ઘાયલ અતિ, ધીરતણી હરનારો ધીર. ૩૬
એથી ત્રણ રથિ જોઇ આમ નૃપ, તે પાસે આવી તત્ખેવ,
બેઠા અતિ નિઃશ્વાસ નાંખતા, તે સામે ત્યાંહે નરદેવ ! ૩૭
તેવે આંસુભરેલી આંખે નાંખિ ઉષ્ણ લાંબો નિઃશ્વાસ,
ઉચર્યો અશ્વત્થામા ત્યાં નૃપ, આપપુત્ર દુર્યોધન પાસઃ ૩૮
અરે ! મનુષ્ય વિષે કંઇપણ નૃપ, નથી સત્યતા હાય જરૂર,
જો હોયે તો અરે કદી નવ વહે આમ ઉલટું વિધિપૂર ! ૩૯
હે નૃપ ! પૂર્વે સમગ્રપૃથ્વી શાસન કરી અરે તું હાલ—
પડચો નિર્જને આજ આ વને, રે રે આ તે શા તુજ હાલ ! ૪૦
હા ! દુઃશાસન, કર્ણ તથા ગુરુ તે પણ હું જોતો નથિ પાસ;
વજ્રવાડશા અરે ભ્રાત તુજ ના જોતાં ઉપજે છે ત્રાસ ! ૪૧
આ તે શું કહેવાય ! કાળગતિ કેવી કહેવી તે ન કળાય,
રાયતણો પણ રાય આમ તું દેખી છાતી હાય દળાય ! ૪૨
કળ નવ વળતો, રજ તૃણ ગળતો એવો તું જોયો નવ જાય,
હા હા કાળવિપર્યય હે નૃપ, આ તે શો કેવો કહેવાય ? ! ૪૩

૩૫ ક્રવ્યાદ—માંસ ખાનારા પ્રાણીઃ શિયાળ, વરુ, ઝરખ ઇત્યાદિ. ૪૦ શાસન—ક્રમમાં રાખવું, વશવર્ત્તાવવું. નિર્જને—માણસ વગરના સ્થળમાં. ૪૩ વિપર્યય—ઉલટીગતિ.

ચામર વ્યજન ચમૂ મોટી તુજ એ સૌ હાય ગયા ક્યાં? રાય!
અરે! દૈવગતિ અકળિત છે,'જળ ત્યાં સ્થળ, સ્થળ ત્યાં જળ'જોવાય.
તારૂં દુખ દેખી હે રાજા! સર્વ મનુજમાં કર્યે વિચાર,
અસ્થિર છે લક્ષ્મી અતિચંચળ, તોયતરંગસમી નિર્ધાર. ૪૫
ઉચર્યો તવ ત્યાં નેત્ર લૂછિને આપપુત્ર એવું હે રાય,
નિયમ વિધાતાનો છે એવો, ચઢતી પડતી તે થકિ થાય. ૪૬
એ ક્રમથી હું સમગ્રપૃથ્વી પાળિ મહીપતિ થઇ અતિમહાન,
ઘવાયલો એકલો વન વિષે પામું છું અહિંયાં અવસાન! ૪૭
પણ બહુ સારૂં થયું યુદ્ધમાં કોપણ આપદ્‌માં ખઇ માર—
ભાગ્યો નહિ, ન થયો અરિશરણે, કર જોડી થઇને લાચાર. ૪૮
પાપરૂપ પાંડવે છળે કરિ હણ્યો મને એ પણ આ વાર—
ઠીક થયું, સ્તુતિ થાશે મારી, થાશે પાંડવનો ધિક્કાર. ૪૯
મનગમતું જ મરણ આવ્યું આ, તે પણ આજ થયું બહુ બેશ;
જીવી અનુભવવો જ પડત ગતજ્ઞાતિબાંધવોનો અતિ ક્લેશ. ૫૦
મનુષ્યના ક્ષયવાળા આ સંગ્રામથિ મુક્ત થયેલા આમ,
દેખું છું તમને હું નિરામય તે પણ ઠીક થયું આ ઠામ. ૫૧
અહો! એ તો અતિપ્રિય થયું મારૂં, કે ઉગર્યા છો ત્રણરથિ આપ;
મુજ સૌહાર્દ લિધે મમ મરણથી પામો મા મનમાં પરિતાપ. ૫૨
કાં કે વેદ પ્રમાણભૂત જો તમો માનતા હો કહિ આપ,
તો હું અક્ષયલોક જિત્યો છું, ત્યમ જાણું છું કૃષ્ણપ્રતાપ. ૫૩
કાં કે તેણે ક્ષત્રધર્મથી અહો! મને આ રણમોઝાર,
ભ્રષ્ટ થવા ન દિધો કરુણા કરિ, માનું છું એનો ઉપકાર. ૫૪
બન્યું તેટલું કર્યું તમે તો જયમાટે મુજ કાજ જરૂર,
પણ છે દૈવ દુરતિક્રમ ત્યાં શું કરી શકો? સમજુ હે શૂર! ૫૫
આમ વદી, ન વદી જ શક્યો, નહીં રેલાવી નેત્રે નૃપ એહ,

---

૪૫ તોયતરંગ—પાણીના મોજા.પર સૌહાર્દ—મૈત્રી. ૫૫ દુરતિક્રમ—ઉલ્લંઘવાને કઠિન એવું, ન બની શકે એવું.

તીવ્રવેદનાએ વિહ્વળ અતિ તૂષ્ણીભૂત થયો પછિ તેહ. ૫૬
આંસુયુક્ત ત્યમ શોકસમન્વિત જોઈ નિજ નૃપને તે વાર,
પ્રલયસમયના પાવક પેઠે સળગ્યો ત્યાં દ્રૌણી નિર્ધાર. ૫૭
તેથી તે કરમાં કર પીશી આંસુ આંખમાં આણિ અપાર,
અતિવિહ્વળવાણીથી ઉચર્યો આ રીતે કાઢી ઉદ્દગારઃ— ૫૮
હે નૃપ! મુજ તાતને નીચ અતિ અરિઓએ કરિ ઘોરઅધર્મ,
અરે! હણ્યા સંગ્રામવિષે અતિઅઘટિત ક્રૂર કરીને કર્મ; ૫૯
તથાપિ તપતો ન હતો તેવો આજ જોઈ તમને નૃપ આમ,
અરે તપું છું, શું કહું તમને, ઉરજ્વાળા શમતી નથિ નામ! ૬૦
માટે ઇષ્ટાપૂર્ત શપથ લઇ કહું છું કે, અહિંયાં અવધાર,—
આજ સર્વ પાંચાલોને હું ઘાલિશ જમઘરમાં નિર્ધાર! ૬૧
માટે હે મહારાજ! સુઆજ્ઞા આપ મને સત્વર આવાર;
સર્વ ઉપાયે કરિ હું આજે પાંચાલો કરિ નાંખિશ પાર! ૬૨
મનને પ્રીતિ કરે એવાં સુણિ દ્રૌણીનાં વચનો નરદેવ!
કૃપાચાર્ય પ્રત્યે દુર્યોધન ઉચર્યો આ રીતે તત્ખેવઃ— ૬૩
લાવો જળ ભરિ કળશ અને મુજ આજ્ઞાથી રૂડા આચાર્ય,
અભિષેકો સેનાપતિ થાવા અશ્વત્થામાને ગુરુઆર્ય! ૬૪
નૃપ આજ્ઞાથી ક્ષત્રધર્મથી યુક્ત બ્રાહ્મણે થઇ તૈયાર,
કરવા યુદ્ધ કહેલું છે ગુરુ! ધર્મજ્ઞોએ કરિ નિર્ધાર. ૬૫
નૃપનાં વચન સુણીને એવાં, તેની આજ્ઞાથી એ વાર,
આચાર્યે અભિષેકી દ્રૌણી સેનાપતિ કીધો અવધાર. ૬૬
પામીને સેનાપતિપણું તે ભેટી ભૂપતિને તે વાર,
કૃતવર્માકૃપસહિત ગર્જતો ચાલ્યો ત્યાંથી થઇ તૈયાર. ૬૭
કરાવિયાં તૈયાર પિતામહ જેવાં જેણે કામ સુપેર,
પ્રસૂતિગૃહ બંધાવ્યાં મોટાં, મહિલાદુઃખ હરવા કરિ મહેર; ૬૮

૫૬ તૂષ્ણીભૂત—ચૂપ થયો. ૬૮ પિતામહ—રા. બા. રણછોડલાલ છોટાલાલ.

તેમ સ્વધર્મતણો પથ સુંદર કરવા લક્ષ્મીનો ઉપયોગ—
કીધો, લહાવો લીધો ભારે ભારતઉત્સવમાં દઇ ભોગ; ૬૯
એવા ચીનૂભાઇ સુનાગર આ ભારત રસભોગી સુજાણ,
તેમનું મનવાંછિત કરિ હે હરિ ! કરજો સર્વ રીતે કલ્યાણ. ૭૦
સંવત્ ઓગણિશે બાસઠની ચૈત્રસુદિ અષ્ટમી શશિવાર,
શલ્યપર્વ આ પૂર્ણ કર્યું માધવસુતમોદવધારણ સાર. ૭૧
શલ્ય પર્વ પૂર્ણ કરી આજે માગે છે રાજાત્મજ આમ,
શ્રોતાવક્તાનાં અભિવાંછિત સર્વેશ્વર પૂરો સૌ કામ. ૭૨

વલણ.

કામ સરો સર્વેતણાં, ન રહો આપદ્ નામ;
આશિષ એવી ઉચ્ચરે, આ દ્વિજ ગણપતરામ રે. ૭૩

इति श्रीअहमदाबाद निवासी रैकज्ञातीय विप्र राजारामसूनु भट्ट गणपतराम विरचिते लघुभारते शल्यपर्व समाप्तम् ॥ ९ ॥

---

शल्यपर्व समाप्त.

॥ श्रीजगदीश्वरोजयति ॥

# लघुभारत.

## सौप्तिकपर्व.

### पांचालादिवधप्रकरण.

#### કડવું ૧ લું.

#### द्रौणिनी धारणा.

રાગ રામગ્રી.

કથું સૌપ્તિકપર્વનો સારજી, જેમાં વર્ત્યો કેર અપારજી;
શું ધર્યું એથિ સૌપ્તિકરૂપજી ? જગજીવન જ્યોતિસ્વરૂપજી ! ૧

ઢાળ.

જ્યોતિસ્વરૂપ ! દુખ હરો ભારતવર્ષનું જાગી સહી;
પોઢી રહો ન પુરુષપુરાણ, ઉઠો ઉદય કરવા અહીં. ૨
બળવાન ! બુદ્ધ થવા થકી હાની અરે ભારે થઈ;
ઉત્કર્ષ કરવાને ઉઠો, આલસ્ય અવ મૂકી દઈ. ૩
કહિ એટલું જ કૃપાળ, શુભમતિ માગિ સૌપ્તિકસાર હું—
ઇચ્છું છ કથવા, ઈશ ! વિપરીતનો ન કરિ વિસ્તાર હું. ૪
નૃપ પૂછવાથી સંજયે કહ્યું, આપસુતને મૂકિને—
કૃપ ભોજ દ્રૌણી નીસર્યા, નિજ નેત્રઆંસૂ લૂછિને. ૫
નિજ શિબિર પાસે આવિયા તે ક્ષત થયેલા ભયભર્યા;

ત્યાં શોર સુણિ પાંડવ તણો, થથરાટ છૂટે નવ ઠર્યા. ૬
સેનાનિવાસથિ દૂર થોડે શ્વાસ લેવાને ઠર્યા;
અરિતાપ ત્યાં પણ લાગવાથી તરત ઊચાળા ભર્યા. ૭
પછિ જઇ ગહનવનમાંહિ ત્યાંથી દૂર મોટા વડતળે—
ઉતર્યા રથેથી આપ, દેખિ નવાણ ભર્યું નિર્મળજળે. ૮
હય છોડિ પાણી પાઇ નિશ્ચય ત્યાં જ ઠરવાનો કરી,
કરિ આચમન સંધ્યાનું વંદન ત્યાં કર્યું તેવે ઠરી. ૯
એવે થયો સૂર્યાસ્ત રજની રાણી જગતતણી થઈ,—
જંપાવવા અતિશ્રમિતને, પ્રીતેથિ પાસામાં લઈ. ૧૦
નક્ષત્ર ગ્રહ તારાતણી ટપકીતણું અંબર ધરી,
આવી નિશા ચકચૂર કરવા મોહમાં મદની ભરી. ૧૧
હરફર દિને કરનાર પ્રાણી શાહુશાં જંપી ગયાં,
તસ્કરસમાં પથ પાપને ઉદ્યુક્ત હે નૃપતે થયાં. ૧૨
એ સમય ત્યાં તે ત્રણ રથી ગતવાત ઘાત ઘણી તણો-
અતિ શોચ કરતા'તા ઉરે ઉકળાટ પામીને ઘણો. ૧૩
વડની તળે દુખનો વિચાર અપાર કરતા તે ત્રણે—
બેઠા મહાબળવાન, કહેતા 'હા અરે શું થયું રણે!' ૧૪
ઊંઘે કરી ઘેરાયલા શોકે સમન્વિત શ્રમ થકી,
કૃપ ભોજ પૃથ્વી માંહિ નિદ્રાવશ હવા નૃપતે નકી. ૧૫
પણ ક્રોધવશ દ્રૌણી અમર્ષભર્યાની તે તકમાં તહીં,
અતિક્રોધજ્વાળા ઊઠતે, અવનીશ! આંખ મળી નહીં. ૧૬
તેથી તપેલો તે ઘણો વન ઘોર ત્યાં જોતો હતો;
વડ વાયસોથિ વસેલ પણ એવે હતો અવલોકતો. ૧૭
તેજે ભયાનક ગરુડશો દીઠો ઘુવડ ત્યાં આવતો;
દસ્યુસમો વડડાળપર બેઠો શરીર છુપાવતો. ૧૮
વડડાળપર ભર ઊંઘમાં ઘેરાયલા વાયસ ઘણા—

૧૧ અંબર—વસ્ત્ર. ૧૬ અમર્ષ—આવેશ. ૧૮ દસ્યુ—ચોર.

માર્યાં ન કરતાં વાર, માર્યા માંહિ ના રાખી મણા. ૧૯
કાપી કંઇકની પાંખ, માથાં કંઇકનાં જૂદાં કર્યાં;
ભાગ્યા કંઇકના પાય, બચ્ચાં પણ ન એવે ઊગર્યાં. ૨૦
જે જે નજર આવ્યા તહીં, તે તે બધા માર્યા સહી;
જેનાં શરીરઅવેવથી વડતળનિ ભૂમિ છવઈ રહી. ૨૧
અરિ કાગડાઓ મારિ ઘુડ સંતુષ્ટ બહુ મનમાં હવો;
દેખી ચમત્કૃતિ દ્રૌણિને કૃતિનો વિચાર થયો નવો. ૨૨
આ પક્ષીએ શિક્ષણ ભલું આપ્યું અહો ! મુજને અહીં,
માટે જ કૃતિ એની કર્યે, ધાર્યું થશે મારૂં સહી. ૨૩
તેથી ન તક આ ખોઇ પણ મુજ પાળવા આ રાતમાં—
સૂતેલ શત્રુ વિદારવા, દીસેછ ગુણ એ વાતમાં. ૨૪
ક્યાં કે પરાક્રમિ પાંડવો સામે જઈ મારા થકી,—
મારી શકાય જ તેમને એવું નથી મનમાં નકી. ૨૫
ન્યાયે કરી કરૂં યુદ્ધ તો, છે પ્રાણસંશય હું તણો;
કપટેથિ કરતાં કાર્ય ગુણ દીસેછ મુજને તો ઘણો. ૨૬
સંશયિત કરતાં અસંશય જે અર્થ હોયે તે ઘણો—
માનેછ સારો શાસ્ત્રવિદ, મત એ જ છે અહિં મુજ તણો. ૨૭
લોકો વિષે અતિનિંદ્ય હોય તથાપિ તે કરવું સહી;
અહિં ક્ષત્રધર્મે વર્ત્તતાને બાધ એમાં છે નહીં. ૨૮
અરિ પાંડવોએ પણ અરે ! કરિ તેમ નિંદ્ય ઘણું કર્યું,
તો પાપ ગણિ આ વાતમાં, કયમ રાખું મન સંશય ભર્યું ? ૨૯
તત્વાર્થદર્શી ન્યાયના જોનાર પુરુષોએ ખરે,
કહ્યું છે કરૂં હું તેમ, એમ કર્યા વિના નહિ ઉદ્ધરે. ૩૦
થાકી ગયેલું, વિદીર્ણ એવું સૈન્ય અરિનું હોય જે,
ભેદાયલું ને વિચરતું નાયકવતું ત્યમ હોય જે, ૩૧
જમતું તથા પ્રસ્થાન કરતું પ્રવેશતું વળિ હોય જે,

૨૧ અવેવ—અવયવો, શરીરના જુદા જુદા ભાગ.

તે હણવું વાર કર્યા વિના, જય ઇચ્છતા અરિ હોય જે. ૩૨
તેમ જ વળી અર્દ્ધે નિશાએ ઊંઘતું હોયે અરે,
તેનેય પણ સંહારવું, એમાં ન ઉર ધરવી અરે. ૩૩
મારેય પણ કરવું જ ત્યમ, નિશ્ચય કરી એવો તહીં,
જાગ્રત્ કરી કૃપભોજને ઉરવાત એવામાં કહી. ૩૪
સુણિ કહેવું તેનું ભોજકૃપ પામી પરમલજ્જા તહીં,
જોઈ રહ્યા અક્કેકને પણ મુખથી કાંઇ વધ્યા નહીં. ૩૫
તવ આંસુ આંખ વિષે ભરેલો દ્રૌણિ ધ્યાન જરા કરી,
ઉચર્યો નિસાસો નાંખિ ઉર સાંખી ન શકવાથી ફરીઃ ૩૬
જેને લિધે કર્યું વૈર પાંડવસાથ રે અહિં આપણે,
મહાવીર તે માર્યો ગયો દુર્યોધન જોયું આપણે; ૩૭
અતિશ્રેષ્ઠ તે નૃપના અરે ! સહાયી હતા વળિ આપણે,
તોપણ અરે તે એકલો ભીમે હણ્યો સુણ્યું આપણે ! ૩૮
અન્યાયથી ભીમે હણી મુર્દ્ધાભિષિક્ત નરેશનું—
શિર મર્દ્યું પગથી, એ શું કારણ ઓછું છે અહિં કલેશનું ? ! ૩૯
બળતા વિષે ઘી હોમતા નહિ હોય શું તેવા ખરે,
પાંચાલ પુલકેલા કરે છે શંખના શબ્દો અરે ! ૪૦
વાદિત્ર જયના ઘોષ હમણા થોડિ વાર ઉપર અરે,
શું સાંભળ્યા નહતા તમે, ધ્વનિ શંખના સાથે ખરે ? ! ૪૧
માટે તમારી બુદ્ધિ મોહથિ જો ન મૂઝઇ હોય તો,
અવ શ્રેયનો સુઉપાય સત્વર સૂચવો અહિં જોયતો. ૪૨

વલણ. ( અનુષ્ટુપ્. )

જોયતો સુઘટે તેવો આચાર્યે હળવે રહી,
આપ્યો ઉત્તર દ્રૌણીને, તત્ત્વનાં વચનો કહી. ૪૩

---

૩૩ અરે—દયા.

## કડવું ૨ જું.

## द्रौणिकृपसंवाद अने द्रौणिनुं गमन.

### રુચિરાની દેશી.

ઉચર્યા કૃપ, હે વિભો! વચન તેં કહ્યાં સર્વ તે સુણિ તારૂં—
કાંઈ લહ્યું મેં, હે મહાભુજ! તું સુણ અવ કંઇક કહ્યું મારૂં. ૧
દૈવ તથા પુરુષાર્થકર્મ એ બેમાં જગત્ બધું ભ્રાતા!
છે આબદ્ધ નિબદ્ધ જાણજે, શોચ તજી ધર ઉર શાતા. ૨
દૈવ વિષે જન ચારપાસથી છે અહિં બદ્ધ ગુણીજ્ઞાતા!
નિહીનપણાએ પુરુષકારમાં બદ્ધ દિસે છે, હે ભ્રાતા! ૩
એ બેથી પર નથિ બીજું કંઇ, માની લેજે તાત! નકી,
એકે કાર્ય સરે ન, સરે છે એ બંનેના યોગ થકી. ૪
ગિરિ માંહે વર્ષતો મેઘ શું ફળ નથિ દેતો? ભ્રાત કહે;
દે છે, કાં કે વનવાસી તેથી જ પ્રાણ નિજ ધારિ રહે. ૫
પણ ખેડુત કૃષિથી કેવળ નથિ જિવતા તો પણ મેઘ પડે,—
ન કરેલી કૃષિ પણ ફળ તેને દે છે નક્કી દૈવવડે. ૬
એ રીતે છે પુરુષકારને દૈવઅપેક્ષા જાણ સહી;
નથિ તેની દરકાર દૈવને, તત્ત્વ વાત તુજ પાસ કહી. ૭
આમ ઘણું સમજાવિ કહ્યું વળિ, હોય દક્ષ સારો તેણે—
પૂછિ પ્રજ્ઞવૃદ્ધને કાર્ય અહિં કરવું આપ તણું એણે. ૮
તેમ ન કરવાથી અતિલુબ્ધ અરે! દુર્યોધનની કેવી—
દશા થઈ અહિં સર્વ દેખતાં, ત્રાસ ઊપજે છે તેવી. ૯
માનિ ન માનીએ મોટાનું, નીચાના મતને માની,
આપણને અતિશોચ થાય છે, ઉપજાવી એવી હાની! ૧૦
માટે ત્હારે તેમ ન કરવું, પણ કરવાને નિજ ધાર્યું,—

૧ હે વિભો!—હે ધીર, નિઃશંક. ૩ નિહીનપણાથી—હલકી રીતે.

પૂછિ પ્રાજ્ઞને કર, નહિ તો દુખ દેખિશ નિશ્ચય અણુધાર્યું. ૧૧
ગાંધારી ધૃતરાષ્ટ્ર મહામતિવિદુરપાસ અહિંથી જઈને,
તે કહે તેમ જ કરવું તાત ! મત ઉત્તમ એઓનું લઈને. ૧૨
સુણિ કૃપનાં ધર્માર્થ સહિત શુભવચન તમ અતિશય થઈને,
ઉચર્યો દ્રૌણી આ રીતે નૃપ, અંતરમાં ઉકળી જઈનેઃ— ૧૩
આપ આપની મતિને મોટી માને છે અહિં પુરુષ સહુ,
સાધુવાદમાં બુદ્ધિ આપની દર્શાવે છે સર્વ બહુ; ૧૪
એથિ અન્યની કરી ઉપેક્ષા નિજને માનીને મોટો,
માને છે મત શ્રેષ્ઠ આપનો, માની બીજાનો ખોટો. ૧૫
ફાવતિ વાતે વળેછ સર્વે, ન ફાવતીમાં ભિન્ન પડે,
નથિ એમાં આશ્ચર્ય ભોજ ! નર સદૈવ રહે નહિ એક ધડે ! ૧૬
જોબનમાં, વચલી વયમાં ત્યમ જરા વિષે એક જ રીતિ—
રહેતી નથિ, પણ ભાસે છે અહિં ભિન્ન ભિન્ન પથમાં પ્રીતિ. ૧૭
માટે મુજને શાંતિ આ સ્થળે રૂચતિ રે તલમાત્ર નથી !
ભ્રાંતિ ન ધરવી કૃતનિશ્ચય થઈ, કહેવાઈ રણવીર રથી. ૧૮
વિધિએ સૃષ્ટિ સજી કર્મ વિષે વર્ણ વર્ણમાં ગુણ એણે—
એક એક મૂકયો મનગમતો, તરતિબ પૂર્ણ કરી તેણે. ૧૯
વેદ વિપ્રમાં, તેજ ક્ષત્રિમાં, વૈશ્ય વિષે દાક્ષિણ્ય, તથા
શૂદ્ર માંહિ મૂકી અનુકૂળતા વર્ણ વર્ણની ઘટિત યથા. ૨૦
નિજમાં મૂકેલા ગુણમાં જે વર્ણ પડે પાછી તેનો—
થાય ઘણો ધિક્કાર, કાર અહિં અટકે છે નિશ્ચે એનો. ૨૧
બ્રાહ્મણના કુળમાં જન્મી હું મંદભાગ્યથી આ ભવમાં,—
ક્ષત્રધર્મમાં પળ્યો પ્રથમથી, હઠ્યો નહીં યુધના દવમાં; ૨૨
તો અંવ બ્રાહ્મણ્ય ધર્યે મારૂં સારૂં નહિ કહેવાય જરી;
વેષ ધરેલો પૂર્ણ ભજવતાં કીર્તિ અચલ રહેશે જ ખરી. ૨૩
રે ! હું રણમાં દિવ્યધનુષ દિવ્યાસ્ત્રતણો ધરનાર ખરે;
પિતા પડ્યા જોઈ સભા વિષે જઈ ઉચરૂં શું હું હાય અરે ! ૨૪

માટે મુજ ઇચ્છાનુસાર હું ક્ષત્રધર્મ પોખી પ્રીતે,
દુર્યોધન ત્યમ તાતવૈર અહિં વાળિશ મનગમતી રીતે. ૨૫
જય પામેલા વિમુક્તવાહન પાંચાલો નિજ કવચ તજી,
નિજ જય માની હર્ષસમન્વિત સૂશે નિદ્રાને જ ભજી, ૨૬
તેવે તે થાકેલા દુર્બળ વિશ્વાસે સૂતેલ તણો—
ઘાણ કાઢિ નાંખિશ હું આજે, કોપ કારમો કાઢિ ઘણો. ૨૭
પેશિ શિબિરમાં રેંશી નાંખિશ પ્રેતસમા પાંચાલ સહુ;
પિનાકી રુદ્ર હણે જયમ પશુને તેમ કરિશ બળ દાખિ બહુ. ૨૮
આજ રાત્રિએ પાંચાલાધિપ ધૃષ્ટદ્યુમ્ન પશુપેરે,
વ્યાઘ્રરીતથી અત્ર વિદારિશ, આવી શૌર્યતણી સેરે. ૨૯
તેમ જ પાંચાલો પાંડવના સૂતેલા સુત ખડ્ગ થકી—
કાપી નાંખિશ ક્રૂર થઈને, કહું છું હે ગૌતમ ! નક્કી. ૩૦
એમ કરી હું પામિશ શાતા, ને સાચો સુખિ થઇશ સહી;
તેમ કર્યા વિણ કળ મુજને કો રીતે વળશે નહિ જ અહીં. ૩૧
ઉચર્યા કૃપ તવ, હે પ્રચલિત ! પ્રતિકર્ત્તવ્ય વિષે આ તારી-
થઇ મતિ તે બહુ બેશ થયું, હું નથિ શકતો તુજને વારી. ૩૨
વજ્રપાણિ વાસવ પણ પોતે શકે જ નહિ તુજને વારી,
તેથિ અમે બે પ્રભાતમાં ઝટ સાથે આવીશું તારી. ૩૩
માટે વિશ્રમ તું આજ રાતમાં, ને નિદ્રા લે પેટ ભરી;
ધાર્યું તારૂં થાશે કાલે, ચિંતા ચિત્ત ન રાખ્ય જરી. ૩૪
લઈ વિસામો જાગ્રત થયલો હે અરિગંજન તું પોતે,
હણીશ શત્રુ સમગ્ર શૂરની રીતે રૂડા જન જોતે. ૩૫
આયુધ શ્રેષ્ઠ ધરેલ અહો ! તું વજ્રપાણિને પણ પીડે,
તો કૃપભોજ સહાયી મળતાં, કોણ તારિ સામે ભીડે ? ૩૬
આમ કહ્યું બહુ તવ તે ઉચર્યો ઉગ્ર થઈ માતુલ પ્રત્યે,
અરિએ આગ ઉઠાડી છે ઉર મુજને બહુ માઠાં કૃત્યે; ૩૭
માટે આંખ ન મળશે મારી, મારી નાંખી અરિ આજે,—

સારી ઊંઘ લઈશ પછી હું, શ્રમ મા લેશો મુજ કાજે ! ૩૮
આતુર ક્રોધી અર્થી કામી એવાને નિદ્રા ક્યાંથી ?
ચાર મળ્યાં છે તે મારામાં, જોયું મેં અઘટિત ત્યાંથી ! ૩૯
પિતાતણો વધ સ્મરણ થતાં માં, અરે ! ક્રોધભડકો ઊઠી,
છાતી બાળે છે બહુ મારી, રહે છે વૃત્તિ સદા રૂઠી ! ૪૦
માટે ધૃષ્ટદ્યુમ્ન તાતઅરિ માર્યા વિણ આ લોક વિષે,
અરે ! જીવવા નથી ઇચ્છતો, જઇશ કદી જમની જ દિશે ! ૪૧
આમ બહુ કહ્યું દ્રૌણીએ તવ ઉચર્યા કૃપ હે નૃપ એવું,
સમજું ગાંડો થાય અરે ત્યાં વૃદ્ધે ઝાઝું શું કહેવું ? ! ૪૨
કરી વિવેચન એ પેરે બહુ, બુદ્ધિમાન બોલ્યા આ'વું:
સૂતેલા નિદ્રિત પ્રતિ હણવા, અઘટિત છે તારૂં જાવું. ૪૩
ઊંઘેલાને હણવા એ અતિ અધર્મ છે માટે ભ્રાતા !
પાપબુદ્ધિ મા કર આ કામે, ધર બે પ્રહર અહીં શાતા. ૪૪
સૂતેલાનો વધ કરતાં તુજ ઉજ્વળકીર્તિ વિષે કાળો—
ડાઘ બેસશે, જઇશ નરકમાં, ખાઇશ જગજનની ગાળો. ૪૫
માટે મર્યાદા તોડી તું વધ મા વધ કરવા કાજે;
તું જેવા શૂરને કૃત્ય કાયરનું કરવું ના છાજે. ૪૬
ઉચર્યો તવ તે, અરિઓ એ જ અરે મર્યાદા સો રીતે—
તોડી નાંખી છે પૂર્વે તે સ્મરણ નથી શું તમચિત્તે ? ! ૪૭
અન્ય નૃપો ત્યમ તમો દેખતાં શસ્ત્રતજેલા ધીરરથી,
પિતા હણ્યા મમ ધૃષ્ટદ્યુમ્ને, શવવત્ સ્તબ્ધ છતાંય મથી. ૪૮
તેમ જ ચક્ર પડેથી દુખમાં મગ્ન કર્ણ અતિશ્રેષ્ઠરથી—
હણ્યો અર્જુને તાપ આપિ અતિ, કહેવાઈ રણવીરરથી. ૪૯
તે જ રીતથી શસ્ત્ર તજેલા ગંગાસુતને પણ તેણે—
શિખંડિ આગળ કરિને પાડ્યા, અઘટિતકર્મ કરી એણે. ૫૦
સાત્યકિએ પણ તેવી રીતે ભુજ કપાયલો રથિ મોટો—
ભૂરિશ્રવા 'હાં ! હાં !' ભણતાં સહુ, માર્યો ખેલ કરી ખોટો. ૫૧

નાભિ નિચે ઘા કરી ગદાનો ભીમે દુર્યોધન પાડચો;
અધર્મ એ શું થયો છે ઓછો ! એમ કહી દ્રૌણી ત્રાડચો. ૫૨
ત્રાડી દાંતે હોઠ ડસીને ઉચર્યો ત્યાં તે નૃપ ! આ'વું:
મારી શત્રુ ભલે જઉં નરકે, સ્વર્ગે મારે નથિ જાવું ! ૫૩
એમ કહી રથ જોડીને તે અરિ સંમુખ જાવા લાગ્યો,
માતુલના અતિ બેશ બોધનો લેશ નહીં એને લાગ્યો. ૫૪
ચંચળ તેને જોઇ ઘણો કૃપભોજ ઉચ્ચર્યા તે ઠામે,
કયમ રથ જોડચો ? શી ઇચ્છા છે ? રાખ્ય ન છાનું તે નામે. ૫૫
સાથી તારા સુખદુખ ભાગી અમે છિયે માટે તારે,—
શંકા અમ પ્રત્યે કરવી નથિ યોગ્ય અરે કોઇ પ્રકારે. ૫૬
આમ કહ્યું તવ તે ઉચર્યો ત્યાં, યોધ હજારોને કાપી,—
હણવો છે પાંચાલરાજ મુજ તાતશત્રુ પૂરો પાપી. ૫૭
એમ કહી રથ ખેડચો તવ કૃપકૃતવર્મા પણ ટપ તેવે,
વહ્યા જ તેની વાંસે સત્વર, આકુળ અતિ થયલા એવે. ૫૮

વલણ.

એવે સૂતેલા તણે શિબિરે ત્રણ રથિ ભૂપ !
ગયા, દ્રૌણિ ત્યાં દ્વારપ્રતિ ઊભો થઇને ચૂપરે. ૫૯

---

## કડવું ૩ જું.

### પાંચાલાદિનો વધ.

રાગ સિંધુ. ( ઝૂલણાનો દેશી. )

શિબિરના દ્વારમાં દ્રૌણિ જવ આવિયો,તવ ત્યહાં વ્યક્તિ વિકરાલ ભારે
દીઠિ અતિદિવ્ય મહાકાળ જેવી જ નૃપ,જોઇ નવ જાય કોથીય ક્યારે.૧
રુધિર જેમાંથિ સ્રવતું જણાતું તથા વ્યાઘ્રનું ચર્મ પરિધાન જેનું,
ઉત્તરીય છે અજિન. અંગ જેને મહારૌદ્ર હતું રૂપ હે રાય !·તેનું. ૨

---

૧ અજિન—મૃગચર્મ.

વર્ણવ્યું જાય નહિ વાણિથી રૂપ તે, અગ્નિજ્વાળા સમું ઉગ્ર એવું;
જોઇ જેને પડે ફાટિને પર્વતો, ભસ્મ પૃથ્વી કરે તુર્ત તેવું. ૩
જોઇ અદ્ભુત ભયંકર મહાભૂત તે, વ્યથિત દ્રૌણી થયો રાય! તેવે;
ને પછી વૃષ્ટિ બહુ બાણુની તે ઉપર, આકળો બહુ થઈ કીધિ એવે. ૪
બાણુ દ્રૌણીતણા ઉદધિજળઓઘને ઔર્વ ગળિ જાય તેવી જ રીતે-
ગળિ ગયું ભૂત તે, દેખિ આશ્ચર્ય એ, ચટપટી બહુ જ થઇ દ્રૌણિચિત્તે. ૫
શક્તિ વિદ્યુત્ સમી મૂકિ તવ તેહણે, જેહ અથડાઇ તેને ઝપાટે,-
સદ્ય વિખરાઇ ગઈ, પ્રલયઉલ્કાજ જયમ સૂર્ય અથડાઇ વિખરે સપાટે. ૬
એ સમે ખડ્ગ અતિ કારમો ભૂતપર વાવર્યો તેહણે બળ કરીને,
સર્પ જયમ રાફ્માં જાય ત્યમ તે સર્યો ભૂતમાં, જે ન જાયો ફરીને! ૭
કુપિત એથી થઈ ઇંદ્રધ્વજશી ગદા પ્રજ્વલિત ભૂત પ્રત્યે પ્રહારી;
તેહ પણુ ભૂતમાં ગૂમ ત્યાં થઇ ગઈ, દ્રૌણિ ઝાંખો થયો હાય મારી. ૮
આયુધો સર્વ આવી રહ્યાં એહનાં, વિષ્ણુઓએ કરી વ્યાપ્ત એવે,-
દીઠું આકાશ અવકાશ વનું એથિ સંતપ્ત તે બહુ થયો ત્યાંહિ તેવે. ૯
વાક્ય કૃપનાં તદા સ્મરણુ તેને થયાં, ને થયો શોચ ઉરમાંહિ ભારે;
વાર્યું મેં ના કર્યું, તો હવે હાર્યું કરવું અરે હાય પડશે જ મારે! ૧૦
પણુ થયું તે થયું, શોચવે નહિ સરે, શરણુ શિવનું ધર્યે કામ સરશે;
કરગરીને ઉમાકાંત આરાધતાં સહાય તે સર્વથા સદ્ય કરશે. ૧૧
આમ ઉરમાં વિચારી તરત ઊતરી રથ વિષેથી ત્યહાં તર્ત તેણે-
જાપ શિવનો જાપ આત્મબલિ આપવા આદર્યું એ તકે રાય એણે. ૧૨
સ્વર્ણમય વેદિ ઉત્પન્ન એવે હવી, અગ્નિજ્વાળા ઉઠી એ વિષેથી;
ભૂત અતિ કારમાં વિવિધ મુખ વર્ણનાં ત્રાડતાં નીસર્યાં તે વિષેથી. ૧૩
આત્મબલિ આપવા દ્રૌણિ ઉદ્યુક્ત થઇ વેદિ ઊપર ચઢી અગ્નિમાંહે-
ઇષ્ટ સ્મરિ જવ પ્રવિષ્ટ જ થયો ઈશ તવ ઉચ્ચર્યા આમ હે રાય ત્યાંહેઃ-૧૪
કૃષ્ણુ આરાધનાથી જ હે દ્રોણુસુત, આજ પાંચાલ સર્વેતણી મેં—

૫ ઔર્વ—સમુદ્રમાં રહેલો અગ્નિ, વડવાનલ. ૧૪ ઇષ્ટ—ઇચ્છેલા દેવ; જીષ્ટદેવ. ( આ સમયે મહાદેવ. ) ઈશ--મહાદેવ.

અત્ર રક્ષા કરી મારિ માયા તને જાણુ દર્શાવિ આજે ઘણી મેં. ૧૫
કૃષ્ણથી અધિક નથિ કોઇ પણ ઇષ્ટ મુજ,તેથિ કર્યું આમ આંહી ખરે મેં;
પણ અહો ! કાળઅભિભૂત થયલાજ છે આજ પાંચાલ જોયું અરે ! મેં.૧૬
એમ કહિ દ્રૌણિ પ્રત્યે પ્રવેશી હરે ખડ્ગ ઉત્તમ દિધો દિવ્ય એને;
તેથિ તે રુદ્રરૂપે બન્યો તર્ત ત્યાં, તીવ્રતા આવિ તનમાંહિ તેને. ૧૭
શત્રુના શિબિર પ્રત્યે જતાં ભૂત રાક્ષસગણો તેહની ચાર પાસે-
દોડવા લાગિયા અદ્દશ્ય રહિ એ સમે,ભોગ પરિપૂર્ણ મળવાનિ આશે.૧૮
આવિને શિબિર પ્રત્યે પછી દ્રૌણિએ દ્વાર પ્રતિ ભોજકૃપ રાખિ એવે,
સૂચના આપિ અરિ કાપિ ઝટ નાંખવા,આમ ઉચરી તહીં તર્ત તેવે:-૧૯
શિબિરમાં પેશિ હું કાળરીતે ઘુમી અંત આણીશ અરિનો ઝપાટે;
ભાગિ જે જાય મારા સપાટાથિ ઝટ કાપિ તે નાંખજો અહિં સપાટે.૨૦
જીવતો કોઇપણ જાય નહિ અહિં રહી કામ એવું તમો બેય કરજો;
બાળ કે વૃદ્ધને કાળમુખ આપતાં, કાપતાં પાય પાછો ન ધરજો ! ૨૧
આમ કહિ તાતઅરિ જ્યાંહિ સૂતો હતો,સ્થાન તે લક્ષમાં રાખિ તેણે—
શિબિર ચીરી કર્યો સદ્ય સંચાર, અતિઘોરસંહાર કરવા જ એણે. ૨૨
શ્રમિતક્ષતયુક્ત પાંચાલ સહુ એ સમે ભ્રાંતિ તજિ શાંતિ હૈયે ધરીને,-
સ્વસ્થરીતેથિ સૂતા હતા વિશ્વસી, યુદ્ધની ચટપટી દૂર કરિને. ૨૩
ત્યાં જ પાર્ષતગૃહે પેશી તેણે તદા તાતઅરિ શયનમાં તે જ દીઠો;
ઊંઘતો જે હતો સુગંધભરિ સેજમાં, સ્વાદ નિદ્રાતણો માનિ મીઠો.૨૪
દ્રૌણિએ ઝટ જગાડયો તહીં શૂર તે પાદુનો પ્રહાર કરિ તૂર્ણ તેવે;
ઓળખી દ્રોણસુત ઊઠમાં જ એ કેશ ગ્રહિ પીશિયો પૃથ્વિ એવે.૨૫
બળથિ પીશેલ પાંચાલ્ય નિદ્રા તથા ભયથિ ચેષ્ટા ત્યહાં કો પ્રકારે-
લેશ ના કરિ શકયો, એટલે દ્રૌણિએ ક્રોધ અતિ દાખવ્યો આ પ્રકારે:૨૬
કંઠને છાતિપર પગ દઈ તેહણે, ગુંગળાવી ઘણો તાતઅરિને—

૧૬ ઇષ્ટ વહાલું, પ્રિય. અભિભૂત—તાબે, પરાજિત. ૨૩ વિશ્વસી—વિશ્વાસવાળી થઇને, ૨૪ પાર્ષતગૃહે—ધૃષ્ટદ્યુમ્નના ઘરમાં. ૨૬ ચેષ્ટા—પ્રયત્ન, હાલચાલ.

મારવા માંડિયો પશુતણી પેર, નિજ તાતનું વેર ઉરમાંહિ ધારને. ૨૭
નખથી તવ દ્રૌણિને પીડતા તેહણે વાણિ અસ્પષ્ટથી ત્યાંહિ તેને,
ગુંગળાતે સ્વરે આમ કહ્યુ એ તકે, ઉગરવા આશ તજિને જ એનેઃ—૨૮
શસ્ત્રથી માર આચાર્યસુત ! અહિં મને, ઢીલ મા કર અરે એહ વાતે;
તુંથિ મરતાં હું સુકૃત સુલોકે જઇશ, તરિ જઈશ લોક આ તેહ વાતે.૨૯
ઉચ્ચર્યો દ્રૌણિ તવ, હે કુલાંગાર ! ગુરુઘાત કરનારને કોઇ રીતે—
પ્રાપ્ત થાવા ન જોઇયેજ શુભલોક,ચણ આશની ભીંતમાં આપચિત્તે ! ૩૦
નીચ! તું શસ્ત્રથી મારવાયોગ્ય નથિ,એમ કહિ સિંહ જયમ ગજ વિદારે,
તેમ તેને હણ્યો મર્મસ્થળને વિષે, પારવિણ પાનિના બહુ પ્રહારે. ૩૧
આમ ધાંધલ મચ્યું એથિ નૃપ એ સમે રક્ષકો ને સ્ત્રિયો જાગિ ઊઠયાં;
કારમું કૃત્ય દ્રૌણિતણું જોઇને, ભૂત છે જાણિ ભયથી ન ઊઠયાં. ૩૨
બોલિ કો ના શકયાં થઇ ઘણાં બા'વરાં, એટલે દ્રૌણિએ રાય ! એવે,
પાર પાર્ષત કરી જમપુરે મોકલી ખેડિયો રથ પછી ત્યાંથિ તેવે. ૩૩
રથ ચઢીને મનોરથ થવા સિદ્ધ દ્વેષી બિજા મારવા માટ એવે,
ઝટ જવા લાગિયો તેમના શિબિર પ્રતિ, તીવ્ર ગુસ્સો થઈ દ્રૌણિ તેવે. ૩૪
એટલે રક્ષકો ને સ્ત્રિયોનો થયો શોર ત્યાં ભૂપતે બહુ જ ભારે;
નૃપ પડયો જોઇ આક્રોશ કરતા હુવા,ક્ષત્રિયો સર્વ ધરિ ત્રાસ ત્યારે.૩૫
તે સ્ત્રિયોના સુણી શબ્દ ત્યાં ક્ષત્રિયો 'છે અરે આ શું!'નૃપ એમ કહેતા,
સજ્જ સત્વર થયા ઉર દયા ઊપન્યે, વીરતામાંહિ એ વાર વહેતા. ૩૬
ઉધડકેલી સ્ત્રિયો આમ તવ ઉચ્ચરી, મનુષ્ય રાક્ષસ અરે બે વિષેથી—
કોણ છે હાય ! તે જાણતાં નથિ અમે,કેર અતિ વરતિયો તે વિષેથી.૩૭
મારિ મહારાજ પાંચાલને તે અરે ! જાય છે રથ ચઢી તેથિ દોડો;
બા'વરા મા બનો, વીર ધરિ ધીર હય રથવિષે વાર કરતાં ન જોડો.૩૮
સાંભળી આર્તસ્વર તે સ્ત્રિયોના તહીં શૂર સહુ સજ્જ થઇ તુર્ત ધાયા;
આવતા તે બધા દ્રૌણિરુદ્રાસ્ત્રથી સદ્ય રણભૂમિમાંહે શમાયા. ૩૯

૩૭ ઉધડકેલી—બીધેલી, ઝબકી જાગેલી. તે વિષેથી—તેમને વિષેથી આ અતિ કેર થયોઃ સાર એ કે—તેમણે આ કેર કીધો.

ઉત્તમૌજાતણા શિબિરમાં જઇ પછી દ્રૌણિએ દ્રુપદસુતપેર તેને—
તર્ત પૂરો કર્યો, તત્ર યુધામન્યુએ માનિ રાક્ષસ ખરેખાત એને,—૪૦
છાતિમાંહે ગદા દોડિને ઝાપટી, પણ ન તેથી વળ્યું રાય તેનું;
દ્રૌણિએ ઉગ્ર અતિશે થઈ આવખું ઉત્તમૌજારિતે આણ્યું એનું. ૪૧
જઇ પછી જૂજવા તંબુઓમાંહિ નૃપ, મહારથી મોટ પશુપેર માર્યા;
તેમ જૂદે જુદે સ્થળ જઈ ખડ્ગથી વીર સૂતેલને પણ વિદાર્યા. ૪૨
શીઘ્ર સામા થયા દ્રૌપદીપુત્ર ભય પામિ મામો હણાયો સુણીને,
તેમને પણ હણ્યા ખડ્ગથી સદ્ય, અતિ ક્રોધના ધૂપથી ત્યાં ધુણીને.૪૩
એ પછી શિખંડિને પણ હણ્યો તર્ત ત્યાં, ને પ્રભદ્રકતણો ઘાણ વાળ્યો;
સોમકોનોય સંહાર પૂરો કર્યો, કોઇનો લેશ રહેતાં ન ખાળ્યો. ૪૪
જોઈ કો નવ શક્યા તેનિ સામે જરા, ભ્રમિત થઇ યોધ ભાગ્યા ભયેથી;
શૂન્ય રણભૂમિ કરિ ઘૂમિ બહુ દ્રૌણિએ, ઉગર્યા કોઇના એ લયેથી.૪૫
રક્તમુખનેત્ર છે, રક્ત છે પુષ્પ ત્યમ રક્તલેપન કરેલી કરાલી,
વસ્ત્ર છે રક્ત કરપાશ એકાકિની કાળરાત્રીસમી આજ કાળી, ૪૬
બાંધિ નર અશ્વ ગજ ઘોરપાશે કરી ગાન કરતી પડચાં પ્રેત વહેતી,
જોઇને યોધ દિઙ્મૂઢ ત્યાં થઇ ગયા,લેતિ નહિ હોય રણખેત-ખેતી ! ૪૭
કાળિ ત્યમ કાળભૈરવસમો દ્રૌણસુત યુદ્ધ આરંભથી રોજ રાતે—
સ્વપ્નમાં સર્વ જોતા હતા તે હણ્યા, દ્રૌણિએ ઝેર ઝાઝું ભરાતે. ૪૮
સ્વપ્ન સાચું પડ્યું એમ મનમાં ગણી શોચ કરતા હતા કંઇક એવે,
એટલે તે બધા યોધ પૂરા કર્યા, દ્રૌણિએ તીવ્રતા દાખિ તેવે. ૪૯
એ સમે અશ્વગજ ભડકિ ભાગ્યા થકી કંઇક કચરાઇ કાદવ થયા ત્યાં;
આંધિ થઇ કારમી એથિ અન્યોન્યથી આથડી કંઇક કૂટઇ ગયા ત્યાં.૫૦.
શસ્ત્ર કે વસ્ત્રનું ભાન ન રહ્યું તહીં, ભયથિ મળમૂત્ર કંઇનાં છુટચાં ત્યાં;
અંધકારે બની બા'વરા બહાદુરો ભટકી અટકી ઉભા ભૂપ જ્યાં ત્યાં. ૫૧

---

૪૫ એ લયેથી—એના કરેલા નાશમાંથી, એ નાશમાંથી. ૪૬ રક્ત—લાલ, લોહી. કરાલી—ભયંકર એવી, અણીયાળા દાંત વાળી. એકાકિની—એકલી, નિર્જન સ્થાનમાં રહેનારી. કાળી—કાલિકા દેવી.

હાલ પકિ ધીંગિ અતિ ક્રારમા ખડ્ગથી ભૂમિ જ્યાંત્યાં તહીં રાય તેવે,
દ્રોણસુત પાર કરિ નાંખતો કંઇકને ઉગ્ર ઝાઝો થઈ સદ્ય એવે. ૫૨
દ્રૌણિએ શિબિરમાં રૂંધિને મારતાં ભિગરેલા જતા બહાર એવે,
ભોજ કૃપ દ્વાર પાસે રહી તર્ત કરિ નાંખતા પાર તત્કાળ તેવે. ૫૩
કાંપતા કેશ છૂટે ઘણા કરગરી, જોડિ કર દીનતા દાખતાને,—
પણ હણ્યા તેમણે ના મુકયા જીવતા, पाहि माम् એમ મુખ ભાખતાને. ૫૪
દ્રૌણિનું પ્રિય વળી અધિક કરવા તહીં, ક્રૂર તે બે જણે રાય તેવે,
તંબુની ત્રણ દિશે અગ્નિ મૂકયો અરે ! ભિગરેલા જણાવા જ એવે. ૫૫
તર્ત અજવાળું તેથી થતાં દ્રૌણિએ ક્રૂરતા દાખિને કર્મ એવું,—
કે કર્યું શું કહું ! રાક્ષસેથીય પણ થાય ના થયું હશે કયાંહિ તેવું ! ૫૬
જોઇને કર્મ તેનું મહાક્રૂર કંઇ એમ કહેતા હતા કર્મ આ જે,
ઊંઘતા મારવાનું કર્યું, માનવી તે નથી, છે જ રાક્ષસ ખરે એ ! ૫૭
કૃષ્ણ ને પાર્થ કદિ હોત જો આંહિ, તો કાંઇ આમાંનું ના થાત એથી;
અસુર ગંધર્વને યક્ષ રાક્ષસ સહૂ ત્રાસ ઉરમાંહિ પામેછ તેથી. ૫૮
સર્વ માર્યા ગયે શાંત તે સ્થળ હતું, રુધિરથી ઉડતિ રજ બંધ પડિ ત્યાં;
દ્રૌણિ આવ્યો હતો ને હતી શાંતિ જ્યમ, તેવિ હે ભૂપ નજરે પડી ત્યાં. ૫૯
અનરિરુધિરથી વ્યાપ્ત અસિમૂઠ નૃપ, દ્રૌણિના હસ્ત સાથે ખરે ત્યાં,
એકરૂપે થઈ ગઇ જ જ્યમ હોય ત્યમ ભાસિ હે ભૂપ એવે અરે ત્યાં! ૬૦
ભિગર્યા કો ન દ્રૌણીતણા મારમાં, શિબિરમાં શૂન્ય જેવું કરીને,—
નીસર્યો દ્રોણસુત બહાર અતિહર્ષથી, તૃપ્તિ મનમાંહિ પૂરી ધરીને. ૬૧
મલકતે મુખ મળ્યો ભોજ કૃપને ત્યહાં હર્ષ અતિ આપતો તે ત્વરાએ;
ઉચ્ચર્યો આપનું કૃત્ય સઘળું કહી, બાકી રાખ્યું નથી મેં જરાએ. ૬૨
તવ કહ્યું તેમણે વદન હસતે તહીં, ન્યૂન નથિ રાખિ જરિયે અમોએ !
તાળિ દઇ દ્રોણસુત ઉચ્ચર્યો આમ તવ, બેશ કર્યું બહુ જ વૃદ્ધો તમોએ!!
વાર અવ મા કરો, આપણો રાય જો જીવતો હોય તો સદ્ય એને,—
અત્રથી જઇ કહી સર્વ વૃત્તાંત આ, તૃપ્તિ ઉપજાવિયે તૂર્ણ તેને. ૬૪

વલણ.

તેને આપણું કૃત્ય સુણિ, શાતા થશે અપાર;
માટે તે પાસે જવા, અરે કરો મા વારરે. ૬૫

## કડવું ૪ થું.

### દુર્યોધનપ્રાણત્યાગ.

રાગ ધનાશ્રી.

હે નૃપતે ! પછિ તે ત્રણ રથિયો દુર્યોધનની પાસેજી—
આવ્યા વિલંબ ન કરતાં સત્વર, નૃપને મળવા આશેજી. ૧
કંઇક જીવ છે જેમાં એવો, કષ્ટાતો તેવેજી,
રુધિર ઓકતો ને તરફડતો, આકુળ ભાસ્યો એવેજી. ૨
શિયાળ વૃક ઇત્યાદિક શ્વાપદ ફાડી ખાવા તેનેજી—
ધસી આવતાંથી વીંટલો જંપ નથી જરિ જેનેજી, ૩
તેવો મહાકષ્ટેથિ નિવારણ કરતો તે શ્વાપદનુંજી,
દીઠો નૃપ સહેતો દુખ ભારે, અવર્ણ્ય અતિ આપદનુંજી. ૪
એથી તેની પાસે આવી તે ત્રણ રથિયો તેવેજી,
પૂર્વસ્થિતિ સંભારી તેની રોવા લાગ્યા એવેજી. ૫
એ પછિ તે રણમાં સૂતેલા નૃપનું મુખ લોહિયાળુંજી—
લોહી ઉચર્યા ઉપજે દયા ત્યમ તે દેખાઇ દયાળુજી. ૬
આંખે પાણી આણિ વદ્યા કૃપ, હે નૃપ ! પ્રથમે આ’વુંજી:
એકાદશ અક્ષૌહિણીપતિનું હોય ન રણ રોળાવુંજી, ૭
પણ તે જોયું અત્ર અરે ! માટે ખરે દૈવને ક્યાંહીજી—
અતિ ભારે નથિ કાંઇ જોયું એ, હાય અરેરે આંહીજી ! ૮
જેને પ્રિય છે ગદા સદા આ એવા નૃપની કાંતિજી,
સુવર્ણ જેવી છે ત્યમ તેવી છે જ ગદા નથિ ભ્રાંતિજી; ૯
જો તે સ્વર્ગે જવા સમયે પણ તજતી નથિ અહિં તેનેજી,
પણ ભાર્યા નહિ હોય જ તેમ સુતી છે આલિંગી એનેજી ! ૧૦
અરિને અગ્નિ સમો આ રાજા, રાજાઓનો રાજાજી,
પાડ્યો ભીમે સાથળ ભાગી, જોતાં પુરુષો આજાજી, ૧૧

કાળવિપર્યય તે તું જો અહિં, જેણે હણેલા દ્વેષીજી,—
સૂતા હતા તે અરિએ હણેલો સૂતો છે થઇ કલેશીજી ! ૧૨
ભયથી જેને સેંકડો ભૂપતિ નમતા હતા તે ભૂપજી,
માંસાશી પશુએ વીંટેલો સૂતો છે સહેતો ધૂપજી ! ૧૩
પૂર્વે દ્વિજ ધનમાટે જેનું સેવન કરતા એવોજી,
સેવાય છે માંસાર્થી શ્વાપદે આજે એ નૃપ કેવોજી ! ૧૪
આમ કૃપે કહ્યું હે નૃપ એવે, દુર્યોધન પ્રતિ ત્યારેજી,
ઉચર્યો દ્રૌણિ દયા પ્રગટે ત્યમ નાંખિ નિસાસો ભારેજી: ૧૫
હે નૃપશાર્દૂલ ! હે નિષ્પાપ, હે સંકર્ષણના શિષ્યજી,
ક્રિયાકુશલ બળયુક્ત, ભાળ્યું હતું તારૂં શ્રેષ્ઠ ભવિષ્યજી. ૧૬
કુબેરની ઉપમાને યોગ્ય તું, યુદ્ધ વિષે સહુ કહેતાજી;
તે કયમ ભીમેથી તું હણાયો ? અરે ! અમે નથિ લહેતાજી. ૧૭
રણમાં ભીમે હણેલો જોઇયે છિયે તને હે વીરજી !
માટે કાળ બળવત્તર છે, નથિ સંશય એમાં લગીરજી. ૧૮
સર્વ ધર્મના જાણ તને છળથી પાપાત્મા ભીમેજી,—
કેમ હણ્યો કરિ ક્ષુદ્રકર્મ ? થઇ નીચ ન રહિ જરિ નીમેજી ! ૧૯
રે રે કાળ દુરત્યય છે માટે જ થયું અહિં આ’વુંજી;
તું જેવાનું હોય ન કદિયે એ પશુહાથ મરાવુંજી ! ૨૦
ધર્મયુદ્ધમાં અધર્મ કરીને ગદાવડે રે એણેજી—
ભાગી સાથળ તુજ શિર પગથી રેરે કચર્યું તેણેજી ! ૨૧
રે ! એ પાપની કરી ઉપેક્ષા પ્રસન્ન થઇ ફરનારજી,
કૃષ્ણયુધિષ્ઠિરને હે નૃપ, છે વારંવાર ધિક્કારજી ! ૨૨
છળથી ભીમે પાડ્યો તુજને તેથી સદૈવ તેનીજી,—
યુદ્ધવિષે નિંદા ઉચરાશે, ન વિસરાશે કૃતિ એનીજી. ૨૩
ગદા યુદ્ધમાં હે નૃપ ! તું શો અન્ય નથી કો એવીજી,
રામે પ્રશંસા કરી હતી અતિ, તુષ્ટ થાય સૌ તેવીજી. ૨૪

---

૧૩ માંસાશી—માંસાહારી. ૧૬ સંકર્ષણ—બળરામ. ૨૪ રામે—બળરામે.

માટે તું તેમને પ્રસાદે કરી પ્રરાક્રમ પૂરૂંજી,
પામ્યો પ્રશસ્ત પરમગતિ આજે, ન રહ્યું કાંઇ અધૂરૂંજી. ૨૫
તેથિ શોચ તારો નથિ કરતો, પણ પુત્રવનાં તારાંજી—
માતપિતાનો શોચ કરૂં છું, જે અવ નથિ જીવનારાંજી! ૨૬
આમ કહી પાંડવને નિંદી ઉચર્યો તે વળિ એવુંજી,
સુખદાતા તું જતે જીવવું આ છે ધૂળ પડયા જેવુંજી! ૨૭
રાજા એવા તુજને આગળ કરી અમે આ વારજી,
સ્વર્ગે ન ગયા માટે રે રે! છે અમને ધિક્કારજી! ૨૮
સર્વ કામનાનો પૂરનારનારો, હિતરક્ષણ કરનારોજી,
પ્રજાપાળ તું સરખો હે નૃપ, હવે નથી જ થનારોજી! ૨૯
એવા તું જેવા પાછળ નથિ જતા અમે નૃપ તેથીજી,
છે અમને ધિક્કાર મનુષ્યમાં અધમસમાને એથીજી! ૩૦
કૃપનાં ત્યમ મુજ તાત તણાં ઘર અહો! પ્રસાદે તારેજી,—
રત્નયુક્ત છે, ત્યમ મમ સેવકનાં પણ છે સુપ્રકારેજી; ૩૧
હે નૃપ! તારા પ્રસાદથિ મિત્રોબાંધવ સહિત અમોયેજી,-
યજ્ઞયાગ કીધા મનમાન્યા, જોયા જે સૌ કોયેજી; ૩૨
તે તુંવિણ જીવતા રહિ અહિં નૃપ, લહાવ હવે શો લઇશુંજી?
પાપિ અમો પાછળ રહિ તારી, રે અહિં તહિં અથડઇશુંજી! ૩૩
વિચરી હે મહાવીર સ્વર્ગમાં, મહારથિ મોટા આગેજી—
કહેજે મુજવતિ ઘટિત તેમને, જેમ રૂડું અતિ લાગેજી. ૩૪
ધનુષ્યમાનૂમાં ધ્વજ જેવા આચાર્યનિ પૂજા કરિનેજી—
કહે જે ધૃષ્ટદ્યુમ્ન હણ્યો તમપુત્રે ધીરજ ધરિનેજી. ૩૫
બાહ્લિક, સૈંધવ, સોમદત્ત ત્યમ બીજા નૃપનું પ્રીતેજી,—
મળિ મુજવતિ તું કુશળ પૂછજે, રાજી થાય તે રીતેજી. ૩૬
આમ કહી ઉચર્યો તે વળિ ત્યાં, હે દુર્યોધન તુજનેજી,-
પ્રસન્ન કરવાની તક પ્રભુએ આપી રૂડી મુજનેજી. ૩૭
તો તું જીવે છે માટે તુજ શ્રોત્રને સુખદ સુ મારૂંજી—

કહેવું સાંભળ, હે નૃપ ઉરદુખ ટળવા સઘળું તારૂંજી. ૩૮
પાંડવપક્ષે પાંચ ભ્રાત ત્યમ હરિસાત્યકિ એ સાતજી—
શેષ રહ્યા, તુજ પક્ષે અમો ત્રણ રહ્યા કરી અરિઘાતજી. ૩૯
દ્રૌપદિના પાંચે પુત્રો, પાર્ષતના પણ તે પેરેજી—
મારી નાંખ્યા મેં હે નૃપ, કરિ પ્રવેશ તેમને ડેરેજી. ૪૦
હણતાં બાકિ રહેલા મત્સ્યો તથા સર્વ પાંચાલોજી,—
પાર કર્યા મેં પ્રકોપ દાખી, ઠામ કર્યો સૌ ઠાલોજી ! ૪૧
કર્યું તેમણે તેમ કરી મેં પાંડવને આહિં આજજી—
પુત્રવિનાના કીધા હે નૃપ, ઓલાવા તુજ દાઝજી ! ૪૨
નરવાહન હણિ શિબિર ચીરિને પ્રવેશિ તેમાં પ્રીતેજી,
ધૃષ્ટદ્યુમ્ન હણ્યો મેં રાતે, પશુને હણે તે રીતેજી. ૪૩
અશ્વત્થામાની મનગમતી વાણી સુણિને તેવેજી,
પામિ ચેતના તમ સુત હે નૃપ, ઉચર્યો આ'વું એવેજીઃ- ૪૪
ભીષ્મે, કર્ણે ત્યમ તુજ તાતે કર્યું નહોતુ એવુંજી,
અહો ! કાર્ય મમ કર્યું તમોએ, કોથી ન થયું તેવુંજી; ૪૫
તેં સેનાપતિ ધૃષ્ટદ્યુમ્નને શિખંડી સાથે માર્યોજી,
સર્વ રીતે તૃપ્તિ કરિ મારી, અર્થ બધો મુજ સાર્યોજી; ૪૬
એથી મુજ આત્માને હું માનું છું સુરેશ સરખોજી,
ને ધન્યવાદ દર્શું છું તમને, શોચ તજી અવ હરખોજી ! ૪૭
મળશું આપણ હવે સ્વર્ગમાં, થાઓ તમ કલ્યાણજી;
એટલું કહિ ગ્રહિ મૌન આપ સુત પામ્યો પછિ નિર્વાણજી. ૪૮
જોતા તેને ને બહુ રોતા, રથમાં બેસી એવેજી,
પ્રભાતમાં તે ત્રણ રથિયો પુરપ્રત્યે ભાગ્યા તેવેજી. ૪૯

વલણ.

તેવે સંજયનું પછી દિવ્યજ્ઞાન તત્કાળ—
નષ્ટ થયું, ન રહ્યું થતાં દુર્યોધનનો કાળરે. ૫૦

---

૩૮ શ્રોત્રને—કાનને. ૪૦ ડેરે—તંબુમાં.

# ऐषीकप्रकरण.

## કડવું ૫ મું.

## द्रोणिना वध माटे भीमनुं जवुं.

### રાગ વેરાડી.

વૈશંપાયન ઉચર્યા નૃપ જનમેજય આગળ એવું,
ક્રૂરકર્મ કુરુક્ષેત્રે થયું નૃપ, પૂર્વે ન થયું તેવું. ૧
ત્રાસદાયિની તે રાત્રી વીત્યા પછિ ધર્મનિ પાસે,—
સારથિ ધૃષ્ટદ્યુમ્નતણો દોડચો આવ્યો અતિશ્વાસે. ૨
ભોજતણા અસ્વસ્થપણાથી ભાગેલો મહાભીતે,
આવી ઉચર્યો ધર્મરાજપ્રતિ રડતો તે આ રીતેઃ— ૩
વિશ્વાસે શિબિરે સૂતેલા સૌને હે મહારાજ !
અરે ! હણ્યા અશ્વત્થામાએ, દાખી પૂરી દાઝ. ૪
પાંચાલો સૌ પાર કર્યા, અતિ પ્રકોપ દાખી તેણે;
રે રે દ્રૌપદિ પુત્રોને પણ હણ્યા રાતમાં એણે ! ૫
કૃતવર્મા, કૃપ ને દ્રૌણીએ નર હય ગજનો ભારે—
કીધો અતિસંહાર રાતમાં, અરે ઘોરઅંધારે ! ૬
ઉગર્યો છું હું માત્ર એકલો, ભોજભૂલથી આજે;
આવ્યો આપ સમીપ અમંગળ ખબર આપવા કાજે ! ૭
સાંભળિ માઠી ખબર મહીપતિ પુત્રશોકથી એવે,
તીર વાગવે હરિણ પડે ત્યમ પડચા પૃથ્વિમાં તેવે. ૮
સાત્યકિ ત્યમ ભીમાદિક ભ્રાતે દુઃખિતનૃપને દેખી,—
ઝાલી લીધા સમય સાધિને, પડતા તર્તજ પેખી. ૯
સંજ્ઞા પામી વિંહ્વળ થયલા ધર્મરાજ પછિ એવે,
દીર્ઘનિસાસો નાંખી વિલપતા ઉચર્યા ત્યાં નૃપ તેવેઃ ૧૦
દીર્ઘદૃષ્ટિવાળાઓને પણ, અર્થોની ગતિ રે રે !

દુર્વિદ છે સંશય નથિ એમાં, દીઠું આજ અરેરે !! ૧૧
કાં કે જીતેલા અરિ જીત્યા, ને આપણુ આ વારે—
જીતેલા જ છતાં જીતાયા, રે રે અહિં અત્યારે ! ૧૨
અરિના સંબંધી ત્યમ સેના હણી સર્વને જીતી,
જીતાયા અંતે જ આપણે, વાર અરે ના વીતી ! ૧૩
રે ! કો સમયે અનર્થ અર્થસમો થાયે છે આંહિ,
અને અર્થ દેખાતો અનર્થ જ થાય અરે ક્ષણમાંહિ ! ૧૪
અરે ! તેમ અહિં થયું આપણને બહુ શું કહું મુખ મારે?
વિજય પરાજયરૂપ નીવડ્યો, અત્ર અરે આ વારે ! ૧૫
ભીષ્મ દ્રોણ ત્યમ કર્ણ શલ્ય અતિરથિ એવાને હણિને,
જીત્યા આપણ રણમાં ઝળકી, તૃણસમ બીજા ગણિને. ૧૬
રે! એવા આપણે હણાયા નિજ પ્રમાદથી આંહિ;
પ્રમાદ જેવો વધ નથિ બીજો, આ જગમાંહે ક્યાંહિ. ૧૭
પ્રમત્તને અર્થો ત્યાગે છે, અને અનર્થો ભારે—
આવી ભેટે છે અવશ્ય, નથિ સંશય એમાં ક્યારે. ૧૮
રાજપુત્ર મહાશૂર યુદ્ધનું પૂર તરીને અંતે,
ડૂબ્યા આરે આવિ અરેરે, પ્રમાદથી અહિં અંતે ! ૧૯
સૌપ્તિકમાં અરિએ મારેલા, સ્વર્ગ વિષે તે જાશે,
પણ હા હા સ્થિતિ દ્રુપદસુતાની અરે હવે શી થાશે ?! ૨૦
તાત ભ્રાત સુત પડ્યા સાંભળી, ધરણીમાં તે ઢળશે;
તીરે હણેલિ ટીટોડીની પેઠે તે ટળવળશે ! ૨૧
એ રીતેથી વિલાપ કરતા ધર્મરાજ પછિ તેવે,
ઉચર્યા ત્યાંહિ નકુલ પ્રત્યે નૃપ, આ રીતેથી એવેઃ— ૨૨
ભ્રાત ! હવે તું જા અહિંથી ને વાર જેમ નવ લાગે,
મંદભાગિની દ્રૌપદિને ત્યમ, અરે ! લાવ મુજ આગે. ૨૩

---

૧૧ દુર્વિદ—જાણવી કઠણ એવી. ૧૨ જીતેલા—આપણે જીતેલા. જીતેલા—આપણે જય પામેલા.

ધર્મતણી આજ્ઞા થાતાંમાં રથ દોડાવી એવે,
દ્રૌપદિના ગૃહ પ્રત્યે તે પછિ, વાળ્યો સત્વર તેવે. ૨૪
એવે અતિશોકાર્ત યુધિષ્ઠિર સંબંધી સહુ રાય!
ગયા ઘોરરણભૂમિ ભાળવા, નાંખી અતિશય હાય. ૨૫
જઇ ત્યાં જોયું તો શવ દીઠાં રૂધિરે વ્યાપ્ત સગાનાં;
દારુણફળ દીઠાં અતિદુઃસહ, દ્રૌણીના જ દગાનાં. ૨૬
છિન્નભિન્ન શવ સુહૃન્મિત્ર ને સુતનાં દેખી એવે,
મૂર્છા ખાઈ પડચા પૃથિવમાં ધર્મરાજ ત્યાં તેવે. ૨૭
અતિ દુઃખિત નૃપનું આશ્વાસન થતું હતું ત્યાં જેવે,
દ્રૌપદિને લઇ નકુલ એટલે આવ્યો હે નૃપ એવે. ૨૮
ઉપપ્લવ્ય પ્રત્યે સુતભ્રાતાતણો સુણી વૃત્તાંત,
ભ્રાતસ્ત્રિયો સહ પારવનું કીધું તેણે કલ્પાંત. ૨૯
તે પછિ પૂર્ણતપેલી એવી, દેવી તે થરથરતી,
નકુલ સાથ આવી નૃપ પાસે, વિલાપ અતિશય કરતી. ૩૦
દેખી પુત્રવિનાશસ્થાન બેભાન બનેલી એવી,
શોકભાર સાંખી નવ શકતી, જણાતિ ઘેલી જેવી, ૩૧
જેમ વાયુએ કેળ વિંઝાતી પડે તેમ ત્યાં તેવે,
પડી પૃથિવમાં નૃપ પાસે તે, આકુળ થઇ અતિ એવે. ૩૨
અંબુજનયનીનું મુખ એવે, તેજરહિત ત્યાં એવું,
ચંદ્ર રાહુએ ગળ્યો હોય ત્યમ ભાસ્યું સૌને તેવું. ૩૩
ભીમે ભાનવની ભામાને ગ્રહણ કરીને તેવે,
કરિ આશ્વાસન આણિ શુદ્ધિમાં, આપી ધીરજ એવે. ૩૪
તવ તે પૂર્ણતપેલી રોતી નૃપ પ્રત્યે ઉચરી એવું,
હે નૃપ ! કીધું પૂર્ણપરાક્રમ, કોયે ન કર્યું તેવું ! ૩૫
ક્ષત્રધર્મથી વર્ત્તી પુત્રો યમને આપિ નરેશ,

---

૨૭ સુહૃન્મિત્ર—સ્નેહી અને મિત્ર. ( સુહૃત્+મિત્ર. ) ૨૯ તેણે—દ્રોપદીએ.

સમગ્ર પૃથ્વી મેળવિ આહિં એ કાર્ય કર્યું બહુબેશ ! ૩૬
પામિ સમૃદ્ધિ ભોગવશો સુખ, દૂર થતાં દુખ ભૂંડું,—
વીરપુત્ર અભિમન્યુ વિસરશો, અહો થયું એ રૂડું ! ૩૭
ક્ષત્રધર્મથી શૂરવીરસુત હણાયલા ત્યમ મારૂં—
સ્મરણ ન રહેશે હવે આપને એ પણ થયું બહુસારૂં ! ૩૮
પણ હે નૃપ ! અતિદુષ્ટ દ્રૌણિએ સૂતેલાને માર્યા,
ઊંઘ ભરેલાને રાક્ષસની રીતે રે સંહાર્યા ! ૩૯
સુણિને એવું શોકઅગ્નિએ સળગી છું હું તેથી—
ઠરિ નથિ શકતી, પણ પ્રજળું છું, અરે ઘણી હું એથી ! ૪૦
માટે આજે કરી પરાક્રમ જો એને નહિ મારો,
તો હે પાંડવ ! અન્નજળ તજી અંત હું આણિશ મારો ! ૪૧
પાપકર્મનું ફળ દ્રૌણીને પ્રાપ્ત અરે નવ થાશે,
તો કહું છું ત્યમ કરિશ જ નિશ્ચય, જીવ ભલે આ જાશે ! ૪૨
એમ કહી જઇ નૃપની પાસે બેઠી તે ત્યાં જ્યારે,
આશ્વાસન એનું અતિ કરતા ધર્મ ઉચ્ચર્યા ત્યારે: ૪૩
અહો શુભે ધર્મજ્ઞે ! તુજ સુતભ્રાતતણો તજ શોક;
શૂરવીર તે ધર્મયુદ્ધ કરિ પામ્યા છે પરલોક. ૪૪
હે કલ્યાણી ! દ્રોણપુત્ર અહિંથી અતિદુર્ગમવનમાં—
દૂર ગયો છે ક્રૂરકર્મ કરિ, તાપ ધરી અતિ તનમાં; ૪૫
તો સંગ્રામે તેનું પડવું કેમ તું જાણિશ ? બાળા !
ધીરજ ધર ધાર્યું તુજ થાશે, ઓલવ ઉરના લા'ળા, ૪૬
ઉચરી તવ અતિઉગ્રસતી, તેના શિરમાંહિ રહેલો,
સહજમણી મેં સાંભળિયો છે, જાણજને જ કહેલો; ૪૭
માટે તે આણેલો જોતાં માનિશ કે તે માર્યો,
એમ થશે તો જ ખરે જાણિશ અર્થ બધો મુજ સાર્યો. ૪૮

૪૭ સહજમણી—જન્મસમયથી જ રહેલો. અશ્વત્થામાનો જન્મ એ મણિ સાથે જ થયો હતો. સહજ એટલે સાથે જન્મેલો, સ્વાભાવિક.

હે નૃપ ! એ મણિ આપમસ્તકે જોઈ જીવું એવી—
મરજી છે મારી મહાબાહો! અન્ય વાત નથિ કહેવી. ૪૯
એમ કહી જઈ ભીમ પાસ તે પ્રત્યે કહેવા લાગી,
હે બડભાગી ! સદૈવ મારી ભીડ તમે છે ભાગી ! ૫૦
માટે ઇંદ્રે વૃત્રાસુરને હણ્યો હતો પ્રિય! જેમ,
હણો તમે અતિદુષ્ટ દ્રૌણિને, તીખા થઇને તેમ ! ૫૧
નથિ તમસરખો કોઇ પુરુષમાં પરાક્રમી મહાવીર;
દુખદરિયામાં દ્વીપરૂપ છો પાંડવને મહાધીર ! ૫૨
આમ કહી પાણી રાણીએ ચઢાવિ બહુ તે ટાણે,
તીક્ષ્ણધાર કીધો તે જયમ તરવાર ચઢાવિ સરાણે. ૫૩
એથિ ધનુષ ધરિ બાણ ગ્રહણ કરિ મોટા રથમાં બેશી,
નકુલ સારથી કરિ વાધ્યો તે, હણવા દ્રૌપદિદ્વેષી. ૫૪

વલણ.

દ્વેષી દ્રુપદસુતાતણો હણવાને એ વાર,
ખેડાવ્યો રથ ખાંતથી, ભીમે ન કરતાં વારરે. ૫૫

---

## કડવું ૬ ઠું.

## द्रौपदीनी सांत्वना.

### રાગ આશાવરી.

હે નૃપ ! ભીમ ગયો ક્રોધ કરી દ્રૌણીને હણવા ધરિ દ્વેષ,
ઉચર્યા રાય યુધિષ્ઠિર પ્રત્યે તવ ત્યાં આ રીતે હૃષીકેશ:— ૧
હે પાંડવ ! સુતશોકે સળગી દ્રૌણીને હણવા આ વાર,
ભ્રાત તમારો ગયો અરે આ, લેશ ન ઉરમાં કરી વિચાર. ૨
વિચારતાં અશ્વત્થામા છે અગ્નિસમો હે નૃપ અવધાર;
અરે! ભીમને ભસ્મ જ કરતાં, ક્રૂર ન કરશે તે જરિ વાર. ૩

જવ પ્રસન્ન થઇ દ્રોણે શિખવ્યું અર્જુનને બ્રહ્માસ્ત્ર નરેશ !
તવ હવ ધરિ ઉર તેણે પણ તે ઇચ્છયું'તું ન સહી ઉર લેશ. ૪
સુતનો સ્વભાવ જાણનાર તે ખિન્ન થયેલા ગુરુ એ વાર,
તેને પણ શીખવતાં તે ત્યાં ઉચર્યા'તા કાઢી ઉદ્દગારઃ ૫
તાત ! ન તારે રણમાં કયારે માનવપર એનો ઉપયોગ,—
પરમકષ્ટ આવે તો પણ નવ કરવો સાધી સદ્ય પ્રયોગ. ૬
આમ કહી ઉચર્યા'તા વળિ તે, હે પુરુષર્ષભ ! તું નિર્ધાર,
સત્પુરુષોના માર્ગ વિષે અવ જાણું છું કે, નથિ રહેનાર! ૭
અપ્રિય તાતવચન સુણિ દ્રૌણી નિજ કલ્યાણથિ થઇ જ નિરાશ,
દુષ્ટબુદ્ધિ ભમતો દ્વારાવતી આવ્યો'તો ઉરમાં ધરિ આશ. ૮
મળિ સમુદ્રતટ ઊપર મુજને એકાંતે તેણે એ વાર,
મહિમા નિજ અસ્ત્રતણો કહિ આ રીતે કાઢયો'તો ઉદ્દગારઃ- ૯
દિવ્યઅસ્ત્ર આ લઇ હે કેશવ! ચક્ર આપનું દ્યો આ વાર;
'ભલે તેમ કર' કહ્યું મેં તવ, પણ ઉપડયું તેથી નહિ જ લગાર. ૧૦
એ સમયે કહ્યું મેં એને કે, ત્રિલોકવિજયી રણઝૂઝાર,
પ્રાણસખા મારો અર્જુન પણ નથિ ઉચર્યો આ'વું કો વાર. ૧૧
તેમ જ પ્રદ્યુમ્ને સાંબે કે રામે પણ ઇચ્છયું ન લગાર,
તેને કાં માગ્યું તેં કહે કોસાથે લડવાને આ વાર ? ૧૨
તવ તે ઉચર્યો પૂજિ આપને, તમ સાથે જ ભડી આઠામ,
અજિત થવા માગ્યું મેં માધવ ! વિજયી કહેવાવા ઉદ્દામ. ૧૩
બ્રાહ્મણ છે ભૂંડો એવો એ, ચપળ ઘણો અવિચારી રાય !
માટે રક્ષણ કરો ભીમનું, એમાં વાર કરો ન જરાય. ૧૪
દ્રોણે શિખવેલા બ્રહ્માસ્ત્રે સમગ્ર પૃથ્વીનો લય થાય,
તો તેસામે અરે ! ભીમથી ક્ષણ પણ કહો નૃપ કેમ ટકાય ? ૧૫
એમ કહી જોડેલા રથમાં સર્વ આયુધો ધરિ ઘનશ્યામ—
બેઠા-પાર્થયુધિષ્ઠિરને લઇ, કરવા ભક્તતણું અભિરામ. ૧૬

---

૧૩ ઉદ્દામ—સ્વતંત્ર, નિર્મર્યાદ, મોટો.

હાંકેલા હય શ્રીહરિના નૃપ, વહેતા રથ વેગે એ વાર,
ગરુડસમી ગતિ કરતા પહોંચ્યા ભીમ પાસ નવ કરતાં વાર. ૧૭
વાર્યો બહુ એવે તેને ત્યાં તે ત્રેણેએ કરિ પોકાર,
પણ ના પાછો વળ્યો વળ ઘણો ભરેલ કો રીતે નિર્ધાર. ૧૮
ગંગાના તટપર દ્વૈપાયન પાસે તે પાપી તે વાર,
જાણી ભીમે ત્યાં જ જવા ઝટ હાંક્યા આપતણા તોખાર. ૧૯
દેખી ત્યાં તે મહાદુષ્ટને ધનુષે શર યોજી હે રાય,
ઉચર્યો ભીમ, અરે! ઊભો રહે, જિવતો તું અહિંથી નહિ જાય! ૨૦
જોઇ ભયાનક ભીમ તેમ તે પાછળ હરિ અર્જુન ને ધર્મ,
અશ્વત્થામાના હે નૃપતે, ઢીલા તર્ત થયા ત્યાં મર્મ. ૨૧
પણ તે પાપી પડી ન પાછો, દર્ભશળી ડાબે કર લેઇ,
મંત્રી તે ઉચર્યો આ રીતે, દૈવત બ્રહ્માસ્ત્રતણું દેઇઃ— ૨૨
'આથી નાશ થજો પાંડવનો,' દારુણ એમ વદી તે દુષ્ટ,
મૂકી શળિ બ્રહ્માસ્ત્રરૂપ કરિ, પાપી તેહ થયો અતિ પુષ્ટ. ૨૩
દર્ભશલાકા વિષેથિ પ્રગટ્યો અગ્નિ કારમો તર્ત નરેશ!
પ્રલયકાળ જેવો અંતકરો, રાખે નહિ કોને અવશેષ. ૨૪
ચેષ્ટા તેની જોઇ પ્રથમથી, અભિપ્રાય એનો ભગવાન-
જાણી ઉચર્યા અર્જુન પ્રત્યે, માધવ દવ મટવા મતિમાનઃ ૨૫
હે અર્જુન! દ્રોણે શિખવેલું, દિવ્યઅસ્ત્ર જે છે તુજ પાસ,
સ્મરણ કરી તે હૃદય વિષેથી, સૌનો અહિં અટકાવ વિનાશ. ૨૬
સાંભળિ એવું ઊતરિ રથથી, ધનુષ વિષે યોજી શર સાર,
મંત્રારોહણ કરિ તેમાં તે ઉચર્યો આ રીતે સુખકારઃ— ૨૭
ગુરુસુતનું, મારૂં ત્યમ મારા સર્વ ભ્રાતનું અહિં આ વાર,
આ અસ્ત્રે કલ્યાણ હજો ત્યમ શમજો સામેનું અવધાર. ૨૮
એમ કહી શિવને સ્મરિ મૂક્યું આપઅસ્ત્ર એણે તત્કાળ,
જેથી જ્વાળા ઊઠિ અગ્નિની, પ્રલયકાળ જેવી ભૂપાળ! ૨૯

૨૧ મર્મ—સાંધા.

અર્જુનનું બ્રહ્માસ્ત્ર તથા ગુરુસુતનું એ બેથી એ વાર,
ભાસ્યું ભય ભારે સહુને, જાણે થાશે જગનો સંહાર ! ૩૦
ઉલ્કાપાત થવા લાગ્યા અતિ, ગાજિ રહ્યું એવે આકાશ;
બે બ્રહ્માસ્ત્રતણા તેજે કરિ, સમજાયો ત્રણુલોક વિનાશ ! ૩૧
એથી મહર્ષિઓસહ નારદ તથા સર્વભૂતાત્મા વ્યાસ,
આવી ઊભા તે બે વચ્ચે, ને ઉચર્યા તે બે સુખરાશઃ ૩૨
હે વીરો ! આ'વું કોયે નથિ કીધું આ જગમાંહિ કદાય;
અસ્ત્ર એવું માનવમાં મૂકી, સાહસ આ શું કર્યું દુખદાય ! ૩૩
દેખી બે મુનિઓને પાર્થે આપ અસ્ત્રનો કરિ સંહાર,
હાથ જોડિ કહ્યું મેં નથિ મૂક્યું ખોટું કરવા અત્ર લગાર. ૩૪
પણુ અસ્ત્રે કરિ અસ્ત્ર શાંતિ ઝટ કરવા મેં મૂક્યું છે એહ,
જે સંહાર્યે દ્રૌણી અમને ભસ્મ જ કરશે નિઃસંદેહ ! ૩૫
માટે અમારૂં તેમ સર્વનું હિત થાયે તેવું ઋષિરાય !
કરો તમે અવ મેં સંહાર્યું, અત્ર પામવા આપ પસાય. ૩૬
જેનો ઉપસંહાર ન ઇંદ્રે થાય એવું બ્રહ્માસ્ત્ર નરેશ !
બ્રહ્મચર્ય ધારી પાર્થે સંહાર્યું સહન કરી અતિ ક્લેશ. ૩૭
પણુ દ્રૌણીથી તેમ થયું નહિ, તવ તે ઉચર્યો હે નૃપ આમઃ
હે ઋષિ પુંગવ દ્વૈપાયન ! હું, પણુ મુજ નહિં મૂકું આહિં નામ ! ૩૮
અધર્મી પાંડવને હણુવા મેં મૂકેલું આ અસ્ત્ર મુનીશ !
વાળિશ નહિ હું, પણુ એથી આ પૃથ્વી પાંડવરહિત કરીશ ! ! ૩૯
વ્યાસ વદ્યા તવ, પાર્થે તારૂં માત્ર અસ્ત્ર કરવાને શાંત,
મૂક્યું'તું નિજ અસ્ત્ર તોય પણુ, સંહાર્યું તે થઇ નિર્ભ્રાંત, ૪૦
કાં કે જ્યાં બ્રહ્માસ્ત્રે કરિ વધ બ્રહ્મઅસ્ત્રતણો થાય કદાય,
તો તે દેશે બારવર્ષ સુધિ, વૃષ્ટિ ન મેઘતણી કદિ થાય. ૪૧
એથી પાર્થે આણિ દયા ઉર, પ્રજાતણું હિત કરવા સાર,
સમર્થ આપ છતાં સંકેલ્યું આપ અસ્ત્ર બનિ પરમઉદાર. ૪૨

૩૬ પસાય—પ્રસાદ, કૃપા.

તું પણ તેવો ભલો થઈ અવ વાળી લઇ તુજ આજ સુવીર,
તુજ મસ્તકમણિ આપ ધર્મને, રક્ષાવા એથી હે ધીર ! ૪૩
તવ તે ઉચર્યો પાંડવને જે રત્ન થયાં છે પ્રાપ્ત અશેષ,
તથા કૌરવોના ધનથી પણ મણિ મારો માનું છું વિશેષ. ૪૪
એ મણિ બાંધ્યે શસ્ત્ર વ્યાધિ કે ભૂખ દુઃખ પીડે નહિ નામ,
દેવ દનુજ રાક્ષસ તસ્કરનો ભય પણ ભાસે નહિ કો ઠામ. ૪૫
આમ છતાં પણ આપ કહ્યાથી પાંડવને નવ કરતાં વાર,
આપિશ મુજ મણિ પણ અસ્ત્રતણો થાશે નહિ હુંથી સંહાર. ૪૬
તો પણ આપનું વાક્ય માનું નહિ, એમ કરીશ ન હું અવધાર;
પાંડવ મૂકી પાંડવેય-સ્ત્રીગર્ભે તે પડશે નિર્ધાર. ૪૭
'ભલે તેમ કર,' કહ્યું વ્યાસે તવ દ્રૌણીએ જનમેજય રાય !
વિરાટપુત્રીગર્ભ વિષે તે મૂક્યું વાર ન કરી જરાય. ૪૮
તવ તે પ્રત્યે ઉચર્યા માધવ, વિરાટપુત્રીને હે દુષ્ટ !
પુત્ર થશે પરિક્ષિત્ નામે, હે પાપી ! મા થાતો મનપુષ્ટ. ૪૯
વ્રતધારી વિપ્રે ભાખેલું વચન ઉત્તરા પ્રત્યે એહ,
મિથ્યા નવ થાશે જ કદી, કહું છું તુજને આ નિઃસંદેહ. ૫૦
તવ તે ક્રોધી ઉચર્યો એવું, હે કેશવ ! થાશે નહિ તેમ,
પણ ઇચ્છો છો રક્ષણ જેનું, તેનું સદ્ય કરિશ અક્ષેમ. ૫૧
સુણિને એવાં વાક્ય નીચનાં, ઉચર્યા એવે શ્રીભગવાન,
સફળ અસ્ત્ર તુજ થશે તોય તુજ આશા અફળ થશે જ નિદાન. ૫૨
કાં કે મૃતવત્ જન્મેલો તે ગર્ભ જીવતો થશે જરૂર,
ને દીર્ઘાયુષ ભોગવશે, તું રોશે રાન વિષે હે ક્રૂર ! ૫૩
પાપકર્મ કરનાર નિરંતર, બાળકની હત્યા કરનાર,
પાપમૂર્તિ તું છે કુત્સિત અતિ, કાતી ઉર રાખી ફરનાર ! ૫૪
માટે નિર્જનસ્થાન, વિષે તું પરુ વહેતો ભટકિશ નિર્ધાર,
ત્રણ હજાર વર્ષ સુધી તારો કષ્ટથિ નવ થાશે ઉદ્ધાર. ૫૫
તુજ દિવ્યાસ્ત્રે દગ્ધ થયેલો પાંડવેયનો પુત્ર સુરીત—
જીવાડિશ હું, જે મેળવશે પ્રજાતણી સંપૂર્ણ સુપ્રીત. ૫૬

જોશે તું તે તારી નજરે, જે પરિક્ષિત નામે અખ્યાત,—
થઈ પૃથ્વિમાં સાઠ વર્ષ સુધિ ભોગવશે પૃથ્વી ભલિભાત. ૫૭
વ્યાસ વદ્યા તવ, બ્રાહ્મણ થઇને દારુણકર્મ કર્યું હે ક્રૂર!
માટે કેશવ કહે છે તેમ જ નિસંશય થાશે જ જરૂર. ૫૮
સુણી વ્યાસ કહેવું એદિત થઇ, દઇ મણિ પાંડવને એ વાર,
સર્વ જુએ ત્યમ ગયો દ્રૌણિ નૃપ, નાંખીને નિઃશ્વાસ અપાર. ૫૯
એ પછિ પાંડવ હરિ દ્વૈપાયન નારદને આગળ કરિ રાય!
આવ્યા દ્રૌપદિ પાસ દ્રૌણિમણિ લઇને ત્યાંથી થઈ વિદાય. ૬૦
આપી મણિ દ્રૌપદીહાથમાં, ઉચર્યો ભીમ ત્યહાં તે વાર,
હે ભદ્રે! તુજ પુત્ર ઘાતિનો લઇ આ મણિ તુજ શોક નિવાર. ૬૧
આમ ઘણું કહિ કરી સાંત્વના, તવ તે ત્યાં ઉચરી એ વાર,
ગુરુસુતને ગુરુરૂપ ગણું છું, પણ હું અનૃણા થઇ નિર્ધાર! ૬૨
એમ કહી નૃપને મણિ આપી ઉચરી તે હે નૃપ આ રીતઃ—
આ મણિ ધારણ આપ મસ્તકે કરો ભૂપ પામું ઉર પ્રીત! ૬૩
સતી કહેવું માન્ય કરીને, ધર્મે તેમ કર્યું હે રાય!
ઉચર્યા એ પછિ હરિ પ્રત્યે ત્યાં, અજાતશત્રુ યુધાષ્ઠર રાયઃ ૬૪
સૌપ્તિકમાં શાથી ત્રણ રથિયે, અરે કર્યો મોટો સંહાર,
ઇંદ્રે પણ ન બને કદિ એવું, કેમ થયું વિઠ્ઠલ! આ વાર? ૬૫
કારણ કહિ કૃષ્ણે તવ તેનું, ભાગી ભૂપતણી મન ભ્રાંત;
દૈવેચ્છા બળવાન ગણી નૃપ તેવે તર્ત થયા ત્યાં શાંત. ૬૬

વલણ.

શાંત રહો સૌપ્તિક વિષે, આ ભારતજન સર્વ;
સ્વપ્ને આ સૌપ્તિક સમું, દેખો નહિ દુખપર્વ રે. ૬૭

इति श्रीअहमदाबाद निवासी रैकज्ञातीय विप्र राजारामसूनु भट्ट गणपतराम विरचिते लघुभारते सौप्तिकपर्व समाप्तम् ॥ १० ॥

सौप्तिकपर्व समाप्त.

॥ श्रीपरमात्मने नमः ॥

# लघुभारत.

## स्त्रीपर्व.

### जलप्रदानिकप्रकरण.

#### કડવું ૧ લું.

#### धृतराष्ट्रने विशोक करवा विदुरकथन.

રાગ ધનાશ્રી.

હે ઘનશ્યામ ! શાંત કરતા શોકદાવાનળની જ્વાળાજી,
રચવા ઇચ્છું છું સ્ત્રીપર્વ હું, દ્યો મતિ મહિમાવાળાજી. ૧
જનમેજયના પૂછ્યાથી ઋષિ વૈશંપાયન ઉચર્યાજી,
દુર્યોધન તન ત્યાગ્યે ત્રણુ રથિ, પળ પણુ તે સ્થળ ન ઠર્યાજી. ૨
સાંભળિ સંજયથી દુર્યોધન–મરણુ મહીપતિ એવેજી,
પડયા પૃથ્વિમાં મૂર્છા પામી, તાપ ધરી ઉર તેવેજી. ૩
સર્વ વાત કહિ સાંત્વન નૃપનું કરતાં સંજય ત્યારેજી—
ઉચર્યો, હે નૃપ ! થવા કાળ મિથ્યા નથિ થાતું ક્યારેજી. ૪
માટે મિથ્યા શોચ ત્યજી અવ સંબંધી સૌ કેરૂંજી,—
ક્રમે કરી પ્રેતકાર્ય કરાવો, હે પ્રજ્ઞ કહું શું ઘણેરૂંજી ? ૫
બેઠા થઇ ત્યાવ બહુ જ દુઃખિ નૃપ ઉચર્યા હાય અતિ નાંખીજી,
અરે ! કષ્ટકોવાઢાના ઘા કેમ શકિશ હું સાંખીજી ? ૬
કપાઇ ગઇ છે પાંખો જેની એવા પક્ષી જેવોજી,

બંધુહીન હું ખિન્ન ક્ષીન અતિ, અરિવશ થયલો એવોજી ! ૭
જરાથિ જીર્ણ થયેલો, ગયેલો રાજ્યાધિકાર તેવોજી,
તેને જીવિતમાંહિ મનોરથ હોય અરેરે કેવોજી ? ! ૮
રે રે ! પ્રથમ ન માન્યું મેં જરિ સુજ્ઞ સગાનું કહેવુંજી;
તેમ જ ભલું કર્ત્તા ભાર્ગવનું ભલું થાય મુજ એવુંજી. ૯
દેવર્ષિ નારદ, મુનિવ્યાસનું કહેવું હતું બહુ રૂડુંજી,
તે પણ ગણકાર્યું નહિ મેં હા ! અરે થવા આ ભૂંડુંજી ! ૧૦
સભા વિષે હિતવાકય ભલાં વદનારા નીતિપ્રવીણજી,
અનન્ય માધવનું મેં ન માન્યું, અરે થવા અતિક્ષીણજી ! ૧૧
ધર્મયુક્ત ધીમાન ભીષ્મનું ભાષિત મેં નવ સુણિયુંજી !
તો પુત્રો પૌત્રો પ્રિયજનનું વધવૃત્તાંત જ સુણિયુંજી ! ૧૨
એથી હું અત્યંત તપું છું, કળ નથિ મુજને વળતીજી;
શાંત નથી થાતી શોકદવે છાતી આ મુજ બળતીજી ! ૧૩
પૂર્વજન્મનું અરે પાપ આ ઊગ્યું દુખ દેનારૂંજી;
આ ભવનું દુષ્કૃત્ય મને નથિ સાંભરતું જરિ મારૂંજી ! ૧૪
વિલાપ આ રીતે કરતા નૃપ પ્રત્યે સંજય તેવેજી,
શોક ટાળવાને આ રીતે ઉચર્યો હે નૃપ એવેજીઃ— ૧૫
હે નૃપસત્તમ ! વેદાંત તથા શાસ્ત્રો વિવિધ સુરીતેજી,
વૃદ્ધોથી સુણિયાં છે આપે, શ્રદ્ધાથી અતિ પ્રીતેજી; ૧૬
માટે તેનો સાર ગ્રહી અહિં પુત્રશોકને ત્યાગોજી;
અંતર્આધિ શમાવી એથી, મોક્ષ વિષે અનુરાગોજી. ૧૭
માન્યું નહિ મોટા પુરુષોનું આપે સુતનું માનીજી,
તેથી આજ તપો છો દુઃખથિ, ઉપજી મોટી હાનીજી ! ૧૮
લોભી એવા હે નૃપ આપે માની નિજ મતિ મોટીજી,
વૃત્તરહિત દુષ્ટાત્માઓની સંગતિ કીધી ખોટીજી, ૧૯
તેનું ફળ આ પામ્યા અહિંયાં અનીતિમાં અતિ મહાલીજી;

૯ ભાર્ગવ—પરશુરામ. ૧૧ અનન્ય—જેનો જોડો મળે નહિ એવા.

જયેષ્ઠ પુત્રના પ્રેર્યાં હે નૃપ, પાપમાર્ગમાં ચાલીજી ! ૨૦
જેના મંત્રી દુઃશાસન, રાધાસુત શકુની આદેજી,—
અરે હતા પાપાત્મા પૂરા, નિમગ્ન પૂર્ણ પ્રમાદેજી ! ૨૧
તેથિ ભીષ્મ ગાંધારી વિદુર કૃપ દ્રોણુ કૃષ્ણનું કહેવુંજી,—
રૂચ્યું નહિ એને એથી આ પડે છે તમને સહેવુંજી ! ૨૨
બુદ્ધિમાન, નારદ, તેજસ્વી વ્યાસવચનને તેણેજી—
માનિ ન, ઇચ્છી યુદ્ધ નિરંતર, અધર્મ સેવ્યો એણેજી; ૨૩
તેનું ફળ આ દીઠું આપે, સંતાપે પડિ પોતેજી;
આપ કર્યું આપ જ ભોગવો છો, પરિજન સઘળાં જોતેજી ! ૨૪
પાળ ન બાંધી અરે પ્રથમથી, વહેવા દઇને વારીજી,
શોચો છો શાને હે વિદ્વન્, દુઃખ ધરી ઉર ભારીજી ! ૨૫
ગમતું સુતનું થાવા આપે ન્યાય મૂકિને મોભેજી,
અઘટિત કીધું મધ્યસ્થ છતાં, લુબ્ધકસુતને લોભેજી ! ૨૬
પર્વતપાંખે રહેલું મધ લેવાની લાલચ રાખેજી,
તે ચાખે નહિ સ્વાદ સુ તેનો, પણ દુઃખ સ્વાદ જ ચાખેજી. ૨૭
તેમ થયું આ તમને માટે શોચો મા દુખ સ્મરિનેજી;
ત્યાગી દીનપણું દૃઢ રહિને સાંખો ધીરજ ધરિનેજી. ૨૮
એવે અમૃત જેવાં વાક્યે નૃપને આનંદ દેતાજી,
વિદુર વદ્યા તવ ત્યાં આ રીતે, નીતિમાર્ગના નેતાજીઃ— ૨૯
હે રાજન્, હે લોકેશ્વર ! શું સૂતા છો હામ હારીજી ?
ઊઠો ધૈર્ય ધરો ત્યાગો દુખ, તત્ત્વજ્ઞાન વિચારીજી. ૩૦
પરમ એવિ આ ગતિ સૌને છે, માનો મહીપતિ સાચુંજી;
સાચું નથિ આ જગત્ જરાપણ, તે છે કેવળ કાચુંજી. ૩૧
સંગ્રહ સઘળા છે ક્ષયાંત, સંગ્રહ કીધેલું તેથીજી,
કોઇ દિવસ પણ ક્ષય પામે, અકળાવું નહિ કદિ એથીજી. ૩૨
ઉદય પછી છે અસ્ત, ચઢે તે પડે નિયમ છે એવોજી;

૨૬ લુબ્ધક—અત્યાકાંક્ષી, બહુ લોભી. ૨૯ નેતા—દોરનાર, ભોમિયા, ગુરુ.

વિયોગ છે સંયોગ પછી, અહિં તાલ દિસે છે તેવોજી. ૩૩
જીવિત અંતે એમ એક દિન મરણુ જ છે અહિં ભૂપજી!
તો શાને ધીમંત ધરો છો, ધૈર્ય તજીને ધૂપજી? ૩૪
કાયર ત્યમ શૂરાને પણુ નૃપ, કાળ ગ્રસે છે જ્યારેજી,
તો શૂરાએ યુદ્ધ વિષે કાં પાછા પડવું ત્યારેજી? ૩૫
કાયરને કદિ કાળ ગ્રસત નહિં, તો શૂરો પણુ તેવોજી—
થઇને બેસત, પેસત ઘરમાં, નર થઇ નારી જેવોજી! ૩૬
બ્રહ્મ વિષે છે આદિ મધ્ય અવસાન પ્રાણી સૌ કેરોજી,
તો એમાં શું શોચવું? મન મા શોકવાદળે ઘેરોજી. ૩૭
હે નૃપ! વહાલું કે વેરી નથિ કાળને કોપણુ જાણોજી;
તેને વશ છે પ્રાણિમાત્ર, ઓછું મા ઉરમાં આણોજી. ૩૮
જન્મ થતાંમાં મરણુમાર્ગમાં પ્રાણી સર્વ પળે છેજી;
જેને આવે કાળ ઢૂંકડો, તેને તેહ ગળે છેજી. ૩૯
એમાં કરવો શોક અરે શો? પામીને પરિતાપજી,
તત્ત્વ વિચારીને મન મારી ત્યાગો ઉરનો તાપજી. ૪૦
હે નૃપ! યુદ્ધ વિષે હણુાયલા પુત્રાદિકનો આપેજી—
કરવો શોચ નથી ઘટતો, તપિ મિથ્યા મનસંતાપેજી. ૪૧
કાં કે શાસ્ત્ર પ્રમાણે પરમગતિ પામ્યા તે અવધારજી;
ક્ષાત્રધર્મ કરિ સફળ અત્ર કૃતકૃત્ય થયા નિર્ધારજી. ૪૨
હણુાયલો યુદ્ધમાં સ્વર્ગને પામે છે નિર્વાણુજી;
અરિ હણિ વિજય કરે તો તે, પામે છે બહુ જ વખાણુજી. ૪૩
યુદ્ધ વિષે ગુણુ બેય પ્રકારે દીસે છે નૃપ! આમજી;
માટે હે મહારાજ! જતો નથિ નિષ્ફળ કદિ સંગ્રામજી. ૪૪
સંગ્રામે શોભતા ક્ષત્રિયો, શૂરવીર આ ઠામેજી—
પામ્યા ઇચ્છિત, શોચ તેમનો આપે ન કરવો નામેજી. ૪૫
આત્માથી આત્મા આશ્વાસન કરી ધૈર્ય ઉર ધારોજી,
શોકતણે વશ થઇ વપુ તજવા, હે વિદ્વન્! ન વિચારોજી. ૪૬

આ સંસારનિ માંહિ હજારો માત પિતા સુત દારાજી,—
અનુભવિયાં તેમાં કો કેનાં? દુઃખ ન સહો એ દ્વારાજી. ૪૭
પ્રતિદિન શોકસ્થાન હજારો, ભયનાં સેંકડો માંહીજી,
મૂઢ વિષે જ પ્રવેશે છે, ન પ્રવેશે પંડિત માંહીજી. ૪૮
પ્રાણિમાત્રને કાળ ખાય છે, ખળે ન કોથી તેહજી;
સર્વ પ્રજા સંહાર અરે તે કરે છે નિઃસંદેહજી! ૪૯
સૂતી હોય પ્રજા ત્યારે પણ જાગે છે શઠ કાળજી;
હઠ કરિ દુઃખે કરિ અતિક્રમણ ન તેનું થાય ભૂપાળજી! ૫૦
યૌવન, રૂપ, જીવિત, સંચય, આરોગ્ય અને પ્રિયજનનોજી—
સહવાસ પણ નથિ નિત્ય, એ નિશ્ચય છે મહાત્માના મનનોજી; ૫૧
તેથી તે તેની ઇચ્છા નથિ કરતા કરો ત્યમ આપજી;
આખા દેશનું દુઃખ ધરી ઉર, પામો મા પરિતાપજી. ૫૨
મૃત્યુસાથ જોડવાથી પણ દુઃખ નથી એ મટતુંજી;
હોય પરાક્રમ તો શોચ તજી, કરવું ગુણિયે ઘટતુંજી. ૫૩
ચિંતન દુઃખનું કરવું નહિ એ છે ઔષધ શુભ એનુંજી,
ચિંતન કરવું તે જ વૃદ્ધિનું કારણ છે નૃપ તેનુંજી. ૫૪
અનિષ્ટના સંયોગથિ પ્રિયના વિયોગથી અજ્ઞાનીજી,—
માનસદુઃખથિ બળે છે અહિં, એ વાત નથી નૃપ છાનીજી. ૫૫
અરે! તમે પણ તેમ કરો છો, મિથ્યા શોક ધરીનેજી;
ધર્મ, અર્થ ત્યમ કંઇપણ સુખ નહિ લાભો એમ કરીનેજી. ૫૬
અસંતોષી ઝાઝું મળતાં પણ મોહ ધરી દુઃખ પામેજી;
પંડિત મળ્યું તેમાં સુખ માની, દુઃખ ન પામે નામેજી. ૫૭
માટે માનસદુઃખ પંડિતે બુદ્ધિથિ ટાળવું રાજાજી!
શરીરદુઃખ ઔષધથિ ટાળવું, બોલ શું બોલું ઝાઝાજી? ૫૮

વલણ.

ઝાઝાં સમજૂને કહું, શું ઝાઝું કરુવીર!
તત્ત્વ વિચારી શાસ્ત્રનું, સહો સર્વ ધરિ ધીરરે. ૫૯

## કડવું ૨ જું.

## धृतराष्ट्रने विशोक करवा व्यासनुं व्यास्व्यान.

### રાગ દેશાખ.

નૃપ ઉચ્ચર્યા હે પ્રાજ્ઞ ! તારાં સુભાષિતથી આ સમે,
મુજ શોક અત્ર શમ્યો વળી વદ, કે ન તે ફરિને દમે. ૧
અપ્રિય મળે ને પ્રિય પળે માનસદુખો જે થાય છે,
પંડિતજનો શી પેર એવાં દુઃખથી મૂકાય છે ? ૨
ઉચર્યા વિદુર મનને નિયમમાં રાખિ બુધજન સર્વથા,
સુખદુઃખને મિથ્યા ગણી, ટાળેછ મન કેરી વ્યથા. ૩
નિઃસાર છે સંસાર, સુખિ ને દુઃખિ કાળતણું ખરે,
છે ચાવણું ગણિ જ્ઞાની શોચ કદી ન એહ વિષે કરે. ૪
જવ પ્રાજ્ઞ તેમ જ મૂઢ ને ધનીનિર્ધની એ સૌ સહી,
થઇ મૃત્યુવશ સંતાપ તજિ પોઢેછ આ પૃથ્વી મહીં; ૫
તો ત્યાર પછિ નિર્માંસ કેવળ અસ્થિના માળાસમાં,
તે સર્વનાં જોઈ શરીર શું જન જુએછ વિશેષમાં ? ૬
કુળ રૂપ જે અદૃષ્ટહેતુથિ પ્રાપ્ત હે નૃપ થાય છે,
તે હેતુ સઘળાં કાર્યમાં છે, એમ અત્ર મનાય છે; ૭
તો પૂર્વકર્માધીન પુત્રાદિક તણા પ્રતિયોગનો—
શો શોચ કરવો ? ભૂપ ! કાળતણા જ કેવળ ભોગનો. ૮
માનવતણા છે દેહ ગૃહસરખા ન રહે જે સર્વદા;
કાળે કરી ખરિ જાય તે, પણ લિંગ દેહ રહે સદા. ૯
મૃતિકાનું પાત્ર થતાં થયા પછિ જેમ ભાગી જાય છે,
અહિં દેહનો ક્રમ તેહવો જોતાં બધો સમજાય છે; ૧૦
તો, ત્યમ છતાં કયમ શોચ કરવો પુત્રભ્રાતતણો અરે !

---

૨ પળે—જતું રહે. ૩ બુધજન—ડાહ્યા પુરુષો, બુદ્ધિમાન્ મનુષ્યો.

છે દેહ જેનો ક્ષણિક, આત્મા છે અમર જેનો ખરે. ૧૧
વિસ્તારિ આ રીત બોધ શોક શમાવવા વિદુરે કર્યો;
પ્રશ્નોતણા ઉત્તર દઈ સંશય મહીપતિનો હર્યો. ૧૨
તોપણ ન તેથી શાંત થઈ પુત્રાદિના શોકે કરી,—
મોહેથિ મૂર્છિત થઇ પડ્યા પૃથ્વી વિષે તે નૃપ ફરી. ૧૩
એ સમય બાંધવ, વ્યાસ, સંજય, વિદુર, અન્ય સગા તથા
પ્રતિહાર સંમત તેમના વીંટી વળ્યા હરવા વ્યથા. ૧૪
જળ અમળ શીતળ છાંટિ પંખે પવન કરતા તે સહુ—
કર સ્પર્શ કરિ આશ્વાસના કરતા હવા નૃપની બહુ. ૧૫
જાગ્રત્ થઈ નૃપ મુહૂર્ત પછિ, નિઃશ્વાસ મોટો નાંખિને,—
લાગ્યા વિલપવા આમ, ઉરસંતાપ ત્યાં નવ સાંખિનેઃ— ૧૬
ધિક્કાર છે મનુષ્યત્વને, કે જે વિષે પરિવારથી—
ઉદ્ભવી દુઃખ અપાર, વારંવાર, મન નાંખે મથી ! ૧૭
રે ! પુત્ર ધન સંબંધિયોનો નાશ અહિં થાવા થકી,
વિષ અગ્નિસરખું વિષમ દુખ ઉપજે છે માનવને નકી; ૧૮
જેથી બળેછ શરીર ને બુદ્ધિનો પણ ક્ષય થાય છે,
આ દુઃખથી છે મરણ ઉત્તમ, એમ એથિ મનાય છે. ૧૯
મારેય પણ દુર્ભાગ્યથી આ સમય એમ થવા થકી,
દુખઅંત સત્વર આણવા મુજ અંત હું આણિશ નકી ! ૨૦
કહિ એમ મહાત્મા વ્યાસને, નૃપ તૂષ્ણીંભૂત થયો યદા,
મહાજ્ઞાની માની શોકવશ સુત, વ્યાસ આમ વદ્યા તદાઃ— ૨૧
હે પુત્ર ! શાસ્ત્રપ્રવીણ થઇ શોચેછ કાં શોકે વહી,
જ્ઞાની થઈ અજ્ઞાનિરીતે આચરે છે કાં અહીં ? ૨૨
ધર્માર્થમાં તું કુશળ છે, અવિદિત તને કંઇ છે નહીં,
તેથી મનુષ્યોનું અનિત્યપણું તું જાણે છે સહી. ૨૩
અધ્રુવ અરે આ લોક છે, અહિં અશાશ્વત સૌ સ્થાન છે,
ત્યમ જીવિત છે મરણાંત, શોચવું એ વિષે અજ્ઞાન છે. ૨૪

હે ભૂપ ! અહિં આ વૈરનો સમુદ્ભલ થયો તુજ આગળે,
તુજ પુત્ર માટે કાળયોગે તે કરાવ્યો બહુ બળે; ૨૫
માટે થવાનો ક્ષય હતો નૃપ એમ તું જાણે છતે,
શોચેછ કાં ? ગતિ પરમ તે સૌ શૂરવીરોની થતે. ૨૬
ભવિતવ્યજ્ઞાતા સુજ્ઞવિદુરે શાંતિ કરવાને સહી,
કીધો સુયત્ન અનેક રીતે, પણ ન વળ્યું કંઇ તે મહીં; ૨૭
દૈવે કરેલા માર્ગને બહુ સમય યત્ન કરે છતે,
નવ ટાળવાને સમર્થ લેશ થવાય અહિંયાં કોવતે; ૨૮
મતિ મારિ છે નૃપ એમ, તેમ કહું છું દેવતણી કથા,
તે સાંભળી હે સુજ્ઞ ! તું ઝટ ટાળ અંતરની વ્યથા. ૨૯
પૂર્વે હું ઇંદ્રસભા વિષે હે નૃપ ગયો'તો જે સમે,
ત્યાં દેવતાસહ દેવઋષિઓ પણ હતા બહુ એ સમે. ૩૦
પૃથ્વીપતે ! નિજ કાર્યમાટે પૃથ્વી પણ દેવોકને,
આવેલિ મેં ત્યાં જોઇ અતિ ઉદ્વિગ્ન તે થયલી મને. ૩૧
જે દેવતાઓપાસ આવી ઉચ્ચરી નૃપ ! એ સમે,
બ્રહ્માસમીપ કહેલું મારૂં કાર્ય તૂર્ણ કરો તમે. ૩૨
કરી હાસ્ય વિષ્ણુ વદ્યા તદા ધૃતરાષ્ટ્રના સુત સો વિષે,—
દુર્યોધન નામે જે થશે, તુજ કાર્ય તેનાથી થશે. ૩૩
તેને મળી કૃતકૃત્ય તું થાશે, ન કર ચિંતા જરી;
અનુસરી એને પૃથ્વિના સૌ ભૂપ મરશે રણ વરી. ૩૪
કુરુક્ષેત્રમાં સંહાર દુર્યોધનનિમિત્ત થશે ઘણો,
ત્યારે જ ટળશે ભાર હે શુભ શોભને ! સૌ તુજતણો. ૩૫
માટે જઈ તુજ સ્થાનમાં કર લોકને ધારણ સુખે;
ફરિ પૃથ્વિ ત્યાંથી પાછિ, સુણિને શીખ શ્રીહરિને મુખે. ૩૬
હે રાય ! તારો પુત્ર દુર્યોધન નિધન સૌનું થવા,—
ગાંધારીઉદરે અવતર્યો'તો, જડ બધા નૃપની જવા. ૩૭
કળિઅંશ વંશ ઉજાડવા એ ઉદ્ભવ્યો'તો તુજ ગૃહે;

નિર્માણ નિશ્ચય છે થયું, કાં શોચ કરિ કાયા દહે? ૩૮
અતિચપલ ક્રોધી ને અદેખો એ હતો ત્યમ એહના—
ભ્રાતાય પણ તેવા થયા, સંગી બિજા પણ તેહના. ૩૯
નૃપ થાય તેવા તેહના જન પણ અવશ્ય જ થાય છે;
ધણિ હોય ધર્મી તો અધર્મે ધર્મતા વર્ત્તાય છે. ૪૦
સ્વામીતણા ગુણદોષથી તેવા જ સેવક થાય છે;
મમતીતણે માર્ગે વહી જન જરૂર માર્યા જાય છે. ૪૧
અતિદુષ્ટરાજા પુત્ર તારો જે થયો અવની વિષે,
તેને થઈને પ્રાપ્ત તુજ પુત્રો ગયા જમની દિશે! ૪૨
એ અર્થને જાણેછ નારદ તત્ત્વવેત્તા ગુણનિધિ;
તુજપુત્ર નિજ દોષેથિ નષ્ટ થયા, કરી અવળો વિધિ! ૪૩
માટે તું તેનો શોચ મા કર, શોકકારણ છે નહીં;
નૃપ! પાંડવોનો સ્વલ્પ પણ અપરાધ છે જ નહીં અહીં. ૪૪
અવની બધી ઉજ્જડ કરી તુજ પુત્ર અહિં એવા હતા;
જે દુરાત્માના દોષથી, અવનીશ તેં ખાધા ખતા! ૪૫
તો તેમનો કરિ શોચ શાને દુઃખિ હે નૃપ થાય છે?
કરિ કષ્ટરૂપનું સ્મરણ શાને મન વિષે મૂઝાય છે? ૪૬
નૃપ! રાજસૂય વિષે યુધિષ્ઠિરની સભામાં નારદે,
પૂર્વે કહ્યું'તું ધર્મને આ રીત ધરવાને હૃદે:— ૪૭
કૌંતેય પાંડવ તેમ કૌરવ પરસ્પર સાથે લડી,—
ઉપજાવશે જ વિનાશ અતિ, અહિં આવશે એવી ઘડી! ૪૮
માટે ઉચિત જે હોય તે કર, તે વિષે નૃપ તું અહીં;
સુણિ બ્રહ્મસુતનાં વચન, પાંડવ શોચ કરતા'તા તહીં. ૪૯
પછિ તેમણે વ્રત વૈર થાય ન કોશું એવું આદર્યું;
તુજ પુત્રપાપે દૈવયોગે કાળે ધૂળ બધું કર્યું! ૫૦
માટે તું મોહ તજી બધો પુત્રાદિનો હે મહામતે!
સજ શાંતિ, ભજ ભગવાન, છે દુખિ ધર્મ તું દુખિયો થતે. ૫૧

શોકે કરી સંતપ્ત તુજને જાણિ તેહ નહીં ઠરે;
રાજા યુધિષ્ઠિર પ્રાણનો પરિત્યાગ એથિ રખે કરે ! ૫૨
પશુયોનિમાં જન્મેલ ઊપર પણ કૃપાળુ રહેછ તે;
તે તમ વિષે કહો ક્યમ કૃપા કરશે ન ? ગુણી એવો છતે. ૫૩
માટે દયા કરિ પાંડવોપર પ્રાણને ધારણ કરો;
અનિવાર્ય જાણી દૈવને નૃપ, શોક સર્વ કરો પરો. ૫૪
એથી સુકીર્તિ લોકમાં થાશે તમારી નૃપમણી !
ધર્માર્થ મોટો સાધશો, વધુ શું વદું ભાવે ભણી ? ૫૫
સુણી વાક્ય વ્યાસપિતાતણાં કરિ ધ્યાન મુહૂર્ત મહીપતિ,
ઉચર્યા ભવદ્ભાષણથી ભગવન્! સ્થિર થઈ મારી મતિ. ૫૬
હે દ્વિજોત્તમ ! તમ વાક્યથી હું શોકજાળ વડા થકી-
છૂટો થયો, તત્ત્વાર્થની શુભવાત મેં જાણી નકી. ૫૭
પણ મોહ વારંવાર પામું છું અહીં એથી ખરે,
નથિ જાણતો હું અજ્ઞ હે દ્વિજ પ્રજ્ઞ ! આત્માને અરે ! ૫૮
તો પણ તમારાં વાક્ય શિર્ષા માન્ય કરિને હું સહી,
અહિં પ્રાણ ધારણ કરિશ, શોચ ન કરિશ શોકવિષે વહી. ૫૯
ધૃતરાષ્ટ્રનાં એવાં વચન સુણિ વ્યાસમુનિ રાજી થઈ,
પછિ ત્યાં જ અંતર્હિત થયા, આશિષ અંતરની દઈ, ૬૦

વલણ.

દઈ ધ્યાન શિક્ષા સુણી, નૃપ ન થયો નિષ્પાપ;
શ્રોતા ! કાળે કામળે, પડે ન કદિયે છાપરે. ૬૧

---

૫૬ ભવદ્ભાષણથી—આપના ભાષણથી.

## કડવું ૩ જું.

### ભીમની લોહપ્રતિમાનો ભંગ.

રાગ વેરાડી.

વ્યાસ ગયા પછિ નૃપઆજ્ઞાથી વિદુરે હે નૃપ એવે,
જોઠાવ્યાં વાહન જાવા રણુસ્થળ પ્રત્યે ત્યાં તેવે. ૧
તેમ જ રાજસ્ત્રિયોને પણુ તે રાજાપાસે લાવ્યા;
નગરલોક નિઃશ્વાસ નાંખતા તે પણુ સત્વર આવ્યા. ૨
નૃપને મળિને સ્ત્રિયો સર્વ તે બહુ બહુ રોવા લાગી;
સાંભળિ વિવિધ વિલાપ ભૂપને અંતર્હોળી લાગી. ૩
આશ્વાસન અબળાઓનું કરિ વાહનમાં બેસાડી,
બેશી રથમાં રાય નીસર્યા, થઇ સર્વની અગાડી. ૪
કૌરવઘરમાં શોર કારમો, શોરે છાતી તેવો,—
અરે! થતો'તો સ્થિર ન રહે મન, અંતર બાળે એવો. ૫
શોકે કર્શિત શહેર બધું દુખમાં ડૂબેલું તેવે,
કુમારથી વૃદ્ધ સુધી કલેશે વ્યાપ્ત હતું બહુ એવે. ૬
પૂર્વે દેવગણોએ જેને જોઇ નહોતી એવી,
સ્વામિવની તે સ્ત્રિયો આ તકે અર્દ્ધ ઉઘાડી જેવી, ૭
'હાય! હાય!' કરતી ને સરતી કેશ તોડતી તેવી,
હલકાં જન જોતાં'તાં હે નૃપ, કાળકૃતિ આ કેવી?! ૮
રડતી બહુ રામાઓ સાથે પુરપતિ નિસર્યાં જયારે,
પુરજન કારીગરવ્યાપારી પણુ નિસર્યાં ત્યાં ત્યારે. ૯
સર્વ સહિત નૃપ એક કોશ પુર મૂકી આવ્યા જેવે,
દ્રૌણી કૃપ કૃતવર્માને ત્યાં જોયા તેણે તેવે. ૧૦
રોતા દ્રો આવી નૃપ પ્રત્યે ઉચર્યા હે નૃપ એવું,
પડ્યો પુત્ર આપનો રાય! કરિ કર્મ ઇંદ્રના જેવું! ૧૧
જેના બળથી અમો જીવતા છૂટી આવ્યા આંહિ;

બાકીનું સૌ સૈન્ય આપનું નાશ થયું રણમાંહિ. ૧૨
રાજાને કહિ એમ જઈ ગાંધારી પ્રત્યે તેવે,
કૃપાચાર્ય કહેવા લાગ્યા આશ્વાસન કરતા એવેઃ ૧૩
હે સતિ ! પુત્ર તમારા રણમાં ધરિ ક્ષત્રિયનો ધર્મ,
દીપી રણમાં શૂરવીરને યોગ્ય કરી શુભકર્મ, ૧૪
પામિ નિધન શસ્ત્રે કરિ નિર્જિતલોક પામિયા તેઓ;
ભાસ્વરદેહવડે સ્વર્ગે સુખ માણે છે બહુ એઓ. ૧૫
માટે શોચ તમે તેઓનો મા કરશો હે શાણી !
શત્રુ તેમના પાંડવ પણ નથિ લાભ્યા લેજો જાણી ! ! ૧૬
અધર્મથી દુર્યોધન ભીમે પાડ્યો સુણિને કાને,
જ્વાળા અતિ ઉપજી સતિ અમને, અમે હતા તે સ્થાને. ૧૭
તેથિ મુખ્ય અશ્વત્થામા જે માંહિ હતો ત્યાં એવા,
અમો વાધિયા અંતકરીતે, જીવ શત્રુના લેવા. ૧૮
જઈ પાંડવના શિબિર વિષે સૂતેલા સૌ સંહારી,
કર્યું નિકંદન શત્રુપક્ષનું, અમે ધૈર્ય ઉર ધારી. ૧૯
પાંચાલોસહ મુખી તેમનો ધૃષ્ટદ્યુમ્ન વિદારી,
દ્રુપદપુત્ર, દ્રૌપદિપુત્રોને પણ ત્યાં નાંખ્યા મારી. ૨૦
દાટ વાળિ અરિકાટ કાઢિને અમો ભાગિયા તેવે,
ભયસંભવ સમજાયો અમને ઉરમાં અવશ્ય એવે. ૨૧
અરે ! અમારે પગલે આવી પાંડવ હણશે અમને;
માટે હરિ નહિ શકિયે અહિં, સાચું જ કહ્યું આ તમને. ૨૨
એમ કહી રાજા રાણીની આજ્ઞા તે ત્રણ લઇને;
ગંગા પ્રત્યે પળ્યા હામ હૈયેથી હારી જઇને. ૨૩
અતિઉદ્વિગ્ન જ એવા તે ત્રણ માર્ગ વિષેથી એવે,
આજ્ઞા એક બિજાની લઇ પછિ છૂટા પાડયા તેવે. ૨૪

---

૧૫ નિધન—મૃત્યુ. નિર્જિતલોક—જીતાય નહિ એવા લોક, વિજયી લોક, દેવલોક. ભાસ્વરદેહ—તેજસ્વી પ્રકાશમાન્ એવો દેહ.

અથા હસ્તિનાપુર પ્રત્યે કૃપ, ભોજ ગયો નિજ દેશે;
વ્યાસાશ્રમમાં ગયો દ્રૌણિ વિહ્વળ અતિ વ્યાકુળ વેશે. ૨૫
તેનું જે કંઇ થયું તે બધું તેં સાંભળ્યું છે રાય !
જેને જીતી મણિ લાવ્યા, નિર્લોભ યુધિષ્ઠિર રાય. ૨૬
હે જનમેજય પુત્રાદિકની પ્રેતક્રિયાને માટે,
પિતા નીસર્યા છે પુરમાંથી, જાવા ગંગાઘાટે; ૨૭
સાંભળિ એવી વાત ભ્રાતસહ ધર્મરાજ પછિ એવે,
યુયુત્સુ સાત્યકિ કૃષ્ણ સહિત તે પાસે આવ્યા તેવે. ૨૮
જેની પૂઠે પાંચાલી પણ ભ્રાતસ્ત્રિયોની સાથે—
આવી અતિદુઃખાર્ત એ સ્થળે, છાતી હણુતી હાથે. ૨૯
નૃપ પાસે જાતાં ધર્મે આક્રોશ અતીશય કરતી,
ગંગાતટપર જોઇ સ્ત્રિયો બહુ, ધીરજ જરા ન ધરતી. ૩૦
દુર્યોધન અભિમન્યુ આદિના મરણહેતુથી ત્યારે,
આમ ઉચરતી તે રામાઓ, રોતિ ન રહેતી ક્યારેઃ— ૩૧
રાજાની ધર્મતા ક્યાં ગઈ ? રે રે રણમાં તેણે,—
કુરુકુળનો વિચ્છેદ કરી આપ્યો રંડાપો એણે ! ૩૨
અરે ! ક્રૂરતા કયમ થઇ તેને ? કે કુંવરોને મરાવી,—
વંઝા કીધી રાજસ્ત્રિયોને મહેર ન મનમાં લાવી ! ૩૩
પિતા ભ્રાત સુત મિત્ર મરાવી, રે ! એ શું સુખ લેશે ?
સભાવિષે નહિ શોભે તે કદિ, રહિને રાજાવેશે ! ૩૪
ભેદે છાતી એવાં વચનો રોતિ સ્ત્રિયોનાં સહેતા,
એદે વ્યાકુળ જતા હતા નૃપ, શોકવહેણમાં વહેતા. ૩૫
આવિ તેમણે જ્યેષ્ઠ પિતા ધૃતરાષ્ટ્ર પાસ પછિ તેવે;
પ્રણામ કીધા પડી પગ વિષે, હે જનમેજય એવે. ૩૬
એ પછિ હે નૃપ ઘટતી રીતે નૃપને કરી પ્રણામ,
સર્વ પાંડવે આપઆપનાં કર્યાં નિવેદન નામ. ૩૭
પુત્રવધે અતિ પીડિત એવા, દુઃખિ પિતા તે ટાણે,

મળ્યા યુધિષ્ઠિરને એ રીતે, હોય હેતુ જયમ જાણે ! ૩૮
ધર્મસાંત્વના કરિ કપટે કહવા ઇચ્છી એણે,—
ભીમસેનને મળવા ઇચ્છા તરત જણાવી તેણે. ૩૯
અંતર તેનું ઓળખિ લઇ અંતર્યામી શ્રીકૃષ્ણે,—
ભીમ ખેંચિ લઈ લોહમૂર્તિનો ભીમ ધર્યો ત્યાં તૃષ્ણે. ૪૦
માની તેને ભીમ મહીપે ગ્રહણ કરીને તેવે,
ભીડિ છાતિમાં ભાગી નાંખ્યો આલિંગી અતિ એવે. ૪૧
લોહરૂપ ભીમને ભચડતાં, કચડઇ નૃપની છાતી;
એથી વમન થયું રુધિરતણું અતિ, નીક ચાલિ રહિ રાતી ! ૪૨
રુધિરવ્યાપ્ત તે નૃપ પુષ્પિત જયમ અગ્રભાગનો એવો,—
પારિજાતનો વૃક્ષ પડે ત્યમ પડયો પૃથ્વિમાં તેવો. ૪૩
ઝાલી લઇ સંજય તેને ત્યાં, તક વરતી તે ઠામ,
સાંત્વન કરતાં ઉચર્યો, હે નૃપ અરે કરો મા આમ ! ૪૪
આવ્યે ચેતન ક્રોધરહિતમન, નૃપ દર્શાવી શોક,
' હાય ભીમ ! હા ભીમ !' ઉચ્ચર્યો, મૂકી મોટી પોક ! ૪૫
મંદ હસી માધવ તવ ઉચર્યા મા શોચો મહારાજ !
તમે હણ્યો તે ભીમ નથી, નથિ થયું કંઇ ખોટું કાજ. ૪૬
તમે દાઢમાં ઘાલેલો કુંતીસુત ભીમ ખશેડી,
જાણી તમને ભીમમૂર્તિ મેં મૂકિ હતી હડશેલી ! ૪૭
તે જ ભાગિ છે આપે, જે હતિ નિષ્ફળ પુત્ર જવાથી;
કસરતનો કરનાર જવે તે થઇ ગઇ તેની સાથી ! ૪૮
અરે ! મન કર્યું ભીમ મારવા, પાપ વિષે તે પ્રેરી;
સમજું છું હું નૃપ તમને સુતશોકે લીધા ઘેરી ! ૪૯
પણ કહિ માર્યો હોત ભીમને, તોયે સુત કો રીતે—
જિવતા રહેત નહીં, પણ મરત જ નિશ્ચય અન્ય નિમિત્તે. ૫૦

૪૭ જાણી તમને—તમને ઓળખી લઇને, તમે નવું જૂનું કરશો એમ જાણીને.

કાં કે જેને કાળ ઢૂંકડો આવ્યો હોય જ એને,—
ઉગારવાને સમર્થ નથી કો ત્રિભુવન માંહે તેને. ૫૧
માટે શમ ઇચ્છતા અમોએ જે કર્યું તે સ્મરિ આપ—
શોક કરો મા મનમાં, ને ત્યાગો સઘળો પરિતાપ. ૫૨

વલણ.

પરિતાપ થયો ત્યાં ઘણો, નૃપને સ્મરિ નિજ કૃત્ય;
'ધર્મોજય' જગમાંહિ છે, સમજાયું તે સત્યરે. ૫૩

---

## કડવું ૪ થું.

## પાંડવોનો ગાંધારીકુંતી સાથ મેળાપ.

રાગ સામેરી.

પરિચારકોએ એ પછી નૃપને કરાવ્યું સ્નાન,
તવ તેહ પ્રત્યે આ પ્રમાણે ઉચર્યા ભગવાનઃ— ૧
હે રાય! વેદ તથા વિવિધ શાસ્ત્રોતણું ભલિભાત—
અધ્યયન રૂડી રીત કીધું છે તમે અવદાત. ૨
વળિ સાંભળ્યાં છે પુરાણ તેમજ રાજધર્મ નરેશ!
છો સર્વગુણસંપન્ન, જાણો છો બળાબળ બેશ. ૩
તો ત્યમ છતાં નિજ દોષને દેખી ન આપ લગાર,
કાં કોપ આમ કરોછ? ઉગ્ર તમે થઈ આ વાર. ૪
ભીષ્માદિયે ને મેં કહ્યું'તું, તે સમે જ સુજાણ,
પણ તે પ્રમાણે ના કર્યું, એથી થઈ આ હાણ. ૫
વાર્યા અમારા ના રહ્યા, મિથ્યા ધરી અભિમાન,
બળશૌર્યે પાંડવમાં અધિક જાણ્યા છતાં મતિમાન! ૬
નિજ દોષ દેખે, દેશકાળવિભાગ જાણે જેહ,
પામે પરમઉત્કર્ષ અહિં, સ્થિરબુદ્ધિનો નૃપ તેહ. ૭

કહેવા છતાં પણ હિતાહિત ત્યમ આપશ્રેય જરાય—
જાણે ન અન્યાયે રહેલો, થાય તે દુખિ રાય. ૮
વર્ત્તન તમારૂં આમ બીજી રીતનું છે રાય,
માટે જુઓ નિજને જ, ક્રોધે મા તપાવો કાય. ૯
કહિ આમ દોષ બતાવિ નૃપના, માધવે તે વાર,-
કીધો વિમોચન કોપ નરપતિનો ન કરતાં વાર. ૧૦
તવ પામિ પશ્ચાતાપ તે ઉચ્ચર્યો હે નૃપ આમઃ—
કહેવું તમારૂં સત્ય છે, નથિ ખોટું એમાં નામ. ૧૧
પણ પુત્રના બળવાન સ્નેહે ધૈર્યથી યદુવીર !
રે રે ડગાવ્યો અહિં મને, કરિ પૂર્ણ આજ અધીર. ૧૨
તેથી જ મેં ખોટું ચહ્યું, પણ ભીમ મારી પાસ—
આવ્યો ન તે સારૂં થયું, ઊગારિયો અવિનાશ ! ૧૩
કહિ એમ ક્રોધવિમુક્ત થઇ, દાખી પિતાશી પ્રીત,
ભીમાદિને ભેટચો સુભાવે, ભૂપ રૂડી રીત. ૧૪
પછિ રાય પ્રેર્યા પાંડવો કેશવ સહિત કુરુવીર !
ગાંધારિની પાસે ગયા, નયને ભરેલા નીર. ૧૫
આવ્યા યુધિષ્ઠિર જાણિને રાણી તદા તે રાય !
અતિ દુઃખિ થઇ અંતર્ વિષે, ને નાંખિ મોટી હાય. ૧૬
નિજ પુત્ર શોકે પરમ પીડિત એવિ ત્યાં નૃપ તેણે—
ઇચ્છા કરી તવ શાપ દેવા, ઉગ્ર થઇ અતિ એણે. ૧૭
અભિપ્રાય એનો પાપરૂપ જ જાણિને એ વાર,
ત્યાં આવિયા મુનિ વ્યાસ, વિજ્ઞાની ન કરતાં વાર. ૧૮
નિજ દિવ્યદૃષ્ટિથિ તેમણે, ગાંધારિ-મનનું માપ—
જાણી લઈ ઝટ આવિયા, સર્વજ્ઞ પ્રૌઢપ્રતાપ. ૧૯
ઉચર્યા પછી તે આમ, હે ગાંધારિ તારે આમ,
પાંડવ વિષે નવ ક્રોધ કરવો, શાંતિ ધર આ ઠામ. ૨૦

૧૫ રાય પ્રેર્યા—ધૃતરાષ્ટ્રે પ્રેરણા કરેલા.

ઉધુક્ત થઇ છે પાંડવોને આપવા તું શાપ;
પણ વચન મારૂં શ્રવણ કર આ, ટાળવા ઉરતાપ. ૨૧
જય ઇચ્છતા તારા સુતે, મનમાં ધરિ અતિ મામ,
કહ્યું'તું તને સંગ્રામ કરતાં અઢાર દિન સુધિ આમઃ— ૨૨
હે માત! અરિશું યુદ્ધમાં મારૂં થવા કલ્યાણ—
વર દે મને, જેથી ન મુજને હોય કશિયે હાણ. ૨૩
તવ કહેતિ હતિ તું એમ, 'જ્યાં છે ધર્મ ત્યાં જય' તાત!
તે વાણિ તારી સફળ થઇ, માટે ન કર સંતાપ. ૨૪
ધર્મેથિ જીત્યા પાંડવો, તો તે ઉપર તું રોષ—
રે! કાં કરે છે? આ સમે, સુતનો ન દેખી દોષ. ૨૫
તું ક્ષમાશીલ હતી અહો! સતિ ત્યમ છતાં તું આપ,
કાં આજ નથિ કરતી ક્ષમા? મૂકી દઈ નિજ માષ. ૨૬
તવ તે વદી હું તેમને નથિ નિંદતી મહારાજ!
ત્યમ નાશ પણ હું તેમનો નથિ ઇચ્છતી અહિં આજ. ૨૭
પણ પુત્રશોકે પરજળું છું, તેથિ મુજ મન અત્ર,
ઠરતું નથી વધુ શું વદું? જ્ઞાતા અહો સર્વત્ર! ૨૮
કુંતીથિ રક્ષણયોગ્ય પાંડવ છે જ હે મુનિ જેમ,
મારે તથા ધૃતરાષ્ટ્રને પણ છે જ તેઓ તેમ. ૨૯
અપરાધ દુર્યોધન તથા શકુનિનાથી મુનિરાય,
દુઃશાસને કર્ણે કર્યો ક્ષય કૌરવોનો હાય! ૩૦
એમાં નથી અપરાધ પાંડવ કોઇનો તલમાત્ર,
પણ ભીમની અનીતિથી સળગે છે અરે મુજ ગાત્ર! ૩૧
સુણિ કહેવું તેનું આમ બીધો હોય તેમ જ તેહ,
વિનયેથિ આ રીતે વધો ગાંધારિઆગળ એહઃ— ૩૨
અધર્મ વા મેં ધર્મ મારો નવ થવા જ નિપાત—
કીધો, તમે તે ક્ષમા કરવા યોગ્ય છો હે માત! ૩૩
અહિં ધર્મયુદ્ધથિ મહાબળી તમ પુત્રને સતિ કોય—

હણિ નવ શકે, નિજની જ હાનિ અવશ્ય એમાં હોય. ૩૪
માટે વિષમ આચરણ મેં કર્યું માનજો ઉર એમ,
પૂર્વે અધર્મથિ ધર્મને તેણે કર્યું'તું તેમ! ૩૫
છળ કરિ વારંવાર અમને છેતર્યા'તા તેથી,
મેં આચરણ અવળું કર્યું, આ સમય હે સતિ એથી. ૩૬
બાકી રહેલો સૈન્યમાં એ મારિ મુજને નેટ,
ધર્મનું ધૂળ કરિ રાજા થશે, તે ધ્રાશકો ધરિ પેટ, ૩૭
મેં તેમ કર્યું કલ્યાણિ! તમપુત્રે કર્યું'તું જેમ;
જો દોષ તેનો હોય તો ગણજો જ મારો તેમ! ૩૮
રે! એકવસ્ત્ર ધરેલિ ને રજવાળિ દ્રુપદકુમારી,
તેને સભામાં તેડિ તમપુત્રે વિવેક વિસારી; ૩૯
ત્યાં શું કહ્યું'તું તે બધું તમ જાણ છે માત!
દેખાડિ જંઘા વામ દર્શાવી હતી નિજ ઘાત. ૪૦
તે વધ્ય તે જ સમય હતો, તો પણ અમે મન મારી,
નૃપ ધર્મની આજ્ઞાથિ ન ચળ્યા, સમયવાત વિચારી. ૪૧
સુણિ કહેવું તેનું એમ, ગાંધારી વદી નૃપ તત્ર,
તું પ્રશંસા મુજ પુત્રની આ'વી કરે છે અત્ર, ૪૨
માટે વધ જ કહેવાય નહિ એ, માનું છું હું તાત!
ત્યમ તેં કહ્યું જે તે વિષે તે છે જ સાચી વાત. ૪૩
પણ તેં અરે! રણમાંહિ દુઃશાસનરુધિરનું પાન—
કીધું ખરે તે નિંદ્ય છે અતિ, એમ મનમાં માન. ૪૪
હે વૃકોદર! તેં અનાર્ય જેવું કર્મ કર્યું એ ઘોર;
ઠપકો શું આપું એ વિષે? તેં જણવ્યું મિથ્યા જોર. ૪૫
ભીમે કહ્યું તવ, અન્યનું પણ રુધિર નવ પીવાય,
તો આપનાનું રે કદી કેમ જ કદી પીવાય? ૪૬

૩૭ નેટ—અંતે. ૩૯ રજવાળી—રજસ્વળા. ૪૧ સમયવાત વિચારી—સમય આવે સો થશે એમ વિચારીને. સમયની વાટ જોઈને.

જેવો નિજાત્મા માત ! તેવો ભ્રાત છે અવધાર;
એમાં વિશેષ જરા નથી, શોચો ન અત્ર લગાર. ૪૭
એ રુધિર મારા હોઠની માંહે ગયું નથિ માત !
યમરાજ તેનો સાક્ષી છે, માનજો સાચી વાત. ૪૮
સતિ ! માત્ર મારા હાથ ખરડાયા રુધિરથી તે જ;
નથિ કર્યું બીજું કાંઇ મેં, સાચું ગણો અહિં એજ. ૪૯
સંગ્રામમાં હય નકુળના વૃષસેને માર્યા જ્યારે,
તવ પ્રહૃષ્ટઅરિને ત્રાસ દેવા તેમ કર્યું મેં ત્યારે. ૫૦
તેમ જ સતી કૃષ્ણાતણા ખેંચ્યા હતા જે કેશ,
તેથી પ્રતિજ્ઞા કરિ હતિ મેં ક્રોધથી ધરિ દ્વેષ; ૫૧
તે પાળવા મેં એમ કર્યું, ખોટું ન ગણશો એહ;
પાલન પ્રતિજ્ઞાનું ન કરૂં તો, રાખું કયમ આ દેહ ?! ૫૨
હું દેહ ક્ષત્રિયનો ધરી ત્યાગું પ્રતિજ્ઞા માત,
તો મોક્ષ મુજને ના મળે, દુખ દેખું હું ભવ સાત. ૫૩
કહ્યું આમ બહુ ભીમે તદા, તે ઉચ્ચરી ત્યાં એમ,
સુત સો વિષેથી એકપણ રાખ્યો ન તેં કહે કેમ ? ૫૪
સંતાનરૂપી લાકડી નૃપ અંધની હે બાપ !
તેં રાખિ હોત જ એક, તો નવ ગણુત તારાં પાપ. ૫૫
કહિ એમ તે ત્યાં ભીમને, ક્રોધે ભરેલી તેહ,
ક્યાં છે યુધિષ્ઠિર ? પૂછવા લાગી ઉકળતી એહ. ૫૬
તેવે જ તે ત્યાં કાંપતા આવિને પરમઉદાર,
કરજોડિ મધુર સુવાક્ય, આમ વદ્યા ન કરતાં વાર:— ૫૭
હે દેવિ ! પુત્રો આપના હણનાર શાપ જ યોગ્ય,
હું છું યુધિષ્ઠિર આ રહ્યો, કરનાર કૃત્ય અયોગ્ય. ૫૮
તેને તમે દઇ શાપ અનુગ્રહ કરો આણી વાર;
છે નાશહેતુ જ જે અરે ! આ પૃથ્વિનો નિર્ધાર. ૫૯
સંબંધિનો હણનાર મૂઢ હું, પાપ શિર ધરનાર,

દ્રોહી સગાનો દુષ્ટ હું, વિધ્વંસ કુળ કરનાર, ૬૦
તેને પ્રયોજન રાજ્ય, ધન કે જીવિતનું નથિ લેશ;
જીવવું અહિં સંબંધિ વિણુ, એ છે જ કેવળ કલેશ ! ૬૧
સુણિ કહેવું નૃપનું આમ, ગાંધારી મુકી નિઃશ્વાસ,
બોલી ન કંઇપણ એ સમે ત્યાં નૃપ યુધિષ્ઠિર પાસ. ૬૨
પણ આંખના પાટા વિષેથી દૃષ્ટિ તેની ત્યાંહિ—
પડિ યુધિષ્ઠિરના નખ ઉપર, જે પડ્યા'તા પગમાંહિ. ૬૩
તેથી થયા નૃપ વિરુપનખ, તે જોઇ અર્જુન ભૂપ !
શ્રીકૃષ્ણ પાછળ આવિયો ત્યાં, ધરી મનમાં ધૂપ. ૬૪
ગત ક્રોધ ગાંધારી થઈ પછિ માત રીતે રાય !
સાંત્વના પાંડવની કરીને કર્યા તરત વિદાય. ૬૫
તવ તે ગયા નિજ માત પાસે ઉમંગ ઉરમાં લાવી,
જે જોઇ લાંબે સમય સુતને આંસુ રહિ રેલાવી. ૬૬
આંખો લુછી પછિ કુંતી ક્ષત થયલા સુતોને રાય !
પંપાળિ વારંવાર, લાગી નાંખવા બહુ હાય. ૬૭
એવે રુદન કરતી ઘણું સુતશોકથી પાંચાલી—
દીઠી પડેલી પૃથ્વિમાં બહેબાકળી બહુ બાળી. ૬૮
તે ઉચ્ચરી આર્યે ! અરે અભિમન્યુ સહિત તમારા—
પુત્રો ગયા ક્યાં ? હાય મા ! તમને ઘણા ગમનારા ! ૬૯
દીઠે તમોને વડિલ મા વીત્યાં ઘણાં અહિં વર્ષ,
તો પણ નથી કાં આવતા ? પામવા સુખકરસ્પર્શ ! ૭૦
પુત્રોવિહીન હું એવિને રાજ્યનું શું છે કામ ?
છે રાખ બધું સુતવિણુ મને, ભવ હારિ રે હું આમ ! ૭૧
આશ્વાસિને ઊભી કરી કુંતિયે તેને ત્યાંહિ,
તે સહ પછિ તે પરવરી ગાંધારી હતિ નૃપ જ્યાંહિ. ૭૨
ગાંધારી કુંતીને મળી ઉચરી ત્યહાં આ રીતઃ—
સરખાં થયાં દુખિ આપણે છે કાળગતિ વિપરીત. ૭૩

હું જેવિ તેવિ જ તું ખરે, તો કોણ કોને બેન,
આશ્વાસના કરશે ? અરે ! સુખ નિત્ય નિશ્ચય છે ન. ૭૪

વલણ.

છે ન સાચું જગમાં કશું, કાચું છે સૌ કામ;
'બ્રહ્મસત્ય મિથ્યા જગત્,' માનો ઉરમાં આમરે. ૭૫

---

# स्त्रीविलापप्रकरण.

## કડવું ૫ મું.

### आयोधन तथा दुर्योधनदर्शन.

રુચિરાછંદની દેશી.

હે નૃપ ! એમ કહી ઊભેલી, સૌબલેયિએ ત્યાં તેવે,
દિવ્યચક્ષુએ કરિ કુરુઓનું યુદ્ધસ્થાન જોયું એવે. ૧
ઉગ્રતપે કરિ યુક્ત સતી તે ઉગ્રસ્થાન દેખી ભારે,
વિવિધ પ્રકારતણો વિલાપ અતિ ત્યાં કરવા લાગી ત્યારે. ૨
અસ્થિ કેશ વસાથિ ગીચ બહુ, રુધિરઓઘથી વ્યાપ્ત નર્યું,
અનેક સહસ્ર સુવીર તથા હયગજના ગારાથી જ ભર્યું ! ૩
પાસેથી પેખે ત્યમ તેણે દૂરથી દુખ ઉપજે તેવું,—
અદ્ભુત હાથ રહે નહિ હૈયું, દીઠું રણઆંગણ એવું. ૪
ધડવિણ શિર ત્યમ શીશવનાં ધડ પારવનાં નજરે પડિયાં,
કરવા તેનો ભક્ષ શ્વાપદો હતાં તે જ સ્થાને અડિયાં. ૫
ગીધ કાગડા ઊડિ આવિને રાજવંશી નરની આંખો,—
બેસિ છાતિયે ફોલી ખાતા, ફફડાવી નિજની પાંખો. ૬
ઘરૂ તરુણ તાજા મુખમાં લઈ ખેંચાખેંચ કરી ઝાઝી,—
ફાડી ખાતા કુંવર ફાંકડા, રાઢ ન કરતાં થઈ રાજી. ૭

---

૧ **आयोधन**—રણક્ષેત્ર, સંહારભૂમિ. સૌબલેયી—સુબલરાજાની પુત્રી ગાંધારી.

વરાહ વારુવર્ણતણા નૃપ, કાતીથી છાતી ભેદી,—
કાઢિ કાળજું ખાતા કોની નાંખે નવ છાતી છેદી ? ૮
શૃગાલ ગાલ ગુલાબ સરીખા જુવતીને વહાલા વીરો,—
ખાઇ ધરાઈ રાય રણ વિષે પાડિ રહ્યા'તા ત્યાં રીરો. ૯
નરભક્ષક રાક્ષસો રિઝે બહુ રણ એવું નિરખી એવે,
ગાંધારી અત્યંત ઉર વિષે તપાયમાન થઈ તેવે. ૧૦
એ પછિ નૃપ ધૃતરાષ્ટ્ર વ્યાસની આજ્ઞાથી આગળ થઈને,
પાંડવ સાથે યુદ્ધભૂમિમાં આવ્યા સર્વ સ્ત્રિયો લઇને. ૧૧
પુત્ર ભ્રાત પિતૃઓ સ્વામિયો હણાયલા દેખી ત્યાંહે,
શિયાળ વાયસ પિશાચ રાક્ષસ ભક્ષ જેનું કરતા જ્યાંહે; ૧૨
જોઇ સ્ત્રિયો તે વાહનમાંથી અચેત થઇ નીચે પડતી;
હા સ્વામી ! હા તાત ભ્રાત ! હા પુત્ર ! કહી કહિને રડતી. ૧૩
પૂર્વે જોયેલું નહિ એવું મહાભયંકર રણ ભાળી,
શરીર તેમનાં પર પડતી હતિ થઈ બહાવરી બહુ બાળી. ૧૪
કાપી નાંખી કેળ હોય ત્યમ કંઇ પડતી પૃથ્વી માંહે,
શ્રમિત અમિતસુખવાળિ જોઇ નૃપ,તરફડતી અતિશય ત્યાંહે. ૧૫
અનાથ એવી પાંચાલો ત્યમ કુરુઓની કામણગારી—
સ્ત્રિયો ચેતના વિહીન થઈ હતિ, દુખદ્રુમો ચઢતાં ભારી. ૧૬
દુઃખેકરિ ઉપહત ચિતવાળી ચતુરાઓએ એ ટાણે,
યુદ્ધસ્થાન ગજવી મૂક્યું હતું, આગ્ય ઊઠિ હોય જ જાણે ! ૧૭
જોઇ આમ ગાંધારી હે નૃપ, બોલાવી હરિને એવે,
કહેવા લાગી આ રીતેથી તાપ ધરી ઉરમાં તેવેઃ— ૧૮
હે માધવ ! સ્વામી જેના અહિં, અરે હણાયા છે તેથી,
વીંખાયેલા કેશવાળિ આક્રંદ ઘણો કરતી એથી, ૧૯
ટીટોડી પેઠે ટળવળતી ભુજસુત વધૂઓને પોતે—
જુઓ, સાચું કે સ્વપ્ન જ છે આ, કેશવ ! અત્ર મને કહો તે. ૨૦
સ્વામી સુત પિતૃઓ ભ્રાત પ્રતિ ગતિ કરતી હરિણી જેવી,

દોડે છે આ સ્ત્રિયો અરે ! અહિં, અતિ આકુળ થયલી એવી. ૨૧
કર્ણ ભીષ્મ અભિમન્યુ આદિને વીંટિ રડે છે કંઇ રામા;
ધૃષ્ટદ્યુમ્ન દ્રુપદને ઘેરી શોર કરે છે કંઇ શામા. ૨૨
છિન્નભિન્ન થયલા મહાવીરો પડ્યા દિસે છે અત્ર અરે !
માંસ જેમનું ખાતા શ્વાપદ આવે છે મારી નજરે ! ! ૨૩
એથી હું બળિ ભસ્મ થાઉં છું, જોવાતું નથિ આ નજરે;
પાંચાલો કુરુઓ પડતાં વધ જગત્તણો દેખું છું અરે ! ૨૪
આમ બહુ કહી ઉચરી તે ત્યાં, પૂર્વજન્મના પાપ થકી,
પુત્ર પૌત્ર ભ્રાતાનો વધ હું દેખું છું અહિં આમ નકી. ૨૫
જોઇ પછી દુર્યોધનને તે હણાયલો ત્યાં રહિ ન ઘડે;
પડી પૃથિવમાં તર્ત જ વનમાં કાપેલી જયમ કેળ પડે. ૨૬
સંજ્ઞા પામી રુધિરવ્યાપ્ત સુત સૂતેલો દેખી એવે,
કરિ આક્રોશ વિલાપ કારમો તે કરવા લાગી તેવે. ૨૭
હા સુત ! આ શું થયું ? હા સુત ! હું દેખું છું શું આ આંહી ? !
ગતિ શી તારી થઇ હા સુત ! તું પડયો આમ પૃથ્વી માંહી. ૨૮
આમ વિલાપ કરી તે ઉચરી હરિ પ્રત્યે આ'વી રીતેઃ—
ટાળ્યું ટળે નહિ દૈવ, કાળને કોણુ જગત્માંહે જીતે ? ૨૯
આ સંગ્રામ ઉપસ્થિત કેશવ ! અરે થયો અહિંયાં જયારે,
નિજ જય થાવા કરજોડી આ પુત્રે કહ્યું મુજને ત્યારે; ૩૦
પણ મેં જાણી વ્યસન આગમન, કહ્યું તેને આ'વી રીતેઃ—
'જયહાં ધર્મ ત્યાં જય' હે સુત ! મા ચિંતા ધર જરિયે ચિત્તે. ૩૧
યથાર્થ યુદ્ધ કરંતો તું નહિ પામે મોહ રણે લેશે,
અને દેવ પેઠે જ શસ્ત્રજિત્ લોક પામિ બહુ સુખ લેશે. ૩૨
મેં પૂર્વે પ્રભુ ! આંમ કહ્યું'તું, તેથી શોચ અહીં આનો—
નથિ કરતી, પણ હતબાંધવ નૃપનો જ કરૂં છું જો માનો-(તો). ૩૩

૩૧ વ્યસન—સંકટ. ૩૨ શસ્ત્રજિત્—શસ્ત્રથી જીતેલા એવા, દેવલોક.
૩૩ હતબાંધવ—જેના સંબંધી હણાયા છે એવા ધૃતરાષ્ટ્ર.

હે માધવ ! યુદ્ધ વિષે દુર્મદ અસહ્ય ઇંદ્ર બિજા જેવો,
વીરશયનમાં સૂતેલો આ મુજ સુત દીસે છે કેવો ? ! ૩૪
વીરેસેવિત શયન વિષે તે સંમુખ સૂતો છે માટે,—
દુર્લભગતિને પ્રાપ્ત થયો છે, વહિ અમરાપુરની વાટે. ૩૫
પૂર્વે પાસે રહિ શ્રેષ્ઠસ્ત્રિયો રમાડતી હુતિ હરિ ! જેને,
આજ અમંગલ શિયાળિયો અહિં અરે રમાડે છે એને ! ૩૬
પૂર્વે પાસે રહિ રાજાઓ રમાડતા જેને એવો,
આજ રમાડે છે ગીધો એ, અરે કેર આ કહું કેવો ? ! ૩૭
પૂર્વે જેને રમ્ય વ્યજનથી દેતી વા રામા રૂડી,
તેને પક્ષી પાંખવીંઝણે દે છે આજ અરે ઊડી ! ૩૮
સિંહ જેમ હસ્તિને હણે ત્યમ ભીમે પાડેલો એવો,
મહાબાહુ બળવાન પુત્ર મુજ પડ્યોછ આજ અહીં તેવો. ૩૯
મંદ ભાગ્યવાળા આ મૂર્ખે વિદુર તેમ નિજ તાત તણું—
માન્યું નહિ તેનું ફળ ભોગવ્યું, આપે પણ કહ્યું'તું જ ઘણું. ૪૦
તેર વર્ષ નિષ્કંટક પૃથ્વી ભોગવિ ભોગ ભલા માણી,
અરે ! પડ્યો છે મુજ સુત અહિં જ્યમ પડ્યો હોય વધ થઇ પ્રાણી. ૪૧
હસ્તી હય ગાયોએ કરિ પરિપૂર્ણ પૃથ્વીને હું રોજે,
મુજ પુત્રે શિક્ષા કીધેલી જોતી'તી મનની મોજે; ૪૨
પણ તેવું બહુ સમય રહ્યું નહિ, જે બીજાઓથી આજે—
જોઉં છું અનુશાસન થાતી, તો હું જીવું શા કાજે ? ૪૩
પુત્ર તણા વધથી પણ મારૂં કષ્ટ જુઓ આ અતિભારી;
સંગ્રામે હત શૂરવીરને સેવે છે આ સૌ નારી. ૪૪
વિખરાયેલા કેશવાળિ સુંદર નિતંબિની રતિ જેવી,
સુવર્ણની વેદી સરખી ઇંદ્રાણી નહિ હોય જ એવી ! ૪૫
લક્ષ્મણની માતા આ દેખો દુર્યોધન કેરી રાણી;
પુત્ર અને પતિ પડ્યા જોઇ અહિં રડેછ લાંબો સ્વર તાણી. ૪૬
અરે ! જોઇ હરિ આમ હૃદય મુજ શતપ્રકારે હાય અહીં,—

કેમ વિદીર્ણ ન થાય ? દુઃખમાં ન્યૂન ન કોઇ પ્રકાર રહી. ૪૭
આમ વિલપિ બહુ વળિ તે ઉચરી યુદ્ધક્ષેત્ર ભણિ જોઇ તહીં,
હે જનમેજય ! સાંભળ તે તું, સંભળાવું છું આજ અહીં. ૪૮

વલણ.

અહિં પણ શ્રોતા સાંભળો, કહે છે ગણપતરામ;
દિગ્દર્શન એ વાતનું દર્શાવું છું આમરે:— ૪૯

---

## કડવું ૬ ઠું.

## ગાંધારીનું દુઃખકથન અને શ્રીકૃષ્ણને શાપ.

રાગ પરજ.

કહે ગાંધારી હરિને રે, સહું આ કેમ કરીને ? ટેક.
ભીમે ગદાથી હણેલા મારા સો પુત્રો આ ઠામ,
જીત્યો છે જેમણે શ્રમ એવા આ જુઓ તમે ઘનશ્યામ ! કહે૦ ૧
છૂટે કેશે સ્ત્રિયો તેમની રે રે રણ મોઝાર,
પુત્ર હણાયાથી દોડે છે, કરતી દુખપોકાર. કહે૦ ૨
મહિલાઓ જે રાજમહેલમાં મહાલતિ રૂડી રીત,
આજ એ આ રુધિરાર્દ્રરણે ભટકે છે ભૂંડી રીત. કહે૦ ૩
દુઃખે પીડિત સ્ત્રિયો કષ્ટથી વાયસ ગીધ શિયાળ—
દૂર કરે છે દોડી અહિં તહિં, દેખો દીનદયાળ ! કહે૦ ૪
મુષ્ટિપ્રમિત છે મધ્યભાગ જેનો એવી આ બાળ,
રૂપાળી રતિ જેવિ જોઇ રણ, પડેછ ખાઇને ફાળ. કહે૦ ૫
અરે ! અરે ! લક્ષ્મણની માતા, દુર્યોધનની દાર,
રણમાં ફરતી જોઈ મારૂં મન ઉકળે છે આ વાર. કહે૦ ૬
કંઇ ભ્રાતાને, કંઇ પિતુઓને, કંઇ હતપુત્ર જોઇ,
તૂટી પડે છે તેઓપર, અતિ દુઃખથી આંધળિ હોઇ. કહે૦ ૭

નવજોબના ખિલતી કળિ જેવી લલના અતિ લાજાળ.
પિયુ પિયુ કરતી તરફડે જુઓ, પડિ મહાદુખનિ જાળ. કહે૦ ૮
ગજ જેવા ગર્વી મત્સરી મુજ પુત્રોનાં આ વાર,
અંતઃપુર દેખે છે ગ્રામ્યજન, આ કેવો સંસ્કાર! કહે૦ ૯
પાડી ભીમે રુધિર પિધું છે જેનું જણવી ઝેર,
એવો દુઃશાસન સૂતો છે, રે રે પશુની પેર! કહે૦ ૧૦
ક્લેશસ્મરણ કરિ દ્યૂત વિષેનો વાળવા દ્રૌપદિવેર,
ગદા વડે પાડેલ પુત્ર મુજ પેખો મહિમામેર! કહે૦ ૧૧
આ મારો સુત વિકર્ણ શૂરો, ભીમે હણેલો અત્ર,
વિદીર્ણ થઇ સૂતો છે ભૂમિમાં વખણાતો સર્વત્ર. કહે૦ ૧૨
શરદઋતુમાં નીલ મેઘમાં ચંદ્ર ન હોય જ જેમ,
હસ્તીઓના મધ્ય વિષે તે સૂતો છે અહિં તેમ. કહે૦ ૧૩
ધનુષતણા આંટણવાળો કર તેનો ગીધે હાય,
મોજાયુક્ત છતાં છેદેલો એ પેલો દેખાય! કહે૦ ૧૪
તપાસ્વિની તેની બાળક સ્ત્રી, માંસઇચ્છતા આજ,—
ગીધ કાગડા વારતી રે રે, આવી ગઇ છે વાજ! કહે૦ ૧૫
યુવાઅવસ્થાવાળો રૂપાળો, દેવસમો સુખ ભોગ્ય,
વિકર્ણ રજમાં સૂતો છે, જુઓ કાળનું કૃત્ય અયોગ્ય! કહે૦ ૧૬
દુર્મુખની દુર્દશા જોઇ મુજ છાતી છેદઇ જાય;
ભીમે હણેલો અરે શૂર તે સૂતો છે આ હાય! કહે૦ ૧૭
શ્વાપદે અર્ધું ભક્ષેલું આ તેનું મુખ રણ માંય,
સાતમના શશિશું શોભે છે, જુઓ કસર છે કાંય?! કહે૦ ૧૮
ચિત્રસેનની વિચિત્ર સ્થિતિ જોઇ, કાળજું કડકા થાય,
રુદન કરતિ રામા તેની—સામે મેં નવ જોવાય! કહે૦ ૧૯
વિવિંશતીની ગતિ માઠી અહિં હુંથી જોઇ ન જાય,
ગીધ કાગડા ખાંચો ન ખાતાં, રે રે તેને ખાય! કહે૦ ૨૦
શત્રુને દુઃસહ એવો દુઃસહ, પક્ષી-ચંચપ્રહાર—

સહન કરે છે રે સૂતો આ, પેખો વિચિત્ર પ્રકાર! કહે૦ ૨૧
ન્હાનો છતાં છાનો ન રહ્યો, લઘુવહ્નિ સમો મહાશૂર,
ભાણો આપતણો અભિમન્યુ આ દેખો તે નથિ દૂર. કહે૦ ૨૨
પિતા તથા તમથી હરિ! જે બળશૌર્ય વિષે અવધાર,—
દોઢો હતો ફૂટતી દાઢનો આ દેખો તેનો દેદાર! કહે૦ ૨૩
અભેદ્ય મુજ સુત-સૈન્ય ભેદિને એણે એકલે જેહ—
દાખિ વીર્ય મહાવીર ધ્રુજાવ્યા, આ પડ્યો દિસે છે તેહ! કહે૦ ૨૪

દોહરા.

તેહ તણી કાંતિ અહો! કાળે ગ્રસ્યોછ તોય,
ઝાંખી પડિ નથિ રે જરા, જેમ જીવતો હોય. ૨૫
જુવતી તેની ઉત્તરા, જોઇ બાલપતિ શૂર,
શોચે છે અંતર વિષે, નિરખી નૌતમ નૂર. ૨૬
વિરાટતનયા તે કને જઇ તેનું અવિનાશ!
પરિમાર્જન કરતી દિસે, જાણી સુખનો રાશ. ૨૭
અભિમન્યુનિ એ સુંદરી, રામા રૂપનિધાન,
પતિની પ્રાણપ્રિયા તણું—છે જેને અભિમાન. ૨૮
સૂંઘી તે મુખ સ્વામિનું, દ્રાક્ષાસવથી જેમ,
મદે કરી મૂર્છિત બને, થતી હતી તે તેમ. ૨૯
તેમ થઈ તે તારુણી, લલના ધરિને લાજ,
મોહનને મળતી હતી, જાણી સુખનો સાજ. ૩૦
તે આજે તેનું કવચ—રુધિર ભર્યું યદુવીર!
છોડિ નિસાસો નાંખિને જુએછ છિન્નશરીર. ૩૧
જોતી તેને જુવતી તે, તમને કહે છે એમ,
તમસરખો બળ રૂપમાં, અરે! પડ્યો આ કેમ? ૩૨
વળિ તે કહે છે તેહને, હે સ્વામી સુકુમાર,
ખૂંચતિ નથિ આ પૃથિવ શું? સુખ સેજે સૂનાર! ૩૩

૨૯ દ્રાક્ષાસવ—દ્રાક્ષનો દારૂ.

બહુ શ્રમથી મહાબાહુ અહિં, નરમ થઈને નાથ !
પોઢ્યા છો શું પ્રાણપ્રિય, પહોળા કરિને હાથ ? ૩૪
બોલાવું છું બળતિ હું, કળ નવ વળતી આમ,
તો પણ શે નથિ બોલતા ? આંખ ઉઘાડી નામ. ૩૫
પૂર્વે દૂરથિ દેખિને, બોલાવી ભલિભાત,
વહાલા ! વેણુ વદી ભલાં, કરતા મુજશું વાત. ૩૬
આજે શો અપરાધ મુજ સમરણ થયો આ ઠામ ?
વદતા નથિ હું વિલપતાં, કેમ થયા છો આમ ? ! ૩૭
આર્ત સુભદ્રા, દેવશા પિતૃ તથા દુખિદાર,
છોડી થોડી વય વિષે જશો ક્યહાં ? ઝૂઝાર ! ૩૮
એમ વિલપિ રુધિરે કરી દિગ્ધ તે તણા કેશ—
સમા કરિ મુખ અંકમાં—રાખીને બહુ બેશ, ૩૯
ઉચરી તે ફરિ આ રિતે, રણમાં તમને શૂર !
મહારથિયોએ કાં હણ્યા, ડહાપણ કરિને દૂર. ૪૦
ક્રૂરકર્મ કરનાર કૃપ, કર્ણ તથા સૌવીર,
ધિક્ ધિક્ ધિક્ છે તેમને, ધૂળ ધરી નિજ શીર ! ૪૧
તેમજ કૃતવર્મા તથા દ્રોણ દ્રૌણિને હાય !
છે ધિક્કાર હજાર અહિં, લગાડિ હૈયે લા'ય. ૪૨
ષડ્રિપુ સરખા તેમણે મળિને મુજને નાથ !
અનાથ વિધવા છે કરી, ગાઉં શું દુખની ગાથ ? ! ૪૩
બાળક એવા એકલા, તમને બેરી તેહ,
દુખ મુજને થાવા અરે ! ઉલટ્યા હણવા એહ. ૪૪
રથિયો માંહે શ્રેષ્ઠ તે, કહેવાતા મહાશૂર,
કહેવા કેવા ? કેહવા હિંસકપશુશા ક્રૂર ! ૪૫
સંગ્રામે બહુએ મળી, હણેલ તમને જોઇ,
પાર્થ જીવતા કાં રહ્યા ? પુત્રરત્નને ખોઇ ! ૪૬

૩૮ આર્ત—દુખી, પીડા પામેલી. ૩૯ દિગ્ધ—ભીના, ખરડાએલા.

રાજીવલોચન ! તમવિના, રાજ્યલોભ કે જીત,
પાંડવને કો રીતથી, નહિ ઉપજાવે પ્રીત. ૪૭
શમદમ સેવી ધર્મથી, તમપૂઠળ હું તૂર્ણ—
આવિશ નિર્જિતલોકમાં, સુખી થવા સંપૂર્ણ. ૪૮
પિતૃલોકમાં હે પ્રભો ! હસતે મુખ વદિ મિષ્ટ,
મુજ પેઠે કહો કોયિને, આમંત્રશો અભીષ્ટ ? ! ૪૯
અહો ! સ્વર્ગમાં અપ્સરા—મનને નક્કી નાથ !
મંથન કરશો, જેમનાં હૈયાં નહિ રહે હાથ ! ! ૫૦
પામિ પુણ્યકૃતલોકને, રૂપવાણિથી નાથ !
રંભાદિક રંજન કરી, રમશો તેઓ સાથ ! ૫૧
વિહાર કરતાં સ્વર્ગમાં સાસૂજાયા ! તત્ર—
મુજ સુકૃત સંભારજો, હું દુખણી છું અત્ર ! ૫૨
હું સાથે આપે કર્યો ષણ્માસ જ સહવાસ,
અરે ! સાતમામાં કરી, રે રે મને નિરાશ ! ! ૫૩

## રાગ દેશાખ.

આ રીત વિલપતિ તેહને વળગી વિરાટનિ રાણિયો—
ખેંચેછ નિજ ભણિ ખેદ ધરિ ઉર, સુંદરી બહુ શાણિયો. ૫૪
પીડિત ઘણી તે ઉત્તરાને ખેંચતી ખેદે ભરી,
જોઈ વિરાટ હણાયલો ધીરજ નથી શકતી ધરી. ૫૫
આક્રંદ એને જોઇને એ પણ કરે છે ત્યાં ઘણું;
જ્યાં ગીધ કાગ શિયાળ શવ ચૂંથેછ રૂડા નૃપતણું. ૫૬
હા ! કર્ણ જ્વાળ પ્રસારિ જય વિસ્તારિ અરિઓમાં અરે !
સૂતોછ અગ્નિ શાંત જયમ ના હોય ત્યમ રણમાં ખરે. ૫૭
વૃષસેન પ્રણુ તે પાસ રે ! પેલો પડ્યો છે રજવિષે;
પતિપુત્ર જોઈ કર્ણસ્ત્રી આક્રંદ અતિ કરતી દિસે. ૫૮

૪૭ રાજીવલોચન—કમળ સરખાં નેત્રવાળા. ૫૧ પુણ્યકૃતલોક—દેવ. લોક. ૫૩ ષણ્માસ—૭ મહિના.

પેખો પ્રતીપતણા પ્રતાપીપુત્ર બાહ્લિકને અહીં
હત જે છતાં હીસેછ પૂનમચંદ્ર હોય અહો નહીં ! ૫૯
હા ! હા ! જયદ્રથને અરે, ગીધો શિયાળો ખાય છે;
જે જોઇ મારૂં કાળજું શતવાર કડકા થાય છે ! ૬૦
જવ દ્રૌપદીનું હરણ કર્યું તવ વધ્ય નિશ્ચય એ હતો,
પણ દુઃશલા લીધે જ એને પાંડવે કીધો જતો; ૬૧
તો તેમ આજે કાં કર્યું નહિ ? દુઃશલાનિ દયા ધરી;
મુજ બાળપુત્રી પતિવિલાપ કરેછ આજે હે હરી ! ૬૨
મામો નકુળસહદેવનો આ શલ્ય આપ સમો ખરે,
કલ્લોલ તે પર કાગ આંખો કોચતા આજે કરે ! ૬૩
મુખમાંથિ તેની જીભ નિસરિ પડેલી ગીધો ખાય છે;
આક્રોશ કરતિ કુલાંગનાઓ એ સમીપ જણાય છે. ૬૪
ભગદત્તનું ભક્ષણ થતું શ્વાપદવડે ભાળો તમે;
ભારે પરાક્રમ તેહનું ભાળ્યું હતું આપે ક્રમે. ૬૫
આ સૂર્યશા સૂતેલ શંતનુપુત્ર શરશય્યા વિષે,
ભાળો પ્રભો ! શું ભૂમિમાં રે રે હવે એવા થશે ?! ૬૬
કૌરવતણા ગુરુ તેમ તેવા દ્રોણને નિરખો અહો !
શું રામને તેમાં તફાવત કંઇ હતો ? કેશવ કહો. ૬૭
આજે મહાકર્શિત કૃપી અતિ રુદન કરતી તેમને—
મૂકેછ અગ્નિ ધરી ચિતામાં, અર્ધ્ય દેતી એમને. ૬૮
ભૂરિશ્રવા ભૂમાં પડેલો એ જુઓ પેલો હરી !
ત્યાં સોમદત્ત હિસેછ સુતપાસે જ તેહ જુઓ જરી. ૬૯
જે તર્જતો નહિ હોય શું યુયુધાનને તપિ બહુ જઈ !
ભૂરિશ્રવાની માત આશ્વાસેછ એને ત્યાં જઈ. ૭૦
પતિને કહે છે એમ તે સુતવધ તમે જોયો નહીં,

૬૧ વધ્ય—વધ કરવા યોગ્ય. ૬૭ રામ—પરશુરામ. ૬૮ કૃપી—દ્રોણની સ્ત્રી. ૭૦ તર્જતો—ધિક્કારતો, તિરસ્કાર કરતો.

સારૂં થયું તે સ્વામિ ! જય જોયો તમે એનો અહીં. ૭૧
આક્રંદ કરતી પુત્રવધૂઓનો વિલાપ તમે ખરે,
સુણુતા નથી તે સારૂં છે, હું સાંભળું છું તે અરે ! ૭૨
હે રાય ! નાંખી હાય, પછિ ગાંધારી હરિપ્રત્યે તહીં—
ઉચરી, જુઓ ગાંધારનૃપ આ ભ્રાત મારો રે ! અહી. ૭૩
માયાવિ મોટો એ હતો, તેની બધી માયા અરે !
પાંડવતણા તેજે બળી ગઇ, દૈવ કહો શું નહિ કરે ? ૭૪
એણે અરે દવ આ ઉઠાડ્યો, કૌરવોનો ક્ષય થવા;
શિખવી કપટ મુજ પુત્રને જડ ભરતવંશીની જવા. ૭૫
હરિ ! શત્રજિત્‌લોકે ગયા મમ પુત્ર તેપણ ત્યાં ગયો,
તેથી અરે ! ચોળો મને મનમાંહિ આજ અહીં થયો. ૭૬
કાં કે ખરે તે વક્ર, મારા સરળપુત્રોને સહી,—
ઉપજાવશે જ વિરોધ માંહોમાંહિ હે માધવ તહીં ! ૭૭
કહિ આમ બહુ, બહુ ભૂપને બતલાવિ વાત ઘણી કહી,—
નિજ પુત્રનો અતિશોક ગાંધારી શકી નવ ત્યાં સહી. ૭૮
તેથી તપી તે કૃષ્ણ ઊપર દોષ બુદ્ધિ ત્યાં કરી—
ઉચરી, હરી ! કુરુનાશની આપે ઉપેક્ષા કાં કરી ? ૭૯
કીધી ઉપેક્ષા અત્ર કૌરવનાશની તેથી કરી,
દઉં છું તમોને શાપ યાદવનાશનો આજે હરી ! ૮૦
છત્રીશમે વર્ષે તમારી પણ થશે આ'વી ગતિ;
સુતભ્રાતમાં દવ સળગશે, નવ ઉગરશે કો પણ રતી ! ૮૧.
જાણે ન કો પણ તેમ મૃગ પેઠે તમે માર્યા જશો;
સ્મરિ માતતાતનું દુઃખ, દુખિયા હે હરિ મનમાં થશો: ૮૨
કહ્યું આમ જ્યાં ગાંધારિયે તવ તેહને નૃપ તે સમે,
જાયમ ધ્વંસ કરતા હોય ત્યમ હરિ ઉચ્ચર્યા ત્યાં એ સમે: ૮૩

---

૭૬ ચોળો—બૂંથારો, હૈયાચોળો. ૭૭ વક્ર—વાંકો, કુટિલ. તહીં—દેવલોકમાં. ૮૩ ધ્વંસ—ક્ષીણ, ઝાંખુ પાડવું.

મા માન ધર સતિ ! તું રતી, હું જાણું છું એ સૌ નકી,
મારૂં કરેલું તે થશે, શું અધિક તુજ કહેવા થકી ? ૮૪
સૌ યાદવોનો નાશ દૈવ વડે જ નિઃસંશય થશે;
સંહાર વૃષ્ણિચક્રનો હું વણુ ન કો બીજે થશે; ૮૫
કાં કે બિજા પુરુષો તથા દાનવ અને દેવો થકી,
યાદવ અવશ્ય અવધ્ય છે, (જે) પડશે પરસ્પરથી નકી. ૮૬
કેશવ કહ્યું આ સાંભળીને પાંડવો નૃપ એ સમે,
ઉદ્વિગ્ન તેમ નિરાશ જીવિતમાં થયા ત્યાં તે સમે. ૮૭

વલણ.

સમે કરી સૌ થાય છે, ને જાય છે જરૂર;
સુતસંપત-સુખ જાણવું, જયમ પાણીનું પૂર રે. ૮૮

---

# श्राद्धप्रकरण.

## કડવું ૭ મું.

### कुरुओनुं उर्ध्वदैहिक.

રાગ મેવાડો.

કેશવ કહે કે, ઊભી થા, ઊભી થા હે ગાંધારીજી !
શોક વિષે મન કર મા, સહન કર, ધીરજ મનમાં ધારીજી. ૧
તારા જ અપરાધે કરિ કુરુઓ પામ્યા નિધન જો વિચારીજી;
વૈરરૂપ દુર્યોધનને તેં રે ! નવ રાખ્યો વારીજી. ૨
અસહનશીલ દુરાત્મા એવો, દુષ્કર્મો કરનારોજી,
ગુરુજનને નવ ગણકારી પગ પાપપથે ધરનારોજી; ૩
તેવા સુતને આગળ કરિ તેના દુષ્કૃતને પ્રીતેજી—
સાધુ માનતી હતિ હે સતિ તું, રાજી થઇ બહુ રીતેજી; ૪
માટે અરે ! તારો પોતાનો કરેલ દોષ તું આજેજી,

મુજમાં મૂકવા ઇચ્છે છે કાં ? આમ ન તુજને છાજેજી. ૫
જે જન મૃત વા નષ્ટ તણો, સતિ ! શોચ કરે છે તેનેજી,
પૂર્વાપર દુખરૂપ અનર્થદ્વય પ્રાપ્ત થાય છે એનેજી. ૬
વિપ્રની સ્ત્રી ધરે ગર્ભ તપોર્થી, ગાય ગર્ભ વહનારોજી,
વૈશ્યસ્ત્રી પશુપાલક, શૂદ્રી દાસપણું કરનારોજી. ૭
તેમ તું સમી રાજપુત્રી ક્ષત્રિયા વધાર્થી એવોજી,—
ગર્ભ ધરે નથિ નવાઇ, વધુ શું બોધ તને સતિ દેવોજી ? ૮
હરિનાં ફરિથી કહેલાં અપ્રિય વચન સુણી ગાંધારીજી;
તૂષ્ણીભૂત થઈ તપ્ત છતાં, હે નૃપ ત્યાં મન મારીજી. ૯
ધૃતરાષ્ટ્રે પછિ પૂછ્યું ધર્મને, થઇ અહિં કેટલિ હાનિજી ?
સંખ્યા તેનિ કહો હે વિદ્વન્, વિચારિને વિજ્ઞાનિજી ! ૧૦
યુધિષ્ઠિરે તે કહિ તવ પૂછ્યું, ધૃતરાષ્ટ્રે ત્યાં ફરિનેજી,
કયિ ગતિને તે પ્રાપ્ત થયા કહો ? ધ્યાન વિષે તે ધરિનેજી. ૧૧
ધર્મે કહ્યું, ધરિ હર્ષ યુદ્ધમાં હોમ્યાં જેણે શરીરજી,
ઇંદ્રલોક પ્રત્યે જ ગયા તે, પરમ પરાક્રમિ વીરજી. ૧૨
અપ્રસન્ન મને કરવું જ હવે, એમ જાણિને જેઓજી—
મુઆ યુદ્ધમાં, રાય ! ગયા ગંધર્વલોકમાં તેઓજી. ૧૩
સમરભૂમિમાં ઊભેલા, યાચતા વિમુખ રણભીરુજી,—
હણાઇ ગુહ્યકલોકે ગયા નૃપ, હતું મન જેનું અધીરૂંજી. ૧૪
પરનાએ પાડવા ચહેલા, આયુધ રહિત સુવીરજી,
લજ્જાયુક્ત મહાત્મા તત્પર ક્ષત્રધર્મમાં ધીરજી, ૧૫
એવા જે શસ્ત્રે કરિ શત્રુનિ સંમુખ અત્ર કપાયાજી,
બ્રહ્મલોક પ્રત્યે જ ગયા તે, ખેદવિના જ ખપાયાજી. ૧૬
રણભૂમિ થકી બાહેર કોઇ પણ રીતે જેહ હણાયાજી,
તે ઉત્તરકુરુ પ્રત્યે ગયા, પડતાં કુરુક્ષેત્રે કાયાજી. ૧૭
પૂછ્યું નૃપે તવ સિદ્ધ પેઠ તું, અહો ! પુત્ર આ રીતેજી,
કયા જ્ઞાનબળથી દેખે છે ? તે કહે મુજને પ્રીતેજી. ૧૮

ધર્મે કહ્યુ વનમાંહિ વિચરતાં તીરથયાત્રા પ્રસંગેજી,
મને થયો અનુગ્રહ આ હે નૃપ ! લોમશઋષિને સંગેજી. ૧૯
એથી પૂર્વે જ્ઞાનયોગથી અનુસ્મૃતિ તેમ હું તાતજી !
દિવ્યચક્ષુને પણ પામ્યો છું, કહિ આ સાચી વાતજી. ૨૦
ધૃતરાષ્ટ્રે પછિ કહ્યુ ધર્મને, હે ભારત ! સંગ્રામેજી,
હણાયલા જે હોય અનાથ સનાથ મનુજ આ ઠામેજી, ૨૧
દાહક્રિયા તેઓનિ તમે વિધિપૂર્વક અહિંયાં કરશોજી,
નથિ જેને દાહ દેનાર કો તેને પણ નૃપ! ન વિસરશોજી. ૨૨
તેમ જ જે આહિતાગ્નિ નથી તેવાને પણ શુભરીતેજી,—
દાહ કરાવશો વિધિપૂર્વક, ઇચ્છું છું એમ હું ચિત્તેજી. ૨૩
કર્મ ઘણાં હોવાથી કેનાં કરિયે, ને વળિ જેનેજી,
સુપર્ણ ગૃધ્ર ખેંચે છે જ્યાંથી ત્યાંથી હે સુત તેને, ૨૪
કર્મ પ્રમાણે પ્રાપ્ત થશે ગતિ, ચિંતા ન તેની કરશોજી;
પણ તમે તાત ! બને તેટલું મેં કહ્યુ તેમ અહીં કરશોજી. ૨૫
ધર્મે સુધર્મા, ધૌમ્ય, વિદુર ત્યમ યુયુત્સુ ને સંજયનેજી,
ઇંદ્રસેન છે મુખ્ય જ જેમાં, એવા દાસ સમુદયનેજી— ૨૬
આજ્ઞા કરિ કે, શરીર કોઇનું નાશ ન અમથું પામેજી,
પ્રેતકાર્ય તે રીતે સૌનું તમો કરો આ ઠામેજી. ૨૭
એ પછિ અગરુ, કૃષ્ણાગુરુ, ઘૃત, તૈલ, રેશમી વસ્ત્રેજી,
કર્પૂર તથા બીજાં કાષ્ટે ને ભાગેલા રથ શસ્ત્રેજી,— ૨૮
કરી ચિતાઓ શાસ્ત્રદૃષ્ટક્રમે કરિને તેઓએજી—
દાહ કર્યો સૌને ધર્માજ્ઞા-ને અનુસરિ એઓજી. ૨૯
એ સમયે કંઇ મહાત્માઓના પિતૃમેધ તે ઠામેજી—
થતા હતા, કરતા જ હતા કંઇ ગાન શ્રેષ્ઠઅતિ સામેજી. ૩૦

૨૩ આહિતાગ્નિ—અગ્નિહોત્રી. ૨૪ સુપર્ણ—ગરુડ. ગૃધ્ર—ગીધ. ૨૬ સુધર્મા—દુર્યોધનનો પુરોહિત. ઇંદ્રસેન—યુધિષ્ઠિરનો સારથિ. સમુદય—સમુદાય.

કરતા હતા કંઇ શોક, પોક કંઇ પાડિ રહ્યા'તા તેવેજી;
સામઋચા-શબ્દેથી રાત્રિ તે ગાજી રહી હતિ એવેજી. ૩૧
તેમ જ રામાઓના રુદનના શબ્દે કરિ સૌ પ્રાણીજી,—
મૂર્છિતતુલ્ય થયા'તાં આંસૂ આંખોમાં બહુ આણીજી. ૩૨
પ્રદીપ્ત પાવક ચિતાતણા ત્યાં દીપ્તમાન અતિ એવાજી,
લઘુઅભ્રવેષ્ટિત ગ્રહ ગગને-હોય દીસતા તેવાજી. ૩૩
દહનક્રિયા સર્વની કરાવી, રાય યુધિષ્ઠિર તેવેજી,
કરિ ધૃતરાષ્ટ્રને આગળ ગંગા-સમીપ આવ્યા એવેજી. ૩૪
ત્યાં ભૂષણ, શિરોવેષ્ટન ને કટિબંધન આદિ ઉતારીજી,
પુનિત જાહ્નવીજળમાં ઉતર્યા, ભૂપ ધરી દુખ ભારીજી. ૩૫
તવ ત્યાં અત્યંત દુખી એવી, રડતી કૌરવનારીજી,
પતિ, પુત્રો પૌત્રો, પિતુઓ, ભ્રાતાદિકને સંભારીજી,— ૩૬
જલાંજલિ દેવા લાગિ જળ આંખોથી વર્ષાવીજી;
જલપ્રદાન કરી સુંદરિયો ચાલી દુખ દર્શાવીજી. ૩૭
એવે શોકે કર્શિત કુંતી રડતી નિજ સુત આગેજી—
ઉચરી હળવેથી આ રીતે, દુખનો દવ ઉર લાગ્યેજીઃ— ૩૮
ધનુધારી મહાશ્રેષ્ઠ પરાક્રમી અનન્ય વીરસુ એવોજી,
રથસમૂહપતિનો સુશિરોમણિ, સૂર્ય બીજો હોય તેવોજી; ૩૯
જીત્યો જે મહાશૂર અર્જુને દૈવયોગથી તેનેજી,
માનો છો અદ્યાપિ રાધા-સુત હે પુત્રો એનેજી; ૪૦
જેણે આકર્ષી કૌરવદળ તમશું રણમાં તેણેજી—
જોડિ યુદ્ધ રણ દીપાવ્યું'તું, આંચ આપી અતિ એણેજી; ૪૧
જીવથિ પણ જશ જેને વહાલો-હતો વીર એ એવોજી,
પ્રાણાંતે રણમાં પગ પાછો-દે નહિ કદિયે તેવોજી; ૪૨
સત્યપ્રતિજ્ઞાવાન સુ એવા કર્ણ ભ્રાતને પ્રીતેજી—

૩૧ સામઋચા—સામ અને ઋગ્વેદ. ૩૫ શિરોવેષ્ટન—પાઘડી. કટિબંધન—કમરપટા, ભેટ, કેડ બાંધવાનું વસ્ત્ર.

આપો જલાંજલિ હે સુત આજે, અત્ર જ રૂડી રીતેજી. ૪૩
કુંડળકવચ સહિત સૂર્યથિ એ મેં પ્રભવ્યો'તો તેથીજી,
જ્યેષ્ઠભ્રાત તે હતો તમારો, જલાંજલિ દ્યો એથીજી. ૪૪
માતાનાં એવાં અપ્રિય ત્યાં વચન સુણીને તેવેજી,
પાંડવ શોચ કરી કર્ણતણો, ઉદ્વિગ્ન થયા અતિ એવેજી. ૪૫
નાંખી મહાનિઃશ્વાસ યુધિષ્ઠિર માતા પ્રત્યે ત્યાંહેજી—
ઉચર્યા, કર્ણસમા સુત જનની જણશે કયિ જગમાંહેજી ? ૪૬
શસ્ત્રધરોમાં શ્રેષ્ઠપરાક્રમ અદ્‌ભુત અહિં કરનારોજી,—
ભ્રાત અમારો ગુપ્ત રાખિને વિનાશ કરાવ્યો અમારોજી. ૪૭
અભિમન્યુ, પાંચાલી-પુત્રો, પાંચાલો પડવાથીજી,—
ઉપજ્યું હતું દુઃખ તેથિ શતગણું મને ઉપજ્યું આથીજી. ૪૮
જણાવ્યું અમને હોત પ્રથમ, છે કર્ણ અમારો ભ્રાતજી,
તો દુર્લભ ન ગણુત ઇંદ્રાસન, ને આ ક્ષય નવ થાતજી ! ૪૯
આમ વિલપિ બહુ મંદરુદન કરિ યુધિષ્ઠિરે નૃપ એવેજી,
ઉદકાંજલિ આપી એને પણ, તાપ ધરી ઉર તેવેજી. ૫૦
બોલાવી કર્ણની સ્ત્રિયોને ધર્મે નિજની પાસેજી,
તેઓ સહિત કર્યું પ્રેતકાર્ય ત્યાં, જેમ ભલું બહુ ભાસેજી. ૫૧
પછિ ધર્મે કહ્યું, પાપરૂપ મેં શ્રેષ્ઠભ્રાત વધ કીધોજી,
સાચિ સગાઇ ન જાણી અરે ! મેં પાપભાર શિર લીધોજી; ૫૨
માટે આજથી હવે સ્ત્રિયોના મનમાં કંઇપણ ક્યારેજી—
ગુપ્તવાત રહેશે નહિ, જેથી પાપ થયું આ ભારેજી. ૫૩
એમ કહી વ્યાકુળચિતવાળા, ઉદાર નરપતિ એવેજી,
ભાઇયોસહ ગંગા ઉતરી, તીરપ્રત્યે આવ્યા તેવેજી. ૫૪
સંવત્ ભુજ[૨] રસ[૬] નિધિ[૯] ભૂ[૧] શ્રાવણ વદ ચોથે બુધવારેજી,
પૂર્ણ કર્યું સ્ત્રીપર્વ દુઃખના પર્વરૂપ સંસારેજી; ૫૫
એવું કદિ ના આ દેશે દેખાશો, ને કદિ થાશોજી,
આનંદ આનંદ આ દેશે દેખાજો સદા વિવા'શોજી. ૫૬

જેણે આ ભારત પ્રસિદ્ધ કરવામાં સહાયસુ આપીજી,
યશ તેનો વિસ્તરી વિલસજો, કષ્ટ ન જોશો કદાપિજી. ૫૭

વલણ.

કદાપિ ભારતવર્ષમાં, ત્રણ મોટાં સંકષ્ટ—
ન આવશો ગણપત કહે, રહેજો સદા અદૃષ્ટ રે. ૫૮

इति श्रीअहमदाबाद निवासी रैकज्ञातीय विप्र राजारामसूनु भट्ट गणपतराम विरचिते लघुभारते स्त्रीपर्व समाप्तम् ॥ ११ ॥

स्त्रीपर्व समाप्त.



૫૮ ત્રણ મોટાં સંકષ્ટ—મરકી, દુકાળ અને લડાઈ. અદૃષ્ટ—અણદીઠ.

# प्रेमोद्गारः

## हेमराज कविकृत लघुभारतप्रशस्ति.

### अनुष्टुब्वृत्तम्.

सत्कव्याऽननभूसूत लघुभारतवृक्षजाम् ।
कृष्णैककीर्त्तनामोदाम् धन्याम् मन्ये सुमञ्जरीम् ॥ १ ॥

**અર્થ:**—હેમરાજ કવિ લઘુભારત વાંચીને પોતાના અંતઃકરણમાં ઉદ્‌ભવેલા વિચારો પ્રકટ કરતાં કહે છે કે,—

સત્કવિના મુખરૂપી ભૂમિમાંથી ઊગી નીકળેલા લઘુભારતરૂપી વૃક્ષની સુંદર મંજરી જે શ્રીકૃષ્ણના અદ્વિતીય કીર્ત્તનરૂપ દૂર સુધી પ્રસરી રહેલા દિગંતવ્યાપી ઉત્તમ પરિમલને ધરીને રહેલી છે; તેને અમે ધન્યરૂપ માનીએ છીએ. ૧

### युग्मम् स्रग्धरावृत्तम्.

विश्वेषां विक्रमत्व ञ्जनयति च नृणाम् भीष्मपार्थाऽभिवीर्या
स्वान्ते दुःशासनाऽसृक् कलितकरयुगाद् भीमसेनाद्रसं या ।
वीरङ्कारुण्ययुक्तं द्रुपदनृपसुताऽऽख्यान सौभद्रवृत्ता-
च्छीघ्रं शान्तिन्तनोति श्रवणपथगता व्यासहार्द प्रकाशात् ॥२॥
सालङ्कारा सलक्ष्या जितकविहृदया व्यङ्ग्यवाच्यार्थयुक्ता
गीतैर्गीतार्थजातैः प्रकटयतितरां या चिदानन्दबोधम् ।
चित्ते सम्प्रेक्ष्यमाणा प्रतिपदमिह या भारती ते गभीरा
नव्यन्नव्यञ्च शोध दिशति गणपते ताङ्कथन्न स्मरामि ॥ ३ ॥

**અર્થઃ**—હે ગણપતિ (કવિ ગણપતરામ) તારી જાણવાયોગ્ય અને જાણીને સારી રીતે વિચારપૂર્વક સમજવા યોગ્ય ગૂઢાર્થવાળી ગંભીર વાણીનું હું સ્મરણ કેમ ન કરૂં? જે તારી ગંભીર અને મહાન્ અર્થવાળી

વાણી પિતામહ ભીષ્મ અને પૃથાના પુત્ર અર્જુનના પરાક્રમનું યથાર્થ રીતે કથન કરનારી હોઇને સર્વ કોઈ મનુષ્યના મનમાં અત્યંત શૌર્ય પ્રકટ કરે છે; જે તારી વાણી દ્રૌપદીના આખ્યાન તથા સુભદ્રાના પુત્ર અભિમન્યુના વૃત્તાન્તને જણાવવાથી સર્વ મનુષ્યના મનમાં કરુણરસ એક સરખી રીતે તૂર્ત ઉત્પન્ન કરે છે, તથા તેના જ પરિણામરૂપે દુઃશાસનના લોહીથી ખરડાયેલા અને તેથી રાતા જણાતા બે હાથવાળા પાંડુ રાજાના પુત્ર ભીમસેનથી જે તારી વાણી સર્વ જનોના મનમાં તૂર્ત વીરરસ ઉત્પન્ન કરે છે; તથા શ્રીમન્મહાભારતમાં ભગવાન્ વેદવ્યાસે તે તે પ્રસંગને અનુસરી ગૂંથેલા પ્રેમવાળા માર્મિક અને ગૂઢાર્થવાળા વિષયોની પ્રાકૃતભાષામાં રચના કરી કવિતાના રૂપથી કહી બતાવનારી જે તારી ગંભીરવાણી કાને પડી હોય તો સર્વ કોઈ મનુષ્યના મનમાં અત્યંત શાન્તિ ઉપજાવે છે. ૨

**અર્થઃ**—ભગવદ્ગીતાના વખાણવાયોગ્ય અર્થસમૂહ જેમાં સમાયલા છે એવી સુંદર રાગમાં ગાયેલી જે તારી વાણી ચિદાનંદ પરમાત્માનું જ્ઞાન પ્રકટાવે છે; આટલું છતાં જે વાણી કેવળ સાદી જ નથી, પણ વાચ્યાર્થ લક્ષ્યાર્થ અને વ્યંગ્યાર્થથી યુક્ત છે; અનેક અલંકારો વાળી છે, કવિયોનાં હૃદયને જીતી લેનારી છે, અને જો તેનો મનમાં વિચાર કરી જોઇએ તો એ તારી ગંભીર વાણી શબ્દે શબ્દે કંઇક અનિર્વચનીય નવાં નવાં તત્વો અને નવા નવા પદાર્થો વગેરે બહુ નવું નવું જણાવનારી છે. હે ગણપતિ ( કવિરાજ ગણપતરામ ) એ તારી સૂક્ષ્માર્થ વગેરે જણાવનારી મહાગંભીર વાણીનું હું ( હેમરાજ વૈદ્ય ) સ્મરણ કેમ ન કરૂં ? ૩

**स्रग्धरावृत्तम्.**

**तीर्थोद्भूताऽनुकम्पाऽमृतरसभरितङ्काव्यकेल्युत्तरङ्गा**
**मोजोमाधुर्य्यधुर्य्यां मनघतरतटाम् प्रेक्ष्य तां तावकीनाम् ।**
**निर्मातुं श्रेष्ठभावैर्गुणगणकमला ज्ञातुचिन्नाऽस्मि शक्तः**
**स्मारं स्मारं ततस्त्वां सुकवि गणपते नौम्यहं हेमराजः ॥ ४ ॥**

હવે પ્રશસ્તિકાર લઘુભારતની કવિતાને નદીનું રૂપ આપી વર્ણે છેઃ—

**અર્થઃ**—તારી કાવ્યરૂપી સત્કૃતિ એકાદ ઉત્તમ નદી જેવી છે. કેમકે નદી જેમ હિમાલય આદિક તીર્થમાંથી ઉત્પન્ન થાય છે તેમ કાવ્યરૂપે પણ તે તીર્થરૂપ શ્રીમદ્ગુરુની કૃપામાંથી ઉત્પન્ન થયેલી છે, અથવા શ્રીમન્મહા-

ભારત નામના તીર્થરૂપ ઉત્કૃષ્ઠ ગ્રન્થમાંથી ઉત્પન્ન થયેલી છે. નદીરૂપે જેમ તે પાપીના ઉપર દયા કરે એવાં મોક્ષ આપનાર અમૃતત્વરૂપ જળથી ભરેલી છે, તેમ કાવ્યરૂપે તે દયા આદિક ભાવોમાંથી ઉત્પન્ન થયેલા કરુણ આદિક અમૃતરૂપ રસવડે પરિપૂર્ણ છે. નદીરૂપે જેમ તેમાં તેજસ્વીપણું અને મધુરતા વિશેષ છે, તેમ કાવ્યરૂપે ઓજસ્ અને માધુર્ય નામે કાવ્યના ઉત્તમ ગુણો તેમાં ઘણા છે. નદીરૂપે જેમ તે પવિત્ર બે કિનારાની વચ્ચે વહેનારી છે, તેમ કાવ્યરૂપે તે દોષરહિત શબ્દાલંકાર અને અર્થાલંકારની વચ્ચે રસરૂપે વહેનારી છે. નદીઓમાં જેમ કમળો હોય છે તેમ કાવ્યરૂપે તેમાં કાવ્યના પ્રાસાદિક ગુણો છે. આવી તારી કાવ્યરૂપી નદીને જોઇને અને તેમાંના ભાવમાંથી ઉત્પન્ન થયેલા ગુણોનો સમુદાય જોઇને (મને લાગે છે કે) તેવી કવિતા કરવાને હું કદાપિ શક્તિમાન્ નથી; અને તેથી જ વારંવાર તને સંભારી સંભારીને હે સુકવિ ગણપતિ હું હેમરાજ પ્રણામ કરૂં છું. ૪

अनुष्टुब्वृत्तम्.

सुवर्णशतपत्राढ्यां संविदर्णवसङ्गताम् ।
स्वर्णदीं वच्मि ते वाचां मज्जद्द्विज्ञेभभूषिताम् ॥ ५ ॥

અર્થઃ—તારી કવિતામાં વર્ણ એટલે અક્ષરોની રચના સારી છે, માટે તે સુંદર વર્ણ (રંગનાં) અથવા સુવર્ણનાં કમલોથી જેમ નદી શોભે તેમ શોભી રહેલી છે. નદી જેમ છેવટે સમુદ્રને જઇને મળે છે, તેમ આ કાવ્યરૂપી નદી પણ છેવટે પરમાત્મા સંબંધી જ્ઞાનને પમાડે છે. નદીમાં જેમ હાથીઓ જળક્રીડા કરવા પડેલા હોય છે, તેમ પંડિતરૂપી હાથીઓ આ કાવ્યમાં મગ્ન થયેલા છે. ખરેખર હું તારી કવિતારૂપ વાણીને સ્વર્ગની નદી ગંગા કહું છું તે યથાર્થ જ છે. ૫

वसन्ततिलकावृत्तम्.

वाणीविलासशुचिलास्यसुरङ्गशाला
सौजन्यजन्यगुणकार्मणतो जगत्याम् ।
सम्मुष्य शास्त्रविदुषाम् भवता मनांसि
शीघ्रं हठात् सुकविना स्ववशी कृतानि ॥ ६ ॥

**અર્થઃ**—હે કવિ ગણપતરામ! વાણીવિલાસના પવિત્ર નૃત્યનું સ્થાન એવી ઉત્તમ નાટકશાળારૂપ તમારા સૌજન્યથી ઉત્પન્ન થયેલા ગુણરૂપી જાદુઈ ચમત્કારથી તમે–ઉત્તમ કવિએ આ પૃથ્વિમાં શાસ્ત્રોને જાણનારા વિદ્વાનોનાં મનને બલાત્કારે હરણ કરી લેઇને તત્કાળ પોતાને વશ કરી દીધાં છે. ૬

## शार्दूलविक्रीडितम्.

यद्दृष्ट्वा तनुते तनौ तुहिनताम् पाटीरपङ्कोपमाम्
क्षौद्रं क्षुद्रतरत्वमेति हृदये यत्स्वादसौहित्यतः ।
आम्रो द्राक्षरसः समेति न सुधा स्वादश्च कांक्षास्पद
न्तच्छ्रीमल्लघुभारतं च भजता न्न स्यान्नु केषाम्मुदे ॥ ७ ॥

**અર્થઃ**—જેને જોતાંમાં જ શરીરે ચંદનના પંકનો લેપ કર્યો હોય એવી ઠંડક ઉપજે છે; જેના સ્વાદથી થયેલી તૃપ્તિ આગળ હૃદયમાં મધ અધમતાને પામે છે–અર્થાત્ મધની મધુરતા તેવો સ્વાદ ઉત્પન્ન કરી શકતી નથી; કેરીનો અને દ્રાક્ષનો રસ પણ તેની બરોબરી કરી શકતો નથી; અરે અમૃતના સ્વાદની પણ કોઈને ઇચ્છા થતી નથી; શ્રીમત્ લઘુભારત એવું છે; તે લઘુભારત પોતાને ભજનારામાંના કોને આનંદ નથી આપતું? (અર્થાત્ જેઓ લઘુભારત વાંચે છે કે સાંભળે છે તેમને તે જરૂર સર્વોત્તમ આનંદ આપે છે.) ૭

## शार्दूलविक्रीडितम्.

स्वान्ताऽऽक्रान्तनितान्तयत्नशततः सच्चित्रकारेण ते
चित्रश्चित्रतरङ्कृतं यदपि चेत्तत् स्यादिदन्नश्वरम् ।
वाणीविग्रहमत्र किन्तु भवता संलिख्य निर्मापित
माकल्पं लघुभारताऽभिधमिदश्चित्रश्चिरं स्थास्यति ॥ ८ ॥

**અર્થઃ**—કોઈ કુશળ ચિતારો પોતાના મનમાં રહેલા બહુ બહુ સેંકડોગણા યત્નોએ કરીને તારૂં રમણિક ચિત્ર કાઢે તોપણ છેવટે તે એ ચિત્ર નાશવંત થવાનું; પરંતુ તમે જે આ લોકમાં વાણીરૂપી શરીરવાળું લઘુભારત નામે આ ચિત્ર આળેખીને નિર્માણ કર્યું છે તે કલ્પ પર્યન્ત ચિરકાળ રહેશે. ૮

वसन्ततिलकावृत्तम्.

द्वैपायनप्रभवसौधमहार्णवस्य
स्वारस्यमेतदखिलम् भवता विलोक्य ।
न्यस्तं हि गुर्जरगिरा लघुभारते य
द्वाग्देवता पदजुषाम् परितोषमेतु ॥ ९ ॥

અર્થ:—ભગવાન્ વ્યાસમુનિ થકી ઉત્પન્ન થયેલા ( મહાભારતરૂપી ) અમૃતના મહાસાગરનું તમામ સ્વારસ્ય જોઇને તમે લઘુભારતમાં ( ગુજરાતીભાષામાં રચેલી કવિતામાં ) જે ઉતાર્યું છે, તેથી સરસ્વતી દેવીના ચરણના ઉપાસકોને તે તમારૂં રચેલું લઘુભારત અતિ આનંદનું આપનારૂં અને સમ્પૂર્ણ રીતે સંતોષ પમાડનારૂં થાઓ, એ મારા અંતઃકરણનો ઉદ્‌ગાર છે અને તેથી વિદ્વાનો સમ્પૂર્ણ સંતોષ પામો. ૯

रथोद्धतावृत्तम्.

अग्नि षड ग्रह शशाङ्क वर्षके
चान्द्रपूर्वतिथियुग्गुरौ दिने ।
ऊर्ज्जमासि लघुभारतम् मया
हेमराज भिषजा विलोकितम् ॥ १० ॥

અર્થ:—આ લઘુભારતનું મેં હેમરાજ વૈદ્યે સંવત્ ૧૯૬૩ ના વર્ષમાં કાર્તિક માસના શુક્લ પક્ષની પ્રતિપત્ તિથિએ ગુરુવારે અવલોકન કર્યું. ૧૦

रथोद्धतावृत्तम्.

श्रीधराङ्गधरवासिनः सदा
वैद्यवर्य्य हरिनन्दनस्य मे ।
हेमराज भिषजः कृति र्भुवि
राजतां सुमनसां हृदम्बुजे ॥ ११ ॥

અર્થ:—શ્રીધરાંગધરા નામે નગરના નિવાસી ઉત્તમવૈદ્ય હરિભાઈના પુત્ર હેમરાજ વૈદ્યની કરેલી આ સુંદર કૃતિરૂપ પ્રશસ્તિ સજ્જન મનુષ્યોનાં હૃદયકમળમાં આ પૃથ્વીતલ ઉપર સદૈવ વિરાજમાન રહો. ૧૧

अनुष्टुब्वृत्तम्.

श्रीविशाले बुधैः सेव्ये चारु श्रीनगरेऽधुना ।
महेश्वर प्रसादेन निवसाम्यह मादरात् ॥ १२ ॥

અર્થઃ—અતિ સમૃદ્ધિ વડે જગતમાં મહત્વને પામેલા વિદ્વાન પુરુષોએ સેવન કરવાયોગ્ય અતિ સુંદર શ્રીનગર (ઉપનામ અહમદાબાદ) નામના શહેરમાં વિશ્વેશ્વર મહેશ્વરની કૃપા વડે હમણા હું હેમરાજ નામનો વૈદ્ય સતકારપૂર્વક સ્થાયીપણાથી પરિવાર સહકુટુમ્બ નિવાસ કરીને રહુંછું. ૧૨

હરિઃ ૐ.

---

વળી કવિશ્રી હેમરાજ ગુજરાતી કવિતામાં લઘુભારત સંબંધમાં પોતાનો ઉદ્ગાર નીચે પ્રમાણે દાખે છેઃ—

ગીતિ.

કવિકુલતિલક ગણપતે, કરિ શુભકવિતા સુવર્ણગુણ ગૂંથી;
વિદ્વાનોના કંઠે મુક્તામાલા ધરી રહો ઝૂકી. ૧

દોહરા.

પ્રેમ ધરો શુભકાવ્યમાં, જે છે સંતનિશાન;
લઘુભારત ભારતહૃદય, હર્ષ ધરી દો માન. ૨
કમર કસી મનમાં વસી, શૌર્યશબ્દ ભરપૂર;
આપ્તહૃદય દૃષ્ટિ કરી-ને ઝગકાવ્યું નૂર. ૩
ભાષામૃગમદગંધમાં, રસબસ રંગી છેક,
ગણપત લઘુભારત રચી, રાખી ભારી ટેક. ૪

## हेमराज कविकृत प्रतापनाटकप्रशस्ति.

### શાર્દૂલવિક્રીડિત.

ભાષાભૂષણુ ભારતી વશ કરિ, સર્વસ્વ લેનો હરી,
આહા ! સત્કવિ સૂત્રધાર નટ બે[1] તેં રંગભૂમિ ધરી;
કીધું શ્રાવ્ય મથે મનો[2] કરુણુ ને છે વીર દૃષ્ટિપથે,
વસ્તુ નાટકમાં પ્રતાપસવિતા સંગ્રામધારી રથે. ૧
પામું હર્ષ અપૂર્વ છે અભિનયો જે ચાર જોતાં ઠરી,
અર્થપ્રકૃતિ સંધિ-ભેદ રચના સારી પતાકા કરી;
વસ્તુ સૂચ્ય તથાપિ દૃશ્ય કવિતા માધુર્ય્ય સલ્લક્ષણો,
વૃત્તિ નાયક નાયિકા વિવિધ છે ભેદો સહાયીગણો. ૨
નાટચાલંકૃતિ છે અપૂર્વ રચના ભેદો કહું શું કથી ?
આનંદે છલકાય આંસુ અમને, દોષો જણાતા નથી;
બોલે વીર પ્રતાપ ‘ શંભુ હર હે ! ’ એ શબ્દ લાગે ભલો,
જાણી સેશ્વરવાદી સત્કવિ તને સર્વત્ર છે મંગલો. ૩

### વસંતતિલકા.

છે તાતસંગ સજયુદ્ધ[3] કુમાર જાણી,
છે શુદ્ધબીજ મનમાં ગણિ ક્ષત્રિયાણી,
આશિર્વદી સજલલોચન પુત્રપ્રેમે,
સંભાષણો ન ઉરથી વિસરાય કેમે. ૪
વાંચું પ્રતાપ નૃપનાટક અંકમાને,
ફાટે દ્રવી હૃદય ને ન સુણાય કાને;
‘ મેવાડના મુકુટ આમ ઘટે ન તારે; ’
એ વાક્ય વીરનર જે કદિ ના વિસારે. ૫

---

૧ નાયક અને પ્રતિનાયક અથવા વીર અને કરુણરસ. ૨ મનને મથન કરે છે. ૩ યુદ્ધ માટે તૈયાર થયેલો.

જે પત્ર પાત્ર પૃથિરાજ કરે લખાવી,
ટેકી પ્રતાપતણિ ટેક ખરી રખાવી;
આકર્ષિ વાળ મુખમૂંછ ચપેટિ એડી,
સક્રોધ સિંહ ફરિ સન્મુખ કીધ છેડી. ૬
ચાતુર્ય ગદ્યપદનું ન શકાય માપી,
સન્મુખ મૂર્તિધર વીર જણાય વ્યાપી,
'બાબો' મગાવિ દિકરી કહિ આંસુ ઝેરી,
કારુણ્યસિંધુ છલકે કરુણાલહેરી. ૭

### માલિનીવૃત્ત.

રચિત કૃતિ નિહાળી નાટકે ફેરિ ફેરી,
હૃદયહરણકારી અંગમાં પ્રેમલ્હેરી;
ગણપત ગુણરાશિ સત્કવિશ્રી અનેરી,
ઝલકતિ મુખ તારે સજ્જનો હેરિ હેરી. ૮

### શાર્દૂલવિક્રીડિત.

વાંચતા પરપ્રેમ આજ ઉરમાં આનંદ આનંદ છે,
મીઠીને રસથી પ્રપૂર્ણ કવિતા તારી સુધાકંદ છે;
જાણું શ્રીગણપત્ત શ્રેષ્ઠકવિ છો વાણી નવી છે નવી,
પેખી ગદ્ય સુપદ્ય વૈદ્ય હરિજે,[૪] છાયો પ્રતાપી રવિ. ૯

---

સંવત્ ૧૯૬૧ શ્રાવણ વદિ ૯ ગુરુવાર.

લિ. હેમરાજ વિ. હરિભાઈ.
ધરાંગધરાના રાજવૈદ્ય.

---

૪ હરિભાઈના પુત્ર. પ્રતાપનાટક જેમણે વાંચ્યું હશે કે વાંચશે, તેમને ઉપરની કવિતાનું રહસ્ય લક્ષમાં આવશે.

# विज्ञप्तिपत्र.

મારાં રચેલાં પુસ્તકો વાંચવાની ઇચ્છા હોય તેમને નીચે પ્રમાણે તે નિવેદન કરૂં છું:—

**૧. ભરૂચ જિલ્લાનો કેળવણીખાતાનો ઇતિહાસ**:—આ પુસ્તક કવિતામાં છે; જેમાં માત્ર ભરૂચ જિલ્લાને લગતી જ નહિ, પણ આખા ભારતવર્ષની પ્રાચીન કેળવણીનું ચિત્ર આપ્યું છે. તેમ જ શિક્ષકોને ઉત્તમ બોધ એમાં છે. પ્રખ્યાત ગ્રંથવિવેચક રા. સા. નવલરામ લક્ષ્મીરામે એ ઉપર સારૂં વિવેચન કરી મહેતાજીઆને તે વાંચવા ભલામણ કરી હતી. એ ઇતિહાસની કીંમત બાર આના હતી, પણ હવે જૂજ પ્રતો રહી છે, તેથી તેની પ્રત ૧ ત્રણ આને મળશે. પોસ્ટેજ અર્ધો આનો. વી. પી. પાંચ આના

**૨. લીલાવતી કથા**:—આ જનપ્રિય કથાની હાલ છત નથી, માગણી પાછી જાય છે, પણ પૂરતા ગ્રાહકોને અભાવે તે છપાવાતી નથી; માટે ઇચ્છિત ગ્રાહકો થશે, તો તે છપાશે. ઇચ્છા હોય તેમણે રાખવાની પ્રત, નામ ઠામ લખી મોકલવાં. અગાઉ ગ્રાહકને પ્રત ૧ આઠ આનામાં મળશે. વી. પી. થી દશ આના. પછીના ગ્રાહકોને દશ આના, પોસ્ટેજ એક આનો, વી. પી. બાર આના.

**૩. મનોવિકાર તથા આશાનિરાશા વિષે નિબંધ**:—આ નિબંધ કચ્છદરબાર તરફથી ઇનામ આપી રચાવેલો છે. દિ. બ. મણિભાઈની ઇચ્છાથી તેનો લાભ સૌ કોઈ લે માટે કદના પ્રમાણમાં તેની કીમત ઘણી ઓછી રાખેલી છે. નિબંધ બહુ બોધરૂપ છે. કીમત પ્રત ૧ ના આઠ આના, પોસ્ટેજ દોઢ આનો, વી. પી. અગિયાર આના.

**૪. પ્રતાપનાટક**:—આ વીરરસ પ્રાધાન્ય નાટકની લોકપ્રિયતા પ્રસિદ્ધ છે. અંગ્રેજી તથા ગાયકવાડી કેળવણીખાતામાં ઇનામ તથા લાઇબ્રેરીઓ માટે તે મંજુર થયેલું છે. કીમત રૂપિયો દોઢ હતી, તે હાલની ચોથી આવૃત્તિમાં ઘટાડી બહુને લાભ મળવા રૂ. ૧) રાખી છે. પોસ્ટેજ દોઢ આનો. વી. પી. રૂ. ૧–૩–૦.

**૫. લઘુભારત ભા. ૧ લો**:—કીમત રૂપિઆ બે હતી, પણ વધુ પ્રસાર થવા રૂ. ૧॥ કરી હતી; પણ હવે થોડી પ્રત રહી છે માટે વહેલી નહિ રાખે તેને પાછળથી રૂ. ૨) કીમતમાં મળવા સંભવ છે. પો. અઢી

આના વી. પી. રૂ. ૧-૧૨-૦ આ પુસ્તક ગાયકવાડી કેળવણીખાતામાં ઇનામ લાઇબ્રેરી અને અંગ્રેજી કેળવણીખાતામાં લાઇબ્રેરીઓ માટે મંજુર થયું છે.

૬. **લઘુભારત ભાગ ૨ જો:**—આ પુસ્તક અંગ્રેજી તથા ગાયકવાડી કેળવણીખાતામાં ઇનામ તથા લાઇબ્રેરીઓ માટે પસંદ પડયું છે. કીમત રૂ. ૧-૪-૦, પો. રૂ. ૦-૨-૦, વી. પી. રૂ. ૧-૭-૦.

૭. **લઘુભારત ભાગ ૩ જો:**—ઉપર પ્રમાણે બંને કેળવણીખાતામાં પસંદ થયું છે. તેમજ પૂર્વના બે ભાગ કરતાં ત્રીજાની ગણના સારી થઈ છે. કીમત રૂ. ૧-૧૪-૦, પો. રૂ. ૦-૩-૦, વી. પી. રૂ. ૨-૨-૦.

૮. **લઘુભારત ભાગ ૪ થો:**—ગુજરાતીમાં આ એક અપૂર્વ **વીરરસ મહાકાવ્ય** લેખાશે. કેળવણીખાતામાં તેની સારી કદર થવા આશા છે. કીમત. રૂ. ૨-૮-૦, પો. રૂ ૦-૪-૦, વી. પી. રૂ. ૨-૧૩-૦.

---

૯. **બાળલગ્નથી થતી હાનિ વિષે સરસ્વતીગુણવંતની કથા:**- આ પુસ્તક અમદાવાદની ગુ. વ. સોસાઇટીએ ઇનામ આપી કવિતામાં રચાવેલું હરિફાઇમાં પસંદ પડેલું છે; જે હિંદુસંસારમાં બહુ બોધ લેવા જેવું છે. કીમત ૭ આના. ગુ. વ. સોસાઇટીમાંથી મળશે.

**પાર્વતીકુંવર ચરિત્ર:**—રા. સા. મહીપતરામ રૂપરામ સી. આઇ. ઈ. નાં પત્નીનું આ ચરિત્ર, સ્ત્રીઓને બહુ બોધજનક છે; જે ગુ. વ. સોસાઈટીએ કદના પ્રમાણમાં મોટું ઇનામ આપી રચાવેલું છે, અને જે મોટી સ્પર્ધામાં માન્ય થયેલું છે. કીમત ત્રણ આના.

---

મેં પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો બહુધા મારી પાસેથી, વા વખતે વડોદરામાં મીઆં મહમદની વાડી દાળિયા પોળમાં **રા. મણિશંકર ઉમયાશંકર ભટ્ટ** પાસેથી, તેમજ મુંબઈમાં બૂકસેલર્સ **એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપનીને** ત્યાંથી મળશે.

વેચવા રાખનાર બૂકસેલરોને યોગ્ય કમીશને રોકડે નાણે પુસ્તકો મળશે, પત્રદ્વારે પૂછપાછ કરવા તેમણે કૃપા કરવી.

**ગણપતરામ રાજારામ ભટ્ટ.**
અમદાવાદ, રાયપુર હનૂમાનની ખડકી.